# સન્માન સમિતિનું નિવેદન

શ્રી જ્યોતીન્દ્ર દવે ગુજરાતના વિદ્વાનોમાં અને સાહિત્યકારોમાં જ નહિ પણ સમગ્ર ગુજરાતી જનતામાં એટલા જાણીતા, એટલા પ્રિય અને એટલા માનીતા અર્થાત્ માનપાત્ર છે કે એમની ષષ્ટિપૂર્તિના અવસરને નિમિત્તરૂપ બનાવીને પણ એમનું સન્માન કરવું એ સૂર્યને દીપદર્શન કરાવવા જેવું છે અથવા, લોકપ્રચલિત કહેવત પ્રમાણે મોરનાં ઇંડાંને ચીતરવા જેવું છે.

આથી રખે કોઈ એમ સમજે કે સન્માન સમિતિને એવું કાર્ય જ્યોતીન્દ્ર વેની સર્વમાન્યતાને લીધે સહેલું લાગ્યું હતું. હકીકત એથી ઊલટી હતી. જે સર્વત્ર ચ્ચ માન અને પ્રેમ પામતા રહ્યા છે એના પ્રાસંગિક સન્માનવિધિમાં કંઈક વેશિષ્ટતાની અપેક્ષા જનતા રાખે એ ખ્યાલથી સમિતિને પોતાની જવાબદારી મોટી જણાઈ હતી.

શ્રી જ્યોતીન્દ્ર દવે જેવા સાહિત્યકારના સન્માનની સાચી વિશિષ્ટતા, જે સદા નાદર્શ અને પ્રેમપાત્ર બની રહેલ છે એ વ્યક્તિને જ નહિ, પણ એમના સાહિત્યકાર્યને કાશમાં આણીને સાધી શકાય. એથી સમિતિએ આ પ્રસંગે સન્માનાર્થ સભા યોજવા પરાંત અને સ્નેહના પ્રતીકરૂપ ફૂલપાંખડી અર્પવા ઉપરાંત, શ્રી જ્યોતીન્દ્ર દવેની ાહિત્યકૃતિઓમાંથી પસંદ કરેલી વાનગીઓનો રસથાળ પીરસવાનો પણ નિર્ણય કર્યો.

આ પ્રમાણે સન્માન સમિતિનું કર્તવ્ય ત્રિવિધ બન્યું: સભાયોજના, કારસમર્પણ અને ગ્રન્થસંપાદન. સદ્ભાગ્યે સમિતિને આ ત્રણે કાર્યમાં જ્યોતીન્દ્રભાઈના શંસકોનો એમના સ્નેહને અનુરૂપ સહકાર સાંપડ્યો. એવો સહકાર આપનાર સર્વ ત્રોનો અમે, વ્યક્તિગત નામોનો નિર્દેશ કરવાના લોભને જતો કરીને, એકસામટો ાભાર માનીએ છીએ. સન્માનસમિતિના અધિકારીઓની તેમ જ સભ્યોની નામાવલિ, મ જ અભિનંદન ગ્રન્થના સંપાદકોની નામાવલિ, આ ગ્રન્થમાં અન્યત્ર કટ કરી છે. પણ એ પ્રકટ થતી નામાવલિની પાછળ રહીને પીઠબળ આપનાર હાનુભવોની નામાવલિ પણ નાની સૂની નથી. આથી જેમનાં નામોનો જાહેર ઉલ્લેખ કરી શકાયો હોય એવા સર્વ સહાયકોનો અત્રે હૃદયપૂર્વક અમે આભાર વ્યક્ત રીએ છીએ.

| | |
|---|---|
| કનૈયાલાલ મા. મુનશી<br>પ્રમુખ | અમૃતલાલ યાજ્ઞિક |
| | પ્રાગજી ડોસા |
| પ્રવીણચંદ્ર વ. ગાંધી<br>ઉપ-પ્રમુખ | મધુકર રાંદેરિયા<br>મંત્રીઓ |

# શ્રી જ્યોતીન્દ્ર હ. દવે
# ષષ્ટિપૂર્તિ સન્માન સમિતિ

: પ્રમુખ :

શ્રી કનૈયાલાલ મા. મુનશી

: ઉપપ્રમુખ :

શ્રી પ્રવીણચન્દ્ર વ. ગાંધી

: મંત્રીઓ :

શ્રી અમૃતલાલ યાજ્ઞિક

શ્રી પ્રાગજી ડોસા

પ્રા. મધુકર ગં. રાંદેરિયા

: કોશાધ્યક્ષો :

પ્રા. છોટાલાલ ઘીવાળા

શ્રી ચંદ્રકાંત કા. કોઠારી

: સભ્યો :

સર હરસિદ્ધભાઈ દિવેટિયા

શ્રી મંગળદાસ પકવાસા

શ્રીમતી લીલાવતી મુનશી

પ્રા. રામપ્રસાદ બક્ષી

શ્રી ધનસુખલાલ મહેતા

શ્રી મોહનલાલ મહેતા 'સોપાન'

શ્રી ગુલાબદાસ બ્રોકર

શ્રી ચૂનીલાલ મડિયા

શ્રી ધીરજલાલ મગનલાલ

જયંતિલાલ ર. ત્રિવેદી

આર. ડી. આડતિયા

શ્રી રવિશંકર મહેતા

શ્રી મીનુ દેસાઈ

શ્રી પેસ્તનજી કાપડિયા

શ્રી અદી મર્ઝબાન

શ્રી નવીન ખાંડવાળા

શ્રી નટવરલાલ વીમાવાળા

શ્રી લાભુ શાહ

શ્રી દામુ ઝવેરી

શ્રી કૃષ્ણવીર દીક્ષિત

શ્રી કુલીન વોરા

# સંપાદકોનું નિવેદન

ભાઇ શ્રી જ્યોતીન્દ્ર દવેના ષષ્ટિપૂર્તિ સન્માન સમારંભને શુભ અવસરે, એમની વાઙ્મયકૃતિઓની પ્રસાદીના આ સંચયગ્રન્થનું સંપાદન કરવાનું કર્તવ્ય, અમારા એમના પ્રત્યેના સ્નેહને લીધે જેટલું આનંદદાયક નીવડ્યું, તેટલું જ એમના વાઙ્મયવિહારની વિશાળતાને કારણે જવાબદારીભર્યું જણાયું હતું.

જ્યોતીન્દ્ર દવેનો વાઙ્મયવિહાર ગંભીરમાં ગંભીર સાહિત્યશાસ્ત્રની મીમાંસાથી હળવામાં હળવી હાસ્યરસિક નિબન્ધિકાઓ સુધી વિસ્તરે છે. જે પ્રકારમાં ઉચ્ચ કોટિનો છે તથા પ્રમાણના અતિ વિશાળ છે.

સાહિત્યમીમાંસક જ્યોતીન્દ્ર દવેના શાસ્ત્રપરિશીલનના બે પાસાં છે: સર્જનાત્મક કૃતિઓનું વિવેચન અને રસસિદ્ધાન્તની તત્ત્વમીમાંસા. અને હાસ્યરસિક જ્યોતીન્દ્ર દવેના વિનોદવિહારનાં પણ બે પાસાં છે: હળવી નિબન્ધિકાઓ અને નર્મમર્મવાળાં, સ્વતઃ વિનોદી કાવ્યો તથા પ્રતિકાવ્યો.

એમની આ અનેકવિધ સાહિત્ય–ઉપાસનાનું ઉચિત અને સપ્રમાણ પ્રતિનિધિત્વ જળવાય, એ પ્રકારે આ ગ્રન્થનું સંપાદન કરવું એ ઉદ્દેશ અમે સતત દૃષ્ટિ સમક્ષ રાખ્યો હતો. અને એ ઉદ્દેશ સારી રીતે સાધી શકાય એ રીતે અમે એ કાર્યના વિભાગ પાડ્યા હતા. આ ગ્રન્થની યોજનામાં એ વિભાગો વાચકો જોઈ શકશે.

ગ્રન્થની પૃષ્ઠસંખ્યા અમુક નિશ્ચિત મર્યાદામાં રાખવાની હોવાથી લેખોની પસંદગીનું કાર્ય, કયા લેવા કયા ન લેવા એ નિર્ણયનું કાર્ય, અમારે માટે ધાર્યા કરતાં વધારે વિષમ નીવડ્યું. એ વિષમતાનો સામનો કરીને આ ગ્રંથ શ્રી જ્યોતીન્દ્ર દવેના લાક્ષણિક વાઙ્મયસર્જનનો, પ્રકારમાં અને પ્રમાણમાં, ઉચિત એવો પ્રતિનિધિગ્રંથ બને એ પ્રકારે સંપાદન કરવાનો અમે પ્રયત્ન કર્યો છે. છતાં, આ સંપાદનકાર્ય ભાઈ જ્યોતીન્દ્રભાઈને તથા વાચકવર્ગને સર્વથા સંતોષકારક નીવડશે કે નહિ એ બાબતમાં અમે સાશંક છીએ. અમારી એ આશંકા ખોટી ઠરશે તો અમને સોંપાયેલું કાર્ય કરવામાં, અમે જે થોડોઘણો શ્રમ કર્યો તે આનંદરૂપ બનશે અને જે આનંદ માણ્યો તે દ્વિગુણ બનશે.

રામપ્રસાદ પ્રે. બક્ષી

| | |
|---|---|
| ધનસુખલાલ મહેતા | મોહનલાલ મહેતા–સોપાન |
| અમૃતલાલ યાજ્ઞિક | ગુલાબદાસ બ્રોકર |

# શ્રી જ્યોતીન્દ્ર દવેની કૃતિઓ

| | | | |
|---|---|---|---|
| (૧) | વિષપાન | | |
| (૨) | રંગતરંગ ભા ૧ | (ગાંડીવ) | ૨ · ૫૦ |
| (૩) | રંગતરંગ ભા. ૨ | ( ,, ) | ૨ · ૫૦ |
| (૪) | રંગતરંગ ભા ૩ | ( ,, ) | ૨ · ૫૦ |
| (૫) | રંગતરંગ ભા. ૪ | ( ,, ) | ૧ · ૭૫ |
| (૬) | રંગતરંગ ભા. ૫ | ( ,, ) | ૧ · ૭૫ |
| (૭) | રંગતરંગ ભા. ૬ | ( ,, ) | ૧· ૭૫ |
| (૮) | પાનનાં બીડાં | ( ,, ) | ૩ ૦૦ |
| (૯) | મારી નોંધપોથી | ( ,, ) | ૪ · ૦૦ |
| (૧૦) | અલ્પાત્માનું આત્મપુરાણ | ( ,, ) | ૩ · ૦૦ |
| (૧૧) | વડ અને ટેટા | ( ,, ) | ૩ ૦૦ |
| (૧૨) | ત્રીજુ સુખ | ( ,, ) | ૩ · ૫૦ |
| (૧૩) | નજર : લાંબી અને ટૂંકી | ( ,, ) | ૩ · ૦૦ |
| (૧૪) | રોગ, યોગ અને પ્રયોગ | ( ,, ) | ૪ ૫૦ |
| (૧૫) | રેતીની રોટલી | ( ,, ) | ૪ ૫૦ |
| (૧૬) | અમે બધાં (ધનસુખલાલ મહેતા સાથે) | (આર. આર શેઠની કું.) | ૫ ૦૦ |

# જ્યોતીન્દ્ર દવેનો હાસ્યરસ

શ્રી જ્યોતીન્દ્ર ૬૨–૬૩ વર્ષે ૬૦ની વયના થયા છે એ માટે એમને અભિનંદન ઘટે છે. એમની ષષ્ટિપૂર્તિના સમારંભ માટે બે વરસ સુધી એમની ઉંમર થંભાવી રાખી એ વાસ્તે આપણે સૌ સંતોષ લઈ શકીએ છીએ. આપણા કેટલાક નેતાઓ સાત–આઠ વર્ષ સુધી સીત્તેર વર્ષના રહી શકે છે. કેટલાક નેતાઓની પાંચેક વર્ષ સુધી ૭૫મી જન્મતિથિ ઉજવાય છે, તો પછી ભાઈ જ્યોતીન્દ્ર બે વર્ષ સુધી–સૌને એમની વયની પૂરી પ્રતીતિ ન થાય ત્યાં સુધી–૬૦ વર્ષે શું કામ થંભી ન શકે? વર્ષો પહેલાં અમારા એક મિત્ર કહેતા કે એ અને હું બંને સાથે ૪૦ વર્ષના થઈશું ત્યારે કોઈકે કહ્યું કે "તમે તો ગગનવિહારી કરતા સાત વર્ષ મોટા છો." ત્યારે એમણે કહેલું કે, "હું ૪૦ વર્ષ ને અટકી જઈશ–જ્યાં સુધી એ ત્યાં પહોંચે ત્યાં સુધી!" કેટલાક બેટ્સમેનની પેઠે, જેઓ અમુક રન કરીને એના બેરુ એટલા રન કરે ત્યાં સુધી પોતે રન નથી કરતા એમ!

આશા છે કે જ્યોતીન્દ્ર દવેની ષષ્ટિપૂર્તિના અનેક સમારંભ થશે. હમણાં જ અમેરિકાના "ટાઈમ" સાપ્તાહિકમાં મેં વાંચ્યુ હતું કે જેક બીની નામના માણસે પોતાની ૩૯મી વર્ષગાંઠ બત્રીસમી વાર ઉજવી હતી. સ્ત્રીઓ પોતાની ઉંમર છુપાવવા માગે છે એટલે કોઈએ એક સ્ત્રીને સલાહ આપી કે ઉંમર પૂછે ત્યારે પાંચ વર્ષ ઓછી કહેવી–૩૫ હોય તો ૩૦; ૩૦ હોય તો ૨૫; ત્યારે એણે એના જન્મનું વર્ષ ૧૯૩૦ હતું એ બદલીને ૧૯૨૫ કરી નાખ્યું! પરંતુ ભાઈ જ્યોતીન્દ્રને એવી સલાહ હું નથી આપતો, નહિ તો એ પાંચ વર્ષ ઘટાડવાને બદલે વધારી દેશે. એ થોડાં વર્ષો સુધી ૬૦ વર્ષ ટકાવી રાખે તો જ બસ.

જ્યોતીન્દ્ર દવે હાસ્યરસિક લેખક છે એ તો જેઓ કોઈ પુસ્તક કદી વાંચતા નથી એ પણ હવે જાણી ગયા છે. એમના વક્તવ્યથી પણ એ હસાવે છે, હસાવી શકે છે. આને લીધે એમને કેટલીકવાર સહન પણ કરવું પડે છે. એ ઊભા થાય છે કે બોલવાનું શરૂ કરે છે ત્યાર પહેલાં લોકો હસવાનું શરૂ કરે છે તેથી જ શોકસભામાં એમને કોઈ બોલાવી શકતું નથી–જો કે એમને માટે આ ગેરલાભ ન કહી શકાય. હમણાંમાં ઉત્સાહથી થોડા જ જાય છે. શોકસભામાં ગ્લાનિનું વાતાવરણ આવશ્યક છે. અને જ્યાં સદ્‌ગતની ખોટ પુરાશે નહિ એ માટે ખેદ પ્રગટ થતો હોય, અથવા એના અમર આત્માને પૂર્ણ શાંતિ

આપવાની ઈશ્વરને વિનતી કરવાનો પ્રસ્તાવ સૌ ઊભા થઈને સ્વીકારતા હોય ત્યા જ્યોતીન્દ્ર છૂપે વેશે જ જઈ શકે વેપારી મહામડળના અધિવેશનમા એમ. એ. ડાગે વ્યાખ્યાન આપવા આવે એટલુ અજુગતુ એ કેટલાકને લાગે છે.

એવો પણ કેટલાકનો અભિપ્રાય છે કે જ્યોતીન્દ્ર જો હાસ્યરમિક લખાણમા પ્રવૃત્ત ન થયા હોત તો ફિલસૂફીના ક્ષેત્રમાં ઘણી ખ્યાતિ મેળવી શકત. આમા તથ્ય છે ખરુ. પરતુ એ તો એમ પણ કહેવાય કે નરસિંહ મહેતા ભક્તકવિ ન થયા હોત તો પ્રબળ સમાજસુધારક થઈ શકત અને અસ્પૃશ્યતા નિવારણના પ્રશ્નનો ઉકેલ ક્યારનો થઈ ગયો હોત; કાન્તે 'વસતવિજય' કે 'ચક્રવાકમિથુન' લખવાને બદલે ધાર્મિક વ્યાખ્યાનો લખવાનુ કાર્ય ઉપાડી લીધુ હોત તો આપણા ધાર્મિક સાહિત્યને ઘણો લાભ થાત; અથવા તો, સત્યજિત રાય ફિલ્મની કલાનું સર્જન કરવા કરતાં ઉચ્ચ કોટિના ફોટોગ્રાફર કે ચિત્રકાર થઈ શકયા હોત. ભાઈ જ્યોતીન્દ્ર ગભીર વિવેચક થઈ શકયા હોત–હજી પણ છે. પરતુ એ કેવળ વિવેચક થયા હોત તો આટલા બધા બખૂચકોને કોણ ઉઘાડા પાડી શકત? એ સસ્કૃતના પ્રાધ્યાપક કે ફિલસૂફીના પ્રકાશક થયા હોત તો આપણી ક્ષતિઓ અને મૂર્ખાઈઓ આપણે કેવી રીતે જાણી શકત? એક વાત નિ:સશય છે કે જ્યોતીન્દ્ર કેવળ વિદ્વાન થયા હોત કે ધર્મધુરધર બન્યા હોત તો એ જ્યોતીન્દ્ર દવે ન થઈ શકત, એમને એમનું નામ બદલવુ પડત! અને તો ગુજરાતી સાહિત્ય એનો શ્રેષ્ઠ હાસ્યકાર ગુમાવત, હાસ્યરસનો એક હૃદયગમ પ્રવાહ કદી વહેત નહિ!

હાસ્યકાર સરકસના વિદૂષક જેવો હોય અથવા આપણા નાટકમા ફારસના પાત્ર પેઠે એણે વર્તવુ જોઈએ એવી ઘણાની માન્યતા છે દુર્ભાગ્યે કેટલાક હાસ્યકારો પણ આમ માને છે ને વર્તે છે પરતુ હાસ્ય કંઈ હસી કાઢવા જેવો વિષય નથી ઉત્કૃષ્ટ હાસ્યનુ મૂળ ગભીર છે મુશ્કેલ એ છે કે હાસ્યપ્રધાન સાહિત્યનુ મૂલ્યાકન બરાબર થતુ નથી; કા તો એ ક્ષુલ્લક અને નિરર્થક લેખાય છે, કાં તો ગમે તેવા પ્રયાસની ભારોભાર પ્રશસા થાય છે જ્યોતીન્દ્ર તમને કહેશે કે હાસ્યરસિક લેખ લખવાં જેવુ કઠણ કાર્ય સાહિત્યક્ષેત્રમા બીજુ એકે નથી. હાસ્યકાર એક "સ્વયચિત"–automatic કે slot machine નથી કે જ્યારે એક હાસ્યરસિક લેખ માગો કે તરત તૈયાર કરી દે હાસ્યકારને હસાવતા આવડવુ જોઈએ એટલુ જ નહિ પણ લખતાં પણ આવડવું જોઈએ હાસ્યરસિક સાહિત્યની અભિરુચિ આપણે ધારીએ એટલી સર્વસામાન્ય નથી; ઉત્તમ પ્રકારના હાસ્યરસનો આસ્વાદ થોડા જ કરી શકે છે

જ્યોતીન્દ્ર દવે ઉચ્ચ કોટિના હાસ્યકાર છે, કારણ કે એ વિવેચક છે, ફિલસૂફીના અભ્યાસી છે. એ જિંદગીનો કીમિયો શોધવા ઘૂમતા નથી, જીવનનો કોયડો ઉકેલના મથ્યા નથી. એમનો કીમિયો એ જ છે કે જિંદગીનો કીમિયો જ નથી; એનું રહસ્ય કોઈ ઉકેલી શકતું નથી. સંસારમાં અનેક વિટંબણા અને ગોટાળા છે, નિર્બળતાઓ અને ગૂંચો છે, દંભ છે, અનેકવિધ મૂર્ખાઈ છે, બાલિશતા છે; તુચ્છ કલહો છે, નિરાશા છે. આ બધું છતાં સપ્રમાણ દૃષ્ટિએ જોઈએ તો જીવન વિનોદપૂર્ણ છે, આહ્લાદજનક છે, હાસ્યાસ્પદ પણ છે. જીવન જીવન છે એ હાસ્યકારની આંખે જ્યોતીન્દ્ર સમજી ગયા છે. જિંદગી ધનપ્રાપ્તિનું સાધન, કીર્તિનો માર્ગ, સત્તાનું દ્વાર છે એમ આપણે વર્તીએ છીએ. હવે મોક્ષની બારી કે સ્વર્ગની સીડી છે એમ તો થોડા જ માને છે અને એથી યે થોડા એ પ્રમાણે વર્તે છે. પરંતુ જીવનના નાનાંમોટાં સંકટો છતાં; ક્લેશ, કષ્ટ, વિરોધો છતાં અને અતની કરુણતા છતાં પણ આપણે થોડી-ક્ષણ હસીએ છીએ, હસાવી શકીએ છીએ, હાસ્યમાંથી આનંદ પ્રાપ્ત કરી શકીએ છીએ એ મનુષ્યનું સદ્ભાગ્ય છે અને જ્યોતીન્દ્ર જેવા હાસ્યકારને લીધે એ શક્ય બને છે.

જ્યોતીન્દ્રના હાસ્યરસની સૃષ્ટિ વિશાળ છે, એમાં વૈવિધ્ય છે. એમનુ નિરીક્ષણ તીક્ષ્ણ અને દૃષ્ટિ સૂક્ષ્મ છે; પરંતુ એમા દ્વેષ નથી, કટુતા નથી, ડંખ નથી ઇન્દ્રના વજ્ર પેઠે કઠોર નહિ પરંતુ સૂર્યનાં જ્યોતિકિરણનાં જેવાં ઋજુ, જાગૃત કરે એવાં, આપણી પરિસ્થિતિ અને ભૂમિનું ભાન કરાવે છતાં બાળી ન મૂ એવાં એમનાં વાગ્બાણો છે :

"જે અધીરાઈથી અપુત્ર મનુષ્યના મૃત્યુની વાટ તેના વારસો જોઈ રહે છે, જે અધીરાઈ પાંચમીવાર પરણવા નીકળેલો પુરુષ, ઉંમર વધતી હોવાના કારણે, લગ્ન માટે દર્શાવે છે, પતિદેવને જમાડી દેવાની જે અધીરાઈ અગિયારશવાળી, ભૂખી, પતિપરાયણ સ્ત્રી બતાવે છે તેવી અધીરાઈ હું અનુભવવા લાગ્યો."[૧]

આપણા મનોરથો અને કાર્યસિદ્ધિ વચ્ચે, આપણી આકાંક્ષા અને સંજોગો વચ્ચે જે ગાઢ અંતર રહ્યું છે એ અનેક રીતે આપણને દેખાડે છે :

"પ્રીતિની પેઠે ગર્વ પણ બહારની ઉપાધિ પર આધાર રાખતો નથી, દરેક મનુષ્યને ગર્વ તો હોય છે જ–શેને માટે તે તો તેને પણ ખબર હોતી

૧. રંગતરંગ, ભાગ ૧ લો. પૃષ્ઠ ૩૩.

નથી, તેમ જ બીજું કોઈ પણ જાણતું નથી હોતું. અભિમાન એ તો મનુષ્યનો જન્મસિદ્ધ હક્ક છે અને સ્વરાજની સિદ્ધિ પેઠે એની સિદ્ધિને અર્થે કોઈને ફાંફાં મારવા પડતા નથી, આપોઆપ, બ્રહ્મજ્ઞાનની માફક, એ માનવહૃદયમાં ઉદય પામે છે અને અનસ્ત ઝળકી રહે છે."[૧]

આપણે કેવા છીએ, બીજાને કેવા લાગીએ છીએ, એ આપણે પોતે જાણી શકતા નથી. એનું પ્રતિબિમ્બ હાસ્યરસિક ચરિત્ર દ્વારા જ્યોતીન્દ્ર જેવા હાસ્યકાર આપણને દેખાડે છે, આપણી સમક્ષ આરસી ધરે છે રૉબર્ટ બર્ન્સની પંક્તિ ટાંકું તો :

Would to God the gift He give us
To see ourselves as others see us !

(ઈશ્વર આપણને એવી બક્ષિસ આપે કે બીજા આપણને જેવા જુએ છે એવા જ આપણે આપણી જાતને જોઈ શકીએ.)

હાસ્યરસ માનવસૃષ્ટિમાં અસ્તિત્વ નથી ભોગવતો, એ હાસ્યકારની દૃષ્ટિમાં છે. જે મનુષ્યોને આપણે મળીએ છીએ, ઓળખીએ છીએ, જેમની સાથે સ્નેહ કે મિત્રાચારી કે ઝઘડા છે એમને જ જ્યોતીન્દ્ર જેવા હાસ્યની કલામાં નિપુણ લેખક પણ મળે છે; પરંતુ એમને ભિન્ન દૃષ્ટિથી, વક્ર મતિથી જુએ છે આ શક્તિ વડે એ સંજોગોને, પ્રસંગોને, મનુષ્યોને, દુનિયાને ઉલટાસુલટી કરી નાખી શકે છે રામનારાયણ પાઠકના શબ્દોમાં કહીએ તો :

"ખરી રીતે જ્યારે મારી બુદ્ધિ અવળી થાય છે, તે આડમાર્ગે, આડવાટે જાય છે ત્યારે સ્વૈરવિહાર ચાલે છે. ગંગા ઉત્તરથી દક્ષિણ વહે છે પણ અવળી વહી ઉત્તરવાહિની થાય છે ત્યાં વધારે પવિત્ર મનાય છે, તેમ મારી બુદ્ધિ અવળી વહે છે ત્યારે મને વધારે આનંદ આવે છે"[૨]

એરિસ્ટોટલે કહ્યું છે કે મનુષ્ય બુદ્ધિમાન પ્રાણી છે, કોઈ કહે છે કે મનુષ્ય લાગણીપ્રધાન છે, પરંતુ હાસ્યકાર જાણે છે અને માને છે કે એ હસતું પ્રાણી છે અને હાસ્યપાત્ર પણ છે જ્યોતીન્દ્રે એવી પણ શોધ કરી છે કે મનુષ્ય એક જ એવું પ્રાણી છે કે જે ભૂખ ન હોય તો પણ ખાય છે! એની ખાતરી

૧ મારી નોંધપોથી પૃ ૧૫
૨ સ્વૈરવિહાર આ. ૧ લો. પૃ ૨૦૦

કરવી હોય તો જોશો કે ટ્રેનમાં મુસાફરી કરતા કેટલા ઉતારુઓ લગભગ દરેક સ્ટેશને કંઈ કંઈ ખાવાનું, ચવાણું લે છે કે ચા પીએ છે, અથવા નાટક કે સીનેમાના ખેલમાં અંકનો પડદો પડે ત્યારે કંઈ લાવીને મમરા દાળિયા અને હવે પોપકોર્ન કેટલા શ્રોતાજનો ફાકે છે, જ્યોતીન્દ્રે જ્યારે આવા સજ્જનોને પૂછ્યું કે "ખાધા વગર આવ્યા હશો?". ત્યારે એમણે કહેલું કે, 'ભૂખ લાગ્યાથી થોડું ખાઈએ છીએ! એ તો વખત વિતાડવા આમ ખાધા કરીએ છીએ!—"

અસંગતિ કે વિરોધના તત્ત્વથી હાસ્ય ઉદ્‌ભવે છે. પ્રસંગોની વિચિત્રતાને લીધે, શબ્દોની રમત વડે હાસ્યની નિષ્પત્તિ થાય છે; પણ, વિચારની ભૂમિમાં જ્યારે હાસ્યકાર ખેલે છે ત્યારે ઉચ્ચ કોટિના હાસ્યરસનું સર્જન થાય છે. હાસ્યનાં પણ વિવિધ રૂપો અને પ્રકાર છે. રમણભાઈએ એમના હાસ્યરસના વિદ્વતાપૂર્ણ નિબંધમાં નર્મયુક્ત વાક્ચાતુર્ય (એટલે Wit) અને સમર્મ હાસ્યરસ (એટલે Humour) એવા ભેદ કહ્યા છે. કટાક્ષ, પ્રતિકૃતિ, શ્લેષ ઇત્યાદિ દ્વારા હાસ્યરસ પ્રગટ થાય છે. લગભગ આ બધાં ય ક્ષેત્રોમાં જ્યોતીન્દ્ર ઘૂમ્યા છે. એમના કેટલાક લેખો ખડખડાટ હસાવી શકે એવા છે. જ્યારે કેટલાકનો આસ્વાદ સ્મિત માત્રથી થઈ શકે એવા છે. વળી, જેને અસંબદ્ધ લગભગ અનર્થક કૃતિઓ—અંગ્રેજીમાં જેને nonsense કહે છે—જે હાસ્યરસને શિખરે પહોંચે એવી હોય છે એમાં એ પ્રવીણ છે; આના ઉત્તમ દૃષ્ટાંત "અશોક પારસી હતો," અને "મહાભારત: એક દૃષ્ટિ" એ બે લેખો છે. પારસી અશોકના કેટલાક શિલાલેખો ચિરસ્મરણીય છે:

મઝા બી કીઢી ને મોજ બી કીઢી,
સુરટ જઈને ટેં સોન્જી ટારી બી પીઢી.
ગુલાં ને શીરીનની હું સાથે ફરિયો,
ચીચોરાં બી અબ્બે હાકે રલિયો.
વાલ બી ઓલિયા ને ટેં શેવ બી કીદું,
મોનું બી ઘસી ઘસી ચકચકટું કીડું.
પન ઓ મનખ, ટને એમ હું પૂછસ,
ટને મલિયો આય દુનિયામાં જરી બી જસ?
ઢરમની ઉપર જો ઢ્યાન હું ઢરે,
ટો મોજની સાઠે ટને જસ બી મલે.[૧]

૧. રંગતરંગ ભા. ૧ લો. પૃ. ૭૮ "ગઝલમાં ગીત" પણ આવો પ્રયોગ છે.

મહાભારતના નાટક વિશેની પારસી બિરાદર પેસ્તનજીની અસ્ખલિત ટીકા–running commentary કેવળ ઉપહાસ છે. હાસ્યવૃત્તિ હોય તો હિંદુ કે પારસીને આમાં માઠું ન લાગે. આવાં વિચિત્ર ચિત્રો પુષ્કળ હસાવી શકે. જ્યોતીન્દ્રે પ્રતિકૃતિઓ પણ કરી છે–ખાસ કરીને કવિ નાનાલાલનાં કાવ્યોની–જે કરવાની એકવાર સાહિત્યમાં 'ફૅશન' હતી અથવા લગભગ ચેપી રોગ હતો. કટાક્ષ પણ જ્યોતીન્દ્રની કૃતિઓમાં ઠેર ઠેર જણાય છે પરંતુ એ કડવો નથી હોતો, અંગત આક્ષેપવાળો નથી હોતો. ભાષાના ઉપયોગથી હાસ્યરસ જમાવી શકાય છે અને એ કેવળ શ્લેષ વડે નહિ. જો કે શ્લેષનો પણ જ્યોતીન્દ્ર કોઈકોઈવાર ઉપયોગ કરે છે. પરંતુ આડંબરી ભાષા આ માટે કેવી રીતે એ વાપરે છે એનું એક દૃષ્ટાંત આપીશ :

"મૂછ નકામી છે–અનર્થકારક છે, ભલે આ સંદેશને ઈશ્વરપ્રેરિત ન માનો, ભ્માં કોઈપણ દૃષ્ટિથી જુઓ : અર્થશાસ્ત્રની દ્રવ્યલુબ્ધ દૃષ્ટિથી નિહાળો, ફિલસૂફની ઝીણી અને ઊંડી નજરે નીરખો, સામાન્ય જનસમૂહની પશુનિર્વિશેષ દૃષ્ટિથી જુઓ, વૈજ્ઞાનિકના પૃથક્કરણપટુ ચક્ષુથી જુઓ કે સ્ત્રીવર્ગની અશ્રુકુશળ આંખ વડે નિહાળો–મૂછ કેવળ અનર્થાવહ છે એમ જ તમને લાગશે."[૧]

કેવળ ઉપહાસ કરતા જ્યોતીન્દ્રે ઉત્તમ કોટિના હળવા નિબંધો લખ્યા છે. અંગ્રેજી સાહિત્યમાં લગભગ બે સૈકાથી ચાર્લ્સ લૅમ્બથી માંડીને રૉબર્ટ લીન્ડ સુધી આવા નિબંધો લખાયા છે. જ્યોતીન્દ્રના કેટલાક લેખ ખરેખર ઉચ્ચ કોટિના છે, બધા જ ઉત્તમ તો કોઈ લેખકના ન હોઈ શકે. એમનાં ઉત્તમ લખાણો ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવ થશે એમાં સંદેહ નથી: ભારતની બીજી ભાષાઓમાં એના કેટલા અનુવાદ થયા એ મને ખબર નથી, પરંતુ કેટલાક લેખોના થાય તો દેશમાં પણ ગુજરાતી સાહિત્ય હાસ્યરસમાં ફાળો આપી શકે.

રામનારાયણ પાઠકે પૂછ્યું છે કે ઘણા માણસો તેમની તબિયત કરતાં વધારે પ્રસિદ્ધિ પામે છે ત્યારે તેઓ પોતાની ખરાબ તબિયત માટે મગરૂર નથી થતા ? જ્યોતીન્દ્ર દવે વાસ્તે આ ભય છે એમ મને ઘણાં વર્ષોથી લાગ્યું છે. એમની દૂબળી, પાતળી કાયા વિગે એ પોતે વારંવાર રમૂજ કરે છે એ તો ઠીક, પણ અન્ય વક્તાઓ પણ એમ માને છે કે એનો ઉલ્લેખ કરીને શ્રોતાજનોને

૧. જુઓ. રંગતરંગ ભા. ૧. પૃ ૨૫, ૪૭; નોંધપોથી : પૃ. ૧૫૨.
૨. રંગતરંગ ભા. ૧. પૃ. ૧૮૦-૧૮૧ કલાપીની પ્રતિકૃતિ પણ કરી છે નોંધપોથી પૃ. ૫૧૧.

હસાવી શકાશે અથવા પોતાની વિચારશૂન્યતા ઢાંકી દેવાશે. પરંતુ આમાં જ્યોતીન્દ્ર આપણા દેશમાં અદ્વિતીય છે એમ નથી. જ્યોતીન્દ્રના શારીરિક વજન અને માનસિક તોલ કે બુદ્ધિના પ્રમાણ વચ્ચે કંઈ સંબંધ નથી. સ્થૂળ ગવૈયાના કંઠમાંથી સુમધુર સ્વર નીકળે તો સુકલકડી દેહના કલાકાર હાસ્યના ચમકારા કેમ ન કરી શકે?

અમેરિકન ફિલસૂફ વિલિયમ જેમ્સે 'જાડા' અને 'પાતળા' ફિલસૂફ એવા વિભાગ પાડયા હતા. મને લાગે છે કે 'હસતા' અને 'રડતા' ફિલસૂફનો ભેદ વધારે ઉચિત છે. વર્ષો પહેલાં રામનારાયણ પાઠકને મેં 'હસતા ફિલસૂફ' કહ્યા હતા. જ્યોતીન્દ્ર પણ પાતળા છતાં હસતા ફિલસૂફ છે. એમને હાસ્યમાં રસ છે એથી હાસ્યરસિક લેખક થયા છે. એમનામાં હાસ્યશક્તિ નૈસર્ગિક છે. બીજા કોઈના કરતાં વધારે ઉપહાસ કરવામાં, રમૂજ કરવામાં હાસ્યકારની વિશિષ્ટતા નથી. એની વિશિષ્ટતા તો જીવનની જે ગંભીર, સંસારની જે ઘેરી બાજુ હોય એની પણ ઉજ્જવળ, વિશદ બાજુ જોવી અને દેખાડવી એમાં છે. શ્યામ રાત્રિમાં અસંખ્ય તારાના તેજથી એ માર્ગ શોધે છે; અંધકારને નિરંતર દોષ દેવાને બદલે એક નાનું કોડિયુ એ સળગાવે છે; પથ્થરનો કે મનનો કારાગૃહ હોય એવા કાળા કારાગૃહમા પણ ઊંચું આકાશ જોઈ ઉલ્લાસ પામે છે. સૂર્યના પ્રકાશની ઉજ્જવળતા તો સૌ કોઈ જોઈ શકે છે; હાસ્યકાર તો અંધકારમાં પણ કંઈ તેજ નિહાળે છે.

હર્ષ અને શોક બન્નેમાં આંસુ હોય છે અને એ બે વચ્ચે ઝાઝું અંતર નથી. નરસિંહરાવ પ્રાર્થનાના એક ગીતમાં કહે છે એમ "સુખબીજ મૂકયું સહુ દુઃખ વિશે, જગતના સુખમાં દુઃખ મિશ્ર દીસે." હાસ્યાસ્પદ ઘણા પ્રસંગો પ્રતિકૂળ હોય છે; કઢંગા સંજોગો હાસ્યની ભૂમિકા બની જાય છે. હાસ્યમાં પણ કરુણતા લુપ્ત છે. શેલીના શબ્દોમાં કહીએ તો

"*Our sincerest laughter with some pain is fraught*" (આપણા સહૃદય હાસ્યમાં પણ વિષાદ લુપ્ત છે). તુચ્છ ઝઘડા, ખોટી શબ્દજાળ, મિથ્યા વાગ્યુદ્ધો, ઢોંગ, મિથ્યાભિમાન, આપણા વચન અને વર્તન વચ્ચેના ભેદ—આ સર્વ નિંદ્ય હોય, ખેદકારક પણ હોય, પરંતુ હાસ્યકાર જ્યોતીન્દ્ર આ બધાને ખુલ્લા પાડે છે અને આપણને એની હાસ્યાસ્પદ બાજુ દેખાડે છે. આ સર્વમાં વ્યથાનો અંશ પણ રહેલો છે. બાઈબલના Old Testament મા કહ્યું છે: "Even in laughter the heart is sorrowful" (હસવામા

પણ હૃદય દુઃખાન્વિત હોય છે.) જે પ્રસંગોથી સામાન્ય રીતે માણસ આકુળ–વ્યાકુળ થઈ જાય છે કે ક્રોધાયમાન થાય છે એ જ પ્રસંગોથી હાસ્યકારને જીવનની અસંગતિનું ભાન થાય છે.

વર્ષો પહેલાં જયંતી વિષે જ્યોતીન્દ્રે પૂછ્યું હતું કે કોઈ પચાસ વર્ષ પૂરાં કરે એની જયંતી ઉજવવાની શી જરૂર? પ્રશ્નનો ઉત્તર પ્રશ્નના અંતર્ભાગમાં જ રહેલો છે એમ તેમણે પ્રતિપાદન કરીને ઉત્તર દીધો કે પચાસ વર્ષ એ માણસે પૂરાં કર્યાં છે, પચાસ વર્ષે તેને પૂરો કર્યો નથી. વળી એમણે એમ પણ કહ્યું છે કે જયંતી ઉજવવા માટે ત્રણ પ્રકારના મનુષ્યોની જરૂર છેઃ એક પ્રશસ્ય–જેની જયંતી ઉજવવાની હોય તે વ્યક્તિ; બીજી પ્રશંસક વ્યક્તિ અને ત્રીજું તાળી પાડનાર મનુષ્યોનું ટોળું. આ ત્રણેય યોગ્ય સમયે હાજર થશે. એક પ્રશંસક તરીકે હું તો આટલું કહી શકુઃ સ્વર્ગની કૂંચી કોની આગળ છે એ હું જાણતો નથી, બીજું કોઈ જાણે છે એમ માનતો પણ નથી, પરંતુ એ સંબંધમાં એક અંગ્રેજી પંક્તિ ટાંકીશઃ

If I go to Heaven
And you are not there too,
I would throw away my key
And go to Hell with you!

(હું જો સ્વર્ગમાં જઈશ અને તને ત્યાં નહિ જોઉં તો મારી સ્વર્ગની કૂંચી ફેંકી દઈ હું પણ તારી પાસે નર્કમાં આવી પહોંચીશ.)

જ્યોતીન્દ્રને એવો અનુભવ થયો લાગે છે કે કેટલાક મનુષ્યો આપણી સિદ્ધિ માટે અભિનંદન આપવા આવ્યા હોય પણ આપણે ચા પાર્ટી ન આપીએ ત્યાંસુધી અભિનંદન આપતા નથી. પરંતુ ભવિષ્યની કંઈ ઊંડી આશા રાખ્યા વગર પહેલી તકે જ એમને આપણે સહૃદય અભિનંદન આપીએ, અને એટલી શુભેચ્છા દર્શાવીશું કે પ્રકૃતિના નિયમનું ઉલ્લંઘન કરીને પણ જ્યોતીન્દ્ર દવેના હાસ્યરસના પ્રવાહમાં ઓટ આવતો હોય તો એ અટકીને ફરી ભરતી આવે અને સતત આવ્યા જ કરે; અને પૂર્ણિમાના ચન્દ્ર જેવું હાસ્ય એમની કૃતિઓ રેલાવે સીત્તેર વર્ષે પણ, હાલ એ સાઠ વર્ષની વયના છે એટલા જ રહે અને પચોતેર વર્ષે એમની સીત્તેરમી જયંતી ફરીફરી ઉજવાય

ગગનવિહારી મહેતા

# અ નુ ક્ર મ



## ખંડ પહેલો :

## ખંડ બીજો : નાટક

## ખંડ ત્રીજો : કાવ્યો–પ્રતિકાવ્યો



## ખંડ ચોથો : સાહિત્યસર્જકોનો પરિચય



## ખંડ પાંચમો : મીમાંસા





# પ્રાજ્ઞ હાસ્યરસસર્જક
# જ્યોતીન્દ્ર હ. દવે

ગુજરાતના સાહિત્યસર્જકોએ અન્ય રસનુ અંગ બનીને, અન્ય રસની ઓથે રહીને આવતા પ્રાસંગિક હાસ્યરસની ઉપાસના કરી હતી. પણ હાસ્યરસ સ્વકીય મહિમાથી, સાહિત્યકૃતિનો પ્રધાન રસ બનીને પોતાની સ્વતંત્ર પ્રતિષ્ઠા જમાવતાં શીખ્યો એ તો અંગ્રેજી, અને અંગ્રેજી દ્વારા પરિચિત થયેલ પાશ્ચાત્ય સાહિત્યના પરિશીલનનો પ્રભાવ છે.

એ પ્રભાવ ઝીલવાનો અનેક ગુજરાતી સાહિત્યસર્જકોએ પ્રયાસ કર્યો, પણ એ પ્રયાસમા અગ્રગણ્ય સફલતા વરી બે સાહિત્યકારોને : પ્રથમ, આજે ૭૩ વર્ષ પૂર્ણ કરી ૭૪મા વર્ષમા જેમણે પ્રવેશ કર્યો છે તે શ્રી ધનસુખલાલ મહેતાને, અને પછી જેમની ષષ્ટિપૂર્તિ ગુજરાતી સાહિત્યરસિકો ઊજવી રહ્યા છે એ શ્રી જ્યોતીન્દ્ર દવેને.

આ બે આપણા આજ સુધીના પ્રથમ પંક્તિમા જોડાજોડ બેઠેલા હાસ્ય-નિષ્પાદકો છે; બન્ને મિત્રો છે; બંનેએ "અમે બધા"ના નિર્માણમા સાથે રહીને કાર્ય કર્યું છે; છતા બન્નેની રીત જુદી છે, હાસ્યરસ માટે વિભાવો યોજવાની દૃષ્ટિ જુદી છે, ભાષાની હાસ્યરસાનુકૂલ શૈલી જુદી છે, અને હાસ્યરસને ખીલાવનાર વસ્તુની પસંદગી જુદી છે.

બીજો એક પણ વિશેષ છે. ધનસુખલાલે પોતાનો જેને હું દૃષ્ટનિષ્ઠ કહું છું તેવા, સામાન્ય રોજિંદા માનવજીવનમાથી અત્યુક્તિ કે વિડંબના કે વાક્છલ અથવા વાક્ચાતુર્ય જેવી યુક્તિઓના અવલંબન વિના સાધેલા, સૂક્ષ્મ અને બુદ્ધિગમ્ય હાસ્યરસની પ્રસાદી મુદ્રિત પુસ્તકોના પાનાઓમા પીરસી છે, અને પગણે બોલાવીએ ત્યારે ભાષણુમાં વાણીદ્વારા પણ સતતવાહી શિષ્ટ હાસ્યરસની લહાણી એઓ કોઈકવાર કરે છે, તે છતા એમણે પોતાના હાસ્યરસને ભાષણોમા મુખદ્વારા વારંવાર વહેવડાવ્યો નથી. જ્યારે જ્યોતીન્દ્ર દવેએ તો હાસ્યરસની કૃતિઓના નેમ જ હાસ્યરસમય ભાષણોના પુષ્કળ પૂર વહેવડાવ્યાં છે. એમણે રચેલા ગ્રન્થોની નામાવલિ અન્યત્ર આપી છે એ જોતાં જણાશે કે એમા ઘણો મોટો ભાગ હાસ્યપ્રધાન કૃતિઓનો છે.

આમ જ્યોતીન્દ્ર દવે ગ્રન્થસ્થ લખાણો દ્વારા જ નહિ પણ મહિને મહિને અનેક માસિકોમા પ્રકટ થતી વિનોદપ્રધાન નિબંધિકાઓ દ્વારા અને વારંવાર અનેક શહેરોમા અનેક સભાઓમા આપેલા હાસ્યપ્રેરક વ્યાખ્યાનો દ્વારા પણ ગુજરાતની જનતા સમક્ષ ગુજરાતના હાસ્યરસની સાક્ષાત્ મૂર્તિ બની રહ્યા છે અને વાચકોને તથા શ્રોતાઓને પ્રિય બની ગયા છે. હાસ્યરસના નિર્માતા તરીકે દેશાટન કરીને દિગ્વિજય કોઈએ પ્રાપ્ત કર્યો હોય તો તે જ્યોતીન્દ્રે અને એકલા જ્યોતીન્દ્રે

સમગ્ર ગુજરાતી જનતા જાણતી હોય કે ન જાણતી હોય પણ સાહિત્યના અને સાહિત્યશાસ્ત્રના અભ્યાસીઓ તો સારી રીતે જાણે છે કે જ્યોતીન્દ્ર દવે જેટલા હાસ્યરસિક છે તેટલા જ અભ્યાસરસિક છે, જેટલા વિનોદચતુર છે તેટલા જ સકલવિદ્યાપ્રવીણ છે. એમણે પોતે હાસ્યરસના પ્રવાહમા વહ્યા કરીને કે શ્રોતાઓને વહાવ્યા કરીને, અને જનતાએ એમને હાસ્યરસના વહેણમા ખેંચીને, એમનુ પાંડિત્ય છૂપુ રહી જાય એવા સંજોગો ઉપજાવ્યા કર્યા છે તે છતા જ્યોતીન્દ્ર દવેનુ પાંડિત્ય છૂપુ રહી શક્યુ નથી. તેથી જ ચન્દ્રશંકર પંડ્યાએ ભાઈ જ્યોતીન્દ્રને ૧૯૩૭ના જાન્યુઆરીમા લખેલા પત્રમા આ યથાર્થ વચનો લખ્યા હતા

"મ્હારુ લક્ષ તો હમેશા તમ્હારા, ઝીણીબહેનના દીકરાને જેબ આપે એવી ઝીણવટવાળા, પાંડિત્ય પ્રતિ વિશેષ છે હાસ્યરસિકતા તમ્હારા પાંડિત્યની શોભા માત્ર છે."

રાખીને વિદ્વત્તાને આગળ કરી ! સદ્ભાગ્યે એમના પરિપૂર્તિ સન્માન સમારંભને શુભ અવસરે પ્રકટતા આ ગ્રન્થમા એમની વિદ્વત્તાની વાનગી ચખાડતા અનેક લેખો સંગ્રહાયા છે એમા માર્મિક ગ્રન્થસમીક્ષા છે, સાહિત્યકારના વિદ્વત્તાપૂર્ણ રેખાચિત્રો છે, પાન્ડિત્યપૂર્ણ વ્યાખ્યાનો છે અને રસસિદ્ધાન્તની શાસ્ત્રીય મીમાંસા પણ છે

સાહિત્યના દરબારમા સાહિત્યસમીક્ષક કરતા સાહિત્યસર્જકનુ સ્થાન એક દૃષ્ટિએ ઉચ્ચતર ગણાય છે. જ્યોતીન્દ્ર દવે સાહિત્યસમીક્ષક છે, વિદ્વાન છે, પણ એમના સાહિત્યસર્જનનુ ગ્રન્થપ્રમાણ ઘણુ વધારે છે. અને એમનું એ સર્જન હાસ્યરસ પ્રધાન છે જેમા જ્યોતીન્દ્રના નામનો સિક્કો ચાલે છે એવા હળવા નિબંધો ઉપરાત એમણે હાસ્યરસિક નાટિકાઓ લખી છે, હાસ્યરસિક, છેકાપહ્નુતિના ચમત્કારવાળા ગીતો લખ્યા છે, અને વિનોદપ્રચુર પ્રતિકાવ્યો લખ્યા છે પાણિગ્રહણ જેવા—“પ્રભુતામા પગલા” માડવાના—ગભીર અવસરે પણ જ્યોતીન્દ્રભાઈએ રચેલા મંગલાષ્ટકમા મંગલાર્થે આરાધેલા દેવને પણ હાસ્યનો વિચાર—પૂજાભાવ સમેત—કરવામા આવે છે આવી વિવિધ એમની સર્જનલીલા છે એમાથી પ્રતિનિધિ બની રહે એવા નમૂનાઓ આ સંગ્રહમા ચૂટીને મૂકવામા આવ્યા છે

ભાઈ જ્યોતીન્દ્ર દવે હળવા હાસ્યરસિક નિબંધો લખનારાઓમા આરંભથી તે આજ સુધી અગ્રણી અને અનન્ય રહ્યા છે એમની એ અગ્રગણ્યતાનુ અને અનન્યતાનુ મૂલગત કારણ એમના વિશિષ્ટ માનસમા—માનસના બંધારણમા રહ્યુ મને લાગે છે એમનુ મન દ્રષ્ટા તરીકે રાગદ્વેષક્રોધ વગેરે મનોવિકારોથી અને સર્જક તરીકે સાહિત્યસ્વરૂપના ઘડતરના દૃઢ નિયમબંધનથી મુક્ત રહે છે કલ્પક તરીકે તેમ જ કારીગર તરીકે એમના માનસની મુક્તતાને પરિણામે એમણે હાસ્યરસિક નિબંધકારોમા પ્રથમ પદ પ્રાપ્ત કર્યું છે અને એમા અદ્વિતીય રહ્યા છે

આ ઉપરાત એમની સિદ્ધિમા સાથ આપનારુ બીજુ પણ તત્ત્વ છે સર્જકની માનસિક પ્રક્રિયા અને એમનો મનોભાવ જેમ મહત્ત્વની વસ્તુ છે તેમ કૃતિમા ઊતરેલો એ મનોભાવ વાચકના ચિત્તમા સક્રાત કરવાની શક્તિ પણ મહત્ત્વની વસ્તુ છે કૃતિમા વ્યક્ત થનારા મનોભાવ પરત્વે સર્જક અને ભાવક ઉભયની સમાનધર્મતા સધાય એ ભાવપ્રધાન સર્જનની સફળતાની કસોટી છે એ કસોટીમા ભાઈ જ્યોતીન્દ્ર બીજા કરતા વિશેષ સફળ થાય છે. મનની આ મુક્તતા, અને એ મુક્તતાને વાચકમા સંક્રાન્ત કરવાનુ અદ્વિતીય સામર્થ્ય ધરાવતી

આ શૈલી, એ બંને ઉપર એમનુ પ્રભુત્વ એવુ છે કે બીજાઓ એકાદ બે મગદ પછી વિરમી જાય ત્યારે જ્યોતીન્દ્ર દવેની કલમ અવિરત ચાલુ રહી છે.

આમ આજની ષષ્ટિપૂર્તિની ક્ષણ પર્યન્ત અવિચ્છિન્ન રહેલી એમની આ પ્રવૃત્તિમા ગુણવત્તા સદૈવ સમાન રહી છે એવુ તો ન કહી શકાય "રંગતરંગ" ના પ્રારભના લેખોમા વિનોદ ઉપજાવવા માટે અસંભાવ્યને સભાવ્ય કલ્પીને કરેલ કથનોનો, વાસ્તવના ધૃષ્ટ વિપર્યાસનો, શબ્દના ઉદ્ભવ ઇતિહાસ–ભૌગોલિક પ્રવાસ ઇત્યાદિ વિશે અસભાવ્ય કલ્પનાનો, ક્વચિત્ શબ્દશ્લેષનો અને ક્વચિત્ તર્કચ્છલનો આશ્રય લેવામા આવ્યો છે

ભાઈ જ્યોતીન્દ્ર હાસ્યનિષ્પત્તિ માટે વિષયાન્તરનો કુશળ ઉપયોગ કરી જાણે છે શબ્દોના ઉચ્ચારસામ્યની કે અર્થસામ્યની મદદથી, અથવા આડકથાઓ અને ઉપકથાઓની મદદથી વિષયાન્તર કરવુ એ કદાચ સહેલુ હશે, પણ એવા અનેક વિષયાન્તરો કર્યા પછી વાચકને વિસ્મિત કરે એવી ખૂબીથી અને સ્ફૂર્તિથી મૂળ વિષય ઉપર આવી જવુ, અને એ કથાઓ કે દૃષ્ટાન્તો આડકથાઓ નહોતી પણ વિષયથી સબદ્ધ વાત જ હતી એવો આભાસ ઉપજાવવો, એ કાર્ય સહેલું નથી

આ વિષયમા એમનુ પોતાનું કથન સારો પ્રકાશ નાખનારુ બને છે : "એક નાનકડુ, બિનજવાબદાર, રસીલુ, આડકથા ને ઉપકથાઓથી ભરેલું પુરાણ લખી કાઢવુ એ તો રમતવાત છે એમ માનવુ ભૂલભરેલુ છે એને માટે કેટલી સાધનસામગ્રીની જરૂર પડે છે?" આ કથન કહી જાય છે કે આવા વિનોદમય લેખો લખવામા પણ અભ્યાસની, પાડિત્યની, જરૂર રહે છે

અલકારોને પણ જ્યોતીન્દ્ર હાસ્યરસના પરિચારકો બનાવે છે. એમના ઉપમા, રૂપક, વ્યાજસ્તુતિ આદિ અર્થાલકારો સચોટ તો હોય છે, પણ એ ઉપરાત વિષયની વિશદતા વધારનારા હોય છે અને છતા એમા અસાધારણતા જોવામા આવે છે. એમના હાથમા–અથવા એમની વાણીમા–શ્લેષ કેવળ વિનોદકર કે ચમત્કૃતિકર નથી રહેતો, પણ બે દૂર દૂર રહેતા વિષયોને સાધનારો સેતુ બની જાય છે. જે બે વસ્તુઓ વચ્ચે લેશ પણ સામ્ય પરખાતું ન હોય એ બે વસ્તુઓને એકાદ શ્લિષ્ટાર્થ શબ્દની કડી વડે સાકળી લઈને ભાઈ જ્યોતીન્દ્ર વિલક્ષણ તર્કયુક્તિ વડે લેખનો વિસ્તાર વધારે છે

અલકારોના ઉદાહરણો તો જ્યોતીન્દ્રના લેખોમા ઠામ ઠામ જડી આવશે, તો પણ નમૂના તરીકે અહીં આપણે એવા જૂજ પ્રયોગો જોઈશુ.

"ચૂંટણી' શબ્દ સાંભળીને મને 'ચટણી' યાદ આવે છે, ચટણીપ્રિય મહારાષ્ટ્ર દેશ છે—ગુજરાત નહિ, એમ સાધારણ રીતે મનાય છે પરંતુ જેમ ગુજરાતમાં મહારાષ્ટ્રીઓએ પ્રવેશ કર્યો—તેમ ચટણીએ ગુર્જર રસોડામાં પ્રવેશ કર્યો છે, અને આપણી ખાદ્યસામગ્રીની વસ્તુઓમાં અગ્રસ્થાન પ્રાપ્ત કરી લીધું છે અને ચૂંટણીએ તો ચટણી કરતાં પણ વધારે વ્યાપક બની આખા હિંદુસ્થાનને જ નહિ પણ સમસ્ત સંસ્કૃત દેશોને સર કરી લીધા છે.

"જેમ ચટણી સાધ્ય નથી, સાધન છે, મુખ્ય ભોજન—સામગ્રીનો સ્વાદ વધારવાને અર્થે એનું અસ્તિત્વ છે. તેમ ચૂંટણી પણ સાધન છે. દેશહિતના, પ્રજાહિતના, કોમહિતના કે પછી એ સર્વના અહિતનાં કાર્ય કરવા માટે ચૂંટણી સાધન રૂપ છે. આમ છતાં ચટણી અને ચૂંટણી બંને ઘણી વાર સાધ્ય બની જાય છે.—"

—"ચૂંટણી"—

"ચોરોના બચાવમાં" એ લેખમાં ચોરી શબ્દના ભિન્નભિન્ન અર્થે શ્લેષાત્મક પ્રયોગ કરીને દલીલના અંકોડાનો વિસ્તાર કર્યો છે એટલું જ નહિ, પણ એ શ્લેષને આધારે કરેલી દલીલનો ચતુર તર્કશ્રેણીથી, મુખ્ય મુદ્દાના સમર્થનાર્થે ઉપયોગ કર્યો છે

બે દૂર દૂર રહેલી બાબતોને એક શ્લિષ્ટ ક્રિયાપદની નિકટ આણીને ઉપજાવેલી તર્કયુક્તિનું એક ઉદાહરણ 'કાદવ" લેખમાંથી ટાંકુ છું :—

"આપણામાં દેવને ગુરુને અને પૂજ્ય જનોને પગે લાગવાનું માહાત્મ્ય ગણાય છે તે ખોટું નથી કોઈકને પગે લાગીને જ તેના મગજમાં પેસી શકીએ છીએ એ પ્રમાણે કાદવ પણ મારા પગે લાગી લાગીને મગજમાં એટલો પેસી ગયો છે કે આ રીતે [ કાદવ પર લેખ લખીને ] એને બહાર કાઢ્યા વગર મારો છૂટકો નથી"

એવું જ બીજું ઉદાહરણ એ લેખમાંથી આપવા જેવું છે.

"સંસારમાં અનેક લપસણાં સ્થાન છે, પોતાની સ્નિગ્ધતા વડે પતન કરાવે એવા અનેક વિષયો છે, એ સૌનું ભાન કાદવ કરાવે છે"

આમાં "લપસણાં" શબ્દ વાપરીને જે શ્લેષ સાધ્યો તેથી જુદા જ એ અર્થનો શ્લેષ સંસ્કૃત 'સ્નિગ્ધ' શબ્દથી સાધવામાં જ્યોતીન્દ્રે સંસ્કૃતનું જ્ઞાન જ નહિ, શબ્દપ્રયોગનું ચાતુર્ય પણ દાખવ્યું છે. જેમ શ્લેષ દ્વારા તેમ જ ઉપમા

દ્વારા જ્યોતીન્દ્ર દવે સાધારણ રીતે અસદૃશ એવી વસ્તુઓ વચ્ચે સાદૃશ્ય કલ્પીને—પોતાની કહેવાની રીતથી વાચકને ગળે ઊતરે એ રીતે મૂળીને—પોતાના વકતવ્યનુ સમર્થન કરે છે :—

"ગરીબાઈની પેઠે અજ્ઞાન પણ શરમનુ કારણ નથી અજ્ઞાન એટલે નિખાલસ નિર્દોષતા એને કોઈ પણ પ્રકારના સાધને આવરવા પ્રયાસ કરવો એ મૂર્ખતા નહિ તો બીજુ શુ?

—"અજ્ઞાન"

"માદગી જેવી સર્વવ્યાપી બીજી એકે વસ્તુ નથી + + માશુકને નહીં પણ માદગીને મબોધીને જ કલાપીએ કહ્યુ હશે કે "જ્યા જ્યા નજર મારી ઠરે ત્યા ત્યા નિશાની આપની"

અને માદગીની નિશાની કયા નથી?"

—"માદગી"

અલબત્ત આમાના પ્રથમ દાખલામા "અજ્ઞાન એટલે નિખાલસ નિર્દોષતા" એ વચનમા હળવેકથી અજ્ઞાનને 'innocence"ની કક્ષાએ બેસાડી દીધો છે, એ વાચક પારખી શકે છે.

જ્યોતીન્દ્ર દવે ભાષણમા શ્રોતાઓને જેટલા હસાવી શકે છે તેટલા કોઈકવાર લેખમા વાચકને હસાવી ન શકે તો એનુ કારણ એ છે કે જે તર્કચ્છલ ભાષણના વેગમા વણપારખ્યુ પસાર થઇ જાય તેને લેખમા પકડી પાડવાની વાચકને અનુકૂળતા રહે છે

એમનુ મનાદચાતુર્ય માત્ર વાર્તાલાપ નહિ પણ "વ તર્ણાલાપ" ઉપજાવે છે સામા માણસને મવાદ દરમ્યાન એકાદ અગત લાગતા પણ અનપેક્ષિત એવા પ્રશ્ન દ્વારા વિચારના વમળના મૂઝવી મારવો અને પછી એને એમાથી એવી રીતે ઉગારવો કે એ મૂર્ખ જેવો જણાય, આ જ્યોતીન્દ્રની પ્રિય યુકિત છે એના લાબા લાબા ઉદાહરણો આપવા પડે પણ ઉદાહરણો આપવાની જરૂર જ નથી, કારણ કે અનેક લેખોમા વાચક એ સ્વયમેવ પારખી શકે એમ છે આવા મવાદમા એઓ કોઈવાર એવી યોજના કરે છે કે પ્રશ્ન પૂછનારો મૂળ મુદ્દાને ભુલાવી દઈને સાભળનારને અટવીમા અટવાતો કરી મૂકે અને પછી એ ભુલાવી દીધેલા મુદ્દાને એવી સિફતથી આણી મૂકે કે એ મુદ્દાનુ જેને વિસ્મરણ થયુ હતુ એ વ્યકિત ચમકે, મુઝાય અને વાચકના હાસ્યનો વિભાવ બને કોઈવાર વળી બીજા પ્રકારની યુકિત એઓ અજમાવે છે મવાદ ચાલતો હોય તેમા એકાદ પ્રશ્ન એવો આવે જે પ્રસ્તુત પ્રસગમા નધ બેસતો થાય છતા જુદી જ બાબત વિશેનો, જુદી જ બાબતને પાટે વિચારટ્રેનને ચડાવી દેનારો હોય અને એથી કહેનારને

જે અભિપ્રેત હોય તેથી સાભળનારને જુદુ સમજાય જ્યોતીન્દ્રનુ આ સંવાદ-ચાતુર્ય અન્ય લેખકોમા ન જોવામા આવે એવી એમની સ્વકીય વિશિષ્ટતા છે. એકાદ લેખમાના સંવાદ-અંશમા ચમકીને પૂછનાર માત્ર "શુ ?" એમ નહીં પણ "શુ ઉ ઉ ઉ ?" એવો ત્રણ 'ઉકાર'વાળો પ્લુતઉચ્ચારણયુક્ત પ્રશ્ન પૂછે એટલે જાણવુ કે અહીં સંવાદનો દોર પોતાના હાથમા રાખનારી કોઈ વ્યક્તિએ આ પૂછનારને થાપ ખવડાવી છે.

કોઈકવાર જ્યોતીન્દ્ર શબ્દનો ઉક્તિનો કે ક્રિયાનો પણ જે અભિપ્રેત અર્થ હોય તેથી વિપરીત અર્થની કલ્પનામા વાચકને ખેંચી જાય છે, સિદ્ધાતની ચર્ચામાં સામાન્ય રોજિંદી ઘટનાને ઘુસાડીને સિદ્ધાતસૂત્રનો અર્થ ઉલટાવી નાખે છે અને પ્રસિદ્ધ ઉક્તિઓનો ભળતો જ અર્થ ઠોકી બેસાડે છે આવી યુક્તિઓના દાખલા "પાપમાથી પુણ્ય" એ લેખમા મળશે.

જ્યોતીન્દ્રના હાસ્યપ્રધાન લેખોમા અવારનવાર કઈક વિરોધાભાસવાળાં તો પણ વિચારપ્રેરક અને સત્યાશવાળા ટૂકા સૂત્રો—"ચબરાકિયા"—જોવામા આવે છે. દા. ત "અજ્ઞાન" લેખમાનુ આ વાક્ય : "જ્ઞાન એ તો અજ્ઞાનને માપવાની ફુટપટ્ટી છે"; અથવા "હિસાબ"માનુ "હિસાબ રાખવો એટલે ભૂતકાળમા જીવવુ" એ કથન; અથવા "તબિયત બગાડવાની કલા" એ લેખમા આવતી "ઊચામા ઊચી કળા પાછળ અમુક પ્રકારનું અજ્ઞાન રહ્યુ હોય છે" એ પ્રકટત· વિરોધાભાસી ઉક્તિ આવા સૂત્રવાક્યોનો ભાઈ જ્યોતીન્દ્રના લેખોમાથી સારો એવો સચય થઈ શકે. કેટલાક સૂત્રાત્મક વચનો માત્ર હાસ્ય ઉપજાવનારા નહિ પણ ગભીર સત્ય કહી દેનારા હોય છે દા. ત. "વ્યવહાર સૃષ્ટિનું મધ્યબિન્દુ પૈસો છે, ભાવનાસૃષ્ટિનુ મધ્યબિન્દુ પ્રભુ છે" આવા વચનો જ્યોતીન્દ્રના વિચારક માનસનો પરિચય કરાવે છે, અને છતા સંદર્ભ એમા એવી રીતે મુકાયા હોય તો હાસ્ય, હાસ્ય નહિ તો વિસ્મય, વિસ્મય નહિ તો આદર ઉપજાવનારા બને છે

જે માનવવ્યવહારમા સાધારણ દૃષ્ટિને વિનોદનુ તત્ત્વ ન દેખાય એને હાસ્યપાત્ર રૂપે રજુ કરવાની રીતમાથી ઉપજતા હાસ્યરસને મે 'દૃષ્ટનિષ્ઠ' હાસ્ય કહેલ છે. ભાઈ જ્યોતીન્દ્રનો હાસ્યરસ એ પ્રકારનો વસ્તુત નથી. અર્થાત્ વસ્તુને વધારેમરચા વિના યથાવત્ રજુ કરવા છતા એમાથી હાસ્ય નીપજે એ રીત એમની નથી. સામાન્યદૃષ્ટિને જેમા હાસ્યપ્રેરક કઈ ન જણાતુ હોય તેવા પ્રસગોનુ પણ એઓ જ્યારે હાસ્યપ્રેરક નિરૂપણ કરે છે ત્યારે એ હાસ્યરસ વસ્તુગત અને દૃષ્ટનિષ્ઠ નહીં પણ વાણીગત અને વક્તૃનિષ્ઠ

હોય છે; એટલે કે હાસ્યનાં કારણો જ્યોતીન્દ્રે યોજેલી વાણીમાં, અનપેક્ષિત સાદૃશ્યકલ્પનામાં કે વિસ્મયકારક સંવાદલીલામાં રહેલાં હોય છે.

હાસ્યને ખીલવવાની એમની પ્રક્રિયા યથાસ્થિત પ્રતિબિંબ ઝીલનારી આરસી જેવી નહીં પણ બિંબનું વિકૃત પ્રતિબિંબ દેખાડનાર આરસી જેવી છે. એમનો વક્તૃનિષ્ઠ હાસ્યરસ વાણીમાંથી નીપજે છે એની પાછળ એમની એ શક્તિ રહેલી છે જ. સૂક્ષ્મદર્શકયન્ત્ર માફક અન્યને અલક્ષ્ય એવા, પ્રસંગગત, સૂક્ષ્મ ભેદવિભેદોને પારખે છે, અને એના કુદરતી પ્રમાણનો અનેકગણો વિસ્તાર કરી બતાવે છે.—અને એને પોતાની વાણીલીલા વડે વિનોદકારક રૂપે રજુ કરે છે. આમ એમના કલ્પનાતરંગો, એમની અવનવી પ્રતીકયોજના, એમનો વિસ્મય-જનક વાણીપ્રયોગ એ વસ્તુ કે વિષયનું એક પ્રકારનું વક્રીભવન કરનારાં તત્ત્વો છે. પણ એ વક્રીભવન છે તો આપણને એમના હાસ્યરસનો આસ્વાદ સાંપડે છે.

અને ભાઈ જ્યોતીન્દ્રની આ સૂક્ષ્મભેદદર્શિની, અલ્પ વસ્તુને બૃહદાકાર કરનારી, અને વિસ્મયકારક વાણીવિન્યાસ રચનારી શક્તિના મૂળમાં રહેલી છે. એમની મેં આરંભમાં જણાવેલી છે તે જીવનદ્રષ્ટા તરીકે રાગદ્વેષક્રોધવિષાદિથી મુક્તતા અને સાહિત્યસર્જક તરીકે આકારનિયમના તંત્રથી મુક્તતા. આ મુક્ત મનોદશાને લીધે જીવનનું દર્શન અને સાહિત્યનું સર્જન તેઓ સ્થિતપ્રજ્ઞની અદાથી કરી શકે છે. એમની આ સ્થિતપ્રજ્ઞની અદા એમની નિપુણ શાસ્ત્ર-મીમાંસા કરનારી વિદ્વત્તાને હળવા હાસ્યરસના ક્ષેત્રમાં વાળનારી બનતી હોય તો નવાઈ નહીં. એમની આ નિર્દ્વન્દ્વ અને તંત્રસ્વતંત્ર પ્રજ્ઞાસ્થિરતા એમને, એમના વાચકો અથવા શ્રોતાઓની પ્રજ્ઞાને ચકડોળે ચડાવે અને હાસ્યહિલ્લોળે ચડાવે ત્યારે પણ, તટસ્થ રાખી શકે છે. એમનાં આ લક્ષણો જ્ઞાનીનાં લક્ષણો છે—જે જ્ઞાનીને સ્વકીય કંઈ જ 'અર્થવ્યપાશ્રય' ન હોય, ભાષણદ્વારા પોતાના મતનો પ્રચાર કે પોતાના પક્ષનો પુરસ્કાર કરવાનો ન હોય, જે કેવળ સ્વપ્રયોજનથી રહિત લીલામાં લહેરતો હોય એવા જ્ઞાનીનાં લક્ષણો છે. એઓ ભાષણો માત્ર હાસ્યરસનો આહ્લાદ ફેલાવવા માટે જ કરે છે, પોતાના મતના કે પક્ષના સ્થાપન અર્થે કે પરના ઉત્થાપન અર્થે નહિ.

અને છતાં એઓ માનવજીવનના માર્મિક છે, મર્મજ્ઞ છે. આ દ્વન્દ્વમુક્તતા, આ તન્ત્રમુક્તતા, આ અર્થવ્યપાશ્રય – રહિતતા, આ માર્મિકતા જીવનની ગંભીર મીમાંસામાં અને વાઙ્મયની ગંભીર નિર્મિતિમાં પ્રયોજાઈ હોત તો?— એ પ્રશ્નને અનુત્તર જ આપણે તો રહેવા દઈશું. એનો ઉત્તર માત્ર વાણીથી નહિ પણ કૃતિથી—વાઙ્મયકૃતિથી—આપવાની ઇચ્છા ભાઈશ્રી જ્યોતીન્દ્રને થાય તો હજી પણ ષષ્ટિપૂર્તિથી શતાયુષપૂર્તિના ગાળામાં એવો સક્રિય ઉત્તર આપવાનું સામર્થ્ય એઓ ધરાવે છે.

રામપ્રસાદ પ્રે. બક્ષી

# જ્યોતીન્દ્ર

મારે મિત્રો, હતા અને છે : મારાથી નાની વયના, મોટી વયના તેમ જ સરખી વયના; સ્ત્રીઓ તેમ જ પુરુષો; કોઈ મારા જેવા મામુલી, કોઈ બૅરિસ્ટર, સૉલિસિટર કે ડાક્ટર, કોઈ વેપારી કે રસાયણશાસ્ત્રી, કોઈ નૃત્યકાર કે સંગીતકાર, અનેક પ્રકારની કલાના રસિયા મારા મિત્રવર્ગમાં–સ્નેહી વર્ગમાં–હતાં અને છે. પણ ૧૯૨૭–૨૮ સુધીમાં મારા જેવો લેખક-મિત્ર ન હતો. મારી નિર્બલતાઓને પ્રસન્ન વદને સહી લે, પોતાની નિર્બલતા મારાથી ન સહાતી હોય તો છુપાવી દે, સંયોગવશાત હું નિરાશાના સમુદ્રમાં ડૂબતો હોઉં તે વેળા તારણહાર બને અને મારા ક્ષુબ્ધ માનસને શાંત કરી શકે, મારા લેખક જીવનમાં મને એક સ્થાને ઊભો રહેવા દઈ, કટાઈ જવાને બદલે અનેક પ્રકારે પ્રોત્સાહન અર્પીને, જરૂર પ્રત્યે મારો વડીલ બનીને–માર્ગદર્શક બનીને, મારા પંથને સુંવાળો બનાવે, અનેક દિશામાં સરખા હોઈએ, અનેકમાં એ મારું સાંભળે–સાંભળીને મારી આત્મશ્રદ્ધાને પોષે, અનેકમાં હું એને મારી ટોપી ઉતારું એવો નિષ્ણાત હોય, એવો મિત્ર મારે જોઈતો હતો.

૧૯૨૭–૨૮માં હું શ્રી કનૈયાલાલ મુનશીની ઑફિસમાં અવારનવાર જતો. 'ગુજરાત'ના અનેક અવતારમાં તે વેળા ત્રૈમાસિક–અવતાર ચાલતો હતો એવું મને સ્મરણ છે. મુનશીજી સાથેનો મારો સંબંધ જ્યારથી–સાહિત્ય સંસદની સ્થાપનાથી–બંધાયો ત્યારથી એકધારો સળંગ ચાલતો આવ્યો છે. પરંતુ એમની સાથેની અન્ય વ્યક્તિઓની સાથે મારે વખતોવખત અથડામણ થયેલી. તે વેળાએ પણ 'ગુજરાત'ના અમુક માણસો જોડે હું વંકાયેલો; એ અને અન્ય કારણોને લીધે નિરાશ થઈને મેં મારી કલમ છોડી દીધી હતી; છતાં મુનશીજીના ચેમ્બરમાં તો, ટેવ પડેલી તેથી, અઠવાડિયામાં બે ત્રણ વાર હું જતો ને જતો જ

એક દિવસ શનિવાર હતો. બે વાગે ઑફિસમાંથી છૂટીને અઢીએક વાગ્યે મુનશીજીની ઑફિસમાં હું જઈ ચડ્યો. છેક બહારના રૂમમાં કોઈ હતું—ઘણું કરીને તો નર્મદાશંકર હતા–તેમની સાથે ગપ્પાં માર્યાં. એટલામાં અંદરના બીજા રૂમમાંથી એક જરા તીણો અવાજ આવ્યો. 'એ કોણ આવ્યું છે ? બહારથી ઉત્તર અપાયો : 'એ તો ધનસુખલાલ મહેતા.'' અંદરથી ફરી અવાજ આવ્યો :

-"એમને અંદર આવવાનું કહો ને." મને તે પ્રમાણે કહેવામાં આવ્યું; અને એ તીણા અવાજના ધણી 'જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે, એમ એ.' છે એમ પણ ઉમેરવામાં આવ્યું.

હું અંદર ગયો.

એ રૂમમાં એક બહુ મોટું ટેબલ પડી રહેતું અને કાંઈ કાંઈ માણસો એ ટેબલ પાછળ બેસી ચૂકયાં હતાં. મેં અંદર જઈને એ નવા, તદ્દન અપરિચિત, જ્યોતીન્દ્ર દવેને જોવાનો યત્ન કર્યો. પહેલે યત્ને તો મને લાગ્યુ કે રૂમ ખાલી છે બીજે કે ત્રીજે યત્ને મેં એક બહુ નાના અંગવાળા પુરુષને પેલા બહુ મોટા ટેબલ પાછળ એક ખુરશીમાં બેઠેલ જોયો.

એડગર એલન પોના અડાકૃતિ મસ્તકની યાદ કરાવે એવા એમના માથા ઉપરથી તે વેળા પણ વાળ મોટા પ્રમાણમા ખરી ગયા હતા અને માથે તાલ જેવું દષ્ટિગોચર થતું હતુ. વિશાળ કપાળ તીક્ષ્ણ નાસિકા, કદના પ્રમાણમાં સહેજ મોટા કાન, ઉપસેલી આંખો અને ઉપર સાદામા સાદું ચશ્માનું ફ્રેમ, ગાલમા ખાડા, 'ચીક બોન્સ' ઊપસેલ, લાબું ગળુ અને ગળાનો આગળ તરી આવતો હાડિયો, સાદામા સાદા પોષાકે ઢાંકેલું એમનું નેવુ રતલનુ શરીર, ગૌર વર્ણ અને નીરોગીની સ્વચ્છ ત્વચા. કોઈ ચિત્રકાર જ્યોતીન્દ્ર દવેનું ચિત્ર ચીતરવા .ઇચ્છતો હોય તો એને આટલુ વર્ણન જરૂર યાદ રાખવુ પડે. આ બધામા બે વસ્તુ મારા મન ઉપર ખાસ ચોંટી ગઈ : વર્ણન ઉપરથી કોઈએ વ્યક્તિને કદરૂપી ગણાવે, પણ એમને જોયા પછી કોણ જાણે શાથી, કોઈ પણ માણસ એમને કદરૂપા ન કહી શકે—"કદરૂપો" શબ્દમા જ કાંઈક ઘૃણાજનક તત્ત્વ છે, હું આવી બાબતમા ચોખલિયો પણ છું, પણ મે એમને જોતા જ હૃદયમા નિશ્ચય કર્યો કે 'કદરૂપો' શબ્દ એમને લાગુ ન જ પડી શકે, અને એ નિશ્ચય ફેરવવાનું આજ સુધી મને કારણ મળ્યુ નથી; બીજું : એમણે મને 'આવો, આવો, ધનસુખભાઈ' કહીને બેસાડ્યો ત્યારથી હું એમની સાથે પ્રેમમા પડ્યો છું તે સ્થિતિ હજી એવી ને એવી છે, આજે એ વાતને પાતરીસ વર્ષો વીતી ગયા છે તે છતાં.

એમનામાં રહેલ નિર્દોષ નિઃસ્પૃહ, હાસ્યરસના તરંગોની ભરી ભરી ઊર્મિઓ, કોઈ પણ પ્રકારની કટુતાથી, દ્વેષબુદ્ધિથી, ઈર્ષ્યાથી દૂર નાસતું એમનુ માનસ, આ બધું તમને એમના સંબંધમાં પહેલી પાચ દસ મિનિટમાં જણાઈ આવે છે; પણ શાથી જણાય છે, કયાંથી જણાય છે. એ તમને જડતું નથી કોઈની આંખમાં તમને સ્નેહ અને તોફાનમસ્તી-હાસ્ય વગેરે જણાય; પણ આમની આંખમાં તો એવું કશુ છેજ નહિ. કોઈના મુખના હાવભાવ પરથી આ બધું સમજાય, પણ

આમના મુખના હાવભાવ એ ફિનસુફી ચર્ચતા હોય કે સુરતના સોનીફળિયાની ગાળોમા ગ્હેલા ભાવાર્થનુ પૃથક્કરણ કરતા હોય તો પણ એકસરખા જ રહે છે. ટૂકમા, બાહ્ય દેખાવ ઉપરથી અને પાચદસ મિનિટના એમની સાથેના વાર્તાલાપથી એમના અનેકાનેક મહદ્ગુણોના—નિરભિમાન પ્રકૃતિ, હાસ્યથી તરવરથી મજાક ઠઠ્ઠા ઉડાવનારી ગૂઢ વૃત્તિ, ઈર્ષ્યા અહભાવ દ્વેષ વગેરેનો કેવળ અભાવ વગેરે તત્ત્વોના—તમે દર્શન કરી શકો કે છતા એમની સ્વમાનવૃત્તિ અને સ્નેહી પ્રત્યેની એમની વફાદારીની વૃત્તિ ઘવાતા—જરા પણ ઘવાતા—એમની અતિસૌમ્ય મૂર્તિ રુદ્રભાવ ધારણ કરી લે છે એ કદાચ એમના અનેક વખાણનારાઓ નહિ જાણતા હોય !

આ પ્રમાણે ૧૯૨૭–૨૮ની સાલમા મને લેખક-મિત્ર મળ્યો—અને તે જ્યોતીન્દ્ર હરિહરશકર દવે, એમ એ

*  *  *

પ્રથમ મુલાકાતે બધાયેલ સ્નેહ સમય જતો ગયો તેમ તેમ વિકાસ પામતો ગયો અને આખરે ' અમે બધા 'ના સયુકત લેખનકાર્યમા પરિણમ્યો કોઈપણ કાર્ય સાથે મળીને કરવુ હોય તો તે કાર્ય કરનારાઓ વચ્ચે કેવી સહકારવૃત્તિ—સ્નેહભરી સહકારવૃત્તિ—હોવી જોઈએ તે સમજી શકાય તેવુ છે, તો આ તો પુસ્તકનુ લેખનકાર્ય. માનસશાસ્ત્રીઓ કહે છે કે જેમ જુદી જુદી જાતની પ્રકૃતિ તેમ એ પ્રકૃતિ ધરાવનાર વ્યક્તિઓને મિત્રતા સાધવાની સરલતા વધારે એ સિદ્ધાન્ત સત્ય હો યા ન હો, પણ એક તરફ હુ—અતિ ઊર્મિલ, કાર્યનો આરભ થાય ત્યારથી ક્યારે પૂરુ થાય અને તે પણ તેનુ પ્રત્યેક સોપાન વ્યવસ્થિત રીતે ઘડાય તેવુ જોવાની ઇચ્છા રાખનાર, એ કાર્યના આરભથી માંડીને અન્ત સુધી એમા ઓતપ્રોત થઈ જનાર, અને તેમા કોઈપણ મનુષ્ય વિઘ્ન નાખે તો ઉગ્ર થઈ જાઉ તેવો ! અને બીજી તરફ જ્યોતીન્દ્ર—ગમે તેવી ઊર્મિઓને પણ દબાવી શાન્ત ચિત્ત રાખનાર, કાર્ય કરવામા ભયકર અન્યવસ્થાને વરેલ, અમુક કાર્ય પૂરુ નહિ થાય તો આસમાન તૂટી પડવાનુ નથી એવુ માનનાર, ગમે તેવા કાર્યમા ગમે તેવા વિઘ્ન આવે તો પણ જાણે કશુ થયુ જ નથી એવી મનોદશા ધારણ કરીને પ્રસન્નમુખે ચાહ અને પાનના ડૂચાની પરપરા ચાલુ રાખનાર !

એ વેળા જ્યોતીન્દ્ર મોરારજી ગોકળદાસની ચાલમા રહેતા હતા દર શનિવારે હુ ત્યા જાઉ જ્યોતીન્દ્ર બેઠા હોય એમના પત્ની તથા માતુશ્રી હોય, કોઈ કોઈ વેળા એમના સ્નેહી સગીત-નિષ્ણાત મહેન્દ્ર પણ હોય. અમે ગપ્પા મારીએ સુરતના સસ્મરણો સામસામા કહીએ ત્રણ વાગ્યાથી સાતેક વાગ્યા

સુધી મહેફિલ જામે. એમાં બે ત્રણ ચાહના ડોઝ, ઘણા પાનના ડોઝ લેવાય, અને મારી સિગરેટ તો સળગતી હોય જ ! આવા ગપ્પાથી કંટાળીને કે પછી અજબ થઈને એક વેળા જ્યોતીન્દ્રનાં માએ પૂછ્યું હતું કે "તમે આમ ગપ્પાં માર્યા કરો છો ત્યારે "અમે બધા"ની ચર્ચા કયારે કરો છો?" જ્યોતીન્દ્ર હમી પડયા અને બોલ્યા કે "આવાં ગપ્પાંઓમાંથી જ "અમે બધા"નાં પ્રકરણો તૈયાર થતાં જાય છે."

અને ખરેખર 'અમે બધાં' એમ જ લખાતું ગયું હતું. ૧૯૩૩માં-તેની કદાચ આખરમાં-જ્યોતીન્દ્રે મુંબઈ છોડી સૂરતની કૉલેજમાં નોકરી લીધી. સદ્દભાગ્યે, 'અમે બધાં' તે વેળાં લગભગ પૂરું થવા આવ્યું હતું. એમ જો ન હોત તો એ પૂરું થાત કે નહિ એ એક પ્રશ્ન છે, કારણ કે જ્યોતીન્દ્ર એ આંખની શરમ હોય તો માંડમાંડ લખે તો પછી એ ન હોય ત્યારે શું જ થાય? આખરે એ પુસ્તક પૂરું થયુ. મેં એનું છેલ્લું પ્રકરણ લખ્યુ અને જ્યોતીન્દ્રને વાંચવા મોકલ્યુ એ મોકલતી વેળા મારા હૃદયને એમ થઈ ગયુ કે જાણે કોઈ વહાલાંને હુ છેલ્લી વિદાય આપતો હોઉં ! અને તેની સાથે સાથે જ્યોતીન્દ્ર-મારા પરમ લેખકમિત્રની સાથેના સંબંધનો પણ એક અંક પૂરો થતો હોય ને ! ફરીથી એટલા કલાકો અમે સાથે એ વાતાવરણમા આવ્યા નથી.

જ્યોતીન્દ્ર ૧૯૩૭માં પાછા મુંબઈ આવ્યા. એ સૂરત હતા એ દરમ્યાન ઘણુંખરું મે માસમાં અમે સૂરત એકઠા થતા, પણ મોરારજી ગોકળદાસની ચાલના જેવી મહેફિલો ફરીથી જામી નહિ.

* * *

વિવેચનના લેખોમા જ્યોતીન્દ્ર કોઈને કડુ વચન કહેતા નથી, વખાણ પણ સારા પ્રમાણમાં કરે છે, પણ મોએ અતિપ્રશંસા તો જ્યારે ખરેખર એવો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે જ કરે છે એ હુ જાણું છુ. આટલા વર્ષના મારા એમની સાથેના સંબંધમાં-અને એ મારા હાસ્યના આજ વર્ષોના વખાણનારા છે—માત્ર ત્રણ વેળા એમણે મારે મોએ મારી પ્રશંસા કરેલી. એક, સૂરતમા એમને મારી 'આ' નામની વાર્તા (ગંધા ટાણે) વચાવી ત્યારે; બીજીવાર જ્યારે એમણે 'પરિવર્તન' (છેલો દાલ) વાંચી સારે એ એટલા પ્રસન્ન થઈ ગયેલા કે એમની ઑફિસમાથી મારી ઑફિસમા આવીને એમણે અભિનંદન આપેલા; ત્રીજીવાર, માંટાકુઝમાં અમે 'બલિદાન' નામે નાટક ભજવેલુ ત્યારે મારો અભિનય જોઈને એમણે મુક્ત કંઠે એની પ્રશંસા કરેલી. આ ત્રણ પ્રસંગોને હુ મારા જીવનના ધન્ય પ્રસંગો ગણું છું.

* * *

જે એમના મિત્રમંડળમાં 'કવિ' તરીકે મશહૂર થયેલા, જેમણે પહેલું નાટક લખ્યુ—વિષપાન–તે કરુણથી ભર્યું હતુ, એ જ્યોતીન્દ્ર દવે પાછળથી કવિ પણ નહિ, કરુણના લેખક પણ નહિ, પરંતુ સમર્થ હાસ્યરસના વક્તા, લેખક અને નટ તરીકે જાણીતા થયા એ પણ સાહિત્યજગતની એક આશ્ચર્યયુક્ત ઘટના છે.

ગુજરાતની અવેતન રંગભૂમિ ઉપર હાસ્યરસિક નટ તરીકે એમનું સ્થાન વિશિષ્ટ છે હાસ્યરસના સૌથી આગેવાન નટોમાં છેઃ એમની હાજરજવાબી ભલભલાને દિગ્મૂઢ કરે તેવી છેઃ પણ સાથે એ પણ કહેવું જોઈએ કે પોતાના ભાષણને વેગળું મૂકીને તરતના ગોઠની ગોઠવીને મૂકેલા વાક્યોની પરંપરા ચલાવવી એ જ્યોતીન્દ્ર દવે, ચન્દ્રવદન મહેતા વગેરેની ખાસિયત છે. એથી અન્ય નટ–નટીઓ એમની સાથેના પોતાના કામમાં આચકો ખાઈ જાય છે. આટલી ક્ષતિ બાદ કરીએ તો જ્યોતીન્દ્રની સાથે અવેતન રંગભૂમિ ઉપર કાર્ય કરવું એ એક જિંદગીની મોજ છે શુ નાટકોમાં કે શુ ભાષણોમાં ને વાદવિવાદની સભામા, જ્યોતીન્દ્ર દવેનો પ્રયાસ એ હોય છે કે અન્ય વ્યક્તિઓ પણ કેવી રીતે પ્રકાશમા આવે અને પોતાના કાર્યમાં વિજયી બને. આટલું જ નહિ પણ આવા કાર્યમા પોતે કશુંક અસામાન્ય કરી ગયા છે એની પણ એમને ખબર નથી હોતી. રિહર્સલોમાં એમના મુખમાંથી સતત વહેતો નિર્દોષ હાસ્યરસ ભાગ લેનારાઓને આનંદમા રાખે છે, અને એવાં કાર્યોમા સર્વદા હાજર રહેતા આતરકવદોને દૂર રાખે છે.

અને મુશાયરાઓમાં પ્રમુખપદે બેઠા બેઠા એ એક પછી એક આવતા શાયરોને અને એમની શાયરીને પોતાની વિશિષ્ટ હાસ્યરસિક રીતે દાદ આપે છે ત્યારે એમનું કવિત્વ આછો ચમકાર કરી જાય છે. છેવટ પ્રમુખ તરીકેના એ બોલમા એઓ પૂર બહારમા કવિ તરીકે ઝળકે છે, અને શાયરોને તેમ જ તેમ શ્રોતાજનોને આરંભથી તે અંત સુધી ખુશમિજાજમાં અને ખડખડાટ હસતા રાખે છે

આ જ્યોતીન્દ્ર વિના મુંબઈની સભાઓ, મુંબઈના મુશાયરાઓ, મુંબઈનાં મેળાવડા અને મુંબઈના ઉત્સવો હાસ્યરહિત બને, ઝંખવાઈ જાય. સદ્ભાગ્યે જ્યોતીન્દ્ર થોડાંક વર્ષ સુરત ગયા હતા પણ એ બાદ કરતાં એમનાં જીવનના બાકીનાં વર્ષોમાં મુંબઈ સાથે જ જડાઈ રહ્યા છે, અને એમની આજે સાઠની થયેલી વય સોની થાય ત્યાંસુધી હવે તો જડાયા જ રહેશે. સુરતથી એ મુનશીજીના સાહિત્યમંત્રી તરીકે મુંબઈ આવ્યા. મુનશીજી સત્યાગ્રહની સ્વરાજ્યની લડતમા

જેલવાસી બન્યા એટલે જ્યોતીન્દ્ર કમીબાઈ હાઈસ્કૂલમા શિક્ષક તરીકે જોડાયા. અને ત્યાથી સુરતની કૉલેજમા પ્રોફેસર તરીકે ગયા. પણ મુનશીજીના આગ્રહને વશ થઈને એમણે પ્રોફેસર પદ તજ્યુ, જન્મભૂમિ તજી, અને પાછુ મુબઈ ઉપર આક્રમણ કર્યું. શ્રી મજમુદાર સરકારી ઓરિયેન્ટલ ટ્રાન્સલેટર હતા તેમના આસિસ્ટંટ તરીકે–એટલે એસિસ્ટન્ટ ઓરિયેટલ ટ્રાન્સલેટર તરીકે–એમણે નોકરી સ્વીકારી અને મજમુદાર સાહેબ નિવૃત્ત થતા જ્યોતીન્દ્ર ઓરિયેન્ટલ ટ્રાન્સલેટર બન્યા. એ સરકારી નોકરીમાથી નિવૃત્તિ એમને લેવી પડી ત્યારે તરતોતરત એમને મુનશીજીએ ભારતીય વિદ્યાભવનમા ઝડપી લીધા ત્યાર પછી જ્યોતીન્દ્ર હવેના પગલા ફરી પાછા પ્રાધ્યાપકપદની તરફ વળ્યા—પ્રથમ ઘાટકોપરની સોમૈયા કૉલેજમા, અને ત્યારપછી હાલ અંધેરીની નવી કૉલેજમા. આમ જ્યોતીન્દ્ર મુબઈમા જ રહ્યા એનો ઘણો યશ મુનશીજીને ફાળે જાય છે.

* * *

એમના હાસ્યરસભરપૂર ભાષણોથી જ્યોતીન્દ્ર હવે સારાય ગૂજરાતમા અને "મહાગૂજરાત"મા કોઈ અનોખી કીર્તિ સપાદન કરી ગયા છે. અમારા બેનાથી વધુ લોકપ્રિય લેખક કોણ એની ચર્ચા, અમો બે જ વાતો કરતા હતા તે દરમ્યાન, ઉપસ્થિત થતા મેં ભારપૂર્વક જણાવ્યુ કે અલબત્ત આપણા બેમા તમે જ વધુ લોકપ્રિય છો. એમણે પોતાનુ લાક્ષણિક હાસ્ય હસીને કહ્યુ કે એ લોકપ્રિયતા પોતાને પોતાના લખાણોને લીધે વરી નથી, પણ ભાષણોથી મળી છે. એ વેળા એમના બે જ પુસ્તકો હજી પ્રસિદ્ધ થયા હતા–'રુઘાની નોંધપોથી' અને 'રગતરગ' (ભાગ ૧)–એ વાત ધ્યાનમા રાખવાનુ કહીને એમણે મને કહ્યુ કે લોકો એમના ભાષણોથી ખુશ થઈને એ વાતને એમના લખાણો જોડે-એ વાચ્યા વગર–જોડી દે છે અને એને પરિણામે એમને ધારવામા આવે છે એવી લોકપ્રિયતા પ્રાપ્ત થઈ છે' આવી તટસ્થતાથી–આ લોકપ્રિય લેખક અને વક્તા તે જ્યોતીન્દ્રના પોતાનાથી જુદો જ માણસ હોય એવી તટસ્થતાથી–કોઈ વિરલ મનુષ્ય જ વાત કરી શકે.

ઓડિયન્સ ગમે તેવુ હોય, વિષય ગમે તે હોય, સ્થળ ગમે તેવુ હોય, સયોગો ગમે તેવા હોય, ત્યારે પણ પોતાનું નિશાન ચૂકે નહિ અને પાચ મિનિટમા ઓડિયન્સને 'પાઈડ પાઈપર ઑફ હૅમેલિન'ની પેઠે વશ કરી લે એવા વક્તા ઝાડની ડાળે ડાળે પાકતા નથી. ગભીર વક્તૃત્વમાં કોઈ સુરેન્દ્રનાથ બેનરજી, કોઈ મદનમોહન માલવિયાજી, કોઈ શ્રીનિવાસ શાસ્ત્રી, કોઈ શાપુરજી સકલાતવાળા કે કોઈ એમ આર. જયકર જેવી શકિત દર્શાવી શકે. હાસ્યરસના

વક્તૃત્વમાં મેં એવી માત્ર એક જ વ્યક્તિ જોઈ છે અને એ છે જ્યોતીન્દ્ર દવે એમના એ પ્રિય ક્ષેત્રમાં બીજા મેં એક બેનાડીઓ આવ્યા અને ઝળક્યા હતા— પણ હજી એમને માટે દિલ્હી ઘણું દૂર છે અને જ્યોતીન્દ્રની ચેમ્પિયનશિપ ભયમાં નથી—કદી ભયમાં આવે એવું દેખાતું નથી રંગ છે હાસ્યપ્રધાનવક્તૃત્વ-સમ્રાટ જ્યોતીન્દ્ર !

*    *    *

લેખક તરીકેનો એમનો હાસ્યરસ હજી કોઈ વિદ્વાને બરાબર ચર્ચ્યો નથી ગુજરાતમાં જે થોડાઘણા પહેલા વર્ગના હાસ્યરસકારો છે તેમના દરેકના વિધાન એટલા જુદા છે કે પહેલું કોણ અને બીજું કોણ એવા નબર આપનાર વિવેચક પોતે હાસ્યરસના વિવિધ સૂક્ષ્મ પ્રકારો સમજતો નથી એટલું જ પુરવાર થાય છે અસલના મૂલ્યાંકનો હવે ફરીથી કાળજીપૂર્વક તપાસવા ઘટે છે દાખલા તરીકે, રમણભાઈનો હાસ્યરસ સૂક્ષ્મ હાસ્યરસ તરીકે ઓળખાવવામાં આવ્યો છે અને ભદ્રંભદ્ર એટલે એવું ઉત્તમ પુસ્તક કે એની સાથે તો શું પણ એની પછી આવવા માટે પણ કોઈ અન્ય પુસ્તક યોગ્ય નથી એવું કહેવાયું છે પણ એવું કહેવાના જમાના ગયા 'હાસ્યમંદિર'માંના લેખોમાં હાસ્યરસ સૂક્ષ્મ કરતાં વધારે છે ભદ્રંભદ્ર'માં ઠેર ઠેર મશ્કરી છે એટલે કે સ્ફુટ હાસ્યરસ વિશેષ છે સ્ફુટ એટલે સૂક્ષ્મ કરતાં અધમ એમ માનવું જરૂરનું નથી—પણ આવા નવા મૂલ્યાંકનોની જરૂરિયાત—એકાદ મૂલ્યાંકન પ્રકટ થયું છે તે છતાં—હજી ઊભી છે આ પ્રમાણે ઠેઠ આજ સુધીનું આપણું હાસ્યરસનું સાહિત્ય નીરખનાર અને તોલનાર વિવેચકની દૃષ્ટિએ જણાશે કે જ્યોતીન્દ્ર દવેના હાસ્યરસમાં જો કોઈના પણ હાસ્યરસ જોડે સામ્ય લાગતું હોય તો તે ગગનવિહારી મહેતાના હાસ્યરસ જોડે પણ તેમાં સામ્યના અંશો અમુક જ છે અને ગગનવિહારી પોતાની અસંખ્ય પ્રવૃત્તિઓ જરા મૂકે તો વધુ લખી શકે ને !

જ્યોતીન્દ્રે 'ગુજરાત'માં એમની 'નોંધપોથી'નો આરંભ કર્યો ત્યારે આખું ગુજરાત—એના રસિક વાચકોનું વિશ્વ—ક્ષણભર થંભી ગયું હતું એના નિબંધો ગુજરાતી—સાહિત્યમાં કોઈએ કદી દીઠા ન હતા અંગ્રેજી સાહિત્યમાં એવા પ્રકાર જોવા જઈએ તો અંગ્રેજી 'પંચ'ના એ પી હર્બર્ટમાં અને એન્ટની આર્મસ્ટ્રૉંગના નિબંધોમાં એનું સામ્ય કદાચ મળે, જો કે એ પણ સોએ સો ટકા તો નહિ જ 'જેરોમ કે જેરોમના નિબંધો માર્ક ટ્વેઇનના નિબંધો વગેરે જોનારને પણ જણાશે કે જ્યોતીન્દ્રના નિબંધો એ બધાથી કેવળ જુદા, કોઈ જુદા વિધાનથી જ હાસ્યરસ જમાવનારા છે

શ્રી મોહનલાલ પાર્વતીશંકર દવે લખે છે: "ભાઈ જ્યોતીન્દ્રની હાસ્યરસની રચનાઓને સામાન્ય કરતાં વિશેષ સૂક્ષ્મતા, સચોટતા અને સામર્થ્ય આપવામાં કોઈ પણ ઊંડું અને વ્યાપક તત્ત્વ કારણભૂત હોય તો તે એમની વિદ્વત્તાનું છે."

પણ, આ વિદ્વતા એમના લખાણને લોકભોગ્ય બનાવવામાં અંતરાયરૂપ નથી વાક્યે વાક્યે વિદ્વતા નીતરતી હોય છતાં આખા લખાણની અસર એવી હોય છે કે જ્ઞાની તેમ જ અજ્ઞાની, શિક્ષિત અને અશિક્ષિત, ઉભય ખડખડાટ હસી પડે છે. એનું કારણ એ છે કે એમનાં લખાણોમાં માત્ર સૂક્ષ્મ હાસ્યરસ નથી. જો માત્ર સૂક્ષ્મ હાસ્યરસ હોય તો તે કદી લોકભોગ્ય બને નહિ. એક દૃષ્ટાન્ત આપું: જેરોમ કે. જેરોમે 'થ્રિ મેન ઈન એ બોટ' નામનું સ્ફુટ હાસ્યરસનું પુસ્તક લખ્યું અને એની કીર્તિ જગતભરમાં પ્રસરી ગઈ. પછી જે જે પુસ્તક આ પ્રકારનું લખ્યું તે તે લોકપ્રિય થયું. અને 'ધ એન્ડ આઈ' જેવા સૂક્ષ્મ હાસ્યરસવાળાં પુસ્તકો લખ્યાં તે માત્ર વિદ્વદ્ભોગ્ય જ બન્યાં. જ્યોતીન્દ્રના લખાણમાં ઉપલુ પડ કહો કે ઉપલો થર કહો તે સ્ફુટ હાસ્યનો છે અને અંદરના પડ કે થરમાં સૂક્ષ્મ હાસ્ય વહે છે.

એમના નિબંધોનાં—લેખોનાં—મથાળાં જોશો તો મારું આ કથન તરત જ સમજાઈ જશે. 'અશોક પારસી હતો', 'મહિષીહરણ', 'લગ્નના ઉમેદવાર', 'જીભ', 'તણિયત', 'છત્રી', 'આળસ', 'ઊંઘની દવા', 'બિચારો પુરુષ', 'ઘાટીને ખુલ્લો પત્ર' વગેરે વગેરે. આવાં મથાળા વાંચીને વાચકોનો મોટો ભાગ હસવા તત્પર થાય એ સ્વાભાવિક છે. અને એ જ મતલબનું લખાણ વાંચતાં વાંચતાં એ હાસ્ય વધતું જાય છે—પછી ભલે ને એમાં રહેલ સૂક્ષ્મતા એમને—વાચકોના મોટા ભાગને—ન સમજાય.

* * *

આવા એક અપૂર્વ અને અજોડ હાસ્યકારમાં દુર્ભાગ્યે વસ્તુસર્જનની શક્તિ નથી, એટલે એમની સર્જકતામાં માત્ર નિબંધો જ રહે છે, એમાં વૈવિધ્ય આવતું નથી અને એટલા પ્રમાણમાં એમની સર્જકતા—એમનો હાસ્યરસ—અમુક સંકુચિત પ્રદેશમાં જ વિહરી શકે છે. બીજું, એમ પણ લાગી આવે છે કે એમના નિબંધોના સૂક્ષ્મ આન્તરસ્તરમાં એઓ જરા વધારે સૂક્ષ્મતા આણે, માનવીનાં

ધબકતા હૈયામા ઊછળતી અનેકાનેક ઊર્મિઓના આછા પાનગા પણ દર્શન આપણને કરાવે તો વધારે સારુ મશહૂર હાસ્યરસકાર ડબ્લ્યુ ડબ્લ્યુ જેકબ્ઝના અનુપમ હાસ્યરસની અતિ પ્રશંસા કરી રહ્યા પછી, એક સમર્થ વિવેચકે કાઈક આવી મતલબના ઉદ્‌ગાર કાઢ્યા હતા કે જેકબ્ઝ છેક સપાટી ઉપર રહીને આવો અમર હાસ્યરસ પીરસે છે એને માટે આપણે એના ઋણી છીએ, જ્યા પણ જેકબ્ઝ જરા માનવહૈયાના ઊંડાણમા ઊતરીને આપણને સક્ષમ હાસ્ય મનુ પાન કરાવે તો આપણે એના હજારગણા વધારે ઋણી થઈએ જેકબ્ઝ લખતો બધ થઈ ગયો ત્યા સુધી એણે પેલા વિવેચકની સલાહ–સૂચના સ્વીકારી નહિ જ્યોતીન્દ્ર પણ આ સલાહ–સૂચન નહિ સ્વીકારે તો ધનસુખલાલને માઠું નહિ લાગે

જ્યોતીન્દ્રની ગુજરાતે કદર કરી છે–એની સમજ અનુસાર રૂ ૫૦૦નુ ગનિયાગ પારિતોષિક, હાસ્યરસ માટે, ઘણા વર્ષ ઉપર એમની અને મગતફળીગ વચ્ચે વહેચવામા આ યુ હતું. ૧૯૪૧નો રણજિતરામ સુવર્ણચન્દ્રક જ્યોતીન્દ્રને જ, હાસ્યરસના ક્ષેત્રમા કાર્ય કરવા બદલ આપવામા આ યો એથી ગુજરાતની હાસ્યરસની કદર ઉચ્ચતર સાબિત થઈ

પણ જ્યોતીન્દ્રે હજી પોતાની ગઠડીમા ઘણુ છુપાવી રાખ્યુ છે હાસ્યરસના આ નિષ્પાદક રસશાસ્ત્રમા કવા નિષ્ણાત છે એ જેમણે એમના મુબઈ યુનિવર્સિટિ–યોજિત ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા અગેના રસસિદ્ધાન્તો વિશેના વ્યાખ્યાનો સાભળ્યા છે એઓ જાણે છે એ વ્યાખ્યાનો લખાય, છપાય પ્રકટ થાય અને જ્યોતીન્દ્રને એને માટે સરકારી પારિતોષિક અપાય–એ જોવાને ગુજરાતના રસમાર્મિકો અધીરા બનીને રાહ જોઈ રહ્યા છે

બીજુ પણ કાઈક એમની ગાઠડીમા છે ૧૯૪૨ના એપ્રિલ મેમા પૂર્વ આફ્રિકામા જિંજા મુકામે ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાવાની હતી, તેના પ્રમુખ તરીકે જ્યોતીન્દ્રની વરણી થઈ હતી ગુજરાત એમની એ પ્રકારની કદર કયાર કરશે ? પણ પૂર્વ આફ્રિકાવાસીઓએ તો કદર કરી એ વરણી થતા—જ્યોતીન્દ્ર ત્યા જવાની તૈયારી કરતા હતા—એમના સહજ સ્વભાવ પ્રમાણે આસાનીથી મુલતવી રાખવાના મીઠા ફળ –એ ત્યારે

એ જ સમય કપ્પાનામા વાર્ષિક નાટ્યસમેલન થવાનુ હતુ અને એમા એક પૂરા નિર્ણાયક તરીકે મારી—જ્યોતીન્દ્રના દોસ્ત ધનસુખલાલની—ચૂટણી થઈ હતી, અને ધનસુખલાલ એમની સાહજિક નવાબી પ્રકૃતિ પ્રમાણે અત્યત

ગભરાટથી તૈયારી કરી રહ્યા હતા ! જવાનો સમય નજદીક આવ્યો અને, ધનસુખલાલના (=મારા) મિત્રો ખાનગીમાં ધારતા હતા તેમ, ધનસુખલાલની (=મારી) પ્રકૃતિ કથળી અને ધનસુખલાલે (=મેં) આફ્રિકા જવાની ના હિંમતભેર પાડી દીધી ! સંકટ સમકે સાંકળ ખેંચાઈ. એ નિર્ણાયકપદ જ્યોતીન્દ્રના માથા પર ઠસાવી દેવામાં આવ્યું. જ્યોતીન્દ્રના ખભા સાબૂત છે અને એમના

ભાથામાં કયાં માત્ર એકાદ-બે તીર હતાં ? પૂર્વ અને પશ્ચિમ ઉભય નાટ્યકલાના ઉત્તમ ગ્રંથોનું પરિશીલન કરી તૈયાર થયેલ જ્યોતીન્દ્ર, નાટ્યકલાવિવેચક તરીકે પણ એવા જ નિષ્ણાત હોઈ આફ્રિકાના યજમાનોને ચિંતાનુ કારણ રહ્યું નહિ...જ્યોતીન્દ્ર ત્યાં ગયા, દોઢેક માસમાં પોતાની વિશિષ્ટ શૈલીમાં ચાળીસેક ભાષણો કરીને એમણે હાસ્યપ્રધાનવક્તૃત્વસમ્રાટ તરીકેનો પોતાનો કીર્તિધ્વજ ત્યાં ફરકાવ્યો.

અમારા જૂના પુરાણા જોગી દોસ્ત ચન્દ્રવદન મહેતાએ કયાં કયાં ભ્રમણો કર્યાં છે !—ત્યાંનાં સંસ્મરણો એ પોતાની ગઠરિયામાં બાધી આણીને, અહીં ગુજરાતી આલમને એમાની રસિક પ્રસાદી ઉમળકાભેર આપી રહ્યા છે. જ્યોતીન્દ્ર પણ પોતાની ગઠરિયામાં આફ્રિકાની પ્રસાદી એમની નિરાળી નજરે જોઈને લઈ આવ્યા તો હશે જ અચૂક; હવે પ્રશ્ન એટલો રહે છે કે એ એમની ગઠરિયાં ગુજરાતી આલમના લાભાર્થે છોડશે ખરા ?

ચન્દ્રવદન સાચા સૂરતી સહેલાણી પેઠે ઉદાર હૃદયી છે અને ગઠરિયાં ઠાલવ્યા જ જાય છે. જ્યોતીન્દ્ર સૂરતી આલસ્યપ્રિય છે, તેથી એમની ગઠરિયાં બાંધેલી જ રાખે એવો ભય રહે છે ખરો. આપણે આશા રાખીએ કે એ ભય ખોટો પડે અને જ્યોતીન્દ્ર પોતાની ગઠરિયા છોડીને પ્રસાદી વહેંચે.

જ્યોતીન્દ્રને છુપાવવાની આદત તો છે. હૃદયની માનવતા છુપાવીને જ એ નિબંધોમાં હાસ્યરસની ઓથે ક્રૂર થવાનો મિથ્યા યત્ન કરે છે; હૈયાની ઉર્મિલતા દબાવીને એ કટાક્ષવાદી હોવાનો દેખાવ કરે છે; જિગરના ઊછળતા સ્નેહસાગરને સંતાડીને એ જગતમાં ચોવીસે કલાક હસતા વદને–બેફિકર હોય તેમ–વિચર્યા કરે છે. આવા જ્યોતીન્દ્ર પોતાની ગઠરિયામાં હજી ઘણું છુપાવી બેઠા છે. છુપાવવાની આવી આદતવાળા જ્યોતીન્દ્ર હવે પોતાના આળસને છુપાવવા, દબાવવા, સંતાડવા યત્ન કરે અને એમ કરીને એમણે આપ્યું છે તેના કરતાં શતગણું હાસ્યરસનું

સાહિત્ય અને મહત્ત્વગણું સાહિત્યપરિશીલન ગુજરાતને આપવાને કમ્મર કસે તો ? કસશે ?

ડૉક્ટરો, વકીલો અને સોલિસિટરો પેન્શન લઈને પોતાના ક્ષેત્રમાંથી નિવૃત્ત થાય એ શક્યતા ઓછી છે, તેમ હાસ્યરસનિબંધસમ્રાટની અને હાસ્યરસવ્યાખ્યાન સમ્રાટની ગાદીએથી પણ નિવૃત્ત થવું મુશ્કેલ છે અને જ્યોતીન્દ્ર એ માન્યતાથી પ્રેરાઈને નિવૃત્ત થતા નથી એ ગુજરાતના સુભાગ્ય છે આજે પણ જ્યોતીન્દ્ર નિબંધોની પરંપરા અને ભાષણોનો ધોધ વહેવાની પેઠે જ અને એવા જ યૌવનસુલભ ઉત્સાહથી સતત વહાવી રહ્યા છે અને એ બદલ એમને સર્વ ગુજરાતી તરફથી હાર્દિક અભિનન્દન આપીશું પણ હવેની ગાળેની ગરણિયા તેઓ છોડે એની રાહ તો જોતા જ રહીશું

ધનસુખલાલ મહેતા

## મારા પૂર્વજો-મારા જન્મના કેટલાક જવાબદારો

—અને હું રડ્યો.

આસપાસ ભેગાં થયેલાઓના અવાજને ભેદીને મારો અવાજ વાતાવરણમાં પોતાની અસર જમાવવા લાગ્યો.

'છોકરો થશે તો મજબૂત! જુઓને અવાજ કેવો છે?' મારાં આતામહી બોલ્યાં.

'જાણે મોટા મરદ રડતો હોય એવું લાગે છે, નહિ?' મારાં મામી જરા વિસ્મયના ભાવથી ઝીણે અવાજે બોલ્યાં.

મારા અવાજ વિષેની ચર્ચા પૂરી થઈ એટલે મારા શરીરની સમાલોચના શરૂ થઈ. અવલોકનકાર જેમ પ્રથમ આખા પુસ્તકની સમાલોચના કરે છે, પછી તેનાં પ્રકરણાદિની પૃથક્ પૃથક્ ચર્ચા કરે છે ને છેવટે સાહિત્યમાં એ પુસ્તકના સ્થાનનો તુલનાત્મક નિર્ણય કરે છે, તેમ પ્રથમ મારા સમગ્ર શરીરની સમીક્ષા કરવામા આવી; પછી ધીરે ધીરે ઉપાગોનુ અવલોકન કરવામાં આવ્યુ; અને પછી પૂર્વજાદિની સાથે મારી તુલના કરી, કુટુબજગતમાં મારા સ્થાનનો નિર્ણય કરવાનો પ્રયત્ન થયો.

મારા કુટુબનું ભૂતકાલીન ગૌરવ હું બધું પાછું મેળવીશ એમ કેટલાકને લાગ્યુ, તો વળી કેટલાકે એમ ધાર્યું કે અમારા કુટુંબની રહીસહી આબરૂ ઉપર હું પાણી ફેરવીશ. મારા મામાને હુ મારી માતાના દાદા જેવો થઈશ એમ લાગ્યુ, તો મારા પિતાને હું મારા ફુઆ જેવો થઈશ એમ લાગ્યું. કોઈકે હુ મારા માતામહ જેવો નીવડીશ એમ કહ્યુ. એકે હું મારા કાકા જેવો થઈશ એવો અભિપ્રાય આપ્યો નેં બીજાએ હુ મારા મામા જેવો થઈશ એવું ભવિષ્ય ભાખ્યુ. આમ માતૃકુલ ને પિતૃકુલરૂપી બે મહાગિરિમાંથી વહેતી પૂર્વજો રૂપી ગંગાયમુનાનો સંગમ થયેલો સૌને ભાસ્યો.

મારા માતૃપક્ષ તેમ જ પિતૃપક્ષમાં થઈ ગયેલા પૂર્વજોની કથા વિવિધ રસવડે અંકિત થયેલી છે. ઇતિહાસ, લોકકથા, દંતકથા ઇત્યાદિનું એમાં અદ્‌ભુત

મિશ્રણ થયેલુ છે. એ આખી કથા અહીં આપી શકાય એમ નથી. પરંતુ જેમનું ઠર્યું પડેલુ લોહી ફરી ઉષ્ણ થઈ મારામા વહી રહ્યું છે, ‘લૉ ઑફ હેરિડિટી,’ ‘એટેવિઝમ’ ઇત્યાદિ મુજબ જેમના ગુણો મારામાં ઊતરી આવે એવો સંભવ છે, અને મારા જન્મના જેઓ જવાબદાર છે, તેમાના થોડાકની કથાનો અલ્પ ભાગ અહીં આપીને હું પિતૃઋણ અદા ન કરું તો મારા પૂર્વજોનો હું યોગ્ય અનુજ ન કહેવાઉં. આજેય મારા ઘરમાં મારા એ પૂર્વજોની છબી છે અને મારાં અનેક કાર્યમાં—

‘ભીંત ઉપરથી વીર પૂર્વજો દે આશિષ જયકર ’

એટલે મારે એમને મારો અર્ઘ્ય આપવો જ રહ્યો.

અમારૂ કુટુબ બહુ જૂનુ છે. પિતૃપક્ષમા અગિયાર પેઢી સુધીના અને માતૃપક્ષમા સત્યાવીશ પેઢી સુધીના નામ હજી મળે છે અત્યત પરિશ્રમભરી શોધખોળને પરિણામે મારા પ્રપિતામહના પિતામહ અને મારા પ્રમાતામહના પ્રમાતામહ એ નામો ભેગા કરી શકયા હતા નામો વિષે બધા એકમત છે, પણ ક્વચિત્ સ્થાનમા મતભેદ દેખાય છે દાખલા તરીકે, મારા પિતૃપક્ષમા લક્ષ્મણ નામે કોઈક મનુષ્ય થઈ ગયો એમ બધા માને છે, પણ એ લક્ષ્મણ તે મારા પ્રપિતામહના પ્રપિતામહનો પ્રપિતામહ હતો એમ કેટલાક કહે છે, ને બીજા કેટલાક એમ કહે છે કે એ લક્ષ્મણ મારા પ્રપિતામહના પ્રપિતામહનો માત્ર પિતામહ જ હતો. મારા માતૃપક્ષમા થયેલો નરહર, ગગાભાઈનો બાપ હતો કે દીકરો એ પ્રશ્ન જાણકારોના તીવ્ર મતભેદનો વિષય થઈ પડ્યો છે. પરંતુ વંશવૃક્ષની એ ભુલભુલામણીમા ભમવાની આપણને જરૂર નથી. અહીં તો હું જીવનના ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં અલૌકિકત્વ દર્શાવનારા, કાર્યપ્રિય, જેને Heroes (વીર) કહે છે તેવાઓનાં થોડાક છાયાચિત્ર જ આપીશ.

મારા પિતૃપક્ષમાં જેનુ પહેલવહેલું નામ મળે છે એવા, અમારા આદિપુરુષ ના, નરભેરામ ભગત વિષે ઘણી વાત કહેવાય છે. એમને સાક્ષાત્ હરમાન પ્રસન્ન હતા. એ જન્મ્યા ત્યારે રડેલા નહિ, પણ ‘હરમાન હરમાન’ એમ બે વાર બોલેલા. પાચ વર્ષની વયે, યજ્ઞોપવીત ધારણ કર્યા પછી, એમણે હરમાનની સાધના કરવા માડી. બાર વર્ષના થયા ત્યારે કાળી ચોદશને દહાડે મધ્યરાતે સ્મશાનમાં જઈને એમણે ભૂતપ્રેતાદિની પણ સાધના કરી હતી. એમને અનેક સિદ્ધિ વરેલી કહેવાય છે કે એક વખત જ્ઞાતિભોજનમા એમને ત્યાં ઘી ખૂટ્યું, ત્યારે ખાલી તપેલું લઈ એ ન્યાતમાં ફર્યા ને એમાથી જેને જોઈએ તેને તેટલું ઘી એમણે કાઢી આપ્યુ હતું. આવી અનેક વાતો એમને વિષે કહેવાય છે.

મારા માતૃપક્ષમાં ચૌદમી પેઢીએ થયેલા જગા ભગતને ગણપતિએ દર્શન આપ્યાં હતાં. શહેરમાં મોટી આગ લાગવાની હતી તેના ત્રણ દિવસ પહેલાં 'બળ્યો રે બળ્યો! હું બળી ચાલ્યો! અરે! બધું બળી ચાલ્યું!' એમ એ બોલી ઊઠેલા. ઘરમાં ખાતર પડયું અને બધી માલમિલકત ચોરાઈ ગઈ તેના બરાબર એક માસ પહેલાં એમણે કહ્યું હતું કે 'આમાંનું કંઈ પણ આપણું નથી.' રસ્તામાં એમની સાથે અથડાઈ પડેલા એક માણસને એમણે 'દેખતો નથી?' એમ કહેલું ને તે ૭ દિવસમાં આંધળો થઈ ગયો હતો.

નરભેરામ ને જગા ભગત બંને જાણીતા ભજનિકો હતા. એમને ત્યાં અઠવાડિયામાં બે વાર આખી રાત ભજન થતાં ને પાડોશીઓને કરેલા ઉજાગરાના બદલામાં પ્રસાદ વહેંચાતા. બંનેએ આરતી ને ભજનો પણ લખ્યાં છે; પણ હજી એ લખાણ મળી શક્યું નથી. શોધખોળ ચાલુ છે.

મારા પિતૃપક્ષમાં સાતમી પેઢીએ ગદાધર થઈ ગયા. ભલભલા પહેલવાનોને મહાત કરે એવું બળ એમનામાં હતું. એક વાર ન્યાત જમવા બેઠી હતી ત્યાં અલમસ્ત ગોધો ધસી આવ્યો. આવે સમયે હમેશ બને છે તેમ સ્ત્રીઓ ચીસ પાડતી, હાથમાં કોળિયો ઝાલી રાખી બાળકને ખસેડી નાખતી, ઊભી થઈ ગઈ. પીરસનારા પુરૂષો સ્ત્રીઓ પાછળ ભરાઈ ગયા અને બાકીના કોઈકના ઘરમાં તો કોઈક નવેણમાં નાસી ગયા. એકાદ જણ તો પાસેના જાજરૂમાં પણ ભરાઈ ગયો હતો એમ કહેવાય છે. અરધી જમેલી પત્રાવલિઓને પગ હેઠે કચરતો, પ્રચંડ નિશ્વાસથી વાતાવરણને કંપાયમાન કરતો, ન્યાતનું ઉન્મૂલન કરતો એ ઉન્મત્ત આખલો ગદાધર પાસે આવી પહોંચ્યો. ગદાધરના હાથમાં ઊના ઊના શીરાની મોટી કથરોટ હતી. એક હાથે એમણે કથરોટ ઝાલી રાખી ને બીજે હાથે ગોધાને કાન વડે પકડીને ઊંચકયો અને ઊંચકીને એટલા જોરથી દૂર ફેંકયો કે તે જોડેના મકાનનું છાપરું કુદાવીને તેના વાડામાં પડ્યો. પણ ગોધો ય એવો કે તે પડતાં વારને ત્યાંથી ઊભો થઈ નાસી ગયો. કહે છે કે ગદાભાઈના બીજા હાથમાં રહેલી કથરોટ આ વખતે જરા હાલી પણ નહોતી! 'કમાય ખમાય નહિ ને દંડબેઠક કર્યા કરે તેને કન્યા કોણ દે?' એમ કહીને ગદાભાઈને કોઈ કન્યા ન દેતું. આ બનાવ પછી એમને સારા ઘરની કન્યા પણ મળી.

મારા માતૃપક્ષમા નારદ કરીને હતા. એમનું મૂળ નામ શું હતું તેની કોઈને ખબર નથી, પણ એમના ગુણને લીધે બધા એમને નારદ કહીને બોલાવતા. તે પોતે તો બહુ લડી જાણતા નહિ, પણ બીજાને લડાવવાની કળામાં

એ એક્કા હતા બન્ને પક્ષના એને પોતાના સાથી તરીકે ગણતા અને એની સલાહ પ્રમાણે વર્તતા હોળીના દિવસોમા એ ચકલે ચકલે ભમતા ને જ્યા જ્યા એ જતા ત્યા બીજી હોળીવાળા સાથે લડવાની તૈયારી કરાવી, કેટલીક વાર રણગણ સુધી પણ જઈ, એ પાછા ફરતા. લડવા જતી વેળા હોળૈયાના ટોળામા એ છેક પાછળ રહેતા, પણ લડીને પાછા ફરતી વેળા એ સૌને મોખરે રહેતા એમના વખતમા બે કાઠિયાવાડી ભાઈ સલાહસપથી રહેવાને માટે ઘણા જાણીતા થયા હતા 'આ બે ભાઈને લડાવો ત્યારે ખરા!' કોઈકે એમને કહ્યુ. એમણે અશક્ય જેવુ લાગતુ એ કાર્ય માથે લીધુ એ પેલા ભાઈઓને ઘેર ગયા ને અર્ધા કલાકમા પાછા ફર્યા, ત્યારે ભાઈઓએ જિદગી સુધી એકબીજાનું મો જોવાનો વહેવાર તજવાનુ આકરુ વ્રત લીધુ હતુ. આવા ગુણોને લીધે એ ન્યાતમા બહુ કામના માણસ થઈ પડ્યા હતા સસરાજમાઈ સાસુવહુ, બાપદીકરા વગેરે કોઈ બે પક્ષો વચ્ચે જોઈએ તે કરતા વધારે સારુ બનતુ હોય, અથવા કોઈના વિવાહ આખમા ખૂચે એવા લાગતા હોય, ત્યારે એમને સબહુમાન નિમત્રણ કરવામા આવતા, અને વિના વિલબે એ નિમત્રણનો સ્વીકાર કરી લઈ, પ્રેમબધ કે વિવાહબધ તોડાવી તેનુ કાર્ય પરિપૂર્ણ કરી આપતા

મારા પિતૃપક્ષમા છઠ્ઠી પેઢીએ થયેલા લાણાભાઈ સુદર ન્યાત જમાડવા બદલ અક્ષય કીર્તિ સપાદન કરી ગયા છે. એક વાર પુત્રના લગ્નને પ્રસગે એમણે એક મહિનામા એકવીશ ન્યાત જમાડી હતી! અને તે પણ જેવી તેવી નહિ! ચાર ચાર તો રઈતા, ત્રણ જાતના ભજિયા, પાચેક ચટણી, સાતેક અથાણા, જમનારના મોમા પાણી લાવતી બાસુદી, બિરંજ, પકવાન ઇત્યાદિ વિવિધ વાનગી વડે સમસ્ત જ્ઞાતિનુ મહાઉદર સતોષી તેના હૃદયમા પ્રવેશ કર્યો હતો માત્ર ૭ રૂપિયાના માસિક પગારે એ લાગવગથી સરકારી નોકરીમા રહ્યા હતા, અને ક્રમે ને પાત્રીશ રૂપિયા સુધી ચડ્યા હતા! અત્યારના જમાનામા કમાણી ટૂકી પડવાની ફરિયાદ કરનાર અનેક યુવકો આગળ એ આદર્શ વ્યક્તિની કથા રજૂ કરી, હજી યે વૃદ્ધો જુવાનોને લજ્જાથી અધોમુખ બનાવે છે એ સાબિત કરવુ મુશ્કેલ નથી આ ટૂકી કમાણીમા આવો ખર્ચ શી રીતે કરી શક્યા હશે તે ઘણાને સમજાતુ નહિ પણ એમની નોકરી એવા પ્રકારની હતી કે તેમા પૈસા આવવાની અનેક બારી રહેતી એમ કહેવાય છે કે એક વખતે એમની પાસે ઉતાવળે પોતાનુ ઇષ્ટ કાર્ય કરાવવા માટે, અમુક મનુષ્યે એમને સર્વ કાર્યનું એક માત્ર પ્રેરક બળ એવુ દ્રવ્ય આપ્યુ કે નહિ, એ વિષે એમની અને ન્યાયાધીશની વચ્ચે મતભેદ ઊભો થતા, ન્યાયાધીશે એમને બે વર્ષ સુધી સરકારને ત્યા જ રાખી પાડી

ઘેર જતા રોકવાનો પ્રયાસ કરેલો. પરંતુ પછીથી વડા ન્યાયાધીશને એ બાબત એમણે લખાણ કર્યું અને છેવટે વડા ન્યાયાધીશે, નોકરી કર્યા વગર પણ એમને સરકાર તરફથી થોડા પૈસા મળે એવી ગોઠવણી કરી, એમને નિવૃત્તિ સેવવાની તક મેળવી આપી.

હમણા પુરુષો એક સ્ત્રીને પાળવી પોષવી પડે છે તેથી કટાળી જાય છે; પણ મારા મામાના મામાને ત્યાં ત્રણ સ્ત્રીઓ રહેતી, છતા એઓ કંટાળ્યા નહોતા. એટલું જ નહિ, પણ કોઈ વાર એથી યે વધારે રાખવા પોતે ઉદ્યુક્ત છે એમ પુરુષસુલભ ગર્વ ને પ્રગલ્ભતાથી કહેતા. સ્ત્રીઓ તરફ એ હમેશ પક્ષપાત ધરાવતા. પુરુષે સ્ત્રીવર્ગ તરફ બતાવેલી બેદરકારીનુ એ બને તેટલું નિવારણ કરવાને હમેશ યત્નશીલ રહેતા. પરંતુ દુર્ભાગ્યે સ્ત્રીઓ તરફ એમની જેવી વૃત્તિ હતી તેવી સ્ત્રીઓની એમના તરફ વૃત્તિ ન હોવાને લીધે ઘણી વાર કટુતાભરી ગેરસમજ ઊભી થવાના પ્રસંગો આવી ગયા હતા આમ છતાં અબલાજન તરફ એમણે કદી વિરક્તિ ધારી નહોતી. સ્ત્રી થઈ એટલે જ એમના મનની—ધ્યાનની તે અધિકારિણી ઠરતી. પુરુષવર્ગમા વૈદ્યો સિવાય એમના બીજા કોઈ મિત્રો નહોતા. એમનો આશય તો પોતાને ત્યા સ્ત્રીઓનુ મગ્રહસ્થાન ખોલવાનો હતો, પણ અકાળ મૃત્યુને યોગે એમની ઇચ્છા સફળ થતા જરામાં રહી ગઈ કૂટવા આવેલી સ્ત્રીઓને એમનું મુડદું બરાબર બધાયા પહેલા બહુ કુનેહ વાપરી દૂર રાખવી પડી હતી; નહિ તો આટલી બધી સ્ત્રીઓને ભેગી મળેલી જોઈ એમનુ મુડદુ પણ ઊભુ થઈ જશે એવો કેટલાકને ભય લાગ્યો હતો.

એમના ધર્મપત્ની બબીબહેન ને તેના બહેન રુખીબહેન ન્યાતમા બબીરુખીની જોડી તરીકે ઓળખાતા. એ બંને બહેનો રડવાકૂટવાના વિષયમા પ્રમાણભૂત ગણાતા, અને જ્યારે ન્યારે રોવાકૂટવાના પ્રસંગો આવતા ત્યારે એ બંને બહેનોની વિજયધ્વજા ફરકી રહેતી, અને તેના પવનનો ઝપાટો આખા શહેર પર પથરાતો. એમને કૂટતા જોવા દૂરદૂરના ગામમાથી પણ સ્ત્રીઓ આવતી અને એમની કલા જોઈ અદેખાઈથી સળગતે હૃદયે પાછી ફરતી એઓ જ્યારે ફૂકવો મૂકતા ત્યારે એમના સૂરથી આખો મહોલ્લો ધ્રૂજી ઊઠતો ને ઊંઘતા બાળકો ચીસ પાડી જાગી ઊઠતા, રડતા કૂતરાઓ આશ્ચર્યથી અવાક્ બની પગ વચ્ચે પૂછડી સતાડી પલાયન કરી જતા, અથવા કોઈ સૂઈ રહેલા કૂતરાઓ એમના સૂરમા પોતાના રુદનનો સૂર પૂરતા, અને મોટી ઉમરના સાંભળનારાઓને આપઘાત કરવાની તીવ્ર ઇચ્છા થઈ આવતી! એમને રાજિયો ગાતા સાંભળવાને ગામની ગાનારીઓ છાને વેશે આવી પાડોશના ઓટલા પર બેસતી. કવિયશ—

પ્રાર્થીઓ એમના શબ્દો ઉતારી લેતા ને તે વડે કરુણરસનાં કાવ્યો રચવાનો પ્રયાસ કરતા. કૂટતી વેળા બંને બહેનો સામસામી ઊભી રહીને સવા સવા ગજ કૂદીને પોતાના હૃદય પર તાલબદ્ધ પણ અત્યંત બળથી પ્રહાર કરતી. અને એમને કૂટતા જોવા તથા સાંભળવા શહેરની કોઓ કરનારી મજૂરણો પણ ઊભી રહેતી. એમની રીત જોઈ જો કોઈને ઘર છૂટતું અને તેનું અનુકરણ કરવા જતી તો તે માંદી થઈ જતી અને તેને ડિલે સોજા થઈ આવતા; પરંતુ એક દિવસમા ત્રણ ઠેકાણે રોવાકૂટવાનું કાર્ય કર્યા છતાં પણ એમને કોઈ પણ પ્રકારનુ શારીરિક કષ્ટ થતુ નહિ. એમને છાજિયાં લેતી સાંભળનાર પુરુષ રાતના ઊંઘમાથી ચમકી ઊઠતો અને દિવસોના દિવસો સુધી એ બહેનોના લંબાયેલા રાગનો કરુણ ધ્વનિ તથા વક્ષ પર પડતા હાથનો તાલબદ્ધ ને પ્રચંડ અવાજ એના કાનમાથી ખસતો નહિ.

ઉપર જે ભાણાભાઈની વાત કરી તેમના કાકાના પુત્ર ન્યાતમાં વૃકોદરને નામે ઓળખાતા. એમના જેવો ખાનારો હજી સુધી કોઈ થયો નથી એમ બધાં કહે છે. આ યુગમા જ્યારે અપચો સામાન્ય થઈ પડ્યો છે, એક પૂરી કે મુઠિયુ વધારે ખાવામા આવતા ત્રણ દિવસ ઉપવાસ ખેચી કાઢવા પડે છે, ત્યારે એમની ભોજનશૂરતાની વાતો કાલ્પનિક લાગે એવો સંભવ છે. એમની બુભૂક્ષા આપણને અકલ્પ્ય લાગે; પરંતુ એમને જેણે નજરે જોયેલા એવા માણસોના મુખથી આ વાત સાંભળેલી છે, મેં પોતે સાંભળી નથી, પણ મને જેમણે વાતો કહી છે તેઓએ જેમની પાસેથી એ વાતો સાંભળી હતી તેમને કહેનાર તે વૃકોદરના સમકાલીન હતા, એમ મને જણાવવામા આવ્યું છે.

એમનુ ભોજનનૈપુણ્ય ભોજનના ગુણ, રસ કે પ્રકારાદિ પરત્વે નહોતું પરંતુ પ્રમાણ પરત્વે હતું. ઘણી વાર પોતે શુ ખાઈ રહ્યા છે એ પણ જાણી શકતા નહિ. પરંતુ ગમે તે વાની હોય, એઓ માત્ર તેને વધારેમાં વધારે પ્રમાણમાં પોતાના ઉદર વિષે સ્થાન આપવા પ્રયત્નશીલ રહેતા. ખાદ્ય પદાર્થની જાત કરતાં જથ્થા તરફ એમનુ લક્ષ વધારે રહેતું. ભોજનના વિષયમાં શું ખાધું એ કરતાં કેટલું ખાધું એ વધારે અગત્યનો સવાલ છે એમ એ માનતા.

એ છેક નાના હતા અને ઘૂંટણિયાં તાણતાં તાજા જ શીખ્યા હતા તે , પાસેના ઘરમા કોઈક જાદુ હતું તેને જોવા ઘરના બધાં માણસો ગયાં હતાં. વેળા રસોડામાં બધાને માટે તૈયાર કરેલી રસોઈ એ ખાઈ ગયા ! જ્યારે આ એમના અજીઠા મુખે બધાંને કરી દીધી ત્યારે સૌ અત્યંત ગભરાઈ ગયાં

ને આ છોકરાને જરૂર આફરો થઈ એ મરી જશે એમ લાગવાથી વૈદ્યને તાબડ તોબ તેડી લાવવામા આ યા વૈદ્યે આવી નાડ તપાસી કહ્યુ કે 'છોકરાને કાઈ થયુ નથી'

એઓ પહેનબ્હેના સાસરે જમના ગયા અને ત્યા ગવેની બધી રસોઈ પૂરી કરીને ઘેર આવ્યા ત્યારે ભૂખના દુ ખથી અઓ છેક અશક્ત થઈ ગયા હતા, અને એમની માએ જ્યારે ફરી રાધીને જમાડ્યા ત્યારે જ એમનામા બોલવા ચાલવા ની શકિત આવી

જ્ઞાતિભોજન વખતે એમના ઠામ આગળ છ પીરસના ને આઓ વખત હાજર રાખવા પડતા અડધી ન્યાત જેટલુ જમે તેટલુ એ એ લા જમતા ન્યાત જમાડતી વેળા માણસોની સખ્યા ગણવામા આવતી અને છતા જ્યા જ્યા એ જમના જતા ત્યા અધવચ ખૂટી પડતુ !

એક વખત એક જણે આખી ન્યાત જમાડવા માટે તૈયારી કરી એના પર ન્યાતવાળાને કાઈ કારણસર દ્વેષ હોવાથી રસોઈ થઈ ગયા પછી દરેકે જમવાની ના કહાવી રસોઈ બગડી જશે એવો સભય લાગવાથી એ ગૃહસ્થે વૃકોદરને ત્યા જઈ તેમને ચરણે પડી પોતાને ત્યા ભોજન માટે પધા ના બહુ કાલાવાલા કર્યા વૃકોદર તૈયાર થયા અને ત્યા જમવા ગયા એમણે એકલાએ આખી ન્યાતની રસોઈ પોતાના ઉદરમા સમાવી દીધી' જમાડનાર ગૃહસ્થને થયુ કે આ બિચારો કાલ સુધીમા કૉલેરાના કે આફરાના રોગનો ભોગ થઈ પડશે એ બીજે દિવસે સવારે વૃકોદરની તબિયત જોવા ગયો ત્યા જઈ ને એણે જોયુ તો વૃકોદર જમના હતા !

'ઓહો ! તમને અત્યારે ભૂખ લાગી છે?' એણે આશ્ચર્યથી પૂછ્યુ.

'ન લાગે? કાલ ગતના દશ પછી કઈ ખાધુ નથી' એણે જવાબ દીધો

'કાલ ગત? તમે તો સાજે મારે ત્યા જમી ગયા હતા'' પેલા ગૃહસ્થે વધારે આશ્ચર્ય પામતા કહ્યુ

'હા તમારે ત્યા સાજે જમી ગયો પછી ભૂખ લાગી તે ઘરમા રસોઈ કરાવી જમ્યો, અને ત્યાર પછી અત્યાર સુધીમા મે કઈ ખાધુ નથ !' એમણે જવાબ દીધો અને મનુષ્યની પાચનશક્તિ વિષે વિચાર કરતો એમને જોવા આવેલો ગૃહસ્થ પાછો ફર્યો

જીવનના ભિન્ન ભિન્ન ક્ષેત્રોમા વીરત્વ દર્શાવનાર આવા મહાવીરોના ભેળમાથી હુ ઊતરી આ યો છુ અહીં મે એમના જીવનના કેટલાક મુખ્ય

પ્રસંગોની આછી રૂપરેખા માત્ર દોરી છે. મારા કુટુંબનો સળંગ ઇતિહાસ હજી રચાયો નથી એટલે આવા છૂટાછવાયા વૃત્તાંતોથી જ સંતોષ માનવો પડે છે. આટલી હકીકત મેળવતાં પણ મને બહુ શ્રમ પડ્યો છે. અને મળેલી હકીકતો પણ એટલી પરસ્પર વિસંવાદી હતી કે તે સર્વની એકવાક્યતા કરતાં મારે બહુ વિવેક રાખવો પડ્યો છે.

જાતિભેદનાં બંધનો તદ્દન ખોટાં છે એમ ગણનાર પાશ્ચાત્ય પુરુષો અને તેમના અનુયાયીઓ, પોતે પાળેલા કૂતરાની અથવા રેસના ઘોડાની વંશાવલિ જાળવવી જરૂરની ધારે છે, તો મારા પિતૃઓ શું એ કૂતરા અથવા ઘોડા કરતાં ગયા કે તેમની હકીકતનો ઉલ્લેખ પણ મારે આત્મકથામાં ન કરવો ? એવા વિચારથી મેં મળી એટલી હકીકતો ભેગી કરી ઉપર વર્ણવી છે.

પોતાના વંશવૃક્ષની હકીકતો ભેગી કરવી કેટલી કપરી બાબત છે એ તો જેને એનો અનુભવ હોય તે જાણે. આપણા દાદાના દાદા સુધી તો જાણે કુળગંગાનુ મૂળ શોધતા આપણે સહેલાઈથી જઈ શકીએ છીએ, પણ પછીનો પ્રદેશ કેવો વિષમ આવે છે કે એથી આગળ પ્રવાસ કરવો એ સાહસરૂપ થઈ પડે છે. એ કુળગંગાના હિમાલયનું ગૌરીશંકર શિખર તો ભાગ્યે જ કોઈના દૃષ્ટિપથમાં આવે છે. તઘલખ કે મોગલ વંશના અથવા ટયુડર હેનોવર કુળના બધા રાજાઓનાં નામ હું અવિલંબે બોલી જઈ શકું; પણ મારા પોતાના વંશના પુરુષોનાં નામ હું શી રીતે જાણી શકું ? તઘલખ ને મોગલ ને ટયુડર ને હેનોવરના તો ઇતિહાસ રચાયા છે; મારા કુળનો થોડો જ ઇતિહાસ રચાયો છે ? રાજકુળને પ્રજા યાદ રાખે છે, પણ પ્રજાના કુળની પરવા તો તે તે કુળના વંશજો પણ કરતા નથી !

ભિન્ન ભિન્ન સ્વભાવ ને કાર્યપદ્ધતિવાળા મારા સર્વ પૂર્વજોમાં અદ્‌ભુત રીતે એક બાબતમાં સામ્ય હતું ! એ બધાં જ પરણેલાં હતાં !

['અમે બધાં'માંથી ]



# ગઝલમાં ગીતા

આજે સ્વ. મણિકાન્તરચિત 'ગઝલમાં ગીતા' વાંચી ગીતાનાં ભાષાન્તરો એટએટલા થયાં છે, કવીશ્વર નાનાલાલથી માંડી સ્વ. મણિકાન્ત સુધી એટએટલા કવિઓ એના તરફ આકર્ષાયા છે કે હવે કોઈ પણ લેખક મને કહે છે કે 'હું હમણા જરા એક ગ્રંથનુ ભાષાન્તર કરવામા રોકાયો છું' એટલે મને તરત ગભગમણ થાય છે કે ગીતાનુ તો નહિ હોય?

સરળ, શુદ્ધ, સુંદર, ઉત્કૃષ્ટ, ઉત્તમ, ગેનમૂન, શ્રેષ્ઠ, મૂળને અનુસરતું, અસલને વફાદાર, અર્થવાહી, રસવાહી, મૂળ લેખક ગુજરાતીમાં લખે તો કેવું લખે એવો આદર્શ નજર સામે રાખી લખાએલું, મૂળ લેખક મરી ન ગયો હોત ને આ વાંચત તો શું કહેત એ પ્રશ્ન નિરંતર મન સમક્ષ રાખી રચાએલું ઇત્યાદિ ઇત્યાદિ પ્રકારનું ભાષાન્તર કરવું હોય તેણે એટલું યાદ રાખવું જોઈએ કે—

". પણ જવા દો. "કૌમુદી' માં 'સફળ ભાષાન્તર' વિષે લેખ પ્રગટ થએલો હોય અથવા થવાનો હોય તે વાચી લેવો. પણ ભાષાન્તરમા, 'કૌમુદી'માં પ્રગટ થએલા કે થવાના લેખમાં લખ્યુ હોય કે ન હોય, પણ જે પ્રકારનુ ભાષાન્તર હોય તે પ્રકારનું વાતાવરણ તો અવસ્ય જોઈએ જ. દાખલા તરીકે ગઝલમાં ગીતાનું ભાષાન્તર કરવુ હોય તો ગઝલને અનુરૂપ એવું વાતાવરણ ભાષાન્તરમાં આવવું જોઈએ. પછી એમ કરવા માટે મૂળની કથામા કે રચનામા ફેરફાર કરવો પડે તો હરકત નહિ •

સ્વ. મણિકાન્તે રચેલી 'ગઝલમાં ગીતા' મા ગઝલને યોગ્ય વાતાવરણ નથી એમ લાગવાથી, વીર કવિ નર્મદની પુણ્યપ્રતિજ્ઞાથી પ્રેરાઈ, ગુર્જર ભાષાની સેવા કરવાના મહોદ્દેશથી મેં વ્રત લીધું છે, કે જ્યાં સુધી હું ગીતાનું ગઝલમાં યોગ્ય ભાષાન્તર નહિ કરું ત્યાં સુધી હુ પાઘડી પહેરીશ નહિ—પહેરીશ નહિ એટલું જ નહિ પણ વસાવીશ સુદ્ધાં નહિ ટોપીથી કે હેટથી જ ચલાવી લઈશ. હજી સુધી મેં કદી પાઘડી પહેરી નથી. તેમ જ લાંબા વખત સુધી પાઘડી પહેરવાનો મારો વિચાર પણ નથી. છતાં એ વસ્તુસ્થિતિથી મારી પ્રતિજ્ઞાને બાધ આવતો નથી. ઊલટું પ્રતિજ્ઞાપાલન વધારે દૃઢતાથી થાય છે.

આ રીતની પ્રતિજ્ઞાથી પ્રેરાઈ મેં 'ગઝલે શ્રીકૃષ્ણ યાને ગીતાનું ગુલિસ્તાન' એ નામથી ભગવદ્ગીતાનું ગઝલમાં ભાષાન્તર કરી નાખ્યું છે. આપણા ગુજરાતના મહાસાક્ષરોની મહાપ્રશસ્ય પ્રણાલિકાને અનુસરી થોડા ઉતારા આપી, મારા એ અપ્રસિદ્ધ મહાપુસ્તકને પ્રસિદ્ધ થતા પહેલાં પ્રસિદ્ધ કરું ? —કવીશ

**સ્થળ:** બાદશાહ દુર્યોધનના 'મંઝિલે ભાનુમતી' નામના મહેલનું દીવાનખાનું

**પાત્રો:** અંધ ધૃતરાષ્ટ્ર, આંખે પાટા બાંધી અંધત્વનો દંભ કરતી ગાંધારી ને એ બંનેના અંધત્વનો લાભ લઈ નિશ્ચયપૂર્વક નેતા સંજય

**સમય:** આર્ય ને આર્યના વિગ્રહને લીધે થનારા જગતના પ્રલયકાળની નજીકનો સત્યયુગ

ધૃતરાષ્ટ્ર બોલ્યા:

મઝહબમયદાન–કુરુક્ષેત્રે, મળ્યા પાંડવ અને કૌરવ
જમા થઈ શું કર્યું તેણે ? બિરાદર બોલ તું સંજય!

ઘડપણમાં પણ પ્રચંડ અવાજે ધૃતરાષ્ટ્રે લલકારેલી ગઝલ સાંભળી ગાંધારીએ વર્ષોથી આંખે બાંધેલો પાટો એકદમ છોડી નાખ્યો. "આ શું ? એકાએક 'એ' ગાંડા તો નથી થઈ ગયા ? ઘરડે ઘડપણ આ છોકરા જુવાનની પેઠે એમને ગઝલ લલકારવાનો શોખ ક્યાંથી થઈ આવ્યો ?" પણ હજી વિચાર વાચાનું રૂપ લે તે પહેલાં તો સંજયે ધૃતરાષ્ટ્ર કરતાં પણ વધારે પ્રચંડ અવાજથી

ધરી ઉમ્મીદ જે ખાતિર જીગરમાં પાદશાહતની
ઊભા તે જંગમાં મૌજુદ ગુમાવવા જાનદૌલતને.

*  *  *

લથડતાં જો કદમ મારાં, બદન માંહી ન તાકત છે;
ન છૂટે તીર હાથોથી, જમીં પર જો પડે ગાંડીવ !-'

આમ ઢીલા થયેલા અર્જુનને સંબોધતા કિંચિત્ હાસ્ય કરતા શ્રીકૃષ્ણે કોકિલકોમળ કંઠે ગાવા માંડ્યું :

દીવાનો તું બન્યો નાદાન, ધરે ગુમાન કાં ખોટું?
ફના જ્યાં ના કંઈ થાતું, તહીં દિલગીરી શાને આ?

*  *  *

ચલાવી દે છૂરી કાતિલ, કરે કાં ઢીલ સનમ પેડે?
અરે! જો આ ઊભા સર્વે, ધરી ગર્દન છૂરી હેઠે.

*  *  *

જીગરને રાખીને મજબુત, શરાબે જામ તું ભરની.
ચઢે તો ખિજાજતે જન્નત, નહિ તો ગુફ્તગુ તો છે.

યુધિષ્ઠિરે પ્રત્યુત્તર વાળ્યો: "ના, ના. મારે રાજ્ય જોઈતું નથી. હું તો કૃષ્ણની ગઝલ સાંભળતો સાંભળતો મરી જવા માગું છું. રાજ તો જનાબ! આપ લીજીએ.'

દુર્યોધને કહ્યું "નહિ જનાબ! આપ લીજીએ"

આમ 'જનાબ' આપ લીજીએ'માં બને રહી ગયા ને ગાદીગાદી પર કોઈ ત્રીજો ચઢી બેઠો.

આ પ્રમાણે 'ગઝલમાં ગીતા' લખવાથી મુસલમાનભાઈઓ પણ ગીતામાં રસ લેતા થશે, ને રા. કરીમ મહમદ માસ્તર હિંદુઓને 'ઇસ્લામની ઓળખ' કરાવતા જશે એટલે હિંદુ ઇસ્લામમાં રસ લેતા થશે. આમ આપણામાં ઐક્યભાવનાનો સંચાર થશે. બાકી આ ચંચળ સંસારને વિષે અચળ છે માત્ર દ્વેષ ને કલહ. વિરાટ સ્વરૂપે એણે આખું જગત ભરી દીધું છે ને વિધવિધ પ્રકારો ધારણ કરી એણે પોતાની સત્તા જમાવી છે. પિતા પુત્રને નાસ્તિક કહી વગોવે છે, પુત્ર પિતાને ગાંડો મનાવે છે; પતિ પત્નીને મેથીપાક જમાડે છે, પત્ની પતિને ઉપવાસ કરાવે છે, રાજા પ્રજાને કચરે છે, પ્રજા રાજાનું રુધિર રેડે છે; માતા સંતાનને હણે છે, સંતાન માતાનું મૃત્યુ વાંચ્છે છે; બહેન બહેનનું કાસળ કાઢે છે, ભાઈ ભાઈને મારે છે,—રે! ગરમી ગરમીને મારે છે, કાંટો કાંટાને કાઢે છે, હીરો હીરાને કાપે છે! જગતમાં પ્રાણીઓએ જ દ્વેષનો ઇજારો ગખ્યો નથી. જડ વસ્તુમાં પણ પરસ્પર દ્વેષની ભાવના પ્રસરી રહી છે

નહિ માત્ર એટલો જ છે કે એક મનુષ્ય અન્યના ધર્મમાં રસ લેશે ખરો? ધર્મની દૃષ્ટિએ હિંદુ હિંદુ નથી રહ્યો; ઇસ્લામને ન માનનાર એવા મુસલમાન પણ આ અવનિતલ પર વસે છે. પોતાની સ્ત્રીની દરકાર લે છે તેટલી દરકાર પણ કોઈ પોતાના ધર્મની લેતું નથી, તો પારકા ધર્મમાં તો રસ લે જ શાનો? આપણે નથી રહ્યા હિંદુ કે નથી બન્યા સાચા યવન. એક સંસ્કૃત કવિએ કરુણ જનઃ વિલાપ કરતા લખ્યું છે —

न संध्यां संधत्ते नियमितनिमाज़ं न कुरुते
न वा मौंजीबंधं कलयति न वा सुन्नतविधिम् ।
न रोज़ा जानीते व्रतमपि हरेर्नैव कुरुते
न काशी मक्का वा शिव शिव न हिन्दु न यवन ॥

★

## નામની કિંમત

મારા પર એક બે પત્ર આવ્યા છે. તેમાં 'ગુપ્તા' કોણ છે? એવું ખરું નામ શું છે? સ્ત્રી છે કે પુરુષ? પુરુષ હોય તો 'ગુપ્તા' એવું નારીસૂચક નામ શા માટે ધારણ કર્યું છે? સ્ત્રી હોય તો પોતાને માટે નરજાતિના પ્રયોગો શા માટે કરે છે? એવા એવા અનેક પ્રશ્નો પૂછ્યા છે. આ સિવાય પણ 'ગુપ્તા'ને શોધી કાઢવા કેટલાક લાગતાવળગતાઓએ પ્રયત્ન કર્યા છે એમ સાંભળવામાં આવ્યું છે.

આ ઉપરથી હું એક મહાન સત્ય શીખ્યો. જગતમાં નામની જ કિંમત છે—વસ્તુની નથી. પ્રખર વિચારક શંકરાચાર્યે સિદ્ધાન્ત સ્થાપ્યો છે; 'નામરૂપ મિથ્યા છે;' નાટ્યગુરુ શેકસપિયરે ઉચ્ચાર્યું છે; 'What is in a name!' (નામમાં તે શી વિસાત છે?)

એક વખત હું સાઇકલ પર બેસીને લોકો જેને બિનઆવડત કહે છે ને હું જેને આવડતની શરૂઆત કહું છું તે રીતે જતો હતો. સાઇકલને હંમેશા ડોસાઓ તરફ પક્ષપાત હોય છે. મારી સાઇકલે રસ્તામાં આનંદથી ચાલતો એક ડોસો દીઠો. મેં ઘંટડી મારી. ડોસાએ સાઇકલને દીઠી. ઘડીભર ડોસાની ને સાઇકલની 'મળી દૃષ્ટોદૃષ્ટ' તારામૈત્રક રચાયું. સાઇકલે પોતાની વૃત્તિ પરનો કાબુ ગુમાવ્યો. પળ વારમાં અકલ્પ્ય અવસ્થાન્તર થઈ ગયું. ડોસાની પાઘડી, જે એના માથા પર હતી તે જમીન પર પડી. ડોસો પોતે જે 'ફૂટપાથ' પર હતો તે પોતાની પાઘડી પર પડ્યો; મારી સાઇકલ જે પોતાના પૈંડા પર ગતિ કરી રહી હતી તે ડોસા પર પડી. માત્ર હું જ સાઇકલ પર હતો ને રહ્યો–પણ પહેલાં કરતાં જરા જુદી રીતે. એક દયાળુ પોલીસમેને આવી અમને ઊઠાડ્યા. મેં કપડાં પરથી ધૂળ ખંખેરવા પ્રયત્ન કર્યો; સાઇકલે ભાંગેલે હૈયે ને મરડાએલા ચક્રે ઊભી થવા યત્ન કર્યો. ને ડોસાએ નવીન આકૃતિ પામેલી પાઘડીને મૂળ આકૃતિમાં લાવવા પ્રયાસ કર્યો. અમે ત્રણે નિષ્ફળ નીવડ્યા. પોલીસમેને વિનય-પૂર્વક મારું નામ પૂછ્યું. શંકરાચાર્ય ને શેકસપિયરની પેઠે મેં જવાબ દીધો: "નામ નિરર્થક છે, નિષ્ફળ છે, નિષ્પ્રયોજન છે. મહત્ત્વ નામમાં નથી–કામમાં છે"

પણ શંકરાચાર્ય ખોટા છે, શેક્સપિયર ખોટા છે, હું ખોટો છું. મહત્ત્વ માત્ર નામમાં છે—બીજા કશામાં નથી. જગતમાં જન્મતાં વારને છોકરું રડે છે તે નામ મેળવવા માટે જ; સિનેમાની નટીઓ હસે છે તે પણ ફક્ત નામ મેળવવાને જ. જગત એક મોટું પરબીડિયું છે તેના પર પોતાનું નામ ઠેકાણું મોટા અક્ષરે દૂર-સુદૂર રહેલા ઈશ્વરને પણ ઊકલે એવી રીતે લખાય એમ પ્રત્યેક ઇચ્છે છે

આમ છતાં મેં મારું નામ ગુપ્ત શા માટે રાખ્યું છે? ગુપ્તને 'આકાર' લગાડી જાતિવિષયક ભ્રમ ઉત્પન્ન થવાનું કારણ શા માટે રહેવા દીધું છે, એવો સંદેહ થાય એ સ્વાભાવિક છે

જાત્યંતર થયાના માત્ર બે દાખલા પ્રાચીન સમયના ઇતિહાસમાંથી મળે છે એક ઘોડો માનસરોવરમાં નાહવાથી ઘોડી બની ગયો, અને શિખંડી સ્ત્રીમાંથી પુરુષ બન્યો. પણ આ કલિકાળમાં કાળનું ચક્ર વિશેષ ગતિથી ફરે છે નરની નારી ને નારીના નર થયાના દાખલા એક પછી એક બનતા જ જાય છે કયો પુરુષ ક્યારે સ્ત્રી થઈ જશે ને કઈ સ્ત્રી ક્યારે પુરુષ બની જશે એ નિશ્ચિત નથી.

આનો તાજામાં તાજો દાખલો રા મહમદઅલી ઝીણાનો છે કંઈક કામપ્રસંગે હું "હાઈકોર્ટ" માં ગયો હતો ના ઝીણાને સાભળવાની ઉત્કંઠા મને ઘણા સમયથી હતી, એટલે એક કેસમાં એ રોકાએલા હતા તે સાભળવા હું બેઠો. બેરીસ્ટરોએ એક પછી એક ઊભા થઈ ને કંઈક કહ્યું. પછી રા ઝીણા પોતે ઊભા થયા, ન્યાયાધીશે પૂછ્યું "Who are you?" (તમે કોણ છો?)

મને આશ્ચર્ય થયું રોજ પોતાની સામે ઊભા રહી વ્યાખ્યાન કરનાર ઝીણાને એ ઓળખતા જ નથી? રા ઝીણાએ પ્રત્યુત્તર આપ્યો "My Lord! I am the widow of the deceased Mafat Kachara" (નામદાર હું મરહૂમ મફત કચરાની વિધવા છું.)

વસ્તુસ્થિતિ આવી હોવાથી નારીજાતિસૂચક નામ ધારણ કરી તેમ જ નરજાતિના શબ્દપ્રયોગો કરી, મેં જ્ઞાન ને કર્મ સમી બને જાતિનો સમન્વય કરવા પ્રયત્ન આદર્યો છે. કદાચ હું નારી થઈ જાઉં તો મને છેક નવું ન લાગે માટે નારીજાતિના નામનો અત્યારથી પ્રયોગ કરવા માંડ્યો છે.

હશે. પણ નામ છુપાવવાની શી જરૂર? એ પ્રશ્ન તો અનુત્તર જ રહે છે. સજ્જનોની વિભૂતિ પેઠે મારી સર્વ કૃતિઓ પરોપકારને અર્થે જ હોય છે. નામગોપન પણ મેં આમ પરોપકારની વૃત્તિથી પ્રેરાઈને જ કર્યું છે. દાંતમાં સોપારીની કકડી કે એવું કંઈક ભરાઈ જાય છે ત્યારે આપણને અણખત થાય છે ને જીભ તે બાજુ જયા જ કરે છે, તે જ પ્રમાણે આપણે કોઈનું નામ ભૂલી જઈએ છીએ ત્યારે જાણે અણખત થતી હોય એવો અનુભવ થાય છે ને મન હમેશા એ નામ યાદ કરવાનો પ્રયત્ન કર્યા જ કરે છે.

એક વખત મારો એક મિત્ર મને મળવા આવ્યો થોડી ઘણી વાતચીત કરી પછી એણે કહ્યું: "આજે પેલો મળ્યો હતો"

"કોણ?"

"અરે પેલો, આપણે–શું તો? હમણા નામ યાદ હતું–હોઠ સુધી આવે છે ને પાછુ જતું રહે છે. પેલો આકાશેઠના કૂવા આગળ રહે છે તે."

"હા, હા, ઓળખ્યો–પેલો." હું બોલ્યો

"એનુ નામ શુ તો?"

"ઓળખ્યો, ઓળખ્યો મે."

"પણ હુ નામ ભૂલી ગયો છુ"

"નામ તો–અરે! આમ કેમ? તેં મને પૂછ્યુ ત્યા સુધી સાંભરતું હતુ ને!"

'વારુ, જવા દે, હવે તારી તબિયત કેમ રહે છે તે તો કહે.'

"હવે તો સારી રહે છે–જગન્નાથ?"

"ઉંહુ, જગન્નાથ નહિ–જયમલ, જયકાન્ત, જયન્ત, જયોતીન્દ્ર, જેચંદ, જગડુશા? એ તો પછી યાદ આવશે પણ કાલે તુ સિનેમા જોઈ આવ્યો તે કેવો હતો? જોવા જેવો છે ખરો?"

'સારો છે." મે ઉત્સાહ વગર જવાબ દીધો, પછી ધીરેથી ઉમેર્યું:

"દયાશંકર, નર્મદાશંકર, ગિરીજાશંકર, ભાઈશંકર, છેલશંકર-કંઈ જુદું જ નામ છે. વારુ, તારા કાકી કાશી જવાનાં હતાં તે ગયાં?"

"હા," એણે વેઠ ઉતારતો હોય તે રીતે જવાબ દીધો.

થોડી વાર અમે મૂગા રહ્યા. એ નામ યાદ ન આવે ત્યાં સુધી કોઈ પણ પ્રકારનો વાર્તાલાપ અમારાથી થવો અશક્ય હતો.

કૂવામાંથી આવતો હોય એવો મારા મિત્રનો અવાજ સંભળાયો: "ગીગાભાઈ, ગજાભાઈ, ગબાભાઈ, ઓધડ, ગોયડ, થડ-"

"કરમદાસ, ધરમદાસ, નરમદાસ, શરમદાસ-"

"'પ' ઉપર છે."

"પોપટ પરશુ, પાણુ-"

"ઉંહું, 'પ' ઉપર નથી, 'ગ' ઉપર છે."

"ગગારામ, ગણપતિ, ગણેશ, ગુલાબભાઈ, ગજેન્દ્ર, ગુણવંત, ભયવિમોચનભટ્ટ —નહિ જડે. આપણે શું એ નામ વગર રહી ગયા છીએ? કંઈ બીજી વાત કરીએ."

"ખરું કહું?" મેં જવાબ દીધો: "આ કમબખ્ત નામ જ્યાં સુધી નહિ જડે ત્યાં સુધી મારાથી બીજી કંઈ વાત થવાની નથી ને તારાથી પણ થવાની નથી. માટે આપણે બંને મૂગા રહીએ."

થોડી વાર ભારે હૃદયે અમે બેસી રહ્યા. આમ ને આમ ક્યાં સુધી બેસી રહેવાશે એવો વિચાર મને આવ્યો. મારો મિત્ર પણ એ જ વિચાર કરી રહ્યો હશે એમ એના મુખ પરથી લાગતું હતું. એટલામાં અમારો નોકર એકાએક ઓરડામાં ધસી આવ્યો ને બોલ્યો: "શેઠ, જીહો. તમારું ઘર બળી ચાલ્યું!"

એકદમ અમે ઊભા થઈને બોલી ઊઠ્યા: "બળદેવ!" ને પછી 'હવાકે દૈયે' બંબાવાળાને ખબર આપવા ચાલ્યા.

ઇંગ્લંડમાં પણ આવું ઘણી વાર થાય છે એમ ઘણાં વર્ષ પરના એક 'હ્યુમરીસ્ટ'માં નોંધેલા આવા જ બનાવ પરથી માલૂમ પડે છે.

મારું નામ કોઈક ભૂલી જાય ને તેની આવી સ્થિતિ થાય તેના કરતાં નામ ગુપ્ત જ રાખવું એવો મારો ઉદ્દેશ છે. એટલું જ નહિ, કોઈ 'નોંધપોથી'ની પ્રશંસા કરે (જે કાર્યનો ઈશ્વરે મને જ એકહથ્થુ ઇજારો શા માટે આપેલો હશે તે સમજાતું નથી) તો કોઈ મનુષ્ય 'એ મેં લખી છે' એમ કહી શકે એ પણ નામ છુપાવવાનું એક કારણ છે.

આવી પરોપકૃતિનું ફળ પણ મને મળે છે. નામ પ્રચ્છન્ન રાખવાથી મને પોતાને પણ ઘણા લાભ થાય છે. જે જાહેરમાં મારા નામથી હું કબૂલ કરી શકતો નથી, અથવા કહેતાં શરમાઉં છું તે નિશ્ચિત રીતે 'નોંધપોથી'માં હું લખી શકું છું ને એ રીતે મનોદેવતાને સંતુષ્ટ કરી શકું છું. આ સિવાય કોઈ 'ગુપ્તા' પર ટીકા કરે છે તે પણ મને કડવી લાગતી નથી. એક વખત હું અમિત્રોના ટોળામાં જઈ ચઢ્યો હતો. ત્યાં કોઈએ 'ગુપ્તા'ની વાત કાઢી. એકે કહ્યું: "ગુપ્તા મૂર્ખ છે."

બીજાએ કહ્યું: "કેવળ બાલિશ છે."

ત્રીજાએ ટીકા કરી: "તદ્દન ગધેડો છે ને તે પણ શીખાઉ!"

મેં પણ ઊકળી જઈ ઉમેર્યું: "કેવળ મૂર્ખો કે ગધેડો નહિ પણ ગધેડાનો ય ગુરુ છે."

મારી બાજુમાં બેઠેલાએ કહી નાખ્યું: "અરે તદ્દન હજામ છે. 'નોંધપોથી' કરતા તો હજામતપોથી લખી હોત તોયે પ્રસિદ્ધિ મળત."

હું આથી ખિજવાયો નહિ, દિલગીર પણ ન થયો. હું મનમાં બોલ્યો: "એ હું નહિ—એ તો પેલો ગુપ્તા! એના પર આવી ટીકા થવી જ જોઈએ એને કંઈ પણ લખતાં આવડતું નથી."

પ્રચ્છન્ન નામે લખવાના આવા અનેક લાભો છે.



અને હનુને રોમગહિત કીધા. કાટાળી ભૂમિ પર સમુદ્રના વારિ ફરી જાય ને ફીણ ત્યાં ચોટી રહે, એવી વાળ પર લાગેલા સાબુને લીધે દેખાતી એની દાઢીએ ક્ષણમાં સાંધ્ય સમયની શોભા ધારણ કરી. ભગવાન સહસ્રરશ્મિ અસ્તાચલે પ્રયાણ કરે અને પતિસમ્મુખ ઊભેલી નવોઢાના કપોલ પેઠે પશ્ચિમાકાશમાં લાલ રેખાઓ પડી રહે, તે જ પ્રમાણે તારાપીડના મુખ પરથી અસ્ત્ર હેઠે ઊતર્યું, અને કપોલપ્રદેશ પર રક્તરેખાઓ ચમકી રહી. રક્તના બિંદુઓ પર, રક્ત કમલ પર હરિદ્રા (હળધર) જેવું શોભતું, પોતાનું અમ્બર જેણે દાબ્યું છે એવા તારાપીડ કૃષ્ણ પેઠે પીતામ્બર છતા દુર્વાસા થયા. પોતાના તીક્ષ્ણ નખાગ્ર વડે મત્ત માતંગગજના દર્પનું દમન કરનાર વનરાજ કેસરી મૃગશાવકોને પોતાની ગુફામાં લઈ જાય, ત્યાર પછી પણ જે માર્ગે એણે પ્રયાણ કર્યું હોય તે માર્ગ રક્તબિંદુઓ વડે અંકિત થઈ એના પરાક્રમની પ્રતીતિ કરાવે, એમ પોતાની તીક્ષ્ણતમ ધાર વડે અન્ય શસ્ત્રાસ્ત્રના પ્રત્યાદેશરૂપ બનેલું અસ્ત્ર મુખ પરની શ્મશ્રુરાજિને લઈ ગયા પછી પણ, એ આખો મુખમાર્ગ શોણિતબિંદુ વડે અંકિત થઈ તેના શૌર્યની પ્રતીતિરૂપ બની રહ્યો. સાબુ અને શોણિતના મિશ્રણથી, દાડિમબીજશા કિંચિદ્ આરક્ત દેખાતા બિંદુઓ, જોનારના હૃદયમાં, કોઈક અભિસારિકા ચન્દ્રાનના પોતાની (બનાવટી) દંતપંક્તિ આ કપોલ પર ભૂલી ગઈ છે કે શું, એવો સંશય ઉત્પન્ન કરતા હતા. શ્યામ ધૂમ્રશિખાને અદૃશ્ય કરતી ધવલ અગ્નિજ્વાલા હેઠે જેમ સગડીમાં લાલ અંગાર તપતા દેખાય, તેમ કૃષ્ણ કેશરેખાને અદૃશ્ય કરતી શ્વેત ક્ષુરધારા જતી રહી ત્યાર પછી મુખ પર લોહિત બિંદુઓ જણાવા માંડ્યા. મનસ્વી સ્વભાવના પતિના કર વડે કિંચિદ્ બલપૂર્વક સ્પર્શાયેલી વનિતા અશ્રુ સારે, તેમ તેજસ્વી ધારના અસ્ત્રવડે સંસ્પૃષ્ટ એવી દાઢીએ જાણે લોહીનાં આંસુ પાડ્યાં હોય એવો ભાસ થતો હતો—વેદના જાણે રક્તાશ્રુબિંદુ રૂપે ઠરી ગઈ હોય એમ લાગતું હતું. શ્વેતધારા ક્ષુરા વિષે (દર્પણના પ્રતિબિમ્બ તરફ ધ્યાન હોવાથી) વિકૃતદૃષ્ટિ એવું તારાપીડમુખ, શોભાગી અહ યા

અને તેમાંયે હજામો ! એ બિચારાઓની દશા કફોડી થઈ પડી છે. હાથવણાટ ને હાથકંતામણની ખાદી લોકપ્રિય કરવાના મહાત્મા ગાંધીજી જેવાના પ્રયત્નો પણ જોઈએ તેટલા સફળ થયા નથી; પણ હાથહજામતને લોકોમાં પ્રચલિત કરવાની જે અજ્ઞાતનામા વીરે પહેલ કરી તેનું નામ ભલે અમર ન થયું, પણ તેનું કામ તો સફળ થઈ ગયું છે. આ હાથહજામતનાં મૂળ, આપણા ભૂતકાલની ભવ્ય ઇમારતોના ઢગલાઓ ગમે એટલા ઊંડા ખોદો પણ ત્યાંથી જડે એમ નથી. મારે કબૂલ કરવું જોઈએ—જો કે એમ કરતાં મારી દેશાભિમાની વૃત્તિને અસહ્ય આઘાત થાય છે, અને 'વેદમાં બધું જ લખ્યું છે' એવા પ્રકારના દૃઢ મંતવ્યને ક્ષણભર ભૂલી જવું પડે છે, છતાં મારે કબૂલ કરવું જ જોઈએ કે—હાથહજામતની કલા પશ્ચિમમાંથી અહીં આવી છે. ઋષિમુનિઓ દાઢી ને જટા રાખતા. ઉપનિષદ ને પુરાણના સમયમાં પણ એ પ્રથા ચાલુ રહી. માત્ર રાજાઓ, ક્ષત્રીઓ અને ગૃહસ્થો હજામ પાસે જતા. આમ ધારવાને ઘણાં કારણો છે. કાદમ્બરી ને બીજા સંસ્કૃત ગ્રંથોમાં, રાજાઓ જો દાઢી રાખતા હોત તો તેમની દાઢીનાં અને જો હાથે હજામત કરતા હોત તો તે ક્રિયાનાં રસિક, શ્લેષયુક્ત વર્ણનો આપ્યાં હોત. પરંતુ કોઈ પણ સંસ્કૃત ગ્રંથમાં કોઈ પણ મનુષ્યને તેમ કરતો વર્ણવ્યો નથી. તેથી એવું અનુમાન કરવું સહજ પ્રાપ્ત થાય છે, કે તે સમયના લોકો હજામ પાસે જતા. જો તેઓ હાથે હજામત કરતા હોત તો 'કાદમ્બરી'માં કંઈક આવા પ્રકારનું વર્ણન માલૂમ પડત :—

"યુધ્ધેચ્છુ નહિ છતાં સશસ્ત્ર, સમૂલ સંહાર કરવાની વૃત્તિવાળો છતાં કોઈના પ્રાણ હરવાની જેને ઇચ્છા નથી એવો, સમુદ્ર નહિ છતાં ફેનિલ એવા તારાપીડનો પહેલાં અસ્ત્રવાળો હસ્ત ઊંચો થયો અને પછી એનો જીવ ઊંચો થયો. પ્રથમ કરાસ્ત્ર કંપ્યું. પછી હૃદય કંપ્યું. ગગનમંડળમાંથી ઊતરતી વીજળી ચમકી ઊઠે, ભગ્નપ્રતિજ્ઞ કૃષ્ણનું ચક્ર કુરુક્ષેત્રમાં ઝબકી રહે, ત્રિપુરદહનસમયે નીલકંઠનું તૃતીય ચક્ષુ પ્રજ્વલી રહે, સરસ્વતી પાછળ પ્રધાવતા બ્રહ્માની બંને આંખોની જ્યોતિ એકધારે ઝળકી રહે, એમ તારાપીડનું કરાસ્ત્ર ચમકી રહ્યું. રવિપ્રભામાં પન્નગમસ્તકમણિની દ્યુતિ વિલીન થાય તેમ મુખ પર ફેનિલ પ્રવાહીની ધવલિમામા અસ્ત્રની ધવલિમા વિલીન થઈ. સ્નેહપૂર્ણ છતા અનુરક્ત, દ્વિજ* છતાં નિરસ્તવર્ણ, નિરંતર વૃદ્ધિમાન છતાં અચિરસ્થાયી, અંગાગી છતાં અચેતન, કપોલાસક્ત છતાં ઓષ્ઠ નહિ, કૃષ્ણ છતાં અધોગમનશીલ એવાં રોમ પુલક અનુભવી રહ્યાં. નિઃશસ્ત્ર પર શસ્ત્ર ફેરવતો છતાં ક્ષાત્ર ધર્મનો જરા ભંગ નથી કર્યો એવા તારાપીડે કપોલ

---

* બીજી વારનાં ઊગેલાં

અને હનુને રોમરહિત કરીને કાંટાળી ભૂમિ પર સમુદ્રના વારિ ફરી જાય ને ફીણું ત્યાં ચોંટી રહે, એવી વાળ પર લાગેલા સાબુને લીધે દેખાતી એની દાઢીએ ક્ષણમાં સાન્ધ્ય સમયની શોભા ધારણ કરી. ભગવાન સહસ્રરશ્મિ અસ્તાચળે પ્રયાણ કરે અને પતિસમ્મુખ ઊભેલી નવોઢાના કપોલ પેઠે પશ્ચિમાકાશમાં લાલ રેખાઓ પડી રહે, તે જ પ્રમાણે તારાપીડના મુખ પરથી અસ્ત્ર હેઠે ઊતર્યું, અને કપોલપ્રદેશ પર રક્તરેખાઓ ચમકી રહી. રક્તના બિંદુઓ પર, રક્ત કમલ પર હરિદ્રા (હળદર) જેવું શોભતું, પોતાનું અમ્બર જેણે દાબ્યું છે એવા તારાપીડ કૃષ્ણ પેઠે પીતામ્બર છતાં દુર્વાસા થયા. પોતાના તીક્ષ્ણ નખાગ્ર વડે મત્ત માતંગરાજના દર્પનું દમન કરનાર વનરાજ કેસરી મૃગશાવકોને પોતાની ગુફામાં લઈ જાય, ત્યાર પછી પણ જે માર્ગે એણે પ્રયાણ કર્યું હોય તે માર્ગ રક્તબિંદુઓ વડે અંકિત થઈ એના પરાક્રમની પ્રતીતિ કરાવે, એમ પોતાની તીક્ષ્ણતમ ધાર વડે અન્ય શસ્ત્રાસ્ત્રના પ્રત્યાદેશરૂપ બનેલું અસ્ત્ર મુખ પરની શ્મશ્રુરાજિને લઈ ગયા પછી પણ, એ આખો મુખમાર્ગ શોણિતબિંદુ વડે અંકિત થઈ તેના શૌર્યની પ્રતીતિરૂપ બની રહ્યો. સાબુ અને શોણિતના મિશ્રણથી, દાડિમબીજશા કિંચિદ્ આરક્ત દેખાતા બિંદુઓ, જોનારના હૃદયમાં, કોઈક અભિસારિકા ચન્દ્રાનના પોતાની (બનાવટી) દંતપંક્તિ આ કપોલ પર ભૂલી ગઈ છે કે શું, એવો સંશય ઉત્પન્ન કરતા હતા. શ્યામ ધૂમ્રશિખાને અદૃશ્ય કરતી ધવલ અગ્નિજ્વાલા હેઠે જેમ સગડીમાં લાલ અંગાર તપતા દેખાય, તેમ કૃષ્ણ કેશરેખાને અદૃશ્ય કરતી શ્વેત ક્ષુરધારા જતી રહી ત્યાર પછી મુખ પર લોહિત બિંદુઓ જણાતા. માનીતા મનસ્વી સ્વભાવના પતિના કર વડે કિંચિદ્ ભયપૂર્વક સ્પર્શાએલી વનિતા અશ્રુ સારે, તેમ તેજસ્વી ધારના અસ્ત્રવડે સંસૃષ્ટ એવી દાઢીએ જાણે લોહીના આંસુ પાડ્યાં હોય એવો ભાસ થતો હતો—વેદનાને જાણે રક્તાશ્રુબિંદુ રૂપે ઠરી ગઈ હોય એમ લાગતું હતું. શ્વેતધારા ક્ષુરા વિષે (દર્પણના પ્રતિબિમ્બ તરફ ધ્યાન હોવાથી) વિકૃતદૃષ્ટિ એવું તારાપીડમુખ, શુભ્રાંગી અહલ્યા વિષે વિકૃતદૃષ્ટિ ઇન્દ્ર ગૌતમના શાપથી થાય તેમ, ક્ષણમાં સહસ્રવ્રણમય થઈ ગયું. મેઘમાળાને ચીરીને ચપલા ચમકી રહે અને નભમાં ચીરા દેખાય અને તત્પશ્ચાત્ ભગવતી પૃથિવી વારિબિંદુઓ વડે આર્દ્ર થઈ રહે તેમ, મુખરોમમાળાને ચીરીને ક્ષુરધારા અદૃશ્ય થઈ, ને મુખ પર કાપાઓ દેખાવા લાગ્યા. ત્યાર પછી તારાપીડની કાયા પ્રસ્વેદના બિંદુઓ વડે ભીંજાઈ ગઈ. કાદવમાંથી પંકજ પ્રભવે એમ વેદનામાંથી વિવેક જેને ઉત્પન્ન થયો છે એવો તારાપીડ વિચાર કરવા લાગ્યો 'મેં મૌર્ખ્ય કીધું, સાહસકર્મ આદર્યું, સારાસાર

વિવેક વિસાર્યો, સ્વર્ગે સંચરવાની ઇચ્છા કીધી અને આખરે થાણા જવા જેવું કીધું.*અનુભવથી અજ્ઞાન વધે છે એ સૂત્રના હું નિદર્શનરૂપ બન્યો, કારણ કે એક વાર હાથે હજામત કરવાથી પીડા ભોગવી છતાં બીજી વાર તેમ કરવાની વૃત્તિ રોકી ન શક્યો"

આમ વિચાર કરતા તારાપીડનાં પ્રથમ ચક્ષુ અને પછી ભાન અંધકારગ્રસ્ત થયાં; પ્રથમ રવેદબિંદુ અને પશ્ચાત્ વિવેકબુદ્ધિ ગળવા માંડયાં; પ્રથમ બાહ્ય જગત ને પછી આંતરસૃષ્ટિ ચક્કર ચક્કર ફરવા લાગ્યાં. માતંગશુંડાવડે જાણે ખેંચાયા હોય તેમ એના પાદ પીઠિકા પરથી ઊંચા થયા ને ગજરાજની શુંડામાંથી ઊછળીને નીચે પડતું હોય તેમ એનું શિરકમલ અવનિતલનું આલંબન પામ્યું. જે ઊર્ધ્વગમન કરે તે જ નીચે આવે એવા અર્થાન્તરન્યાસના અપવાદભૂત થતા તારાપીડનાં ચરણોએ ઊર્ધ્વપ્રયાણ આરંભ્યું. પણ અધોગમન તો પ્રથમ મસ્તકે કીધું. તારાપીડ બેભાન થઈ ગયો."

આ પ્રકારનું વર્ણન સંસ્કૃત ગ્રંથોમાં નથી એટલે હાથહજામતનો દુર્ગુણ, બીજા લગભગ બધા જ દુર્ગુણોની પેઠે, પ્રાશ્ચાત્ય પ્રજાના સંસર્ગને લીધે આપણામાં આવ્યો છે. એને લીધે નાપિતોનો ધંધો ને કલા બંને ભયમાં આવી પડ્યાં છે. હાથે રાંધવાની જેને ટેવ હોય છે તેનામાં સ્વાભાવિક રીતે જ એવું અભિમાન આવી જાય છે કે 'મારા કરતાં રસોઈઓ કે સ્ત્રીઓ શું સારું રાંધવાનાં છે?" તે જ પ્રમાણે હાથે હજામત કરનારને પણ મનમાં એમ લાગે છે કે 'હું હજામ કરતાં કોઈ રીતે ઊતરું એમ નથી. મારા કરતાં હજામ તે શી સારી હજામત કરવાનો હતો?' આ પ્રમાણે હાથે હજામત કરવાના દુર્ગુણને લીધે મિથ્યાભિમાનને પોષણ મળે છે અને લોકોની દાઢી ને હજામતની કલાની દુર્દશા થાય છે, તો આવા સંજોગોમાં—ના મહારાજાએ હજામને ખાસ બોલાવી હજામતની કલાનો પુનરુદ્ધાર કરવાને જે ભગીરથ પ્રયત્ન, પોતાના વાળ ને પૈસાને ભોગે કર્યો છે તે બદલ હજામોએ જ નહિ, પણ હજામતની કલામાં રસ લેનારા આપણા જેવા સર્વ કોઈએ એમનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનવો ઘટે છે.

★

* આ વાક્ય પ્રક્ષિપ્ત છે એ નિર્વિવાદ છે, અથવા તારાપીડના સમયમાં પણ થાણા હતું અને થાણામાં 'મેડહાઉસ' પણ હતું એ નિર્વિવાદ છે.

## દર્શક સર્વનામ

'એ' 'આ' 'પેલો' 'ઓલો' વગેરે દર્શક સર્વનામો અને વિશેષણો અમુક ચોક્કસ વસ્તુનો નિર્દેશ કરવાને બદલે ઘણી વાર ઊલટો ગૂંચવાડો ઉત્પન્ન કરે છે. જગતમા ઘણી વાર કેટલીક વસ્તુ કે કાર્યની તેના તરફથી આપણે અપેક્ષા રાખીએ છીએ તેના કરતા ઊંધુ જ કાર્ય કરે છે. અન્નથી સ્ફૂર્તિ આવશે એમ ભોજન કરતી વેળા આપણને લાગે છે પણ જમી રહ્યા પછી ઊંઘવા સિવાય આપણને કંઈ પણ કરવાનુ ગમતુ નથી. વહેલા ઊઠવાથી તબીયત સુધરે છે એમ ડૉક્ટરો કહે છે, ને વહેલા ઊઠવાથી તબિયતનો 'ભૂકો' થઈ જાય એવો મારો અનુભવ છે. ઊંઘ સારી ન આવતી હોય તો સૂતા પહેલા કસરત કરવી, એવો અનુભવસિદ્ધ સિદ્ધાંત મારા મિત્રે બતાવ્યો હતો; પણ તેમ કરવા જતા સાધારણ આવતી ઊંઘ પણ ખોઈને 'હાડકા અતિશય દુખે છે' એવા સતત ભાનમા મેં અનેક રાત્રિઓ વિતાવી છે. મારી સામે હજામોના નિવાસસ્થાન છે. આથી મારે હજામને શોધતા કોઈ દિવસ હરકત પડવાની નથી, એમ હુ નાનો હતો, અને જ્યારે દાઢીએ દર્શન નહોતા દીધા, ત્યારે માનતો હતો. પરતુ હવે એ જ કારણને લીધે મારે હાથહજામતનો હુન્નર કેળવવો પડ્યો છે. સવારે 'જાગીને જોઉં તો હજામ કોઈ ભાસે નહિ' સૌ ધંધાર્થે બહાર નીકળી ગયા હોય ને ઘેર પાછા આવે ત્યારે આરામ લેવા માગતા હોય! મારી સામે રહેતા હજામો મને જ્યારે પોતાના ઘરમા મળતા ત્યારે હજામ રૂપે નહિ, પણ હજામત કરી આવીને થાકેલા, વિરામ લેવા માગતા માનવબંધુઓ તરીકે મળતા.

પણ આ અપ્રસ્તુત પ્રશંસા છોડીને પ્રસ્તુત વિષય પર આવુ.

એક જાણીતા વાર્તાલેખક મારા મિત્ર છે. તેમણે એક નવી વાર્તા હમણા જ પૂરી કરી છે. પ્રસિદ્ધ કરતા પહેલા એ વાર્તા કોઈને વંચાવવી એમ એમને લાગવાથી, પોતાની હસ્તલિખિત પ્રત લઈને એ મારે ત્યા આજે પધાર્યા હતા. 'આ વાર્તા કેવી લાગે છે તે જરા કહેજો' એમ એમણે મને વિનતી કીધી.

મેં એમની પાસેથી હસ્તલિખિત પ્રત લીધી, ઉઘાડી, થોડાંક પાના ફેરવ્યાં, એમના હસ્તાક્ષરો જોયા ને એ પ્રત પાછી મૂકી દીધી. અનેક સ્થળે ફરી આવેલા મુસાફરને માટે પણ એકાદ પ્રદેશ એવો હોય કે જ્યાં એ કદી જઈ શકે નહિ, તે જ પ્રમાણે જાતજાતના હસ્તાક્ષરો મેં ઉકેલ્યા હતા પણ આ હસ્તાક્ષરોની તો સામું જ જોવાની મારી હિંમત ચાલી નહિ! સકારણ કે નિષ્કારણ મારાં કાકી કોપતાં ત્યારે પોતે ગુન્હેગાર નથી એમ પુરવાર કરવા પ્રયાસ કરવાનો વિચાર સુદ્ધાં મારા કાકા કરી શકતા નહિ! એ પાછળથી કહેતા કે કેટલાંક કામ જ એવાં કપરાં હોય છે કે તે કરવાનો વિચાર કરવાની પણ હિંમત ચાલતી નથી. મારા મિત્રના હસ્તાક્ષરો ઉકેલવાનું કાર્ય એવું જ હતું. થોડાંક વિરામચિહ્નો, કેટલીક આકૃતિઓ ને ગુજરાતી લિપિ; આટલાં સાધનો વડે માત્ર એક હાથથી એક મનુષ્ય કાગળના નાનકડા ટુકડા પર આટઆટલું અઘેર, આટઆટલો જુલમ ચલાવી શકે એ લગભગ મનાય નહિ એવી વાત છે.

"કેમ, આ પાછું કેમ મૂકી દીધું?" મારા મિત્રે પૂછ્યું.

"ઈંગ્લંડના એક જાણીતા અમીરે—

"અરે જાણીતા અમીરનું અહીં શું કામ છે? તમે તમારે આપણી જ વાત કરોની"

"ઇંગ્લંડના એક જાણીતા અમીરે—

"ઇંગ્લંડના કોઈ જાણીતા અમીર વિષે હું કંઈ પણ જાણવા આવ્યો નથી. હું તો મારી આ (?) વંચાવવા આવ્યો છું. તમારે એ વાંચવી છે કે નહિ?"

"ઇંગ્લંડના એક જાણીતા અમીરે—

"તમારે જો ઇંગ્લંડના જાણીતા અમીરની જ વાત કર્યા કરવી હોય તો હું ચાલ્યો જાઉં છું"

"ઇંગ્લંડના એક જાણીતા અમીરે—

"હા, બોલો, બોલો, ઇંગ્લંડના એક જાણીતા અમીરે શું કીધું? ક્યારે કીધું? કેમ કીધું? એ સૌ જાણવાને હું બહુ આતુર છું. હું એટલા માટે જ બેઠો છું. બોલો, ઇંગ્લંડના એક જાણીતા અમીરે શું કીધું?"

"તમે જ્યારે આટલો ઉત્સાહ દર્શાવો છો ત્યારે કહું છું. ઈંગ્લંડના એક જાણીતા અમીરે પોતાનાં કાવ્યોની હસ્તલિખિત પ્રત, એને ઉછેરીને મોટા

કરનાર આયાને વાંચવા આપી તેણે એ પ્રત આમતેમ ઉથલાવીને કહ્યું: 'હજી તમારી નાનપણની ટેવ ગઈ નહિ? કેટલા બધા સુંદર કાગળ તમે બગાડ્યા છે! તમે નાના હતા ત્યારે કાગળ પર લીસોટા કાઢતા, તે જોઈને અમે બધાં હસતાં હતા. પણ હવે આટલી ઉંમરે પણ એવું કરો તે ઠીક કહેવાય નહિ'—

"હં. પછી પેલા જાણીતા અમીરે શું કર્યું? તેનો પેલી આયાએ શો જવાબ દીધો? એ જવાબનો વળી પાછો પ્રત્યુત્તર પેલા જાણીતા અમીરે શો વાળ્યો? કહો, કહો, બધું કહો"

"તે બધાનું અહીં કંઈ પ્રયોજન નથી—"

"ત્યારે આટલાનું પણ હતું ખરું?"

"હા. એ આયાએ અમીરને જે જવાબ દીધો તે જ જવાબ મારે તમને પણ દેવાનો છે"

"એટલે તમે શું એમ કહેવા માગો છો કે મેં પણ માત્ર કાગળો જ બગાડ્યા છે?"

"એમ કહેવા માગું છું, એટલું જ નહિ પણ એમ કહું છું પણ ખરો. તમે માત્ર કાગળો જ બગાડ્યા છે."

"જરા પણ વાચ્યા વગર આવો અભિપ્રાય આપો છો તે તમારી બુદ્ધિ પણ પેલી આયા જેવી જ હોવી જોઈએ-એનાથી પણ ઓછી-એનાથી તો કદાચ વંચાતુ નહિ હોય"

"મારે માટે પણ તમારા હસ્તાક્ષરોની બાબતમાં એમ જ છે. મારાથી તમારું લખાણ વંચાતુ નથી."

"અરે! ત્યારે એમ કહોની. લો, વાચી સંભળાવું."

"આટલું બધું વાચતા પાર ક્યારે આવશે? એક કામ કરોની તમે વાર્તાનું વસ્તુ સંક્ષેપમાં વર્ણવો એટલે હું બધુ સમજી જઈશ."

એઓ કબૂલ થયા અને વાર્તાનો સારાંશ એમણે કહેવા માંડ્યો એમા દર્શક સર્વનામો ખાસ કરીને 'પેલો', 'પેલી' ને 'પેલું'-નો એમણે જેવો ને જેટલો ઉપયોગ કર્યો હતો તેવો ને તેટલો ઉપયોગ એ શબ્દોનો કોઈએ કર્યો નહિ હોય. વૈયાકરણો કહે છે કે સર્વદર્શક સર્વનામો તથા વિશેષણો અમુક નિશ્ચિત વસ્તુનો નિર્દેશ કરે છે લગભગ એમના જ શબ્દોમા હું એ વાર્તાનો સારાંશ આપું છું ને જગતભરના વૈયાકરણોને એમાં વપરાએલાં દર્શક સર્વનામો તથા-

વિશેષણો કઈ નિશ્ચિત વસ્તુનો નિર્દેશ કરે છે તેનો નિશ્ચય કરવાનું જાહેર આહ્વાન કરું છું.

"એક જાણે વાર્તાનો નાયક, બીજી નાયિકા. હવે પેલો હતો..."

"પેલો કોણ ?"

"કેમ ?–પેલો નાયક તે પેલી જોડે—

"પેલી કોણ ?"

"કેમ ?–પેલી નાયિકા"

"હા, હા. પેલો એટલે નાયક ને પેલી એટલે નાયિકા. વારુ પછી ?"

"પછી પેલો પેલી જોડે પ્રેમમાં પડ્યો, તેમાં પેલાને વાંધો હતો."

"ઊભા રહો. નાયક નાયિકા સાથે પ્રેમમાં પડ્યો એ બરાબર, પણ તેમાં નાયકને પોતાને જ વાંધો શી રીતે હોઈ શકે ?"

'નાયકને નહિ પણ પેલાને–એના બાપને. પણ પેલાનો દેરતદાર હતો તેની ઇચ્છા એવી હતી કે પેલાના પેલા વાંધાની જરાપણ દરકાર કર્યા વગર પેલા ને પેલીને પરણાવી દેવાં. પણ એ કંઈ કબૂલ કરે'ખરો ? એણે આને ચોખ્ખું કહી દીધું કે એ નહિ બને. હવે પહેલાં બન્યું હતું એવું કે પેલાનો બાપ, પેલાનો જન્મ થયો તે પહેલાં પેલાની માતા સાથે પ્રેમમાં પડ્યો હતો."

"એટલે છોકરાનો જન્મ થયો તે પહેલાં પેલાના બાપને પેલાની મા એટલે પોતાની પત્ની માટે પ્રેમ હતો ?"

"ઉહું, એમ નહિ. પેલાની મા તે પેલાની મા નહિ ?"

"એની તે કોઈથી ના કહેવાય ? પેલાની મા તે પેલાની મા કોઈ ણ દિવસ હોઈ શકે ખરી ? કોઈની હિંમત છે કે પેલાની જ મા એમ કહી કે ? વારુ, પછી ?"

"તેની પેલાને ખબર હતી. એણે એને કહ્યું કે આનો કંઈ ઘાટ ગોઠવી આપે તો હું તને આમાંથી છોડાવું. એણે કહ્યું કે 'એ બધા જાણે તો?' એટલે એણે એને યુક્તિ કરવાનું કહ્યું. હવે જે પેલો હતો તેને પેલીની એક સખી સાથે ઓળખાણ હતું. એટલે એને પેલાની પેલી યુક્તિની પેલી પાસેથી ખબર પડી ગઈ. આથી પેલાએ જે કહ્યું હતું તે પેલીની જાણમાં આવી ગયું. એટલે પેલું થાય શી રીતે!......નહિ સમજ્યા?"

"સમજ્યો, બરાબર, પેલાનું પેલું પેલાની જાણમાં આવી ગયું એટલે પેલું થાય શી રીતે?"

"હવે જે પેલો ખૂની હતો તે પેલાનો છોકરો હતો. પણ તેની પેલીને જ ખબર હતી, પેલાને નહિ. પણ પેલીને ખબ........તમે કંઈ બરાબર સમજ્યા હો એમ લાગતું નથી."

"નહિ, બરાબર ન સમજાયું."

"કેમ?—પેલાને ને પેલીને ખબર નહિ કે પેલો પેલાનો છોકરો હતો. પણ પેલી ને પેલો એ વાત જાણતાં હતાં."

"હા, બરાબર, પછી?"

"પછી પેલાએ પેલાને પેલે ઠેકાણે બોલાવ્યો ને પેલાં બધાંને પણ ત્યાં બોલાવ્યાં ને પેલી વાત કહી દીધી .....નહિ સમજાયું?"

"બહુ જ સુંદર છે. જરૂર તમે છપાવો."

"પણ આનું નામ શું રાખવું? તમે કંઈ સૂચવોની."

"પેલાનું નામ શીર્ષક તરીકે રાખો."

"હા, એ ઠીક પડશે."

"અથવા પેલીનું નામ રાખો તો?"

"એ પણ કંઈ ખોટું નથી."

"નહિ તો પેલું જ નામ રાખો."

"હા, એ સૌથી સરસ લાગશે."

"અથવા પેલો, પેલી ને પેલું-ત્રણેનું નામ મૂકો તો કેવું?"

"એ બધાં કરતાં સરસ, એ જ રાખીશ" એમ કહી પ્રસન્ન વદને એમણે વિદાય લીધી.

એ વાર્તા જેમ બને તેમ જલદી છપાય એવી મારી ઇચ્છા છે. એ વાર્તા છપાશે નહિ ત્યાં સુધી 'પેલો', 'પેલી', ને 'પેલું' મારા મગજમાંથી જવાનાં નથી.



# બટાકા છોલતી પ્રિયાને

એક અગ્ર ટીકાકારના લખાણમાં વાંચ્યું: "આપણે ગમે તેટલું માનીએ કે આધુનિક સાહિત્યમાં વાસ્તવિકતા જોવામાં આવે છે, છતાં સાહિત્યકારોનું લક્ષ હમેશાં વાસ્તવિકતા કરતાં અદ્ભુતતા તરફ વધારે હોય છે...વિચારમગ્ન પ્રિયાને સંબોધીને અનેક કાવ્યો લખાય છે; બટાકા છોલતી પ્રિયાને સંબોધીને એકે શબ્દ કેમ લખાયો નથી?"

આ ટીકા મારા ઉપર્યુક્ત કથનનો વિરોધ કરતી હોય એમ પ્રથમ દૃષ્ટિએ લાગે પરંતુ વસ્તુતઃ તેમ નથી. સાહિત્યકારો ઉદરની ઉપેક્ષા કરતા નથી, છતાં ઉદર સાથે પરોક્ષ સંબંધ હોય એવા વિષયો પણ સાહિત્યમાં તેમણે ચર્ચ્યા નથી. તેનું કારણ એટલું જ છે કે સામાન્ય વાર્તાલાપમાં એ સંબંધી એઓ એટલી ચર્ચા કરે છે કે સાહિત્યમાં એ વિષે કંઈ લખાતું નથી, એ વાત તેઓ ભૂલી ગયા છે. 'સુદામાઆખ્યાન'માં પ્રેમાનંદે અન્નની મહત્તા ગાઈ છે. 'ભદ્રંભદ્ર'માં રમણભાઈએ જ્ઞાતિભોજનનું વર્ણન કર્યું છે. અને મણિકાન્તે પ્રિયાની પાનની પટ્ટી વિષે ગઝલ લક્ષકારી છે. એટલા છૂટાછવાયા અપવાદ સિવાય એ વિષય સાહિત્યપ્રદેશની સીમાથી લગભગ અસ્પૃષ્ટ રહ્યો છે.

બાકી બટાકા છોલતી પ્રિયા પ્રેમીને નજરે હમેશ જેટલી જ સ્વાર્થક લાગે છે. એવું ચેસ્ટર્ટનનું કથન સ્વાનુભવપ્રેરિત સત્ય હોય એમ લાગે છે. મારા એક સાક્ષરમિત્રે કહ્યું હતું: "આધુનિક સંસ્કૃતિના પ્રખર પ્રતિસ્પર્ધી સમા અપચાનો એક માત્ર ઉપાય એટલો જ છે કે શાક સમારતી અથવા બટાકા છોલતી કે વડાં તળતી પ્રિયાને અવલોકવી ને ખાવું નહિ." આ વાક્ય બોલતી વેળા મારા એ પ્રચંડકાય સાક્ષરમિત્રની આંખમાં એવી પ્રખર બુભુક્ષા ભભૂકી ઊઠી હતી કે એમણે એ ઉપાય જરૂર અજમાવ્યો હશે એમ મને લાગ્યું. બીજું કંઈ ખાવાનું નહિ મળે, તો એ કદાચ મારો પણ આહાર કરી જશે એવી બીતિથી હું ત્યાંથી ચાલ્યો ગયો.

આ પરથી સિદ્ધ થાય છે કે ભોજનની લિપ્સાથી સાક્ષરો પણ મુક્ત નથી. સરસ્વતીના એક ને અનન્ય ઉપાસક એવા બ્રાહ્મણવર્ગે પણ બુદ્ધિપ્રધાન

કાર્ય કરનાર અંગનું નામ 'મગજ'ને ધર્મ કર્મમાં આવશ્યક એવી શિખાનો સાથ કરનાર કેશાવલિનું નામ 'ધારી' રાખ્યું, એ પણ ઉપલા કથનનું જ સમર્થન કરે છે. જે જિહ્વા પર સરસ્વતી અક્ષરો લખે છે તે જ જિહ્વા ભોજનરસનો આસ્વાદ લે છે અને આમ સાહિત્ય અને ભોજનરસનો સમન્વય સુકર બન્યો છે. પણ બટાકા છોલતી પ્રિયાને સંબોધીને એકે અક્ષર નથી લખાયો, એમ અંગ્રેજ ટીકાકાર કહે છે તે ખરું છે. આપણા સાહિત્યમાં પણ એવું કાવ્ય કોઈ કવિવરે નથી લખ્યું, બાકી એ વિષય અત્યંત આકર્ષક છે. એ દશ્ય પ્રેરક ને પાચક (સાહિત્યની દષ્ટિએ પ્રેરક–શારીરિક દષ્ટિએ પાચક) છે એમાં સંદેહ નથી.

એક ભાઈએ અહિચ્છત્ર નાગરજ્ઞાતિ વિષે ઉલ્લેખ કરતાં લખ્યું છે: "અરે નાતમાં શાક સમારતાં પણ કાવ્યમય સવાલજવાબ ચાલે—

"બટાટા એહ છે–પણ અશનમાં બાધક નથી,

તથાપિ ખાવાની–સુજન જનને આ તક નથી."

આમ સાહિત્યના સ્રષ્ટાઓ કવચિત વિનોદમાં સાહિત્યના ષડ્રસમાં ઉદરરસનો ઉમેરો કરે છે ખરા; પણ તેથી બટાકા છોલતી પ્રિયાને સંબોધીને કોઈએ કાવ્ય લખ્યું નથી, એવા પેલા આંગ્લ ટીકાકારના આક્ષેપનો પરિહાર થતો નથી અને એ આક્ષેપના પરિહારને અર્થે આપણા ભાષાભક્ત લેખકોએ કટિબદ્ધ થવું જોઈએ.

તે૰પરથી ગુર્જર ભાષાને સમૃદ્ધ કરવા જેણે પોતાની જાતને અસમૃદ્ધ કરી નાખી હોય તેવા દરેકને પ્રયત્નશીલ થવા પ્રેરણા થશે, એવી મારી દૃઢ શ્રદ્ધા છે.

શું નાશ પામ્યાં હૃદયો પુરપનાં?
પડોશીનાં નીતિરીતિ વિરામ્યાં?
આચાર શું સુવકનો નથી પ્રિયે?—
કે છોલવા આજ ગ્રહ્યા બટાકા!

* * *

રહેવા દે, રહેવા દે, આ સહાર પ્રિયે! હવે,
ઘટે ના સ્થૂલતા આવી, નેહભીની કૃશાંગીને.
બટાકો છોલવાને તું આવો ઉત્સાહ કાં ધરે?
બટાકાને પચાવાને બટાકો બનવું પડે!

* * *

બટાકો આ નથી વ્હાલી! છાલી જે તું રહી અહીં;
સ્વપ્નની સૃષ્ટિ એ મારી કરથી સ્પર્શી તુ રહી.

* * *

ધીરે ધીરે!
અધીરી! જરા ધીરે.
હા! એકદા એવો સમય હતો,
જ્યારે રાચતે હું તારા કરસ્પર્શે.
આજે તેમ નથી.
આજે તો દાઝુ છું ને દઝાડું છું.
જાણે મધ્યાહ્નની ઝાળ!
તારા મૃદુ સ્પર્શે
ચીરા પડે છે મારા અંગાંગમાં,
ને છૂટા થઈ જાય છે
મારાં અણુ યે અણુ.
ને અંતરની
જતની સંઘરેલી
નીસરી રહે છે ઉરની ઉષ્મા;
જાણે જ્વાલામુખીએ મુખ ઉઘાડ્યું—

આવું કંઈક કહેત,—
જો,
તું છોલી રહી છે પ્રિયે
તે આ બટાકો
મારું હૃદય હોત તો.

આ પ્રમાણે નાનાવિધ કાવ્યો બટાકા છોલતી પ્રિયાને સંબોધીને લખી શકાય અને પ્રાચીન કવિઓએ પણ આ વિષય પર લખ્યું છે, એમ પુરવાર કરવાની જરૂર કોઈ દેશાભિમાનીને લાગે તો—

નરસિંહ મહેતા વિષે શોધખોળ કરતાં નીચેનુ પ્રભાતિયું જડી આવ્યું છે. માણેકબાઈ બટાકા છોલતાં "આ હું છોલું છું." એમ ગર્વ કરે છે તેને સંબોધીને નરસિંહ મહેતાએ આ રચ્યું હોય એમ લાગે છે. લહીઆઓએ લખતાં એની ભાષા સુધારી છે તે લક્ષમાં રાખવાની જરૂર છે:

જે ગમે જગતગુરૂ દેવ જગદીશને
તે તણો ખરખરો ફોક કરવો,
આપણા છોલિયા ના બટાકા પચે,
ઉદરે વ્યર્થ એ ભાર ધરવો.
છોલું હું, છોલું હું, એ જ અજ્ઞાનતા
શકટનો ભાર જ્યમ શ્વાન તાણે.

બાકીની પંક્તિઓ આ પ્રભાતિયાની પહેલી પંક્તિથી શરૂ થતા જાણીતા પ્રભાતિયા જેવી જ છે. આશા છે કે આ ઉપરથી અન્ય પ્રાચીન કવિઓના સંશોધકોને પણ તે કવિઓએ આ જ વિષય પર લખેલાં કાવ્યો જડી આવશે.

☆

# ખોટી બેઆની

હમણા થોડા દિવસ પર મારા હાથમા, કોણ જાણે ક્યાથી, ખોટી બેઆની આવી ચડી હતી એ બેઆની ખોટી છે એમ જ્યારે મોદીએ પાછી આપતા અર્ધતિરસ્કારયુક્ત અવાજે મને જણાવ્યુ ત્યારે 'કયો ગોરલો આ કલા કરી ગયો?' એમ મને થયુ. પરંતુ એ પ્રશ્નનું નિરાકરણ થઈ શકે તો પણ એથી એટલી બેઆની પૂરતી મારી ગરીબાઈ ઓછી થાય એમ નહોતુ એ પ્રશ્ન પડતો મૂકી એ બેઆનીને શી રીતે ચલાવવી તેનો મે વિચાર કરવા માડ્યો

હાથમાં વર્તમાનપત્ર રાખી વાચવાનો ડોળ કરી મે ટ્રામના કંડક્ટરને એ બેઆની જરા પણ અચકાયા વગર આપી. એણે ટિકિટ આપી ને બેઆની લેવા પ્રયત્ન કર્યો જડ વસ્તુને પોતાની જાહેરાત કરવાનુ ઘણુ મન હોય છે: એ ન્યાયે કંડક્ટરના હાથમાથી એ ચચળતાની મૂર્તિ સરીને નીચે પડી, અને સાચી બેઆની જેવો અવાજ કરવાનો નિષ્ફળ યત્ન કર્યો. કંડક્ટરે બેઆની ઉપાડી, વિસ્મયથી તેને ફેરવી ફેરવીને જોઈ, રાજાની નિર્દોષ પ્રતિકૃતિ સામુ થોડી વાર એ ઘૂરક્યો ને પછી કઈ પણ બોલ્યા વગર બેઆની મારા હાથમા પાછી મૂકી એનુ જ અનુકરણ કરી મેં બેઆની પાછી લીધી, વિસ્મયથી થોડી વાર હુ તેના સામુ જોઈ રહ્યો, ફેરવી ફેરવી મે તેનુ બારીક અવલોકન કર્યું; રાજાની પ્રતિકૃતિ સામુ ઠપકાભરી નજરે જોયુ ને પછી કઈ પણ બોલ્યા વગર એ બેઆની ગજવામા મૂકી બીજી કાઢી એને આપી. એક આનો પાછો આપી વિજયની નજર ફેકી કંડક્ટર એને પથે પળ્યો

ચા પીવાની સામાન્ય ઇચ્છા તો મને હમેશ જ રહે છે પરંતુ હૃદયના ઊડા ઊડાણમાથી 'ચા! ચા!'નો પોકાર ન ઊઠે ત્યા સુધી પૈસા ખરચીને રેસ્ટોરામા ચા પીવા હુ, બનતા સુધી, જતો નથી. પચ્ચીસ મિનિટ પૂર્વે જ ચાનો સયોગ થએલો હોવાથી હૃદયમાથી ચાનો પોકાર ઊઠવાની હજી કઈક–અર્ધોએક કલાક જેટલી–વાર હતી, છતા આ પ્રસગે હુ એવા પોકારની વાટ જોયા વગર, ખોટી બેઆની ચલાવવા માટે આનો ખરચી નાખી, મને કદી નહિ મળેલો એવો અવ

હારકુશળતાનો યશ મેળવવાની મહત્ત્વાકાંક્ષાથી એક રેસ્ટોરાંમાં દાખલ થયો. એકલી બેઆની પકડાઈ જવાનો સંભવ વધારે એમ લાગવાથી, મેં સાવચેતી વાપરી ચારેક આના જેટલો ખરચ કરવો એમ ધારી ચા ઉપરાંત બીજું કંઈ પણ મંગાવ્યું. ચા પૂરી કરી હું પૈસા આપવા ગલ્લા પાસે ગયો. 'ચાર આના લો!' વેઈટરે બૂમ પાડી. પૈસા લેવા માટે ગલ્લા પાસે ઊભેલા પુરુષની આંખો ઘણી નબળી હોય એમ મને લાગ્યું અને "એ ઉપકાર ગણી ઈશ્વરનો" હું હરખાયો. પરંતુ હિન્દુસ્થાનના હરખની પેઠે મારો હરખ પણ અકાલીન ને અકારણ નીવડયો. બે ખરા આના વચ્ચે ખોટી બેઆની મૂકીને મેં એને આપી ને રોફભેર ચાલવા માંડયું. પણ બે પુરુષ વચ્ચે ચાલતી હોય તોપણ સ્ત્રી તરફ જ જોનારની નજર ખેંચાય એમ એની નજરે બે આના વચ્ચે રહેલી બેઆની જ પડી! "શી—! મિસ્ટર!" એણે મને બૂમ મારી. આશ્ચર્ય પામતો હોઉં એવી રીતે હું પાછો ફર્યો.

"કેમ?" મેં પૂછ્યું.

"એ નહિ ચલેગી.' કહી એણે બેઆની પાછી આપી.

"કેમ?"

"ખોટી હે."

"ખોટી શેની?

"દુસરી દો."

"તું કોઈ બીજાને પધરાવી દેજે."

"નહિ, દુસરી દો."

"ખોટી શાથી થઈ? એના ઉપર છાપ નથી? અને આપણે એને ખરી માનીને ચલાવવા માંડીએ એટલે એ ખોટી હોય તોયે ખરી જ થઈ જશે—"

પણ એના મો સામું જોઈ વાક્ય પૂરું કરવા કરતા બેઆની બદલી આપી ચાલ્યા જવું વધારે સલામત લાગવાથી મેં તેમ કર્યું.

આ પછી મેં બેચાર દિવસ સુધી એ બેઆની ચલાવવા માટે તનતોડ મહેનત કરી, પણ વફાદારીની વધારે પડતી ભાવનાવાળી એ બેઆનીએ મારો ત્યાગ ન જ કર્યો. આપણે લક્ષ્મીને અને સ્ત્રીને ચંચળ કહીએ છીએ, પરંતુ ગરીબ બિચારો પુરુષ, લક્ષ્મી ને સ્ત્રીના પાશમાં સપડાએલો, ગમે એટલા ફાંફાં મારે પણ એકેના પાશમાંથી છૂટો નથી થઈ શકતો. કદાચ તેટલા જ માટે માત્ર પોતાના માનસિક સંતોષને ખાતર, એ સ્ત્રી તથા લક્ષ્મીને ચંચળ જાત કહેતાં શીખ્યો હશે!

આખરે અંતિમ ઉપાય તરીકે ભિખારીને આપી દઈને કે દહેરામાં નાખીને એની પીડામાંથી મુક્ત થવાના મરણિયા નિશ્ચય પર હું આવ્યો. પરંતુ એટલામાં મને એક યુક્તિ સૂઝી. એક કાણા પાનવાલાની દુકાને જઈ મેં બે પૈસાનાં પાન ખરીદી તેને રૂપિયો આપ્યો. એણે બે પૈસા કાપી લઈ બાકીનું પરચુરણ આપ્યું. પરચુરણ ગણી જોતાં યુક્તિપૂર્વક પેલી ખોટી બેઆની મેં એના ભેગી સેરવી દીધી. પછી જાણે અચાનક નજર પડી હોય એમ એ બેઆની મેં બહાર કાઢી કર્કશ સાશંક દૃષ્ટિએ એના તરફ જોઈ "આ બેઆની ખોટી છે, બીજી આપ" એમ કહી પાનવાળાને પાછી આપી.

પાનવાળાએ બે આની પાછી લીધી અને કહ્યું: "મારી પાસે બીજી બેઆની નથી. તમે બે આના આપો તો હું પાવલી આપું."

મે બે આના આપી એની પાસેથી પાવલી લીધી.

'જંગ જીત્યો રે મારો કાણિયો!'નું ગીત ધીમે અવાજે ગાતો હું સાંથી ચાલી નીકળ્યો. રસ્તામાં બેત્રણ મિત્રો મળ્યા, તેમને બેઆનીની કથા કહી અને મારા વિજયનું અખંડ સ્મરણ જાળવવા તેમને ચા પીવા પાસેના રેસ્ટોરાંમાં લઈ ગયો. ચા પી પૈસા ચૂકવવા પેલી પાનવાલાની પાવલી મેં રેસ્ટોરાંના માલિકને આપી. એણે પાવલીને જમીન પર પછાડી ને રૂપાનો ઢોંગ કરતી એ પાવલી કલાઈના અવાજે કકળી ઉઠી! "એ પાવલી નહિ ચલેગી, દુસરી દો" અને અનુભવે રીઢો બનેલો હું કંઈ પણ બોલ્યો નહિ ને બીજી પાવલી આપી, અપૂર્વ પરાક્રમ કર્યા પછી હારેલા વીર યોદ્ધાની પેઠે, ત્યાથી પાછો ફર્યો અને 'જંગ જીત્યો રે મારો કાણિયો'ની બીજી પંક્તિ 'વહુ ચઢે તબ જાણિયો' હતાશ હૃદયે સંભારી.

"લાવો, હુ એ ચલાવી આપીશ," મારા એક મિત્રે કહ્યું. એ અતીવ શ્રદ્ધાળુ હૃદયને આઘાત ન પહોંચાડવાના ઇરાદાથી મેં એને પાવલી આપી.

થોડા દિવસ પછી એ મિત્ર મને પાછો મળ્યો. મેં પૂછ્યું: "કેમ! પાવલી ચાલી ખરી કે?"

"અરે હા, તે જ દિવસે મે કોઈની પોરવી દીધી!"

આમ મારી પાવલી ચાલી ખરી પણ તેથી મને કંઈ પણ લાભ થયો નહિ. એ મિત્રે મને પેલી પાવલીના બદલામાં બીજી પાવલી આપવી જોઈતી હતી, પરંતુ ત્યાર પછી અનેક વાર મળવા છતાં, મારી પાવલી ચલાવવાની પોતાની કલાની વારંવાર પ્રશંસાયુક્ત કથા કરવા છતાં, એણે એ પાવલી પરના મારા હક વિષે શબ્દ સરખો ઉચ્ચાર્યો નથી!



# કરકસર

આજે એક પાઈ ઘણા વખતથી મારી પાસે પડી રહી હતી તે મેં એક ભિખારીને આપી. ભિખારીએ તિરસ્કારથી એ પાઈ પાછી વાળતાં કહ્યું: "શેઠ, પૈસો હોય તો આપો."

પાઈનું હવે મૂલ્ય રહ્યું નથી–ભિખારીઓને પણ પાઈની કિંમત નથી. નાનપણમાં હોળીમાં અમે ચકલેથી પસાર થનાર પાસે 'કાકા! હોળીની પાઈ!' કહી પાઈની માગણી કરતા. હવેના હોળૈયાઓ, હોળૈયા મટી કાકા થએલા મારા જેવા પાસે, 'કાકા, હોળીનું દોઢિયું!' કહી પૈસાની માગણી કરે છે.

ત્યાર પછી બીજો અનુભવ કહું:

'પણ પેલાનું શું થયું તે તો કહો!" બેચાર જણ બોલી ઊઠયા.

"તે હું બધું સામટું જ કહીશ. મારાં કાકીસાસુ બહુ બિમાર થઈ ગએલાં. હું ગયો ત્યારે એમણે મારી જોડે મહામહેનતે થોડી વાત કરી. થોડી વાર રહીને ડાકટર આવ્યો. તેણે એમને તપાસી દવા લખી આપી જવા માંડયું. મેં એને આઘે લઈ જઈને પૂછયું; 'કેમ, કેટલા કલાક કાઢે એમ લાગે છે?'

'અરે! હજી પાચદશ વર્ષ સુધી કંઈ ધાડ ખાય એમ નથી.' ડાકટરે કહ્યું ને રજા લીધી.

મેં એનાં છોકરા તથા સગાંવહાલાંને બોલાવીને કહ્યું: 'તમારો ડાકટર મૂર્ખો છે. આ હું કહું છું તે માનવું હોય તો માનો, નહિ તો પસ્તાશો. આજની રાત જાય એમ નથી. રાતના બરાબર દશ વાગ્યે એ આ લોક છોડી ચાલ્યાં જશે.' આ ઉપરથી એ બધાઓએ દોડધામ કરી બધી તૈયારી કરી મૂકી ને બેચાર જણ બહારગામ જવાના હતા તેમને આગ્રહ કરી રોકી પાડ્યા.

હવે ત્રીજો અનુભવ: એક દિવસ હું રસ્તેથી જતો હતો, તે વેળા એક બૈબો ઊભો ઊભો પોતાની પાળેલી વાંદરીને, એના મોં આગળ જમરૂખ ધરી, કુદાવતો હતો. વાંદરી ગમે એટલા પ્રયત્ન કરતી પણ પેલો જમરૂખ એનાથી દૂર

ને દૂર રાખતો ને વાંદરી થાકી જતી એટલે તેને લપડાક મારતો. આ દશ્ય જોઈ હું બોલી ઊઠયો: 'અરે ભૈયાજી! આ શું કરો છો? આ વાંદરી કોણ છે તે જાણો છો? એ તો તમારી મા, છે મા!'

'અરે સસુરકે બચ્ચે,' કહીને ભૈયાજી મારા તરફ ત્વરિત ગતિથી આવી પહોંચ્યા. મેં દોડતાં દોડતાં કહ્યું: 'ચાર દિવસ રહીને ખબર પડશે.'

રૂપિયાનું મૂલ્ય વધ્યું કે ઘટયું, વેપારમાં મંદી આવી એ શા કારણે, ઇત્યાદિ અર્થશાસ્ત્રના પ્રશ્નો તજ્જ્ઞો માટે રહેવા દઈ, આપણે એટલું તો કહી શકીએ કે મોંઘવારી સોંઘી થઈ છે, સોંઘવારી મોંઘી થઈ છે. હિંદુસ્થાન સમૃદ્ધ થતું જાય છે એમ માનનારાઓ માટે આ સારા સમાચાર નથી એ ખરું. પણ આવી બાબતમાં સત્યને આપણે જોવા ન માગીએ તોયે એ આપણને પોતાની જાત દેખાડ્યા વિના રહેતું નથી

વસ્તુસ્થિતિ આવી હોવાથી, ને એ લાંબો વખત રહે એવો સંભવ હોવાથી, કરકસર કરવી એ આજનો યુગધર્મ થઈ પડ્યો છે અને જે જે યુગમાં પ્રજાનો જે વિશિષ્ટ ધર્મ થઈ પડે છે તે તે યુગની પ્રજાને, તે યુગધર્મનું જ્ઞાન થતાં બીજો એક યુગ નીકળી જાય છે ને તે સમયે એ યુગધર્મ બદલાઈ ગએલો હોય છે. પરંતુ આ બાબતમાં તેમ થયું નથી, એ આનંદની વાત છે.

સાહિત્યકારો ભલે પોતાનો સંદેશો લોકહૃદયમાં પહોંચાડી નહિ શકતા હોય, નેતાઓ ભલે લોકનું સાચું પ્રતિનિધિત્વ નહિ મેળવી શકતા હોય, ચિત્રકારો ભલે લોકદિવાલો પર પોતાનાં ચિત્રો નહિ ટંગાવી શકતા હોય, ગવૈયાઓ ભલે લોકઓરડામાં પોતાની મહેફિલ નહિ જમાવી શકતા હોય, પરંતુ કરકસરનો યુગધર્મ જેણે પ્રબોધ્યો હશે તે તો લોકગજવાના ને લોકતિજોરીના ઊંડામાં ઊંડા તલ સુધી પહોંચી ગયો છે, એ નિઃસંશય છે.

લોકોએ પોતાના ખર્ચ ઉપર સજ્જડ કાપ મૂકયો છે. નાટકકંપનીઓએ દેવાળાં કાઢયાં છે; સિનેમાના ભાવ ગગડી ગયા છે; મોટીમોટી વેપારીકંપનીઓને પોતાના વાર્ષિક 'સેલ'ની સંખ્યામાં વધારો કરવો પડયો છે; મેં મારા ખર્ચે ચા પીવા જવાનું કમી કર્યું છે; એ બધું આ કાપના આડકતરા કે સીધા પરિણામરૂપ છે.

સામાન્ય રીતે દરેક દેશમાં લોકોનો અવાજ સરકારને સંભળાતો નથી. ક્વચિત સંભળાય છે તો તે વિકૃત રૂપે. લોકોનો આર્તનાદ એને આનંદના આલાપ જેવો સંભળાય છે; લોકોની ઉત્કંઠાભરી માગણી એને સંતોષના સ્વાભાવિક

ઉદ્‌ગાર જેવી સંભળાય છે; લોકોનો વિરોધનો પોકાર એને સંમતિના સૂચન જેવો સંભળાય છે. અને આમ થાય એ સ્વાભાવિક છે; કારણ કે સરકાર સામાન્યતઃ કાને જરા બહેરી હોય છે ને લોકો પ્રાયશઃ નિર્બળ અવાજના હોય છે.

મારે એક વખત એક જાણીતા સજ્જનને અમુક કામને અંગે મળવા જવાનું હતું. એ સદ્‌ગૃહસ્થની બીજી બધી ઈંદ્રિયો કરતાં કાન કંઈ ઓછું કાર્ય કરે છે એ વાતની મને ખબર નહોતી. તે દિવસે હવામાં શરદી હતી. ગળે પડવાની ટેવ બીજાં બધાં કરતાં શરદીને વધારે હોય છે એ જાણીતું છે, અને તેમાંયે મારા કંઠ માટે શરદીને અસલથી પક્ષપાત છે. એટલે તે દિવસે ગળામાં શરદી ને મગજમાં ગરમી–કંઠ બેઠેલો ને મગજ તપેલું–એવી કંઈક મારી સ્થિતિ હતી. હું એ સદ્‌ગૃહસ્થને મળ્યો ત્યારે મારો અવાજ ઠેઠ ઊંડો ઊતરી ગએલો હતો; અને શરદીને લીધે એમના કાન વધારે અશક્ત બન્યા હતા. અમારા વચ્ચે શો સંવાદ થયો તે પૂરેપૂરો યાદ નથી. પણ કંઈક નીચે પ્રમાણે હતો.

મને આવકાર આપતાં એ સદ્‌ગૃહસ્થ બોલ્યા: "ઓહો! આજે કંઈ આ તરફ? કેમ તબિયત તો સારી છે ને?"

"આપનું જરા કામ હતું. તબિયત મઝામાં છે. જરા શરદી થઈ છે, બાકી બીજી બધી રીતે કુશળ છું."

"મને શરદી થઈ છે એમ તમને કોણે કહ્યું? એ તો જરા નહિ જેવા સળેખમ ને ઉધરસ થયાં છે. તમારે જોવા આવવાની–અહીં સુધી આવવાની–તસ્દી લેવા જેવું કંઈ નથી."

મને લાગ્યુ કે એમના સમજવામાં કંઈ ભૂલ થઈ છે, પણ તે સુધારવાનો પ્રયત્ન ન કરતાં મેં કહ્યું: "હવે કેમ છે? દવાબવા તો કરો છો ને?"

"હા, અહીંની હવા જરા એવી છે ખરી, પણ હવાફેર જવાનું હજી નક્કી કર્યું નથી. એ તો ઠીક, પણ ચાબા લેશો ને?"

"ચાની બનતાં સુધી હું ના નથી કહેતો ને આ શરદીમાં તો બહુ જ ઠીક પડશે."

"બનતાં સુધી તમે ચા નથી પીતા તે ઘણું સારું, પણ ચા શરદી કરે એમ તમને કોણે કહ્યું? વારુ, કૉફી લેશો?"

"કૉફીનો પણ અત્યારે વાંધો નથી."

"કૉફીનો ડાકટર વાંધો લે છે? ઠીક ત્યારે, ડોકો?"

મોઢેથી બોલીશ તો આ કૉફીની પેઠે ડોકાયે ગુમાવીશ એમ લાગવાથી મેં ડોકા વડે હા કહી, ને આખરે અમારે માટે ડોકો મુકાયો

"આ ઘર તમને ફાવે છે કે નહિ?" મે પૂછ્યુ.

"વર? સુલોચના (એમની પુત્રી) માટે વર હજી શોધ્યો નથી. હજી નાની છે. શી ઉતાવળ છે?'

આ પ્રમાણે 'દવા'ને બદલે 'હવા'ને 'ઘર'ને બદલે 'વર' સાંભળનાર માથે જે વાત કરના હુ આવ્યો હતો તે વાણી દ્વારા કરવી અશક્ય છે એમ મને લાગ્યુ અને તેથી પત્ર લખી એ વાત એમને જણાવવી એવો નિશ્ચય કરી થોડીઘણી આડીઅવળી વાતો—અનવત્ત, ઉપર પ્રમાણે જ—કરીને મે આખરે કહ્યુ 'હવે રજા લઉં?'"

"અરે! મારા મહેરબાન! એમ શુ બોલો છો? તમે આવ્યા તેમાં મને સજા થઈ! ઊલટો આનદ થયો. આપણી વાત સાંભળનારા ને સાભળે તોયે સમજનારા છે કેટલા?"

"બહુ ઓછા" હુ મનમા બોલ્યો ને મૂગે મોઢે એમની રજા લઈ ચાલતો થયો

"મારી સાસુએ એમ કહ્યુ જે, કોડમા દીવો મેલ,
મે ભોળીએ એમ જાણ્યુ જે, સોડમા દીવો મેલ"

એ જાણીતા લોકગીતમા સાસુવહુ પણ આજ પ્રમાણે એક નિર્બળ કહ્દની અને બીજી બહેરી હશે

બીજી બધી બાબતમા સરકારની ને પ્રજાની સ્થિતિ ઉપર્યુક્ત સદ્‌ગૃહસ્થ ને મારા જેવી અથવા લોકગીતમાના સાસુવહુ જેવી થાય છે; પરંતુ કરકસર કરવાની બાબતમા સરકાર અને પ્રજા વચ્ચે એકમત છે.

પ્રજાની પેઠે સરકારે પણ કરકસરની નીતિ શરૂ કરી દીધી છે આવક વધારવી ને ખર્ચ ઓછો કરવો એ મહાસિદ્ધાન્તનો અમલ કરવાની એણે તૈયારી કરી છે નવા કર નંખાયા તે પહેલા મને ચિંતા થતી હતી કે હવે સરકાર શી રીતે પોતાની આવકમા વધારો કરી શકશે? મારી આવક વધારવાના અનેક નિષ્ફળ પ્રયત્નોના અનુભવે કોઈ પણ પોતાની આવક વધારી શકે એ વિષે મને હમેશ સંદેહ રહેતો.

"કર નાખીને સરકાર આવક વધારશે." મારા એક મિત્રે મને કહ્યું.

"હવે કર શેના પર નાંખશે?" મેં પૂછ્યું.

"પેલા રાજાની વાત ખબર નથી? બધી વસ્તુ ઉપર કર નાખ્યા પછી કંઈ રહ્યું નહિ, ત્યારે એણે ચાલતા લોકો પાસેથી પૈસા લેવા માંડ્યા. 'હાથ હિલાનેકા પૈસા દો' કહી ચાલતો માણસ હાથ હલાવે તેના પણ પૈસા ઉઘરાવવા માંડ્યા."

ચાલતાં ચાલતાં હાથ હલાવવા એ સ્વાભાવિક છે. છતાં એને એક જાતની મોજ ગણી શકાય, અને વાર્ષિક હજાર રૂપિયાની આવકવેરો નાખનારી સરકારે ચાલતી વેળા હાથ હલાવવાની ક્રિયા પર 'લકઝરી ટેક્ષ' લાગુ નથી પાડ્યો, તે હું ધારું છું, કે એણે ઉપર્યુક્ત રાજાની વાત સાંભળી નહિ હોય તેમાં જ હશે.

ખર્ચ ઘટાડવાની બાબતમાં કેટલાક લોકો સરકારે લીધેલાં પગલાં વિષે ટીકા કરે છે; ખર્ચ ક્યાં ને શી રીતે કમી કરવો તે માટે કમિટી નીમી પહેલાં પુષ્કળ ખર્ચ કર્યો; પછી ૫૦–૧૦૦ સુધીના કારકુનો કમી કરી ૨૦૦૦ના પગારદારોની કેટલેક સ્થળે નિમણૂક કરી. લશ્કરનો ખર્ચ કમી થઈ શકે ત્યાં ન કરતાં ઊલટો વધાર્યો, ઇત્યાદિ, ઇત્યાદિ. પણ કરકસરનો વિષય જ એવો છે કે એમાં ભલભલા છક્કડ ખાઈ જાય. હું પોતે પણ એક વાર એમા સજ્જડ ગુંચવાયો હતો, તો બિચારી સરકારનુ તો ગજું જ શું?

કરકસરનું મોજું એક વેળા ફરતું ફરતું અમારી ઑફિસમાં આવી ગયું, ને મારા પગારને સ્પર્શી ગયું. આથી મારે ખર્ચમાં કાપકુપ કરવાનો વખત આવ્યો. મેં ઘરના માણસોની મંડળી સમક્ષ આ બાબત મૂકી.

મારા ભાઈએ કહ્યું: "તમે ઑફિસે જવા આવવાનું ટ્રામને બદલે ચાલતા રાખો તો દર મહિને રૂા. ૩–૮નો બચાવ થાય."

જોવા ધાર્યું. પહેલાં ઑફિસે ચાલતા જવાઆવવાનું શરૂ કર્યું. એકેક દિવસ તો ઠીક ચાલ્યું પણ પછી રસ્તે ચાલતાં ચાની સુવાસથી મધમધી રહેતાં રેસ્ટોરાંઓને વટાવી જતાં મારું હૃદય ઝાલ્યું ન રહેતું. એકાદબે રેસ્ટોરાંઓ સામું નજર પણ નાખ્યા વગર હું ચાલ્યો જતો; પણ મુંબઈમાં કંઈ બેત્રણ જ રેસ્ટોરાં છે? ત્રીજા ચોથા આગળ જરા અંદર નજર કરી ચાલ્યો જતો. પણ છઠ્ઠે કે સાતમે રેસ્ટોરે, સાતમે કોઠે અભિમન્યુનું થયું તેમ, મારું પતન થતું. દરરોજ આનો બચાવું છું તો એક દહાડો ચા પાછળ એક આનો ખર્ચું તેમાં ખોટું નહિ એમ ધારી મેં ચા પીવાની શરૂઆત કરી. થોડા દિવસ પછી થયું કે દરરોજનો આનો નહિ, પણ જવા આવવાના મળી બે આના બચાવું છું, એટલે કોઈક કોઈક દહાડો સાંજનું વર્તમાનપત્ર પણ ખરીદ કરું તો શું ખોટું? આ ઉપરાંત રસ્તે એકદમ પડતર ભાવે મળી જતી વસ્તુઓ જોઈને તે ખરીદ કરી લેવાનું મન થતું, અને કોઈક વિરલ પ્રસંગે મન પર કાબુ રાખી શકાતો, પણ ઘણી વાર તો એવી વસ્તુઓ ખરીદ કરવી જ પડતી. આમ માસિક સાડાત્રણ રૂપિયાનો બચાવ કરી મેં દશ રૂપિયાનો ખર્ચ વધાર્યો!

અંતે આ પાણીએ વાલ નહિ ચડે એમ ધારી ચાલતા જવાઆવવાની યોજના પડતી મૂકી. એક વાર ચા ઓછી કરવાનો પ્રયોગ અજમાવ્યો. ચાનો પ્રયોગ તો બહુ કઠિન પડ્યો. ચાને વખતે ચા ન મળે ત્યારે શું થાય છે એ હું કેમ કરી વર્ણવી શકું? ઘણી વાર મગજ અકળાઈ જાય છે ત્યારે ખાલી હવાએ પેટ ભરીને ગાળ દીધાથી સંતોષ થાય છે એ મારા અનુભવની વાત છે, પણ ચા ન મળે ત્યારે તો ગમે તેટલી ગાળ દીધે પણ સંતોષ નથી થતો. આમ છતાં થોડા દિવસ મેં ચા કરતાં કૉફી મોંઘી પડે છે એમ માલૂમ પડવાથી પાછી ચા શરૂ કરી.

સામાન્ય રીતે હું ખોરાક ઓછો જ લઉં છું, છતાં ખોરાકમાંયે કંઈક ઘટાડો કરવાનો અખ્તરો મેં કર્યો. ભીંડા, પાપડી, પરવળ વગેરે શાકનો મોહ છોડી માત્ર મૂળા ને ભાજીથી ચલાવી જોયું. બે વાર ખાવાનું તજી તબિયત સુધરશે ધારી એક વાર ખાવાનું રાખ્યું, પણ તેથી તો તબિયત ઊલટી બગડવા માંડી, એક વાર ખાવાથી હોજરીને આરામ મળશે અને પચશે સારું એમ મનને મનાવતો હતો તેને બદલે ઊલટો અપચો થવા માંડ્યો! ભૂખ્યો રહ્યો છું એવા ભાનને લીધે રાત્રે ઊંઘ આવતી નહિ ને રાત્રિના પ્રજાગરણને લીધે પાચનક્રિયા બરાબર થતી નહિ. આમ છતાં રાત્રે ખાવાનું નથી એવા ભાનને લીધે સવારે મ્હો બાંધીને ખાતો ને પરિણામે એક વાર ઓછું ખાવાને લીધે મેં અપચાને

નિમંત્રણ કર્યું. આથી ખોરાકના ખર્ચમાં મેં જે બચાવ્યું તેથી બમણું મેં દવા ને ડૉક્ટરને આપ્યું, અને છેવટે 'મેલ કરવત, મોચીનો મોચી' એ ન્યાયે 'હાશ' કરીને મેં ફરી બે વાર જમવાનું શરૂ કર્યું.

આ સિવાય કરકસરની બીજી અનેક યોજનાઓ ઘડી, અમલમાં મૂકી ને અંતે છોડી દીધી. હવે **यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः** (યત્ન કર્યા છતાં કાર્ય પાર ન પડે તો કોનો વાંક?) એમ માની ગીતાભાખ્યા નિષ્કામભાવે ખર્ચ કર્યા કરવો એવા નિશ્ચય પર હું આવ્યો છું. આ નિશ્ચયને લીધે કોઈક વાર દેવું થાય છે પણ તે સિવાય બીજું કોઈ મોટું નુકસાન થતું નથી, અને હું દેવું કરું છું તેમાયે નુકસાન થાય છે તે મને નહિ–બીજાને, એમ મારા મનનું સમાધાન પણ હું ઘણી વખત કરી શકું છું.

ખર્ચ પર કાપ મૂકવો એ સહેલી વાત નથી. હજામ દાઢી પર કાપ મૂકે છે અને પરિણામે દુઃખ ઊપજે છે. પણ કેટલાક શસ્ત્રકુશળ વૈદ્યની પેઠે એવા કાપ બહુ કાર્યસાધક રીતે મૂકી શકે છે. મારા એક ઓળખીતા પૈસાદાર ગૃહસ્થ છે. તે ખર્ચ પર કાપ મૂકવાની કળામાં અતીવ નિષ્ણાત છે. એમના બધા પૈસા કોઈને કોઈ જગાએ રોકાએલા જ હોય. જ્યારે જ્યારે ને જ્યાં જ્યાં કંઈ પણ ખર્ચ કરવાની વાત આવે ત્યારે ત્યારે ને ત્યાં ત્યાં એમનો એક જ જવાબ હોય: "અરે! મારા ગજવામાં તો કંઈ નથી! પૈસા હું ઘેર ભૂલી આવ્યો." એમને માટે પણ આસપાસનાને ખર્ચ કરવો પડે. એમને ઘેર હોય ત્યારે એમની પાસે છૂટા પૈસા ન હોય ને નોટ હોય, તો યે હજારની કે સોની જ હોય! આવી સ્થિતિમાં પૈસા બચે નહિ, તો બીજું શું થાય?

## વહેમની વ્યાપકતા

આજે મને થએલી શરદીનું કારણ જણાવતા ડૉક્ટરને કહ્યું: "ગતે બારી ખુલ્લી મૂકીને સૂતો હતો તેથી કદાચ શરદી થઈ હશે"

ડૉક્ટરે જવાબ દીધો "એ તમારો વહેમ છે બારી ખુલ્લી રાખવાથી નહિ, પણ ખાવામા સભાળ્યુ નહિ હોય તેથી શરદી થઈ છે"

"ખાવામા તો હમેશ સભાળ રાખું છુ ખાવાના સિવાય બીજુ કાંઈ ન ખવાઈ જાય એની બહુ જ કાળજી રાખું છુ"

"શુ ખાધુ હતુ ?"

"ખોરાક"

"કયો ?"

"સામાન્ય રીતે ખાઈએ છીએ તેવો જ દાળભાત, રોટલી, શાક વગેરે"

"શરદીમા ભૂખ વધારે લાગતી હોય તેવુ લાગે ને જોઈએ તે કરતા વધારે ખવાઈ જાય તેથી શરદી થાય છે." એમણે કહ્યુ.

' મારાથી હમણા ઊલટુ ઓછુ ખવાય છે"

"એ તમારો વહેમ છે શરદી થવાથી વધારે ખવાય છે, ને વધારે ખાવાથી પાછી શરદી થાય છે."

' એમ તમે માનો છો એ તમારો વહેમ છે" મે જવાબ દીધો

"વહેમ? વહેમ! દશ વર્ષ મે મેડિકલ કૉલેજમા અભ્યાસ કર્યો છે!"

"તમને એ ડાક્ટરી વહેમ મેળવતા દશ વર્ષ લાગ્યા, મને આ અશાસ્ત્રીય વહેમ મેળવતા ૨૫ વર્ષ થયા"

"મારો વહેમ નથી"

"હશે, મારો પણ નથી. પણ હવે તમારી દવાથી મારી શરદી મટને એવો આપણો બેને સામાન્ય વહેમ છે તે મુજબ દવા આપો

આખરે વહેમનું ઓસડ વહેમ, એ ન્યાયે મેં શરદીના વહેમને દવાના વહેમથી મટાડયો.

આખા જગત માટે એક ધર્મ શોધવાના પ્રયાસો અનેક થાય છે. ખ્રિસ્તી ધર્મ વિશ્વધર્મ થવાને યોગ્ય છે એમ માની ખ્રિસ્તીઓ જગતભરમાં એ ધર્મ પ્રસરાવવા નીકળી પડ્યા છે; ઇસ્લામ એ જ વિશ્વધર્મ થઈ શકે એમ માની મુસ્લિમો એનો પ્રચાર કરી રહ્યા છે; હિંદુ ધર્મ સનાતન હોવાથી એ જ સાચો વિશ્વધર્મ હોઈ શકે એમ હિંદુઓ પોતાના ધર્મના ગુણ ગાયા કરે છે. આ બધા ધર્મોમાં સંપૂર્ણતા નહિ, પણ અંશતઃ સત્ય છે તેથી એ સત્યાંશ ભેગો કરી નવો વિશ્વધર્મ સ્થાપવાના કેટલાકો પ્રયાસ કરી રહ્યા છે. એ વિશ્વધર્મ બધા ધર્મોના સમન્વયરૂપ થવાને બદલે સંકરરૂપ થઈ ગયો છે, માટે તેનો સુયોગ્ય સમન્વય સાધી તેને બધા ધર્મોની સંસૃષ્ટિ સમો બનાવી, બીજો સાચો વિશ્વધર્મ શોધી કાઢવાના પ્રયાસો વળી અન્ય કેટલાક વિદ્વાનો કરી રહ્યા છે. આમ વિશ્વધર્મની શોધમાં ધર્મનું વિશ્વ ઘડાઈ રહ્યું છે, અને સાચો વિશ્વધર્મ તો હજી કોઈને જડ્યો જ નથી.

તે જડે પણ ક્યાંથી? વિશ્વની સર્વ ધર્મભાવનાઓમાંથી સમાન તત્ત્વ શોધવાની એ લોકોએ પ્રવૃત્તિ કરી હોય એમ મને તો લાગતું નથી. નહિ તો દુનિયાના ધર્મોની બાબતમાં જ નહિ, પણ વ્યવહારના પ્રત્યેક વિષયમાં પણ જે સમાન તત્ત્વ છુપાઈ રહેલું—છુપાઈ રહેલું નહિ, પરંતુ પ્રગટ તરી આવતું જણાય છે તે તત્ત્વની જ વિસ્મૃતિ એમને કેમ થાય?

એ તત્ત્વ તે જેને સામાન્ય લોકો વહેમ કહે છે તે. આપણા આચારનું આખું ધોરણ એ તત્ત્વ—જે આપણામાં હોય ત્યારે પ્રતીતિ ને અન્યમાં હોય ત્યારે વહેમ તરીકે ઓળખાય છે તે તત્ત્વ—ના ઉપર રચાયું છે.

વિશ્વધર્મ જો સ્થાપવો હોય તો વહેમનો વિશ્વધર્મ સ્થપાય એમ છે—અથવા એ તો સ્થપાઈ જ ચૂકયો છે. આપણે એટલું જાણવાની જ વાર છે. વહેમના વિશ્વધર્મના સામ્રાજ્યમાં જાતિભેદનાં બંધન નથી, એને રાષ્ટ્રોની સીમાઓ નડતી નથી, એમાં વયની મર્યાદા નથી. જ્યા જ્યાં માણસ ત્યાં ત્યાં વહેમ એવી વ્યાપ્તિ બાંધીએ તો એમાં કોઈ પણ પ્રકારનો દોષ નથી.

વહેમની આન્તરરાષ્ટ્રીયતા, સર્વતોમુખતા વિષે સંદેહ નથી. અત્યારે ભિન્ન ભિન્ન દેશો વચ્ચે વધારેમાં, વધારે વિનિમય વહેમનો થઈ રહ્યો છે. આપણા વહેમો પરદેશ ચડાવીને ત્યાંથી આપણે તે દેશના વહેમો મંગાવીએ છીએ.

૫

મારા ઓળખીતાને ત્યા એના પુત્રના હોણસાલ લગ્ન ઠર્યાં પરતુ એમના એક મિત્રને માતા આવ્યા ને આવીને એ માતાએ જણાવ્યુ કે "જો નમાગ મિત્રના છોકરાના હોણુ લગ્ન કરશો, તો એને બહુ ભયકર અનિષ્ટો ભોગવવા પડશે." છોકરાના બાપ જાતે જૈન છે ને માતા, મહાદેવ વિષે એમને શ્રદ્ધા નથી. છતા આ ચેતવણીથી ગભરાઈ એમણે લગ્ન મોકૂફ રાખવાનો વિચાર પોતાના વેવાઈને જણાવ્યો દરમ્યાન એમના વેવાઈના સગામા એક જણને મહાદેવે સ્વપ્નામા કહ્યુ "હોણુ તારા સગાની છોકરીના લગ્ન જો નહિ થાય તો ભવિષ્યમા થવાનો મળ્‌ન રહેશે નહિ" વેવાઈ પણ જૈન હતા છતા મહાદેવની ચેતવણીથી ગભરાઈ એમણે મારા ઓળખીતા ગૃહસ્થ ( છોકરાના પિતા ) ને વસ્તુસ્થિતિથી વાકેફ કર્યા માતા કરતા મહાદેવ મોટા, એમ માની આખરે બને પક્ષે લગ્ન કરવાનું ઠરાવ્યુ ઠરાવ થયાને ચોથે દહાડે ત્રીજા એક જણ (બને વેવાઈના ઓળખીતા)ને માતા આવ્યા ને તેમણે છોકરાનાં લગ્ન કરવા વિષે બહુ જ ભયકર શબ્દોમા ચેતવણી આપી ફરી લગ્ન મુલતવી રખાયા પાછા મહાદેવ આવ્યા ને તેમણે લગ્ન કરી નાખવાની બહુ જ સખત શબ્દોમા આજ્ઞા કરી. ફરી વિમાસણ ઊભી થઈ મારી સલાહ પૂછવામા આવી. મે તોડ કાઢ્યો "લગ્ન કરવા ખરા, પણ વરવધૂને એકબીજાને સાસરે જવા ન દેવા" મારી સૂચના માન્ય રખાઈ ને લગ્ન કરી નાખવામા આવ્યા છોકરો ને છોકરી બનેમાથી એકેનુ કુટુબ માતા કે મહાદેવને માનતું નથી, તેની પૂજા કરતું નથી, છતા લગ્ન માટેની ચેતવણીથી બને કુટુબોમા જે ભયકર ક્ષોભ વ્યાપી રહ્યો હતો, તે શિવભક્ત કે માતાના અનન્ય ઉપાસકને પણ શરમાવે એવો હતો

હિંદુસ્થાન પર અનેક પ્રજાઓએ આક્રમણ કરી પોતાનો પગદડો જમાવ્યો છે, પરતુ હિંદુઓ હિંદ ધર્મમાથી ચલિત થયા નથી છતા તે તે પ્રજાના વહેમોને અપનાવી લીધા છે પીરની માનતા રાખનાર અને તાબૂત આગળ આળોટનાર ચુસ્ત હિંદુઓ ઘણા છે; તેમજ સાધુસન્યાસી ને હિંદુ દેવોમા અમુક રીતની જ શ્રદ્ધા ધરાવનાર મુસ્લિમો પણ છે

પરતુ આ વહેમની આયાત માત્ર ધર્મમાથી જ થતી નથી ઉપદેશકના વિવેચનમાથી, ડૉક્ટરના દવાખાનામાથી, અધ્યાપકોના શિક્ષણમાથી, વિદ્વાનોના લખાણોમાથી, નિરક્ષરો વાતચીતમાથી, બાળકના પ્રનાપમાથી વહેમના તત્ત્વો આખા સમાજમા ગળતી રહે છે. એટલુ જ નહિ પણ જડ વસ્તુઓ સુદ્ધા વહેમની વાહક થાય છે છીંક, જોડા, ઘોડાની નાળ, તેલ, ઘી, મીઠુ, વાળ, નખ, ઉકરડો, આમલીનુ ઝાડ, સુમાએના ઝાડનુ ઠૂંઠું. ચોરસ ત્રિકોણ વગેરે

આકૃતિ, અમુક આંકડા, ઇત્યાદિ અનેકાનેક વસ્તુનું વહેમનાં શાસ્ત્રમાં બહુ જ મહત્ત્વ છે. આ ઉપરાંત વહેમ વિરોધીના રૂપે પણ ઘણી વાર સમાજમાં સંચરે છે—દાખલ થઈ ગયો છે. બધું જ વહેમ રૂપ છે એમ માનવું એ પણ એક વહેમ જ છે.

દરેકને કોઈ ને કોઈ બાબતમાં વહેમ હોય છે, ને છતાં તે બીજાના વહેમોનો તિરસ્કાર કે ઉપહાસ કર્યા કરતો હોય છે. જેની તેની પાસે જન્માક્ષર જોવડાવી. જુદા જુદા નામધારી જોશીઓના પ્રત્યેક પરસ્પર વિરોધી વચનમાં શ્રદ્ધા રાખનાર, ડૉક્ટરના જંતુ સંબંધીના વહેમોને હસી કાઢે છે. જ્યાંત્યાં જંતુઓ જ જોનારા ને દરદીના દાદાની દૂરથી છબી જોઈ કાર્બોલિક સાબુ વડે કોણી સુધી હાથ ધોનારા ડૉક્ટરો, જમતી વેળા હંમેશ નાહવાની હિમાયત કરનારાઓની મજાક કરે છે વારંવાર 'હંગર—સ્ટ્રાઇક' પર જનારાઓ ને રાષ્ટ્રોદ્ધારના કાર્યમાં અથવા તબિયતને સુધારવા માટે ઉપવાસને આગળ કરનારાઓ શિવરાત્રિ કે અગિયારસને દહાડે ભૂખ્યા રહેનારાઓને હાસ્યના આલંબનરૂપ ગણે છે. ૧૩ના આંકડાથી ભડકનારાઓ ને ઘોડાની નાળના શુકન લેનારાઓ, ગાયને શુકન રૂપ ને છીંકને અપશુકન રૂપ સમજનારને જંગલી જેવા માને છે. દારૂડિયો જેમ બીજાને પીધેલો ધારે છે, તેમ વહેમમાં પડેલો મનુષ્ય અન્યને વહેમી ધારે છે.

દરેક જાતિ, રાષ્ટ્ર અને વર્ગને પોતપોતાના વિશિષ્ટ વહેમો હોય છે. તે ઉપરાંત દરેક વ્યક્તિને પણ પોતાના વિલક્ષણ ને સ્વતંત્ર વહેમો હોય છે. અમુક હોલ્ડરથી પરીક્ષામાં લખું તો જ હું પાસ થાઉં, એમ એક કાળે હું માનતો. મારા એક સગાને એવો વહેમ છે કે પાણીના સાત ઘૂંટડા એ પીએ તો જ એનાથી તેમની તરસ મટે. એક વિદ્વાન અધ્યાપક ઓરડામાં દાખલ થતાં પહેલાં ઉંમરા આગળ ત્રણ વાર ડાબો પગ ધીરેથી ઠોકે છે. એક ધનાઢ્ય વેપારી મુંબઈની ગંદી ચાલમાં મહામહેનતે સમાસ કરી શકાય એવી એક ઓરડીમાં જ રહે છે. એમાં રહીશ તો જ કમાઈશ એવો એનો વહેમ છે. એક દેશસેવક જેટજેટલા દાદર ચડે છે તે દરેકના પગથિયાં ગણે છે. ગણવાં કદાચ રહી જાય તો ફરી નીચે ઊતરીને ગણે છે. એમાં કંઈ ભૂલ થાય તો પોતે જેલમાં જાય એવો એમનો વહેમ છે. મારા એક ઓળખીતા એમ માને છે કે જમ્યા પછી તરત ઓડકાર ન આવે તો જરૂર અપચો થાય. આથી જમીને તરત એઓ તાણીતાણીને ખોટા પણ ઓડકાર ખાય છે. આવાં તો અસંખ્ય ઉદાહરણ આપી શકાય.

ઈશ્વર છે અથવા ઈશ્વર નથી એ સિદ્ધ કરવું અશક્યવત્ છે. તે જ પ્રમાણે આ વહેમો ખરા છે અથવા ખોટા છે એવી નિશ્ચયાત્મક પ્રતીતિ કરાવવી બહુ કઠિન છે. જે દલીલ વડે આપણે ધારીએ છીએ કે આપણે વહેમનું ખંડન કરીએ છીએ, તે જ દલીલ વડે એ વહેમ ધરાવનાર વ્યક્તિ પોતાના વહેમનું સમર્થન કરે છે. અમારા ગોરને એક વખત ખાસ કામને અંગે કોઈકને મળવા જવાનું હતું. જવાને એઓ ઊઠ્યા, એટલામાં મને છીંક આવી એટલે એ પાછા બેસી ગયા.

મેં કહ્યું : "તમને મોડું થાય છે."

એમણે જવાબ દીધો : "હમણાં જઈશ તો નહિ મળે. તમને છીંક થઈ છે."

મેં જવાબ દીધો : "હમણાં નહિ જાઓ ને મોડું થશે, તો કદાચ નહિ મળે !"

થોડી વાર થોભીને એઓ ગયા. જેને મળવા ગયા હતા તે એમની વાટ જોઈ આખરે ઘર બહાર ચાલ્યો ગયો હતો. એ પાછા ફર્યા ત્યારે મેં કહ્યું: "જોયું, છીંકને લીધે તમે થોભ્યા તેમાં તમારું કામ થયું નહિ ! છીંકની દરકાર કર્યા વગર તમે ગયા હોત તો મળતે"

એમણે પ્રત્યુત્તર વાળ્યો: "તમે છીંક ખાધી એટલે જ મને થયું કે હવે કામ થવાનું નહિ ! નહિ તો હું જવા ઊભો થાઉં અને તરત તમને છીંક કેમ આવે ? હું તો જાણતો જ હતો કે હવે આજે વહેલેમોડા ગમે ત્યારે જઈશ તોયે મેળાપ નહિ થાય. જોયું ? હવે ખાત્રી થઈને કે છીંકના અપશુકન માનીએ છીએ તે ખરું છે ?"

એક વાર હું મારા મિત્રને ત્યાં ગયો હતો. ઉતાવળમાં જોડા કાઢતાં એક જોડો ઊંધો થઈ ગયો. મારા મિત્રે કહ્યું: "જોડો સીધો કરો, નહિ તો આપણી વચ્ચે વઢવાડ થશે."

મેં કહ્યું: "જોડો ઊંધો થઈ ગયો, પણ કંઈ આપણા બેમાંથી એકનું મગજ ઊંધું નથી થઈ ગયું, ને ? લડાઈ શાની થાય ?"

"થાય જ; જોડો ઊંધો હોય તો બે જણ વચ્ચે જામે એવો નિયમ છે."

"પણ હું લડવા નથી આવ્યો, મળવા આવ્યો છું."

"માટે જ કહું છું ને કે જોડો સીધો કરી દો."

"હું કંઈ એવા વહેમબહેમમાં નથી માનતો." કહીને હું જઈને હીંચકા પર બેઠો.

"જુઓ, તમને ફરી કહું છું કે જોડો બરાબર કરો, નહિ તો લડાઈ થશે."

"અરે ભાઈ! નહિ થાય."

"થશે!"

"નહિ થાય!"

"કહું છું કે થશે!"

"કહું છું કે નહિ થાય!"

"થશે!"

"નહિ થાય!"

એ શબ્દો પરથી અમે વધારે સૂચક અર્થવાળા શબ્દો પર ઊતરી પડ્યા અને આખરે અમારા વચ્ચે ભારે શબ્દયુદ્ધ–શારીરિક યુદ્ધની સીમાને સ્પર્શે એવું થયું.

"જુઓ, આ જોડો તમે ઊંધો મૂકયો તેથી આપણી વચ્ચે લડાઈ ✓ થઈ કે નહિ?" મારા મિત્રે કહ્યું.

"ના, જોડાને લીધે નથી થઈ." મેં ખીજવાઈને કહ્યું.

"જોડાને લીધે જ થઈ છે!" મારા મિત્રે મારા કરતાં વધારે કોપાવિષ્ટ થઈને કહ્યુ, અને હોલવાએલી આગના ફરી તણખા પ્રસરવા માંડયા. અંતે યુદ્ધ શમાવવાને ખાતર જોડો સીધો કરી થોડીક ક્ષણ થોભી હું ઘેર પાછો ફર્યો.

એક લેખક એકદા લેખને માટે શબ્દો શોધવાના ફાંફાં મારી રહ્યા હતા. એટલામાં એમની નજર એમનાં પત્નીએ ખૂણામાં ઊભી મૂકેલી સાવરણી પર પડી એમણે હોલ્ડર પછાડી એકદમ ઊભા થઈ પોતાની પત્નીને સંબોધી ગર્જના કરી: "ગધેડી! આ સાવરણી ઊભી કેમ મૂકી? લડાઈ કરવી છે તારે?"

મંદ અવાજે પત્નીએ ટહુકો કર્યો: "બળ્યું, ભૂલી ગઈ"

"તારા બાપનું કપાળ ભૂલી ગઈ!"

"આમ શું બરાડા પાડો છો?"

"બરાડા! બરાડા! અરે હું તો એવી બૂમ પાડીશ કે તું બેભાન થઈ જશે!"

"જરા ધીમે બોલોની! કોઈ સાંભળશે"

"કોઈનો બાપ સાંભળે તેની મને પરવા નથી, સમજી?" પ્રચંડ અવાજે એઓ ગરજી ઊઠ્યા, અને થોડી વાર પરની શબ્દો માટેની નિષ્ફળ શોધનો ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે બદલો મળતો હોય તેમ, એમના મુખમાંથી સબળ ને તીક્ષ્ણ શબ્દોની અવિરામ ધારા વર્ષી રહી. થોડી વારે કંઈ સ્વાસ્થ્ય આવ્યા પછી જરા નરમ પડી બોલ્યાઃ "જોયું, આ સાવરણી ઊભી મૂકી તેનું પરિણામ? ફરીથી એમ ન કરતી, બહુ ડાહી છે!"

પરંતુ આ બધા પારાયણ પરથી કોઈ એમ ધારે કે હું લોકોના વહેમ દૂર કરવા માગું છું, તો એ એનો વહેમ છે. હું મારા પોતાના વહેમ દૂર કરી શકતો નથી, તો બીજાના તો ક્યાંથી જ કરી શકું? ઘણા વખતથી મારા મનમાં એક વહેમ પેસી ગયો છે કે હું મારા અમુક મિત્રની કોઈ પણ વસ્તુને છેડું છું, એટલે એ વસ્તુ તદ્દન બગડી જાય છે. હું એની ઘડીઆળ જોવા લઉં તો તે મારા હાથમાથી પડી જાય ને એની આખી મશીનરી રદ થઈ જાય; એની ટોપી વચમા પડી હોય ને તેને ઊંચી મૂકવા લઉં તો મરડાઈ જાય, એની ચોપડી લઉં તો કા તો તે ફાટી જાય કે કાં તો ખોવાઈ જાય. આવા કેટલાક દાખલાઓ બન્યા છે, અને તેથી હવે હું એની કોઈ પણ વસ્તુને સ્પર્શ કરતાં ગભરાઉં છું ને ગભરાઈને સ્પર્શ કરું છું તેથી તે કવચિત્ બગડી પણ જાય છે. હું જાણું છું કે હંમેશ કંઈ આમ થતું નથી, છતાં એ વહેમ મારા મગજ-માંથી જતો જ નથી.

પણ મેં અનેકાનેક લખાણોમાથી એકાદ લેખમાં કહ્યું છે અથવા હું કહેવાનો છુ તેમ વહેમ વિષે બહુ વિચાર કરવો એ પણ વહેમ જ છે. એટલે હવે આટલેથી જ બસ કરવું યોગ્ય છે.



# અવસ્તુદર્શન

આજે સાંજે 'આઝાદ મેદાન' આગળથી જતાં ત્યાં મોટું ટોળું ભેગું મળેલું જોયું. માનવસ્વભાવને સહજ એવી સમૂહવૃત્તિ મારામાં જાગ્રત થઈ અને હું ટોળા પાસે જવા લલચાયો. પરંતુ પછી કદાચ કોંગ્રેસનો તો કાંઈ કાર્યક્રમ નહિ હોય એવો સંદેહ થતાં, સમૂહવૃત્તિ સમી સહજ ને એનાથી યે વધારે સમર્થ એવી ભયવૃત્તિ ઉત્પન્ન થઈ અને હું અટકીને ઊભો. આખરે કોઈ પણ રાજકીય કારણથી આ ટોળું ભેગું થયું નથી એવી ખાતરી કરી હું ટોળા પાસે ગયો. ટોળામાં હિંદુ તેમ જ મુસલમાન બંને હતા અને તેઓમાં કોઈ પણ કારણથી કંઈ ઉશ્કેરાટ ફેલાએલો હોય એમ મને લાગ્યું. પ્રથમ તો મારા હિંદુત્વનું સંગોપન કરી ત્યાંથી જરા જલદી પગલે ચાલ્યા જવાનું મને ઠીક લાગ્યું. પણ પછી હિંદુ અને મુસલમાન વચ્ચે કોઈ પણ પ્રકારનું વૈમનસ્ય ન જણાયાથી હું ટોળાની અંદર નિર્ભયપણે દાખલ થયો. કોઈકના પગ પર ચાલતો, ધક્કા ખાતો ને મારતો, કોણી વડે અનેકને દૂર કરતો હું ટોળાની બરાબર મધ્યમાં આવી પહોંચ્યો ત્યારે ઉશ્કેરાટનું ખરું કારણ સમજાયું.

બીજના દિવસે ચંદ્રદર્શનનું અપૂર્વ માહાત્મ્ય ગણાતું હોવાથી અને આજે બીજનો દિવસ હોવાથી આ સૌ બીજના ચંદ્રને નિહાળવા અહીં ભેગા થયા હતા. પણ ચંદ્ર કોઈને બરાબર દેખાતો નહોતો અને ચંદ્રદર્શનની અધીરતા લોકોમાં પળે પળે વધતી જતી હતી. આ કારણથી ત્યાં ઉશ્કેરાટ ફેલાયો હતો.

ચંદ્રને અને રૂપાને શો સબંધ છે તે હું જાણતો નથી. બંને આકર્ષક ને શ્વેત રંગનાં છે. પરતુ બંનેને એકબીજાનું દર્શન કરાવવું એવો કોઈ શાસ્ત્રમાં ઉલ્લેખ હોય એમ હું જાણતો નથી. બીજને દિને એકલો ચંદ્ર જોવાનો નથી, પણ હાથમા રૂપાનું કોઈક ઘરેણું અથવા તો સિક્કો લઈને ચંદ્રનું દર્શન કરવું એવો વિધિ છે. ચંદ્રને રૂપું દેખાડવું, કે રૂપાને ચંદ્ર દેખાડવો, અથવા ચંદ્રને જોઈને રૂપું જોવું, કે રૂપું જોઈ ચંદ્ર જોવો, કે એક સાથે, મોં એક ખભા તરફ વાંકુ વાળી એક આંખે ચંદ્રને અને બીજી આંખે રૂપાને જોવું, એનો નિર્ણય હજી હું કરી શક્યો નથી.

મેં પણ બધાંની પેઠે ગજવામાંથી રૂપાની પાવલી કાઢી એક હાથમાં રાખી ઊંચે આકાશમા ચંદ્રને નીરખવાનો પ્રયાસ કર્યો. મેં જોયુ-ખૂબ જોયુ-ઊંડું જોયું, ઊંચું જોયું, લાંબું જોયું, પહોળું જોયું, બહુ બહુ રીતે જોયું-પણ ચંદ્ર ન દેખાયો તે ન જ દેખાયો. બાજુમા ઊભેલા માણસને પૂછ્યુ : "ક્યાં છે?"

"કોણ?"

"ચંદ" મેં જવાબ દીધો.

"કંઈ દેખાતો નથી" એણે કહ્યું.

ત્રીજા માણસને સંબોધીને મેં કહ્યું : ચંદ્ર દેખાય છે? ક્યાં છે?"

"જોઉં, મારા ગજવામાં તો નથી?" કહીને હસતો હસતો એ ચાલ્યો ગયો. થોડી વાર આકાશ સામુ અનિમિષ નયને જોઈ રહી હું મોટે અવાજે બોલી ઊઠ્યો : "એ રહ્યો-પેલો દેખાય!"

"ક્યા છે? ક્યાં?" કરતા અનેક મનુષ્યો દોડી આવ્યા.

"જુઓ, પણે-સફેદ સફેદ દેખાતું નથી?" ટોળામાંથી એકાદબે જણે શંકાભર્યા અવાજે હા કહી. "ત્યાં આગળ જ-એ સફેદ જેવું દેખાય છે તે જ ચંદ્ર."

"પણ ક્યાં?" એક જણે મારી પાસે આવીને પૂછ્યુ.

મેં આગળી વડે બતાવ્યું : "જુઓ, પણે દેખાય છે?"

"ના, બરાબર નહિ." એણે કહ્યું.

"જુઓ બરાબર જુઓ. પણે કાળું ધાબું દેખાય છે ને?"

"હા."

"તેની પાસે ધોળું ધોળું નથી દેખાતું?-કંઈ નથી દેખાતુ?"

"હા, ધોળા જેવું કંઈ દેખાય છે ખરું." એણે કહ્યું.

"હવે જુઓ, બરાબર ધારીને. એ ધોળું ધોળું દેખાય છે ત્યાં જ ચંદ્ર છે કે નહિ? જુઓ દેખાય છે કે નહિ?"

"હા, કંઈક ચંદ્ર જેવું જણાય છે," મંદ ને પ્રતીતિવિહોણા અવાજે એણે કહ્યું

"એ જ ચંદ્ર છે"

"હા, હા, બરાબર! હવે બરાબર દેખાય છે!" આખરે ઉત્સાહમાં આવી જઈ એણે કહ્યું. એણે બીજાઓને કહ્યું, અને થોડી વારમાં બધાને ચંદ્ર દેખાયો ને સૌ હાથમાં રૂપાનાણું કાઢી ચંદ્રનાં દર્શન કરી પૈસાદાર થવાની આશા રાખતા ધીરે ધીરે વિખરાવા લાગ્યા.

અર્ધોએક કલાક પછી જેને મેં ચન્દ્ર બતાવ્યો હતો તે માણસ મને રસ્તામાં મળ્યો. એણે મને પૂછ્યું: "સાચું કહેજો, મિસ્ટર! તમે ખરેખર ચંદ્ર જોઈ શક્યા હતા?"

"એમ કેમ પૂછો છો? મેં તમને પણ બતાવ્યો હતો ને!"

"હું તો કબૂલ કરું છું કે મને કંઈ બરાબર તે વેળા દેખાયો નહોતો. ને મને વહેમ છે કે તમને પણ બરાબર દેખાયો નહિ જ હોય!"

"હોય નહિ તો ક્યાંથી દેખાય? તમારો ખોટો વહેમ છે. હતો જ."

"હોવો તો જોઈએ જ. નહિ તો તમને કેમ દેખાય? પણ કોણ જાણે કેમ મને હજી મનમાં ડગડગો રહી ગયો છે કે આપણે જોયો એ ચંદ્ર નહિ. પણ તમે કહો છો એટલે થાય છે કે એ ચંદ્ર હશે. માફ કરજો હોં મિસ્ટર!" કહી એ ચાલતા થયા.

એમનો વહેમ સાચો હતો. મેં ચંદ્ર જોયો જ નહોતો. હોય નહિ તે વસ્તુ ન જ દેખાય તેવો નિયમ નથી. એ ભાઈ જો મારી પેઠે માનસશાસ્ત્રના અભ્યાસી હોત, તો એમને માલૂમ પડત કે મનુષ્ય જે જોવા માગે છે એ જ એ જોઈ શકે છે. આંખ જેવું વિપરીત દર્શન બીજું કોઈ કરાવી શકતું નથી. રા. કવિનું વચન 'હતું તે પેખતી નહોતી, નહોતું તેને નિહાળતી' એ મનુષ્યની આંખ પરત્વે ત્રિકાલાબાધિત સત્યરૂપ છે. 'શોધો ને તે મળશે' એવું બાઈબલનું વચન પણ આ જ સિદ્ધાંતનું સમર્થન કરે છે.

એક વખત મારો એક મિત્ર ને હું બહાર ફરવા ગયા હતા. રસ્તામાં એક મકાનની બારીએ અમે એક અપૂર્વ સૌંદર્યવતી કન્યાને જોઈ, અને એ બારી નીચે ક્ષણેક અમે અજાણ્યે ઊભા રહી ગયા. બારીમાં ઊભેલી વ્યક્તિએ કોઈકને બૂમ પાડી ત્યારે અમને સાઘાત માલૂમ પડયું કે અમે જેને રૂપવતી કન્યા ધારેલી તે તો એક બદસૂરત ડોસો હતો! આવો બદસૂરત ડોસો અમને બંનેને સુંદર કન્યા જેવો કેમ લાગ્યો હશે તેનો વિચાર કરતાં લાગે છે, કે તે

વેળા અમે રસ્તામાં કાવ્યની, રસની, સૌંદર્ય ને સુંદરીની ચર્ચા કરતા ચાલતા હતા અને અમારા મનમા ઉપસ્થિત થએલી સુંદરીની પ્રતિમાનુ જ દર્શન અમે એ ડોશીમા કર્યું હતું।

એક વખત જ્ઞાતિભોજનને પ્રસંગે મારા એક મિત્રે મારી બનાવટ કરવાની ઇચ્છાથી, મારાથી ખાનગી રીતે, મારા બીજા મિત્રો ને સગાવહાલાંને કહ્યું : "જોજો! આણે આજે ભાગ પીધી છે ને એને જરા ચડી છે એને જરા જોતા રહેજો." મારા સગાવહાલા ને મિત્રોએ એ વાત પહેલેથી ખરી માની લઈ, મારું બારીક નિરીક્ષણ કરવા માંડયું અને મારી પ્રત્યેક સામાન્ય ને નિર્દોષ ચેષ્ટામાં, મારી સ્વાભાવિક વાતચીતમા એમને અસામાન્ય તત્ત્વ જણાયું ને મને ચોક્કસ ભાગ ચડી છે એવી એમની દૃઢ પ્રતીતિ થઈ। તે દિવસે હુ ભૂખ્યો હતો એટલે મેં જરા ઠીક ખાધુ. આ ઉપરથી મારા હિતેચ્છુઓએ પીરસનારાઓને સમશ્યામા સમજાવી દીધુ કે આને બહુ આગ્રહ કરશો નહિ એને ભાગ ચડી છે માટે જે તે વસ્તુ માગ માગ કર્યા કરે છે. પીરસનારાઓની પણ એ વિષે ખાતરી થતા વાર લાગી નહિ। આખરે જ્યારે મારી આસપાસનું વાતાવરણ અસાધારણ લાગવાથી મેં એમની પાસેથી વસ્તુસ્થિતિ જાણી લીધી, ત્યારે મારો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠયો. મે ખીજવાઈને કહ્યુ· "તમે પણ બધા કેવા મૂરખ જેવા છો? મને ભાગ ચડી એવુ કયા તમારા કાકાએ તમને કહ્યુ?"

આ સાંભળી એક જણે કહ્યુ· "તમે હવે ઘેર જઈને સૂઈ જાઓ, એ તો કાલે સવારે સારુ થઈ જશે"

"પણ હુ કહું છુ કે મને કંઈ જ થયુ નથી।" મેં વધારે ખીજવાઈને કહ્યું

"અરે! કઈ નથી થયુ અમે કયા કહીએ છીએ કે કઈ થયું છે? ખીજવાઓ નહિ—ખીજવાઓ નહિ!"

હું જરા ઠંડો પડી બોલ્યો "અરે ભાઈ! મે ભાગ પીધી જ નથી, તો ચડે શી રીતે?"

"હશે, હશે." બેચાર જણા હસીને બોલ્યા

"હુ ખરેખર કહુ છુ કે આજે—અરે! અઠવાડિયામા મે ભાગનુ ચાંગળુ ચાખ્યુ નથી!"

મારા આ ઇન્કારની અસર ધાર્યા કરતા ઊંધી જ થઈ.

"હવે તો બહુ ચડી લાગે છે! ભાંગ પીધી હતી તે પણ યાદ નથી." બેચાર જણા ધીમે સાદે પરસ્પર કહેવા લાગ્યા. અચાનક એક જણે મને પૂછ્યું: "સવારે શેનું શાક ખાધું હતું?"

આ ઓચિંતા હુમલાથી હું ગભરાઈ ગયો અને બોલી ઊઠયો: "દૂધીનું."

"આ જ સવારે તો તમે જમ્યા જ નહોતા ને?" એક જાણકાર ભાઈ બોલ્યા ને બધાએ સસ્મિત મારી સામે જોયું.

"હું જરા ભૂલી ગયો! ખરી વાત છે, હું સવારે જમેલો નહોતો. પણ અત્યારે એ વાતનું શું કામ છે?"

બીજા એકે ધીરે રહીને પૂછ્યું: "અહીં દીવા કેટલા છે?"

આ સાંભળી મારો પિત્તો ખસી ગયો: "બેવકૂફ છો? હું કહું છું કે મેં ભાંગ પીધી જ નથી. આખી જિંદગીમાં–અરે! આ અઠવાડિયામાં–મેં ભાંગ પીધી હોય તો–તો કહો તેના સોગન ખાઉં!"

આ ગરબડ સાંભળી, આવી ચડેલા પીરસનારમાંથી એક જણે કહ્યું: "કંઈ નહિ. તમે જરા કઢી પીઓ કઢી, ને પછી ઘેર જઈને સૂઈ જાઓ."

"મને સમજ નથી પડતી કે ભાંગ તમને ચડી છે કે મને!" કહીને હું મૂંગો રહ્યો હૃદયમા સળગતા રોષના જ્વાળામુખીને દબાવી મુખે શાંતિ ધારણ કરવાનો પ્રયત્ન કરતાં મેં જેમતેમ જમી લીધું. ન્યાત ઊઠ્યા પછી મારા મિત્રો મને સંભાળીને ઘેર મૂકી ગયા ને ઘરના માણસોને પણ એમણે માની લીધેલી મારી સ્થિતિ વિષે સૂચના કરતા ગયા! આથી ઘેર આવ્યા પછી પણ મારી એવી જ સ્થિતિ થઈ. મારા અનેક ઇન્કાર છતાં મને ભાંગ ચડી જ છે એમ બધાંએ માની લીધું અને સમજાવીપટાવી સુવાડી દીધો.

અમુક વસ્તુ સ્વીકારી લઈ પછી તેની પ્રતીતિ માટે આપણે પ્રમાણ શોધવા જઈએ. (અને મોટે ભાગે આપણે એમ જ કરીએ છીએ.) એટલે, આપણી સ્વીકૃત વસ્તુ તદ્દન અસત્ય હોય, તોપણ તેનાં પ્રમાણો આપણને જડે જ છે. આ પૂર્વસ્વીકૃત અવસ્તુદર્શન પર આખો સંસાર રહ્યો છે. બાળલગ્ન ખરાબ છે, ન્યાતવરા નુકસાનકારક છે, વિધવાવિવાહથી દેશ પાયમાલ થઈ જાય છે એમ પ્રથમથી માની લેનારને એ વાતનાં અનેકાનેક પ્રમાણો જડી આવે છે. એથી વિપરીત માનનારને એનાથી ઊંધાં પ્રમાણો એટલી જ સંખ્યામાં મળી આવે છે.

સાહિત્યની સૃષ્ટિમાં યે આ અવગ્તુદર્શનના પ્રમાણો જોઈએ એટલાં મળી આવે છે. નવલરામને નર્મદ પ્રાચીન કવિઓ કરતાં ઘણો મોટો કવિ લાગ્યો; રમણભાઈને નરસિંહરાવ આગળ નરસિંહ મહેતા, પ્રેમાનંદ, દયારામ, નર્મદ, દલપત વગેરે બહુ ઊતરતી પંક્તિના કવિઓ દેખાયા; નરસિંહરાવને, 'કલ્પનાકુસુમો'માં એકલું સૌંદર્ય જ સભરભર્યું જણાયું; કેટલાકને અમુક લેખકો અપહરણ કરનારા જ જણાય છે; બીજાઓને અમુક લેખકો જગતના સર્વશ્રેષ્ઠ સાહિત્યકારની પંક્તિમાં મૂકવા યોગ્ય લાગે છે. એ સર્વનું કારણ એટલું જ છે કે એ દષ્ટાઓ પહેલેથી જ—અલબત્ત, અજાણ્યે—અમુક વસ્તુ સ્વીકારી લઈ તેનાં પ્રમાણો શોધે છે અને પછી સ્વાભાવિક રીતે જ તેના પ્રમાણો તેમને મળી આવે છે.

મારી જ વાત કહું તો હું જ લેખક છું એમ માનીને હું જ્યારે મારા લેખો વાચું છું, ત્યારે મારી શ્રેષ્ટતા અચૂક સિદ્ધ કરે એવા ઘણા લેખો મને જડી આવે છે; ને જ્યારે લેખક કહેવાવાની યોગ્યતા મારામાં જરા પણ નથી એમ મને લાગે છે, ત્યારે એના પ્રમાણો પણ મારા લેખમાંથી મને પુષ્કળ મળી આવે છે. કહેવાની જરૂર નથી કે હું પ્રથમ કહેલી વાતના જ પ્રમાણો થોડા વખતમાં ગુજરાતને ચરણે ધરીશ.

આ નોંધપોથી જ એક પ્રમાણ રૂપ નથી?

[ 'મારી નોંધપોથી'માંથી ]

આદરી શકું છું. એ જો વાંચી શકતો હોય તો મારા કોઈ પણ લખાણમાં ઘાટી તો શું પણ 'ઘટ્ટ' શબ્દ પણ ભૂલથી ન વપરાઈ જાય તેની હું ચોક્કસ કાળજી રાખત. વસ્તુસ્થિતિનો લાભ—અથવા ગેરલાભ-લઈને કોઈ મારા ઘાટીને (મેં એને પત્ર લખ્યો છે એ વાત) કહી દેશે, તો હું એ વાતનો ઇન્કાર કરીશ; એટલું જ નહિ પણ, 'તને જેણે વાત કરી તેના ઘાટીને માટે લખ્યો છે, બધા ઘાટીઓમાં તું અપવાદ રૂપ છે. હે ઘાટીશ્રેષ્ઠ! તારે માટે મારે કશી પણ ફરિયાદ નથી.' એમ હું તેને કહીશ.

આટલી ચોખવટ કર્યા પછી ઘાટી સિવાયના વાચકો માટે જણાવવું જરૂરનું છે કે મારા ઘાટી સંબંધી મારે ફરિયાદ કરવાની છે–સખત કડવા શબ્દોમાં ફરિયાદ કરવાની છે. પુરુરવાની ખાનગી વાત વિદૂષકનું હૃદય ફાડીને મુખ વાટે બહાર આવવા પ્રયત્ન કરતી હતી, તેમ એ ફરિયાદો પણ મારા હૃદયમાં સમાવી સમાતી નથી; મારે કોઈ પણ ઉપાયે એ પ્રગટ કર્યા વગર ચાલે એમ નથી. બીજો કોઈ પણ માર્ગ ન હોવાથી મારે ખુલ્લા પત્ર દ્વારા જ મારી ફરિયાદો પ્રગટ કરવી રહી. આ પત્ર શરૂ કરતાં પહેલા જે ભૂમિકા લખી છે તેનાં દેખીતાં કારણ ઉપરાંત એમાં બીજો ઉદ્દેશ પણ છે. કદાચ મારો ઘાટી અક્ષરજ્ઞાનની કોઈ વિશાળ યોજનાનો લાભ લઈ વાચતાં શીખી જાય અને એ આ વાંચે, અથવા તો કોઈ મારો હિતચિન્તક એને આ વાંચી સંભળાવે, તો આટલી ભૂમિકાના ભારથી જ એનું મગજ એટલું બહેર મારી જશે, કે ત્યાર પછીનો પત્ર એ જરા પણ સમજી શકશે નહિ. પણ વિસ્તાર કરીશ તો વાચક પણ કદાચ કંટાળી જશે એવા ભયથી હવે હું પત્ર જ આરંભુ છું.

તુકારામ, સખારામ, ધોંડુ, પાંડુ, ભીખુ અને ખાસ કરીને રામો એવા વિવિધ નામે ઓળખાતા હે ઘાટીશ્રેષ્ઠ! તું અત્યારે મારી પોતાની પેટીમાંથી ચૂનો લઈ મારી નવી ચોપડીના પૂંઠા પર તે ચોપડવામાં રોકાયો છે, તે કાર્યમાંથી નિવૃત્ત થઈને તારે માટે જે ફરિયાદો કરવાની છે તે સાંભળ.

હું તારી ફરિયાદ ને વાત જેટલી સાંભળુ છું તેટલી મારી વાત કે ફરિયાદ તું સાંભળતો નથી, એ મારી પહેલી ને મોટામાં મોટી ફરિયાદ છે.

હું મોડો ઊઠું છું એ તો તું આટલા અનુભવ પરથી ચોક્કસ સમજ્યો છે. છતાં સવારના પહોરમાં વહેલો આવીને પથારી ઉઠાવવી છે, કચરો કાઢવો છે–એવાં બહાનાં કાઢી તું મને જગાડી મારે છે, તે તરફ હું સખત અણગમો જાહેર કરું છું.

તું મારે ત્યાંથી પાનતંબાકુ લઈ જાય છે તેમાં મારે કંઈ પણ વાંધો નથી. ખરું કહું તો એ તારે માટે જ વસાવું છું. પણ તું જઈને તારા મિત્રમંડળ અને આપ્તજન વચ્ચે એની લહાણી કરીને–વહેંચીને ખાવાની સદ્‌વૃત્તિ દર્શાવે છે, તે મને કંઇક ભારે પડે છે; અને એથી યે વધારે તો, તું બીજા ઘાટીઓ વચ્ચે ' શેઠને પાન લાવતાં આવડતાં નથી, સોપારી સડેલાં લાવે છે, કાથો લોટ જેવો જ હોય છે, ' એવી બાબતની ચર્ચા ઉપાડે છે, તે સામે મારો વાંધો છે.

મારા વાસણો તુ જ માજે છે,—અથવા માંજવાનો ઢોંગ કરે છે; છતાં ' શેઠ, તમારા વાસણો ચીકણા બહુ રહે છે ' એમ તું મારે મોઢે ફરિયાદ કરે એ, સારે જગતમા, ન્યાય કે સચ્ચાઈ જગ પણ છે કે નહીં એ વિષે મને ઘણો સન્દેહ થાય છે. હું જ્યારે જ્યારે તારી સાથે મરાઠીમાં વાત કરું છું ત્યારે મારો ઉદ્દેશ તને હસાવવાનો હોતો નથી. હું તને કંઈક ઉપયોગી કાર્ય કરવા કહું છું એમ સમજી તારે હસવાનું છોડી મારા કહેવા પર લક્ષ આપવું જોઈએ.

હુ તારી સાથે મરાઠીમા બોલુ તેથી તારે મારી જોડે ગુજરાતીમાં બોલવાની કંઈ જ જરૂર નથી. મારું મરાઠી તું ભલે નહીં સમજતો હોય, તારું મરાઠી હું સમજી શકું છું. હું જે વસ્તુ જ્યા મૂકું છું ત્યાથી તેને ખસેડીને તું બીજે ઠેકાણે મૂકી દે છે. હું પેન્સીલ, ખડિયો, કાગળ વગેરે ટેબલ પર મૂકુ છું, તો તું ત્યાંથી તેને ખસેડીને રસોડામાં મૂકે છે, અને તેને બદલે ટેબલ પર કોઈક વાર ધોવાઈને આવેલા કપડા ને ઘણી વાર રસ્તામાં ફેંકી દીધેલા જૂના જોડા લાવીને મૂકે છે. ઢાંકણ બરાબર ઉઘાડી શકાય તેટલા માટે હું ટ્રંકને ભીંતથી દૂર મૂકુ છુ, તો તું તેને તરત જ ભીંતની અડોઅડ પાછી મૂકી દે છે. મને વહેમ છે—અરે, ખાતરી છે—કે તું આ જાણીજોઈને, મને ચીઢવવાને માટે જ કરે છે. તારે મને ચીઢવવો જ છે, કેમ? તું મને ગુસ્સે જ કરવા માગે છે, ખરું? તો-તો હું તને માફ સાફ કહી દઉં છું કે હું એથી જરા પણ ચિડાતો નથી! હું મોડી રાતે ઘેર આવવાનો હોઉં ત્યારે તું બારણા આગળ ટેબલ, તેની જોડે ખુરસી, ખુરસી પાસે ત્રણ ટ્રંક ને ટ્રંક પર ગોળી એમ ગોઠવીને દીવો હોલવીને ચાલ્યો જાય છે. હું ઘેર આવું ત્યારે અંધારામાં ટેબલ સાથે પહેલાં મારું માથું કુટાય, પછી ખુરસી મારા પગના નળા ભાંગી નાંખે ત્યાર પછી ટ્રંકના ખૂણા પગમાંથી લોહી કાઢે ને છેવટે ગોળી મારી સાથે ઓરડામાં ગબડવા લાગે, એટલા માટે જ તું એમ કરે છે, એ હું જાણું છું. દુઃખ સાથે હું કબૂલ કરું છું કે તારી એ દુષ્ટ મુરાદ ઘણી વખત બર આવી છે. તારા ઉદ્દેશમાં તેં ધારી પણ ન હોય એટલી સફળતા તને મળી છે.

તું બે મહિના આગમચ જ તારો પગાર માગે છે. એ તારી રીત ખોટી છે. કોઈ પણ મોટી-મોટી કે નાની-ઓફિસમાં એમ 'આંગ ઉપર' પગાર મળતા નથી. મને કોઈ દિવસ એમ પગાર મળ્યો નથી ને મળવાનો નથી. અમને આગળથી નહીં જ, પાછળથી પગાર આપવામાં આવે છે. ઘણી વાર તો આપનો પગાર, તેના મૃત્યુ બાદ તેનો પુત્ર કોર્ટની મદદથી વસૂલ કરી શકે છે.

તું કોઈ કોઈ વાર દારૂ પીએ છે તે વિષે મારે કંઈ કહેવાનું નથી. પણ તુ દારૂ પીને મને પીધેલ શા માટે ધારે છે તે હુ સમજી શકતો નથી એમાં કાર્યકારણના નિયમનો ભંગ થાય છે એ તો તુ કદાચ નહિ સમજે, પણ એમા મારી આબરૂને-તારા મિત્રમંડળમાં મારી જેટલી આબરૂ તેં રહેવા દીધી હોય તેટલી આબરૂને-હાનિ પહોંચે છે, એ સ્પષ્ટ કરવાની જરૂર છે?

તને મેં સલાહ આપવા રોક્યો નથી. તને આપુ છું તેટલા પૈસામા જ સારી સલાહ આપનારા વકીલો એટલા બધા છે કે તેને છોડીને મારે તારી સલાહ લેવાની જરૂર નથી. તને વાત કરવાનો અત્યંત શોખ છે હુ કોઈ રસભર્યું પુસ્તક વાચતો હોઉ ત્યારે મારી સામે બેસીને પાનની પેટી લઈ, હાથમા ચૂનો ને તંબાકુ મસળતો તું પાડોશીઓની વાત કરવા બેસે છે, અથવા મારી નાજુક તબિયતને સુધારવાના પ્રાથમિક પ્રયાસો સૂચવે છે, કે મારા ખોરાકમાં કરવા જોઈતા ફેરફારોની યાદી કહી સંભળાવે છે, ત્યારે તારૂ ને મારૂ બનેનું કામ બગડ છે, ને મારા એકલાનો મિજાસ બગડે છે, એનો તને ખ્યાલ રહેતો નથી

અહેવાલ રજૂ કરતા મે તને રોકયો નથી, 'શેઠ ખાય છે બહુ ઓછું, ને ઊંઘે છે બહુ વધારે!' એમ માગ સબંધી બધા પાડોશીઓને કહી આવવાની તારે કાંઈ પણ જરૂર નહોતી

અમને અઠવાડિયામા એક જ દિવસ રજાનો મળે છે; ઈશ્વરે પણ એક જ દિવસ આરામ લીધો હતો. પણ તુ દર અઠવાડિયે ઓછામા ઓછા બે દિવસ તારી મેળે જ તને રજા આપે છે અને એ પણ કદાચિત્ ચલાવી લઉં, પણ કયા દિવસે તે તુ નક્કી કરે છે એ સામે મારો સખત વાંધો છે જ્યારે મારે ખાસ કામ હોય કે મે ઘેર મિત્રને જમવા બોલાવ્યા હોય, ત્યારે જ તુ નથી આવતો એ કાંઈ આકસ્મિક હોય એમ માનવા હુ તૈયાર નથી મારા મિત્રો આગળ ચાના પ્યાલા ને બીજા વાસણો માજવાનુ ક્ષુદ્ર કાર્ય મારે કરવુ પડે ને તેથી હુ હલકો પડુ, એ તારો ઉદ્દેશ ચોક્કસ કળી શકુ છુ.

પણ આ બધુ છતા તું મને એકલો મૂકીને ચાલ્યો ન જતો માસ્તર, વકીલ, કારકુન વગેરે બધા ધધાના ક્ષેત્રોમા હવે કોઈને જવા માટે જગા રહી નથી 'તુ નહીં તો તારા બાપ બીજા!' એમ સહેલાઈથી અસીલો વકીલને, હેડમાસ્તર અથવા શાળાના સચાલકો માસ્તરને, શેઠ કારકુનને કહી શકે છે. ઘાટીને કોઈ એમ કહી શકતુ નથી કારણ કે એક ઘાટી જતા તેની જગાએ બીજો મળવો મુસ્કેલ છે અને કદાચ બીજો મળે તો યે તે સ્થિર થઈને તો નહિ જ રહે મારા એક ઓળખીતાને ત્યા એક મહિનામા ૨૮ ઘાટી બદલાયા હતા. ૩૦ નહિ ને ૨૮ જ તેનુ કારણ એટલુ જ કે તે ફેબ્રુઆરી માસ હતો એક જાણીતા પત્રના તંત્રીઓ સિવાય આટલા થોડા વખતમા એક જગાએ આટલા બધા માણસો આવ્યા હોય એ હું જાણતો નથી આ કારણથી હુ કોઈ રીતે તને નારાજ કરવા માગતો નથી

ઘાટી અને શેઠની ફરજ એક જ વાક્યમા સમજાવવી હોય તો કહી શકાય, કે શેઠની ફરજ એ છે કે ઘાટીને કદી નારાજ ન કરવો, ને ઘાટીની ફરજ એ છે કે શેઠને હમેશ નારાજ રાખવો



## આશા ✓

આશાનો પરિચય કરાવું ? પણ જગતમાં એવી કોઈ શક્તિ નથી કે જે આશાનો પરિચય પૂર્ણ રીતે કરાવી શકે. જગતની કોઈ પણ ભાષા પાસે એવો શબ્દ નથી કે જે આશાનું અધૂરું વર્ણન પણ આપી શકે. જગતના કોઈ પણ ચિત્રકાર પાસે એવી પીંછી નથી કે જે આશાના વદનની એક પણ રેખા આલેખી શકે. જગતની કોઈ પણ ડોસી પાસે એવી જીભ નથી કે જે આશાનો આછો ખ્યાલ પણ આપી શકે. આશાને તો નીરખી હોય તે જ એના મુખનું લોકોત્તર લાવણ્ય સમજી શકે.

સદ્‌ભાગ્યે એ મારી જ જ્ઞાતિની હતી. એનું મૂળ વતન ચારુતરના ચારુ પ્રદેશમાં હતું. એના પિતા ધંધાને અર્થે ત્યાં જ રહેતા. એની માતા એને નાની મૂકીને એના ભવિષ્યનો કંઈ પણ વિચાર કર્યા વગર–કેવળ સ્વાર્થવૃત્તિથી જ મરી ગઈ હતી ! એને લગભગ મારા જેટલી જ ઉંમરનો એક ભાઈ હતો. તે અમારા શહેરની કૉલેજમાં ભણતો હતો. તેની જોડે એ રહેતી હતી.

પૂર્વ જન્મમાં જેણે બન્ને હાથે દાન કર્યાં હશે, (શરૂઆતનાં વીસ વર્ષો બાદ કરતાં) આંખ દ્રવવા માંડે ને ગળું રુંધાઈ જાય ત્યાં સુધી યજ્ઞના ધૂમાડા ખમ્યા હશે તે જ એની પ્રાપ્તિના અભિલાષ રાખી શકે. પૂર્વ જન્મમાં મેં એવી તપશ્ચર્યા નહોતી કરી એમ કોઈ ખાતરીપૂર્વક કહી શકતું નથી, એટલે મારા મનમાં યે એની પ્રાપ્તિના અભિલાષ જાગે તો તે હાસ્યાસ્પદ નથી.

સમવયીનું સખ્ય સહેલાઈથી સધાય છે; એટલે એના ભાઈ સાથે મૈત્રી કરવાનો મેં વિચાર કર્યો. જે વિચાર મારા મગજમાં સ્ફુરે છે તેનો અમલ તરત જ થઈ જાય છે–કાં તો મારાથી કે કાં તો કોઈ બીજાથી; એટલે થોડા વખતમાં જ અમારે ઓળખાણ થઈ ગયું. એ જ્યારે કૉલેજ જતો ત્યારે હું પણ 'મારે પણ એ જ રસ્તે કામ છે' કહીને એની જોડે જતો. સાંજે હંમેશા મળતો, વારંવાર ઘેર બોલાવતો અને એને ઘેર જવાના પ્રસંગો શોધતો. આથી અમારું સખ્ય, જાડા માણસના શરીરની પેઠે, થોડા વખતમાં ખૂબ વધી ગયું.

અમે કંઈ કંઈ વાતો કહેતા અને સાંભળતા. એકબીજાની ખાનગી વાતો પણ પરસ્પર કહેતા. મેં એને મારાં પ્રેમકાવ્યો સમજાવ્યાં. પ્રેમની મહત્તા, અને દિવ્યતા એના મગજમાં ઉતારી. પ્રેમીઓના સ્વાર્થત્યાગની અનેક અદ્ભુત કથાઓ કહી, છતાં પણ એની આગળ હું મારું અંતર ઉઘાડી શકયો નહીં. હું કહી ન શકયો કે: "તારી ભગિની જ આ સર્વ કાવ્યોની પ્રેરક અને મારા હૃદયની ઇષ્ટ દેવતા છે." એક દિવસ એણે કહ્યું : "તારાં કાવ્યોમાં તું પરમેશ્વરથી પણ ચડી જાય એવી કુમારિકાનું વર્ણન કરે છે, તેવી કોઇ કુમારિકા હજી તો સરજાઈ નથી ને સરજાશે પણ નહીં."

"સરજાઈ છે !–એક !" મેં ખૂબ જુસ્સાથી કહ્યું.

"કોણ ?" એણે પૂછ્યું ને મને મારી પ્રિયતમાનુ નામ દેવાનો બહુ આગ્રહ કરવા માડયો. મને ખૂબ સમજાવ્યો, પટાવ્યો, લલચાવ્યો ને ધમકાવ્યો પણ ખરો. આખરે પગના અંગૂઠા વડે જમીન ખોતરતો ખોતરતો, ખૂબ શરમાઇ જઈ ને, એના સામું જોયા વગર જ, ગુગળાઈ જતો હોઉં તેમ રુંધાઈ ગએલા સ્વરે હુ બોલી ઊઠયો : 'આશા—'

"હૈં......!"

થોડીવાર સુધી તો એ મૂગો જ રહ્યો; પણ પછી એકાએક જોરમાં હસી પડયો: "હા, હા, હા, હા,–વાહ ! દોસ્ત, વાહ !–હી...ક."

પાછો એ વિચારોમા પડી ગયો, થોડી વાર પછી બોલ્યો : "એ તો બધું ખરું, પણ મારા પિતા આશાને તારી જોડે પરણાવવા ના કહે, તો ?"

"ના શેના કહે ?" હું બોલી ઊઠ્યો. (હવે મારામા કંઈક હિમ્મત આવવા માડી હતી.) "ને ના કહે તો પણ શુ ? મારો પ્રેમ મને પરણાવશે."

"એટલે ?"

"એટલે એમ કે કોઈ પણ બે વચ્ચે પ્રેમ હોય તો તેમને પરણવાનો હક છે, એટલું જ નહીં પણ તેમણે પરણવુ જ જોઈએ."

"કોઈ પણ બે વચ્ચે પ્રેમ હોય–ત્યારે તો જાનવર ને માણસ એ બે પ્રેમ હોય તો તેણે પણ પરણવુ જોઈએ ! કેમ ? હા, હા, હા !"

"હા, આ વાતમાં હુ જગત કરતાં કંઈક આગળ છું. સમજ્યો ?"

[ ૨ ]

ગંગી બહુ હોંશીઆર. કેવી ચાલાક! કંઈ પણ એને શીખવો ને આઠ દિવસમાં તો એ શીખવ્યા કરતાં ય કંઈક વધુ કરી બતાવશે. અસાધારણ કદ, કાળો ચળકતો વર્ણ ને અંધારામાં ગમે તેવા બહાદુર મનુષ્યના મનમાં પણ ભય પ્રેરે એવા અગ્નિના ગોળા જેવા ડોળા–આ સર્વ વસ્તુ ગંગીમા બહુ પ્રધાનપણે દેખાઈ આવતી. આવી બિલાડી મેં તો કોઈ પણ દિવસ જોઈ નહોતી.

આશાને ગંગી પર બહુ પ્રેમ. આથી મને પણ ભય છતા એના પર પ્રેમ રાખવાની ફરજ પડી. પહેલા તો હુ એનાથી બહુ જ બીતો એક દિવસ હું બેઠો હતો ત્યારે ધીમે ધીમે ઘર્ઘર અવાજ કરતી એ મારી પાસે આવી બીતાં બીતા પણ કંઈક હિમ્મત રાખીને હુ ત્યા બેસી રહ્યો. પણ શાંત બેસી ન રહેતાં ગંગીએ મારુ મોઢું ચાટવાનો પ્રયત્ન કરવા માણ્ડો. મારાથી આ ખમી ન શકાયુ. હુ ઊઠીને હીંચકે જઈ ને બેઠો. ત્યા પણ આવીને એ મારા પગ આગળ બેસી ગઈ ને મેં પગ ઊંચા લઈ લીધા એટલે એ કૂદકો મારીને મારી જોડે હીંચકે બેસી ગઈ. આ નાટ્યલીલા નિહાળી આશા બોલી ઊઠી : "હાય, હાય, બા! આવા માણસ તો મુદ્દલ ન ગમે. એ બિચારી તમારી પાસે આવવાને મરી જાય ને તમે એનાથી દૂર ને દૂર નાસો! (ગંગી સામુ જોઈ) ગંગી! આમ ચાલી આવ તારે એનુ શુ કામ છે? (મારા સામુ તિરસ્કારપૂર્વક જોઈ) તદ્દન બાયલા!" થોડી વાર સુધી એ મારા સામુ એવી રીતે જોઈ રહી. મને લાગ્યું કે મારાથી રડી દેવાશે પછી સ્ત્રીવર્ગમા બહુ જાણીતો, હોઠ વડે 'પુચ' એવો તિરસ્કારસૂચક અવાજ કરીને આશાએ મારી સામેથી નજર ફેરવી નાખી. હુ તદ્દન ગભરાઈ ગયો. શુ કરવુ તે સમજી ન શક્યો. થોડી વાર સુધી મેં માથું ખંજવાળ્યા કીધું, ટોપી ઠીકઠાક કર્યા કીધી, કોટનુ બટન ફેરવ્યા કીધુ, પગ હલાવ્યા કર્યા અને બગાસા ખાયા કર્યા. આખરે કોઈકની હિંમત ઉધાર લાવી, સંકોચાતા હાથ લબાવી, હોઠ વડે પ્રેમસૂચક અવાજ કરી ગંગીને (જે આશાની આજ્ઞાનો સવિનય ભંગ કરી હજી સુધી મારી પાસે જ બેસી રહી હતી તેને) મેં પંપાળી.

ગંગી તો આટલા ઉત્તેજનની જ વાટ જોઈ રહી હતી. એ આવીને ઝડપથી મારા ખોળામા ચઢી બેઠી. ઉધાર આણેલી બધી હિમ્મત મારી પાસેથી સરી ગઈ. ન એને હું પંપાળી શક્યો કે ન દૂર કરી શક્યો. આખરે મેં ગજવામાંથી રૂમાલ કાઢી પરસેવો લૂછવા માણ્ડો. એકદમ તરાપ મારીને ગંગીએ મારી પાસેથી રૂમાલ ઝૂંટવી લીધો. આવી એક પામર બિલાડી મારે આટલી

રૂપિયાનો રૂમાલ પળ વારમા આમ હતો—ન હતો કરી નાખે એ આગથી જોઈ ન શકાયુ મે એની પાસેથી રૂમાલ પાછો મેળવવાનો પ્રયત્ન કરવા માંડ્યો. અનાયાસે પ્રાપ્ત થએની વસ્તુને પણ અનાયાસે તો જવા ન જ દેવી, આ સૂત્ર ગગી બહુ સારી રીતે જાણતી હોય એમ મને લાગ્યુ તાણાતાણ ખૂબ થઈ. થોડી વાર પછી ચાલણી જેવો બનાવીને ગગીએ મારો રૂમાલ ફેકી દીધો આમ ગગીને પ્રત્યક્ષ વિજય મળ્યો પણ મને ય પરોક્ષ રીતે એક લાભ થયો આ તાણતાણમા મારી બીક છેક જતી રહી ખુરદો કરી નાખવાની વૃત્તિને મહામહેનતે દબાવી મે ગગી સામે પ્રેમથી જોયા કીધુ, એની પીઠ થાબડી પંપાળી આશાભર્યા વદને એ મારી તરફ જોતી રહી આમ અમારી વચ્ચે પ્રેમનુ બીજ રોપાયુ

‘ મને બિલાડીઓનો પરિચય નથી આશા સામુ જોઈને હુ બોલ્યો- “ પણ ગગી તો બહુ ઉમદા જાનવર દેખાય છે, માણસાઈવાળુ પ્રાણી છે મને જરા પણ ખબર નહિ કે એ આવી સારી હશે ”

“ હુ ’ કોઈ પણ મનુષ્યના ઉત્સાહને ઠંડો કરી નાખે એવો જવાબ મળ્યો.

પણ હવે તો હુ ને ગગી પરસ્પર બહુ હળી ગયા છીએ દરરોજ કંઈને કંઈ લઈ આવી હુ એને ખવડાવુ ને પૂછડી હલાવતી હલાવતી આશાનો પણ ત્યાગ કરીને તે મારી પાછળ ભમે

એક દિવસ આશાના ભાઈએ ગગીને મારા ખોળામા બેઠેલી જોઈને કહ્યુ ‘ ગગીને તારા પર બહુ માયા છે, ખરૂ ને ? ’

ને મને પણ એના પર બહુ માયા છે ” મે કહ્યુ ને આશા સામે જોયુ આશાની ઉત્તેજક મુખમુદ્રા જોઈને હું ખીલી ઊઠયો “ એને ખાતર હુ મારો પ્રાણ આપવા તૈયાર છુ ”

એમ ? ત્યારે તો ગાડરી દોને ચોકકુ જાનવર સારુ પણ આટલો બધો પ્રેમ ?’

‘ એમા કઈ નવાઈ નથી જાનવર જોડે પરણ્યાના દાખલા પણ ધ્યાનમા છે. ’ કઈક ગભીરતાથી મે કહ્યુ બોલતા તો હુ બોલી ગયો પણ એવો એકે મને ખબર નથી એમ યાદ આવતા હુ એટલો બધો શરમિંદો પડી ગયો કે મારી આખમા ઝળઝળીઆ આવી ગયા આશાના ભાઈએ મને કઈ પૂછ્યુ તો નહિ, પણ એ એની હમેશની ટેવ પ્રમાણે હસી પડ્યો “ હા હા, હા, હા;

હી, હી, હી, હી; હો, હૌ, હૌ, હો—" એમ હસતાં હસતાં એણે હકારની બારાખડી પૂરી કરી. કોઈ મનુષ્ય 'શરમાઈ શરમાઈ મરે' ત્યારે આમ તેની સામું "હા, હા—હી, હી" કરવું એ તેનું ખૂન કરવા જેવું છે એમ, વાચક! તને યે નથી લાગતું ?

[ ૩ ]

"રઘલાભાઈ—"

આશાએ મારું નામ રઘલાભાઈ પાડયું હતું એ વાત જ્યારે એના ભાઈએ કહી, ત્યારે હસવું કે રડવું તે ન સમજાયાથી એ બને ભાવ મુખ પર લાવવાનો નિષ્ફળ પ્રયત્ન કરતો શૂન્ય વદને હુ એના સામે જોઈ રહેલો. આશા જ્યારે મને એ નામે સંબોધતી ત્યારે એનાથી હસી દેવાતું, ને મારા આખા શરીરમાં ગલીપચી થઈ રહેતી

"રઘલાભાઈ!" એક દિવસ આશાના ભાઈએ મારે ઘેર એકાએક આવી બહુ ગંભીરતાથી મને કહ્યું: 'મારા પિતાનો આજે મારા પર પત્ર આવ્યો છે. તેમાં લખ્યું છે કે; 'આપણી આશાનાં લગ્ન આપણા ગામના મહેશચન્દ્ર જોડે વૈશાખ સુદ પાંચેમનાં નિરધાર્યાં છે, વગેરે—' પણ અરે! તું આવું દયામણું મોઢું ના કર, મારાથી હસી પડાશે. જો, આજે ચૈત્ર સુદ પાંચેમ થઈ. ચોખ્ખો એક મહિનો છે, એટલે વૈશાખ સુદ પાંચેમ પહેલાં સારું મુહૂર્ત જોવડાવીને તને ખાનગીમાં પરણાવી દેવાનું વચન આપું છું. જો તારી ઇચ્છા હોય તો આશા પણ તૈયાર છે."

"તેં મને જીવતદાન દીધું! મારી ચામડીના જોડા સીવડાવીને તને પહેરાવું તો પણ તારા ઉપકારનો બદલો વળી શકે એમ નથી."

"વાહ, ત્યારે એમ જ કરની! મારા જોડા જૂના થઇ ગયા છે, નવા લેવાની ખટપટ પતી જાય. હા, હા, હા, હા, હી, હી, હી, હુ, હુ,—" અહીં પાછો એ હકારની બારાખડી ભણી ગયો.

ચૈત્ર વદ ત્રીજની રળિયામણી રાતે ત્રણ વાગ્યે આશા સાથે મારાં લગ્ન નક્કી થયાં. લગ્નક્રિયામાં આશાની ખાસ બહેનપણીઓ, એના ભાઈના ખાસ મિત્રો, મારા મિત્રો તથા ક્રિયા કરાવનાર ગોર એટલાંને જ નિમંત્રણ કરવું એવો નિશ્ચય થયો.

[ ૪ ]

અને એ પુણ્યતિથિ, જેને કાજે હુ 'અગીઆરે' ઝૂર્યો હતો, તે ચૈત્ર વદ ત્રીજ પણ આવી પહોંચી એ દિવસે પ્રાતઃકાળે હુ ઘણો વહેલો ઊઠયો, પથારીમાંથી જ, ઊઘમાંથી નહીં કારણ કે ઊઘ તો આવી જ નહોતી !

જેને જેને હુ જોતો તે સર્વના મુખ પર આનદની સુસ્પષ્ટ રેખાઓ મને દેખાઈ આવતી 'સષ્ટિ સારી મમુલ્લાસ ધરતી' તે દિવસે મે નિહાળી

અને જ્યારે 'દિન વહી ગયો, સન્ધ્યા વીતી અને રજની પડી' ત્યારે મે વરોચિત વસ્ત્રોનુ પરિધાન કરવા મ ડયુ ને સામગ્ર લગ્નના યોગ્ય સમયની આતુરતાથી વાટ જોતો બેઠો.

બે વાગ્યે સાજનમાજનમા મારા કેટલાક ખાસ મિત્રોને લઈ ને, શાંત શેરીમા સૂતેના અનેક નિદ્રાળુ શ્વાનોને અત્યતિરેકથી બૂમો પડાવતો, હાંડિયાઓને કુરકુર કરાવતો, અ ધારામા લુદ્ર પ ર્યો સાથે અથડાતો હુ આશાને મ દિરિયે પરવર્યો

આશાનો ભાઈ એના કેટલાક મિત્રો, આશાની એત્રણ સખીઓ ને ગોરમહારાજ એટલા મનુષ્યો ત્યા હતા તેમણે અમારો યોગ્ય સત્કાર કર્યો થોડી વાર પછી લગ્નની ક્રિયા શરૂ થઈ

કન્યા પધરાવવાનો વખત થયો એટલે આશાનો ભાઈ મારી પાસે આવ્યો ને મને કહ્યુ "અમારે ત્યા એવો રિવાજ છે કે મ ગલફેરા ફરાઈ રહે ત્યા સુધી વરની આખે પાટો બાધવો."

"કેમ ? કઈ કારણ ?" મે પૂછ્યુ

"જૂની રૂઢિ કે વખતે Love is blind (પ્રેમ આધળો છે) એ સૂત્રના અનુપાલન રૂપે હોય કે ઉત્તરા–અભિમન્યુની પુરાણી પ્રીતના સ્મારક રૂપે હોય"

કઈક આનાકાની પછી પાટો બધાવવા હુ તૈયાર થયો આશાનો ભાઈ એક જૂનો મેલો કકડો લઈ ને તે મારી આખે બાધવા માડયો

'બીજો સારો કકડો નથી ? આમાથી તો તપખીર જેવી વાસ આવે છે" હુ બોલી ઊઠયો

આશાની ઓઢણીનો કકડો છે !" એણે મારા કર્ણમા જીવનમ ત્ર ફૂકતો હોય એવી રીતે કહ્યુ

"વાહ ! બહુ સરસ કકડો છે, પવિત્ર છે, ને માળથી ખુશબો પણ કેવી આવે છે ! એ જ બાધો" મે ફેરવી તોળ્યુ.

છતાં પણ માંહ્યથી તપખીરની જ વાસ આવતી હતી. પાટો બંધાઈ રહ્યા પછી મને એક પછી એક ઉપરાચાપરી એવી છીંક આવવા માંડી, કે ત્રણચાર વાર તો ગોરમહારાજની 'તાલકી' સાથે મારું માથું કુટાઈ ગયું.

આખરે આશાને મારી સામે પધરાવી હોય એમ મને લાગ્યું. કારણ કંઈ સમજાયું નહીં, છતાં મનુષ્યો હસવાનું રોકવાનો પ્રયત્ન કરી રહ્યાં હોય એમ મને લાગ્યું !

"ભાઈ! બહેનનો હાથ ઝાલો." ગોરમહારાજે કહ્યું ને મેં હાથ લાંબો કર્યો. મારા હાથમાં એક બીજો હાથ આવ્યો. હસ્ત બહુ પરિચિત હતો. કોનો છે તે કહી શકું તે પહેલાં તો ઓરડો આખો અટ્ટહાસ્યથી ગાજી ઊઠયો.

જોરમાં મેં આંખ પરનો પાટો કાઢીને ફેંકી દીધો ને જોયું તો સામે ગંગી ગંભીર મુખે સ્ત્રીની માફક બેઠી હતી ને તેનો મેં હાથ (પગ) પકડયો હતો! એકેએક જણ પેટ પકડીને હસતો હતો ને આશાનો ભાઈ તો હસતો હસતો જમીન પર આળોટતો હતો.

ખીંટી પર ગમે તેમ રહેતા કોટને આંગળી અડકતાં તે ઢગલો થઈને નીચે પડે ને દેશકાલની દરકાર રાખ્યા વગર ગજવામાંથી અનેક વસ્તુ નીકળવા માંડે, તેમ નિરાશ થઈને હું છોભીલો થઈ ગયો ને મુખમાંથી કંઈ કંઈ શબ્દો બહાર કાઢવા લાગ્યો. આખરે કંઈ ન મળવાથી પાસે પડેલી ગોરમહારાજની પાઘડી લઈને કકડાવીને મેં ગંગીને જોરથી જડી કાઢી. ભયંકર ચીસ પાડીને ગંગી મારી કોટે બાઝી પડી !

"અરે ! હજી તો હમણાં પરણ્યાં ને એટલામાં આમ લડી મરો છો ? લગ્નનો લહાવો લેવાની શરૂઆત કરી દીધી ? ગંગી ! છોડી દે !" આશાના ભાઈએ ભીંજાએલા ગાલ લૂંછતાં લૂછતાં કહ્યું. પછી શું થયું તેની સ્મૃતિ રહી નથી.

× × ×

ઉપર્યુક્ત બનાવ બન્યાને ઘણો સમય વીતી ગયો છે. આશાના ભાઈ અને મારી વચ્ચે સમાધાન થઈ ગયું છે. આશા હજી કુંવારી જ છે, ને હજી આશા મળશે એવી મને આશા છે.

સાચું કહેજે, વાચક ! આ મારી કથામાં તારી કથા યે નથી આલેખાઈ ? તું યે આમ હૃદયની કોઈ આશા પ્રાપ્ત કરવા જતાં 'બન્યો' નથી ! ને છતાં એ જ વસ્તુને કાજે તું યે પ્રયત્નો નથી આદરી રહ્યો ?

આશાની આ બનાવટ તો 'સર્જનજની' છે.



# સાહિત્યસમીક્ષા

અમેરિકાના સુપ્રસિદ્ધ વિવેચક* મી. એસ. લીકૉકે સાહિત્યસમીક્ષાનો એક નવીન પ્રકાર શોધી કાઢ્યો છે. દેશાભિમાનની દૃષ્ટિએ ઉપર્યુક્ત વાક્ય લખતાં મને ઘણો આઘાત થયો છે. એક મત એવો પણ છે,–અને તે મારો પોતાનો જ છે–કે એ પ્રકારની સાહિત્યસમીક્ષાની શરૂઆત ગુજરાતમાં અને તે પણ મારાથી જ થએલી. લીકૉકનો જન્મ પણ નહીં થયો હોય તે પહેલાં એ વિવેચનપદ્ધતિ મને પરિચિત હતી.§ તેમ છતાં ય મૌલિકતાનો દાવો હું કરતો નથી. જાણ્યેઅજાણ્યે આપણા ઘણા વિવેચકોએ આ પ્રથાનો અમલ કર્યો છે ને તેમાંથી મને પ્રેરણા પ્રાપ્ત થઈ છે.

અહીંઆ એ પ્રથાનુસાર આપણા એક પ્રખ્યાત નાટક ને કવિતાનું અવલોકન કર્યું છે. આશા છે કે તેમાંથી આપણા વિવેચનસાહિત્યમાં ખળભળાટ થઈ રહેશે.

## [૧]
## જયા અને જયંત

રા. નાનાલાલ કવિનું આ નાટક પ્રસિદ્ધ થયાને ઘણો સમય થયો છે. છતાં આપણા ઘણા તરુણ સાહિત્યરસિક પુરુષો નથી ઓળખતા જયાને કે નથી ઓળખતા જયંતને. એક વખતે મેં મારા એક સાહિત્યરસિક મિત્રને પ્રશ્ન પૂછ્યો: "જયા ચશ્મા પહેરતી હતી કે નહીં?" આ વખતે અમારી દૃષ્ટિ સન્મુખ સ્ટેજ પર જયા બોલી રહી હતી: "પ્રજા વીતકના પહાડ, એ પથ્થર પથ્થરમાં પ્રભુ." (કદાચ એ લીટી નહીં તો બીજી કોઈ લીટી બોલતી હશે; કે જયા નહીં તો જયંત બોલતો હશે, ને જયા સાંભળવાનો ડોળ કરી લમણે હાથ દઈ,

---

* મને ભય રહે છે કે કેટલાક પરભાષાપંડિતો લીકૉકને વિવેચક તરીકે સ્વીકારવાની ના પાડશે.

§ આ વચનની જવાબદારી હું માથે લેતો નથી. જ્યાં ન બની તો પણ બનવી જોઈએ એવી એ વાત છે.

પૃથ્વી જયંતહીન થઈ ગઈ હોય તેમ ફાટી આંખે પ્રેક્ષકસમુદાય તરફ જોતી ઊભી હશે. અત્યારે બરાબર સ્મૃતિ નથી.) આમ છતાં મારા મિત્રે જવાબ દીધો: "ખબર નથી." મેં તરત કહ્યું : "સામે જો! પહેર્યા છે કે નહીં ચશ્મા જયાએ." એણે પ્રત્યુત્તર આપ્યો : "આ જયાનો પાર્ટ છે; સ્ટેજ પર છે. ભૂલી કેમ જાઓ છો?" મારાથી ન રહેવાયું. હું એકદમ બોલી ઊઠ્યો : "શું પાર્ટ લીધો તેથી જયા જયા મટીને જયંત બની ગઈ? સ્ટેજ શું જાદુઈ ભૂમિ છે કે એના પર ગાભા ગ્હેરવાથી વ્યક્તિનું વ્યક્તિત્વ જ જતું રહે?" મારા મિત્રે ઉત્તરમાં માત્ર મૌન ધારણ કર્યું.

આ બનાવ બન્યા પછી થોડો સમય રહીને જયા મને રસ્તામાં મળી. સાથે જયંત હતો નહીં, એટલે હિમ્મતથી મેં ઊભી રાખીને પૂછ્યું : "મિસિસ જયાબહેન! તમે ચશ્મા ક્યારથી પહેરવા માંડ્યા?" જવાબ દીધો જયાએ :

"નથી પહેર્યાં ચશ્મા એ ગોખના,
એ તો સખે! નયનની નબળાઈની નિશાની,
પુસ્તકપ્રેમની મીઠલડી ગ્સલ્હાણુ.
એકદા ઊગ્યો મારે આંગણે,
પુસ્તકપ્રેમનો પ્રભાકર;
ને નયન નમાવ્યાં એણે.
ત્યારથી ચશ્મા ચઢી બેઠાં આંખલડી પર.
પણ એ જ પુસ્તકપ્રેમના રસાકાશમાં,
ઊગ્યો મારા ભાગ્યોદયનો ભાનુ.
વાંચી મેં એકદા વસંતોત્સવ,
ને આત્મા ઊડી ચરણે ઢળ્યો મિ. કવિના.
મેં કહી એમને મારી કથા—
મારી ને મારા જયંતની,
ને એમણે રચ્યું અમારું નાટક."

આમ રા. કવિએ જયાની વાર્તા સાંભળીને નાટક રચી કાઢ્યું. એમની મૌલિકતા વિષે સંદેહ પડવાનું કારણ આ જ છે. પરંતુ એ મૌલિકતા સંબંધી ચર્ચા કરનારા ઘણા છે એટલે અહીં તે વિષે વિશેષ લખવાની આવશ્યકતા નથી. રા. નાનાલાલે ફેરફાર પણ ઘણા કર્યા છે. કાશીરાજની આખી કથા કલ્પિત છે.

એ કલ્પનાનો વિષય મૂકી આપણે જયા ને જયંત તરફ વળીએ એક સમય એવો હતો કે જ્યારે જયા ને જયંત બને નાના હતા. પણ એ વિષે અહીં ટીકા કરવી અનુચિત છે—અનુદાર છે એમ તો આપણામાંથી કોણ છાતી પર હાથ મૂકીને કહી શકે એમ છે કે "હું કોઈ પણ દિવસ નાનો ન હતો?" આપણામાંનો મોટામાં મોટો પુરૂષ પણ એકદા નાનો—ઘણો નાનો—હતો; એટલું જ નહિ પણ ઘૂંટણિયાં તાણવા જેવું અકીર્તિકર કાર્ય કરતાં પણ અચકાયો ન હતો. નાનપણમાં જયા અને જયંત સાથે જ રમતાં એક દિવસ જયાને—ટાઢ બહુ વાઈ એટલે એણે જયંતને કહ્યું 'જયંત દોસ્ત' વાયુને બાંધી લેને' ટાઢ બહુ વાય છે' જયંતે જવાબ દીધો "મન જીતવું ને વાયુ ગાંધવો બંને સરખાં, પણ યોગીજનોને ઉભય સુલભ"

આ જવાબ મળ્યા પછી જયંતને યોગી બનીને ભટકવાનું મન થયું જેમ જેમ દિવસ પસાર થવા માંડ્યા તેમ તેમ જયંત વધવા માંડ્યું—ખાસ કરીને ઉમરમાં શૈશવકાળના કોડ પૂરા કરવાને એ પ્રવાસે નીકળ્યો અનેક પ્રકારની ટ્રેનો એણે જોઈ નાખી—પ્રોકગેજ, મીટરગેજ અને માલગાડી ટ્રેનમાં એના પર કંઈ કંઈ વીતકો વીત્યાં પઠાણોએ એને સૂતો જગાડી એની જગા પૂચવી લીધી, મુસલમાનોએ એના મો પર બીડી—સીગારેટ નહીં પણ સામાન્ય ક્ષુદ્ર બીડી—ના ધૂમાડા છોડ્યા, સ્ટેશને સ્ટેશને ટિકિટ કલેકટરે એને સતાવ્યો, એની પાસે બેઠેલા ઉતારુઓએ ચા, ચેવડો ઇત્યાદિ ખાધાં, પણ એને આપવાનો વિવેક પણ ન દર્શાવ્યો છતાં પણ અડગનિશ્ચયી, ધીર, વીર, વિજયમૂર્તિ સમો જયંત ટ્રેનમાં મૃત્યુ ન જ પામ્યો "હો જયા! વીતી વીતકની વધાઈઓ,' એમ એણે કહ્યું છે તે આ જ પ્રસંગોને ઉદ્દેશીને.

વિધવાઓ અને નિરાધારોને રોવડાવીને એના પિતાશ્રીએ પૈસા ભેગા નહોતા કર્યા, જો કે પોતાની વિધવાને રડાવીને એણે વિધવા અને નિરાધારોને રોવડાવ્યા તો હતા જ, પરંતુ તેથી કંઈ પનો વાળ થયો નહોતો જયંતમાં પણ એ આવડત નહોતી કોઈને રડાવવાની એનામાં શક્તિ જ નહોતી, બહુ થાય તો પોતે રડી શકતો આથી સ્વાભિમાનના સર્વ વિચારોને તિલાંજલિ આપી એને પ્રોફેસર થવું પડ્યું

અનેક પ્રકારની 'ડીફીકલ્ટીઝ' લઈને વિદ્યાર્થીઓ એની પાસે આવી એને પજવતા. એક વિદ્યાર્થીએ પૂછ્યું —

"नाहं जानामि केयूरे नाहं जानामि कुण्डले।
नुपूरं त्वभिजानामि नित्यं पादाभिवन्दनात्॥

એનો અર્થ શો?"

જયંતે કહ્યું : "કાલેની નોટ્સમાં નથી?"

જયંત :—(સ્વગત) "હોત તો હું જાણત નહીં? (પ્રકાશ) ભીષ્મ-વૈરાગ્ય સમજાયો? લક્ષ્મણના બ્રહ્મચર્યવ્રત સમજાયાં? એ સમજાયું તો આનો અર્થબોધ વિના પ્રયત્ને થશે."

'નોટ્સ' ગોખીને પરીક્ષા પાસ કરવાની પ્રથા કેટલી હાનિકારક છે તે આ વાત પરથી લક્ષમાં આવશે. જો જયંતે 'નોટ્સ' કરતા વ્યાકરણમા વધારે ધ્યાન આપ્યું હોય તો આવા સહેલા શ્લોકનો અર્થ સમજવામાં એને અડચણ ન પડત.

એ કથા એટલેથી રહી, ને જોઈએ જયાની શી ગતિ થઈ? કૉલેજના પ્રિન્સિપાલ ડૉ. વામાચાર્ય સાથે જયાને તકરાર થઈ. (અમે ધારીએ છીએ કે એનું ખરું નામ વામનાચાર્ય હોવુ જોઈએ. કદાચ એ અલંકારશાસ્ત્રનો પ્રણેતા વામન પણ હોય. પરંતુ એ વિષે હજી વધારે સંશોધનની અપેક્ષા રહે છે.) તકરારનો વિષય गम् શબ્દ લેટીનનો છે કે હીબ્રુનો છે એ જ હતો. લડતાં લડતાં બંને નદીકિનારે પહોંચ્યાં. વામાચાર્યે જયાને લાતે મારી. જયા નદીમા પડી. લાત વાગવાથી પડી કે બીજી લાત ન લાગે માટે જાણી જોઈને પડી એ વિષે પૂછવા છતાં જયા જવાબ દેતી નથી. જયત બારીએથી જોઈ રહ્યો ને વિચારમાં પડ્યો: 'નાનપણમાં જ તરતા ન શીખ્યો એ ખોટું, પણ એથી પણ ખોટું તો, ઓ જયા! તું ન શીખી તે!' એટલામા જયાના એક સહાધ્યાયીએ એને ડૂબતી બચાવી. બધા એને લઈ આવ્યા ને 'લેડી સ્ટુડંટ્સ' માટે એક રૂમ હતી તેમા સુવાડી.

વિદ્યુત વિલુપ્ત થતાં અંધકાર છવાઈ રહ્યો—,

"મધરાતના પહોર અઘોર હતા,
અધકારના દોર જ ઓર હતા"

જયાએ ગભરાઈને ચારે દિશામાં દૃષ્ટિ ફેરવવા માંડી—

"તુજ નેનમાં મોર ચકોર હતા,
રસજ્યોત નિહાળી નમું—હું નમું."

જયા સમજી નહીં, જયંત શું બોલે છે—જયંત સ્પષ્ટ રીતે કહેતાં અચકાયો કે "હું પ્રેમી તારી પ્રણયભિક્ષા યાચું છું; તેથી આત્માબહેન ને આત્મનરાવ નામના પોતાના પાડોશીની જાણીતી પ્રેમકથાનું સ્મરણ કરાવતો એ બોલ્યો—

"દગ્માણુથી પ્રાગ્બ્ધલેખ લખ્યો,
કે પ્રેમીએ પ્રેમપથી પરખ્યો :
અને આત્માએ આત્મનને ઓળખ્યો-

પણ તેમા આપણું શુ વળ્યુ? હુ તો નાગી જ—
રસજ્યોત નિહાળી નમું—હું નમું."

આમ ગાન ચાલતું હતું તેટલામાં ગુફાનાં 'દ્વાર ખૂલ્યા—ઊઘડ્યા' ને એક અવધૂત ને બ્રાહ્મણ ત્યા દેખાયા! આ અવધૂત ને બ્રાહ્મણ તે બીજા કોઈ નહીં પણ જયા તથા જયંતના પિતા હતા. જયંતનો પિતા બ્રાહ્મણ હતો અને યજમાનવૃત્તિ પર જીવન ગુજારતો. જયાનો પિતા અવધૂત થઈ ગયો હતો. અચાનક બંનેને આમ કલ્પને ને કઠેકાણે આવી ચડેલાં જોઈ જયંત બોલી ઊઠ્યો :—

"આહ! અવધૂત ને બ્રહ્મ!
જોગ મળ્યા!!"

નાનપણમાં જયા ને જયતના લગ્ન કરવાનુ એમના પિતાએ નક્કી કર્યું હતું પણ ત્યાર પછી જયંતની માતાનું અવસાન થયુ; ને જયતના પિતાને કંઈક ઊણું લાગવા માડ્યુ—કોઈકની ખોટ સાલવા માડી. શોકના એ ઘનઘોર આકાશમા એક વિચારવીજળી ચમકી ઊઠી : 'જયંતને બદલે હું પોતે જ જયાને પરણું તો?' ને જયાના પિતાને એણે એટલો તો આગ્રહ કર્યો કે તે કંટાળીને અવધૂત થઈ ગયો. જયંતે આ વાત સાંભળી ને ભીષ્મના ભયંકર આત્મત્યાગની કથા એને સાંભરી આવી તેની ભાવના પર એને તિરસ્કાર છૂટ્યો. શા માટે આવા

લોકો આત્મત્યાગ કરતા હશે? પોતાની તુલનામાં સાધારણ મનુષ્યો પામર લાગે માટે?–કેવા સ્વાર્થી! એમાં પણ તેમનું કાયરપણું જણાતું નથી? મૂંગે મોઢે પોતાની પ્રિય વસ્તુ બીજાને આપી દેવી એ શું શૌર્યનું લક્ષણ છે? એમ હોત તો દેશાભિમાનનો દાવો કરી સૈનિકો પોતાની ભૂમિ પરાયાના હાથમાં ન જાય એવા હેતુથી એક-બીજાનાં ખૂન શા માટે કરે? આખરે એણે નિશ્ચય કર્યો કે ભોગ પણ આપવો ને શૌર્ય પણ દાખવવું. પોતે કે પિતા કોઈ જ જયાને પરણી શકશે નહીં. ચાળીસ દિવસ વાદવિવાદ કરી એણે પિતા પાસે આ ઠરાવ પસાર કરાવ્યો ને બધું સમાધાન થઈ ગયું, એમ જ્યારે એના પિતાને લાગ્યું ત્યારે એણે ધીરે રહીને એક સુધારો મૂક્યો: "પણ જયાને ચાહવાનો હક તો મારો જ રહેશે!" એના પિતા થોડી વાર સુધી એની સામે અનિમેષ નેને જોઈ રહ્યા. પછી એકાએક ઊભા થઈ કંઈ પણ બોલ્યા વગર "મારું માથું દુઃખે છે" કહીને ચાલ્યા ગયા!

ગુફામાં બંનેને આ સ્થિતિમાં જોઈ ને બંનેના પિતા ગુસ્સે થવાનો વિચાર છતાં રાજી થયા. જયંતના પિતાએ જયાને કહ્યું: "માગ, માગ, જે માગે તે આપું." જયાના પિતાએ જયંતને પૂછ્યું: "વત્સ, તારી શી ઇચ્છા છે? તારું આથી અધિક પ્રિય હું શું કરું?" જયા ને જયંત બન્ને સાથે બોલી ઊઠ્યાં: "આ ગુફામાં બધા માણસો સાંભળે એવી રીતે અમે તમને તે દિવસે શીખવ્યું હતું તે બોલો."

અવધૂત ને બ્રહ્મ બંને બોલ્યા: "સુણજો જગતનાં માતપિતાઓ! અમારી કથાની આ મન્ત્રઘોષણા, સન્તાનના સ્નેહ આડી પાળ બાંધી, નથી સુખી થતાં માતપિતા કે નથી સુખી થતા સન્તાનો. સન્તાનના સ્નેહને ઉછેરજો, પોષજો, પાળજો, પરિશુદ્ધજો પણ ઉચ્છેદશો મા!" ત્યાર પછી 'હીપ! હીપ! હુર્રે!' બોલાની સૌ ઘેર ગયાં.

જયા ને જયંત એ બંને કોણ છે? નામ પરથી કોઈ એમ ધારે કે બને એક જ વ્યક્તિ છે તો તેની ભૂલ છે; કોઈ એમ ધારે કે એ બે ભાઈબહેન છે તો તે પણ યોગ્ય નથી; કોઈ એમ ધારે કે એ માતાપુત્ર છે તો તે પણ પ્રમાદયુક્ત છે; કોઈ એમ ધારે કે એ પતિપત્ની છે તો તે કેવળ ઉપહાસયોગ્ય છે. ત્યારે એ બે છે કોણ? એ નમ્ર કોયડો વાચકની બુદ્ધિની કસોટી માટે મૂકી વિવેચન સમાપ્ત કરીશું.

## ( ૨ )

## સાકીને ઠપકો

કલાપીનું આ કાવ્ય ઘણું પ્રસિદ્ધ છે, એ વિષે અલબત્ત મતભેદ તો છે જ, પણ સંદેહ નથી.

કલાપી નાનપણમા કાલું કાલું બોલતો. કાકીને બદલે એ સાકી કહેતો. આપણમા કહેવત છે કે હૈયે તેવું હોઠે, મુખમાં તેવું લેખનમાં, તે પ્રમાણે એણે લખ્યું પણ 'સાકીને ઠપકો'. કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે. શૈશવકાળના અનિષ્ટ સંસ્કારો સુદૃઢ થઈ જતા મોટી ઉમરે એ મનુષ્યનો ઉપહાસ કરાવે છે. માટે નાનપણથી જ બાળકો પાસે પ્રથમ **शुष्को वृक्षस्तिष्ठत्यग्रे** થી આરંભ કરી **प्रातप्राणसमासमागमर सोल्लामैत्मी घासरः** બોનાની છેવટે **चञ्चचञ्च गच्छचत्तयुतपिहितलवग्रासलंबुद्धागर्धे** । જેવા ઉચ્ચાર કરાવવા. કલાપીની કાકીનું નામ શું હતુ તે ખબર નથી. પણ તે સમયની દેશની સ્થિતિ તથા ખાસ કરીને કાઠિયાવાડની આબોહવા જોતા એનુ નામ મકોડી હોવાનો ઘણો સભવ છે. કલાપી એને લાડી (લક્ષ્મી?) કહેતો, ને એ કલાપીને ઠાકોરને નામે સંબોધતા. આ જ કારણને લીધે ઉત્તર વયમા કલાપીને લાડીના ઠાકોરનું બિરુદ મળ્યુ હતું.

એક દિવસે કલાપીનો વિવાહ થયો. એનાં કાકીએ વરવહુને પોતાને ત્યા આવવાનુ નિમંત્રણ કર્યું. કલાપીના ગામ કરતાં એમનું નિવાસસ્થાન દૂર હોવાથી, કલાપી પોતાની વહુ સાથે ત્યા જવા નીકળ્યો, ત્યારે સાંજ પડી ગઈ હતી. દર સાંજે થાય તે જ પ્રમાણે તે વખતે પણ સૂર્ય અસ્ત પામતો હતો અંધારુ થવા માંડ્યુ હતું, ખેડુતો ઘર તરફ પાછા વળતા હતા, દૂર-દૂરથી વાંસળીનો રમ્ય સૂર સંભળાતો હતો, વગેરે વગેરે. (જિજ્ઞાસુ વાચકે સાંજના વર્ણન માટે ઇતર પુસ્તકમા જોઈ લેવુ.)

કાકીને ત્યા જતાં કાકીને તેમણે જોયા નહીં. એટલે કાકીના દૌહિત્રને પૂછ્યુ: 'અલ્યા શામળ! ડોસી ક્યા ગઈ? જો ક્યાંક આવા તો નથી ગઈ ને?—દોડ, બોલાવી લાવ." પરંતુ શામળ જાય તે પહેલા જ દિલદારની દૃષ્ટિ સામે પડી. અને કલાપીએ જોયું કે કાકી અર્ધજાગ્રત અવસ્થામાં ખૂણામાં બેઠાં હતા ને પાસે પ્યાલીઓ અને શીશા પડ્યા હતાં.

કલાપી ધીરે રહીને કાકીની પાસે ગોઠવાયો એની વહુ દૂર એક શીશાને ઊંધો વાળી તે પર બેઠી. કાકીએ શીશામાંથી શરાબ કાઢી પ્યાલીમાં

રેડ્યો. થોડો પોતે પીધો ને બાકીનો કલાપીને આપ્યો. કલાપીને સ્વાદ લાગવાથી એણે બીજો માગ્યો. કાકીએ બીજી પ્યાલી ભરી. કલાપીએ તે ખાલી કરીને ત્રીજી માગી. એમ કરતાં કરતાં કલાપી સિત્તેર પ્યાલી ગટગટાવી ગયો. કલાપીની વહુ આ બધું શાંતિથી જોતી હતી. એને કંઈ લાગણી ના થઈ.

ના નિઃશ્વાસ નહીં કમ્પ, અશ્રુનું બિંદુએ નહીં;
'ઓય મા!' કહીને ફાટયું એનું વા હૃદયે નહીં.

દારૂ, ભાંગ, અફીણ ને ગાંજો એ સર્વ વસ્તુમાં શ્રેષ્ઠ સ્થાન કોનું છે તે તો 'રંગપાણીના જીવડા' જાણે. પરંતુ એ દરેકની અસર આપણી ઇચ્છા વિરુદ્ધ પણ થાય છે અને કેટલીક વાર તો મનોવૃત્તિ એવી ભયંકર ગુનેગારના જેવી થઈ જાય છે કે મનુષ્ય કવિતા લખતાં પણ અચકાતો નથી, એ અનુભવની વાત છે. કલાપી ઉમરે નાનો ન હતો, તેમ મોટો પણ ન હતો. છતાં યે એને અસર થયા વગર ન રહી. પોતાનાં વડીલ એવાં કાકીને ઠપકો આપવાનું એને મન થયું. સાધારણ રીતે એ સમજુ આદમી હતો, છતાં આ પ્રસંગે એનાથી કવિતા બોલાઈ ગઈ:—

"સાકી, જે શરાબ મને દીધો દિલદારને ય દીધો નહીં,
સાકી, જે નશો મુજને ચડયો દિલદારને ય ચડયો નહીં."

પોતાની આવી સ્થિતિ થઈ, નશો ચડી ગયો ને 'દિલદાર'ને કંઈ થયું નહીં. એ તો અક્કલહોશિયારામા જ રહી, તે જોઈને કલાપીનું હૃદય દયાથી પીગળી ગયું. "કાકી! મને દારૂ પાયો ને આને કેમ નહીં? મને ઘેન ચઢયું તેવું આને કેમ નહીં?" આમ ચોખ્ખું કહેવાને બદલે એ આમ કવિતા બોલ્યો તે નશો કેટલી હદ સુધી ચડી ગયો હતો તે દર્શાવવાને પૂરતું છે.

**कवि: क्रान्तदर्शी** એ ન્યાય મુજબ કલાપીને ક્રાન્તદર્શન થયું. ભાવિની જાનિકા ઊઘડી ને એણે મહાત્મા ગાંધી, ચરખો ને ખાદીનું ગુંચવાએલું કોકડું જોયું. બદન તથા વિલાયતી કપડાંઓનાં ઢગલા કરી કદમથી એને એક બાજુએ ધકેલી તેને સળગાવી મૂકતાં અનેક મનુષ્યોને એણે નિહાળ્યાં. અને બોલ્યો—

"મુજ ચશ્મમાં ચરખો ફરે,
કદમે બદન લથડી પડે."

પરંતુ વિલાયતની સાડીઓ અને કપડાંઓનો જેને ઘણો શોખ છે, તેવી પોતાની વહૂને દૂર ક્ષિતિજમાં ચડી આવતાં આ કાળાં વાદળાંની જરા પણ ખબર નથી, એમ જોઈ એ બોલ્યો:

"દિલદાર તો મલક્યા કરે,
નફ્રી યારને પાયો નહિ !"

આનું કારણ બીજું કંઈ નહિ પણ કાફીએ એને પાયો નહીં તે જ છે. વરવહુને એક જ પાત્રમાંથી સહભોજન અથવા સહપાન કરાવવું જોઈએ એવા શિષ્ટાચારની પણ એને ખબર નહીં ? કલાપી ક્રોધાવિષ્ટ થઈ ગરજી ઊઠ્યો—

"આશક અને માશૂકને,
પાવો એક જામે ને શીશે.
પાવો એક હાથે સાકીએ,
ઇનસાફ તેં કાધો નહિ !"

એનું કારણ ચોખ્ખું છે. વર પીએ ને વહુ ન પીએ તો આખી જિંદગી સુધી વહુ વરની બનાવટ કર્યા વગર રહે નહીં, અને લોકોમાં એને વગોવી મૂકે તે જુદું. બંને પીએ ને બંનેને ચડે ત્યારે જ ખરી મજા આવે.

"સરખાં બને બંને જરા,
ત્યાં તો શરાબીની મઝા;"

પણ આ તો તેં ઊલટું નુકસાન કર્યું. માગથી આંખ ઉઘાડીને એના સામું જોવાતું નથી.

"ઊલટી કરી તેં તો સઝા
નયને સનમ ખેલી નહીં !"

એમ કહીને એની આંખ મીંચાઈ ગઈ. કંઈ કંઈ સ્વપ્નાં એને આવવા માંડ્યાં. એને લાગ્યું કે કાફી છરો લઈને સામાં ધમી આવે છે. પોતે નિઃસહાય સ્થિતિમાં જોયા કરે છે ને એની 'દિલદાર' કંઈ ન કરતાં માત્ર કૂદી રહે છે—

"મુજ ખૂન ! !
આ કૂદી રહે !"

પરંતુ સ્વપ્નલીલા વિચિત્રા ! ખૂન થવાથી એ મરી જતો નથી. એને કંઈ જ થતું નથી. ઊલટું એની વહુના શરીરે શીત વ્યાપી જાય છે—

"દિલદારનું ઠંડું બને ?"

ચમકીને એ જાગી ઊઠ્યો : આવાં સ્વપ્નાં ! સ્વપ્નું આવ્યું તો પોતે રાજા થયો, જગતનું દ્રવ્ય એની પાસે આવ્યું, ઈશ્વરે એને મુલાકાત માટે બોલાવ્યો ને 'શેકહેન્ડ' કીધી, એવું શા માટે આવ્યું નહીં ? આમાં તો—

"કાંઈ મઝા આવી નહીં !"

કાફીએ ઊઠીને ચાલવા માંડ્યું. કલાપીએ એને હાથ પકડી પાછાં બેસાર્યાં: "કાફી ! કેટકેટલા વાયદા કર્યા ત્યારે તમે આજે અમને બોલાવ્યાં ? ને બોલાવીને પણ એને તો પાયો જ નહીં ? તમે પોતે પી ગયાં !—

"આ પહોર ચાર જ રાતના કૈં વાયદા વીત્યે મળ્યા;
કૈંક હોશથી જીગરે જળા, તેની કદર તુંને નહીં !

ના, એમ નહીં ચાલે. હું ખેંચતાણ કરું છું. તારે એને પાવો જ પડશે. હું એનો આશક છું !

ના, ખેંચ આશક તો કરે
(કે) માશૂકને પાવો પડે;
ના, સાકીને પીવો ઘટે,
તે કાયદો પાળ્યો નહીં !"

આમ આખી રાત કલાપીએ કાકીને મેણાં માર્યાં. પણ વાતમાં **રાત્રિરેવ વ્યરંસીત્**–રાત જ પૂરી થઈ. છતાં એનું વળ્યું નહીં. સવાર થઈ ને કલાપીની વહુ જવા ઊઠી. કલાપી બોલ્યો :—

"ભલે ! એક વખત ગફલત કીધી તો કીધી, પણ હવે ફરીથી ના કરીશ. મારી સનમ બીજી વાર પણ અહીં આવશે. એણે આ શીશા ને પ્યાલીઓ જોયા છે એટલે એ આવ્યા વગર રહેવાની નથી. ને હવે તો એના કદમ નામના કૂતરાને પણ સાથે જ લેતી આવશે તે વખતે તું દયા બતાવજે, નહીં તો કૂતરો કરડી ખાય તો હું નહીં જાણું !

જો આવશે કો દી સનમ,
તો લાવશે આંહી કદમ;
તું રાખજે બાઈ* રહમ,
ગફલત ઘટે આવી નહીં"

આટલું બોલીને કલાપી ચાલી ગયો. પરંતુ એનો ઘા કોઈ દિવસ રુઝાયો નહીં. ત્યાર પછી બીજી પાંચ છ કવિતા લખીને એ મરી ગયો.×



* 'બાઈ' એ મુદ્રારાક્ષસ ( Printers Devil )ની ભૂલ હોય એમ લાગે છે 'બાઈ' જોઈએ અથવા એમ પણ હોય કે કલાપીને એટલી હદ સુધી ચડ્યો હોય કે બાઈ ને બદલે એનાથી સાઈ જ બોલાયુ હોય અથવા ઠપકો કે એવા પ્રકારની લાગણી દર્શાવવા આપણે 'ભાઈ આમ શું કરે છે?' એવું સામા માણસની જાતિનો વિચાર કર્યા વગર બોલીએ છીએ તેવા પ્રયોગમા પણ એ શબ્દ વપરાયો હોય.

×'મરી ગયો' એ શબ્દપ્રયોગ રૂઢ છે, છતા મને એ રુચતો નથી. કારણ કહું? 'મરી ગયો' એમ કહીએ છીએ ત્યારે જાણે એ આપણી પાસેથી જતો રહ્યો, હવે ફરી નહીં દેખાવાનો, એવું ભાન થાય છે વસ્તુત મનુષ્ય જતો રહેતો નથી; પાશ્ચાત્ય તેમ જ આપણાં શાસ્ત્રનાં એ વિષે પ્રમાણ છે. આવો ધર્મવિરોધી શબ્દપ્રયોગ કોઈ પણ ન કરે એ જ ઈષ્ટ છે.

# સાહિત્યપરિષદ્

મારો પરિચય આપું ? જરૂર છે ?—નથી જ. મને—જોઈસનદાસને—નહીં ઓળખતા હોય એવા મનુષ્યો કેટલા છે ? કોઈ કહેશે 'ઘણા", તો તેની મને દરકાર નથી

અમારા ગામમા સાહિત્યપરિષદ કદી ભરાઈ નહોતી જે ગામમા ભગવાનદાસ જેવા અગમ્યવાદી, રામનાથ જેવા નવલકથાકાર, અને મારા જેવા ( કયો શબ્દ લખું ? હું કવિ, નવલકથાકાર, નાટ્યકાર, ટીકાકાર, અગમ્યવાદી, ગમ્યવાદી ભાષાશાસ્ત્રી, વ્યાકરણશાસ્ત્રી—બધું જ છું—પણ ટૂંકમા ) કવિ વસે તે ગામમા સાહિત્યપરિષદ ન ભરાય, એમા અમને કે અમારા ગામને નહીં પણ સાહિત્યને જ શરમાવા જેવું છે એમ તો તમે પણ કબૂલ કરશો સાહિત્યચંદ્રમાથી આ કલંક કાઢી નાખવાને અર્થે ભગવાનદાસે "આપણા ગામમા આપણે સાહિત્યપરિષદ ભરીએ" એવી એક વખત મને સૂચના કરી, ને મને એ સૂચનામા ભારોભાર સુવર્ણ ભાસ્યુ.

હજી સુધી અમારા કોઈનો એકે ગ્રંથ પ્રસિદ્ધિ પામ્યો નહોતો, એટલે સાહિત્યપરિષદ ભરતા પહેલા અમારે કંઈક લખી નાખવુ એવા ઠરાવ પર અમે આવ્યા મારે દરરોજ દશદશ કવિતા લખવી, ભગવાનદાસે રવીન્દ્રનાથ જેવા ટૂંકાટૂંકા વાક્યોવાળી સોદાઇસો લીટીઓ ચીતરી કાઢવી અને રામનાથે દરરોજ બબ્બે નવલકથાઓ ઘસડી કાઢવી એવો નિશ્ચય થયો

"કવિતા કંઈ જ્યારે જ્યારે ઇચ્છીએ ત્યારે ત્યારે લખી શકાતી નથી" એ સૂત્રના શોધનારો કેવળ ભ્રમમા પડ્યા હોય એમ લાગે છે, કારણ કે એવો ઠરાવ કર્યા પછી મને કવિતાનુ સ્ફુરણ દિવસમા એક વાર નહીં, દશ વાર નહીં, પણ પચાસપચાસ વાર થવા માડ્યું. રસ્તા પર ચાલતા ચાલતા ઠોકર વાગે, પગ તળે અડધી સળગતી બીડી ચંપાઈ જાય અથવા દુકાનમા સુંદર રીતે ગોઠવેલા પેંડા, મગજ ઇત્યાદિના દર્શન થાય કે તરત મને કવિતા સ્ફુરી આવતી એક .. ઘરમા હું એકલો બેઠો બેઠો કંઈક લખતો હતો, એવામા મે 'ચમ ચમ,

ચબ.' એમ અવાજ સાંભળ્યો. પહેલાં મને ભય લાગ્યો, પછી ઊંઘી જવાનો ઢોંગ કરવાનું મન થયું. પછી કુતૂહલ થયું અને અંતે કવિતાનું સ્ફુરણ થયું. એ સ્ફુરણના સુરણનું મેં તરત જ સુંદર શાક બનાવી દીધું. (આવા સરસ અને મનોહારી રૂપકો મને કોણ જાણે કયાંથી સૂઝે છે!) તે અત્યારે નહીં તો કોઈક વખત હું તમને પીરસીશ. જે દિશામાંથી 'ચબ, ચબ, ચબ, ચબ,' સંભળાતું ત્યાં જઈને મેં જોયું તો એક બિલાડીને દૂધ પી જતી જોઈ. 'દૂધ પી જતી બિલાડીને' નામક એક કાવ્ય મેં તરત જ રચી કાઢયું, અને પછી તે ઉતારી લેવા બીજા ઓરડામાંથી કાગળપેન્સિલ લઈ આવ્યો, એટલામાં તો બધું દૂધ ખલાસ કરીને બિલાડી જતી રહેલી! એ કાવ્ય મહાકાવ્ય જેવું છે. એમા મારું વર્ણન, બિલાડીનું વર્ણન, દૂધનું વર્ણન, રસોડાનું વર્ણન, રસોઈનું વર્ણન, કુદરતનું વર્ણન, પરમેશ્વરનું વર્ણન તથા ચૂનો ઢોળવાનું વર્ણન, વગેરે વગેરે વર્ણનો એક બીજા સાથે એવી તો સરસ રીતે ગુચવી નાખવામા આવ્યાં છે કે એક વર્ણન બીજાથી છૂટું પાડી શકાય એમ છે જ નહીં.

આજ પ્રમાણે 'નાસી ગયેલો રસોઈઓ,' 'કટાઈ ગએલો ડોહ્યો,' 'ચગદાઈ જતા ડાંસાને,' 'તમાચો ઝીલતા ગલને,' 'રડી પડતા મોઢાને,' 'સવારે શ્વાન,' 'બપોરે બકરો,' 'નિશાળે નોળીઓ,' ઇત્યાદિ અનેક સ્વાનુભવરસિક, કિંવા આત્મલક્ષી કવિતાઓ મે લખી નાખી ભગવાનદાસે ઉપોદ્ઘાત લખ્યો, રામનાલે ઉદ્ઘાટન લખ્યું, મેં 'બે (બે=બારસો) બોલ' લખ્યા, અમે ત્રણે જણે મળીને ટીકા લખી, ને મારું કવિતાનું દળદાર પુસ્તક બહાર પાડયુ. ટીકાના ત્રણ વિભાગ પડ્યા હતા પહેલો વિભાગ મે લખ્યો હતો. તેમાં 'આ કાવ્યો ભૂતપુર્વ સર્વ 'કવિઓના કાવ્યો કરતા ઉત્તમ છે' એમ બહુ સફળ રીતે સિદ્ધ કર્યું. બીજો વિભાગ ભગવાનદાસે લખ્યો હતો. તેમા 'આ કાવ્યો વર્તમાન કવિઓનાં સર્વ કાવ્યો કરતા ઉત્કૃષ્ટ છે' એમ દાખલાદલીલ સાથે પુરવાર કર્યું હતું. ત્રીજો વિભાગ રામનાથે લખ્યો હતો. તેમાં 'આ કાવ્યો ભવિષ્યના કોઈ પણ કવિના કોઈ પણ કાવ્ય કરતા મદાસર્વદા શ્રેષ્ઠ જ રહેશે' એમ બહુ જુસ્સાદાર ભાષામા ભવિષ્ય ભાખ્યુ હતું.

ભગવાનદાસે લગભગ પાચેક હજાર લીટીઓ લખી નાંખી હતી. એમાં અગમ્યવાદ એવો તો છલોછલ વ્યાપી રહ્યો હતો કે એના મુદ્રાલેખ તરીકે 'છે કોઈ માઈનો પૂત કે આ લીટીઓ સમજે?' એવું વાકય લખવાની જરૂર પડી હતી. હું પણ એ લીટીઓ બરાબર સમજતો નથી. (પણ એ ખાનગીમાં કહેવાનું.) એટલું જ નહીં, પરંતુ ભગવાનદાસ પોતે પણ બરાબર

સમજતા નથી, એમ એ એક દિવસ ભાંગની લહેરમાં મારા આગળ બબડી ગએલા!

રામલાલે નાની નાની ચાળીસેક નવલકથાઓ લખી હતી. એમાં વસ્તુ કંઈ પણ ન હતું. કારણ કે એ નવલકથાઓ વાસ્તવિકતાભરી હતી. કળાવિધાન પણ નહીં જેવું જ; કારણ કે જગતમા કળાવિધાન છે જ ક્યાં? રામલાલની વાર્તાઓ કોઈની પણ કલ્પનામાં ન આવે એવી સુંદર છે, એમ મેં એની એક ટૂંકી વાર્તાના વિસ્તારી ઉપોદ્‌ઘાતમાં સાબિત કર્યું હતું.

આટઆટલું સાહિત્યસર્જન કીધા છતાં પણ અમે જોઈએ તેટલા પ્રખ્યાત થયા નહીં દુનિયામા કદર છે જ ક્યાં? સૂર્ય ઊગે છે એટલે કેટલા મનુષ્યો જાગે છે? એકમેકની વિદ્વત્તાના પુષ્કળ વખાણ કર્યા પછી અમે 'કવિતામા શું આવશ્યક છે? છન્દ, પ્રાસ, ડોલન, રુદન, હાસ્ય કે કંઈ નહીં?' 'નવલકથામા શી વસ્તુ જોઈએ? કળાવિધાન, અદ્‌ભુતતા, સ્વાભાવિકતા, રસિકતા, મૂર્ખતા, હોશિયારી કે કેવળ પાનાં જ?' 'અગમ્યવાદમાં શું હોવું જોઈએ? ફિલસૂફી, તત્ત્વજ્ઞાન, ચિંતન, અનુભવ કે સમજાય જ નહીં એવું કંઈક?' ઇત્યાદિ અને લેખો લખી નાખ્યા કહેવાની જરૂર નથી કે કવિતાની આવશ્યક વસ્તુ તે 'કંઈ નહીં,' નવલકથાની 'કેવળ પાનાં જ,' ને અગમ્યવાદની 'સમજાય જ નહીં એવું કંઈક' એમ જ અમે નિગમન આણ્યું હતું. આથી લાગ જોઈને ખૂણામાં બેસી રહેલા અનેક ટીકાકારો અમારા પર ઊછળી પડ્યા. અમે તેમને ઝાટકી નાખ્યા જવાબમાં તેમણે અમારી ધૂળ ખંખેરી નાખી, અમે તેઓ ઊભા ને ઊભા બળી જાય એવા પ્રત્યુત્તરો આપ્યા.

આમ છતા પણ જોઈએ તેટલી પ્રસિદ્ધિ મળી નહીં. અંતે મહેફિલમાં ખૂણામા બેઠેલો કોક અજાણ્યો પણ ઉસ્તાદ ગવૈયો એકાએક કોઈ અપૂર્વ સૂર છેડે ને સભા આખી ચકિત થઈ જાય, તેમ મેં પણ એક અપૂર્વ સૂર છેડ્યો ને સભા–જગતના સાહિત્યકારો આભા બની ગયા. જગતના વિદ્વાનો સમક્ષ મેં સિદ્ધ કર્યું કે '<u>જેવું બોલવું તેવું લખવું</u>' એ સૂત્ર ઘણું સુંદર છે. ગુજરાતી એ સૂત્રના સિદ્ધાન્ત સર્વાંશે લાગુ પાડવું જોઈએ. આપણે સામાન્ય રીતે અંત્યાક્ષર. ઠરાવ કર્યા પછી મને કેટલાક અક્ષરો બોડા બોલીએ છીએ અને 'ઈ'કાર ને પચાસપચાસ વાર ઘીએ, તેથી આપણા શબ્દોની જોડણી તે મુજબ કરવી અડધી સળગની બીડી ચંદ્રભાગ્યે પ્રેસવાળા પાસે યોગ્ય ટાઈપ ન મળ્યા એટલે મગજ ઇત્યાદિનાં દર્શન થાય કે પ્રમાણમાં થઈ શક્યો નહીં. (પરંતુ વાચકને .. ઘરમાં હું એકલો બેઠો બેઠો કંઈક 'હા એવી રીતે છપાણી છે.)

"પછિ સાહિત્યપરિષદ ભવોનો ઠરાવ અમે જાહેરમાં મકુયો. અને સઘળું નક્કિ કર્વા એક સભા મેળવ્વાનો નિશ્ચય કર્યો. હેન્ડ્બિલ માર્ફત સભાના સ્થાન તથા કાલ્ની ખબર્ સઘળે આપિ દિધિ. અંતે સભાનો દિવસ આવી પાંહુચ્યો. પ્રમુખ્સ્થાન મ્હને આપ્વાનું નક્કિ થયું હતું. મેંહ્ કોઈ પણ દિવસ્ જાહેર સભામાં જાહેર રિતે જાહેર વ્યાખ્યાન્ આપ્યુ નોહતું. એટલે મ્હને પહેલેથિ જ ક્ષોભ લાગ્વા માંડ્યો; અને તેટલા માટે શું બોલ્વું, કેવિર્ રીતે બોલવું તે બધું મેંહ્ પ્રથંમ જ નક્કિ કરિ દિધું."

સભાનો સમય થતાં પ્રમુખપદને શોભે એવો પોશાક પહેરીને, પ્રમુખ મહાશયને છાજે એવી ગંભીરતાથી મેં સભાગૃહમાં પ્રવેશ કર્યો. અમે ત્રણ સાક્ષરરત્નો, અમારા ત્રણનો કલત્રવર્ગ તથા ભૃત્યવર્ગ—એટલા સિવાય સભામાં બીજું કોઈ પણ આવ્યું ન હતું. કલાક થયો, દોઢ કલાક થયો: કોઈ કોઈ સ્થળે દીપકોએ ટહુકવા પણ માંડયું. (તું પૂછશે; દીપકો ટહુકે ? 'હા, જરૂર ટહુકે. તારા ઉરના ઊંડાણમાં કવિતા વસે છે, તેને પૂછી જો : દીપકો ટહુકે ? 'ફૂલની ફોરમ જેવો' એ તને જવાબ દેશે : 'બેશક, ટહુકે, એટલું જ નહીં, પણ જુદા જુદા રાગો પણ સમયાનુસાર શાસ્ત્રીય રીતે ગાઈ શકે. તારાઓ ગરબો ગાય, પુષ્પમાંથી કિરણો પ્રગટે તો દીપક કેમ ન ટહુકે ?') પરંતુ સાહિત્યથી અનભિજ્ઞ દેખાતા બેત્રણ મનુષ્યો બાદ કરતાં સભામાં ખાસ અભિમાન લેવા લાયક વધારો થયો નહિ એટલે અમે સભાનું કામ શરૂ કર્યું.

ભગવાનદાસે પ્રથમ પ્રમુખ નીમવાની દરખાસ્ત મૂકતાં કહ્યું:—"સાક્ષરવર્ગની પાઘડી સમા શ્રી જેઠીસનદાસને કોણ નથી ઓળખતું ? એમનામાં જેવી કળા છે, જેવી કલ્પના છે, જેવી સર્ગશક્તિ છે, જેવો તર્ક છે, જેવું કવિત્વ છે, તેવી કળા, તેવી કલ્પના, તેવી સર્ગશક્તિ, તેવો તર્ક, તેવું કવિત્વ કોઈ પણ કવિમાં નથી. ભૂતકાળમાં ભમીને વર્તમાનમાં વિલીન થઈ ગએલા કવિઓમા નથી. ભૂતકાળમાં ભમીને વર્તમાનમાં વિલીન થઈ ગએલા કવિઓમાં નહોતા. સર્વથા અભાવ જણાય છે એ ગુણોનો વર્તમાનવાગ્નિધિનાં વમળો પર વહન કરનારા કવિવહાણોમાં. એ ગુણો ન હોવાને લીધે જ આગામી કવિઓ પર્દેનશીન બીબીની પેઠે ભવિષ્યના પડદામાં છુપાઈ રહ્યા છે. સાક્ષરસર્પનાં આ મસ્તકમણિ આગળ પ્રેમાનંદ પાણી ભરે છે, અખો અટવાઈ જાય છે, દયારામ દુબળો દીસે છે, કલાપી કાન્તિહીણો થઈ જાય છે, નરસિંહરાવ ન્યૂન દેખાય છે, ન્હાનાલાલ નમી રહે છે અને ખબરદાર ખાંડ ખાય છે !"

આવા પ્રશંસક પરંતુ સુયોગ્ય વચનો વદીને ભગવાનદાસ બેસી ગયા. રામલાલે એને ટેકો આપ્યો પ્રમુખપદની ખુરસીનો મેં સ્વીકાર કર્યો–અથવા ખુરસીએ મારો સ્વીકાર કર્યો.

"મારે–છે તે–જે કહેવાનું છે, તે–છે તે–છેલ્લે–એમ–કે–આપણે–છેલ્લે કહીશ," એમ કહી મેં ભગવાનદાસને કંઈક બોલવાની વિજ્ઞપ્તિરૂપે આજ્ઞા કરી. ભગવાનદાસના ભાષણ વખતે–આખો વખત–એક ગધેડાએ ભૂંક્યા કર્યું. મારા બેઉ કાન તે તરફ હોવાથી એ શું બોલ્યા તે હું જાણતો નથી.

પછી રામલાલે ભાષણ કરવા માડ્યું. શરૂઆતમાં એમના ભાષણમાં મને રસ પડવા માંડ્યો, પાછળથી મારું ધ્યાન ભગવાનદાસના નોકર તરફ જતું રહ્યું. એ વારંવાર પોતાના દાતથી મૂછ કરડયા કરતો હતો. તે જોઈને પહેલાં મને એની મૂછની, પછી એના દાતની, અને છેવટે એની જાતની દયા આવવા માંડી. પણ થોડી વાર પછી મને એના પર એવી તો ચીઢ ચઢી કે જાણે ખુરસી પરથી ઊઠીને એને ધમોવી નાખું! પણ પ્રમુખપદની ગંભીરતા જાળવવાને તથા એનું પ્રચંડ શરીર જોઈને લાઈલાજે, ખુરસી પર બેસી રહીને જ વિચિત્ર મોઢાં કરીને મારે મારી ચીઢ ઉતારી નાખવી પડી. આ પ્રમાણે રામલાલનું ભાષણ પણ હું સાભળી શક્યો નહીં.

પ્રભાત પગલાં માડે તે પહેલાં કદી પ્રકૃતિના દર્શન કર્યાં છે? કેવી નિગૂઢ શાંતિ સારા યે જગત પર પથરાએલી હોય છે! મારા ભાષણની પૂર્વે સભા આખીમાં એની જ અલૌકિક પ્રશાંતિ વિરાજેલી હતી પછી તો હું ઊઠ્યો: જાણે સૂર્ય ઊગ્યો! (ન્હાનાલાલશાઈ–ખરું ને? હું ધારું તો ન્હાનાલાલ જેવું, ગોવર્ધનરામ જેવું–બધા જેવું લખી શકું: પરંતુ આપણાથી ઊતરતા લેખકોની નકલ શી કરવી?) પછી મેં બોલવાનો આરંભ કર્યો. વાચક! તેં સુણ્યો છે કદી યે કર્ણહારી કલરવકારિણી કોકિલાનો કર્ણરસાયન શો કુહુરવ? સુણ્યો હશે તે મારા ભાષણમાં રહેલી માધુરીનો કંઈક–આછો–ખ્યાલ તને આવી શકશે સાહિત્યપ્રેમ અને તજ્જન્ય આવેગ મારા હૃદયમાં માઈ શક્યા નહીં, એટલે તેણે મારા ધ્રૂજતા હાથપગ દ્વારા મૂર્ત સ્વરૂપ લેવા માંડ્યું. મુખમાંથી નીકળતાં નીકળતાં વાણી પણ ધ્રૂજતી હતી. તમે કહેશો 'ક્ષોભને લીધે'–પણ ના. મારા હૃદયમાં એવો તો અવર્ણ્ય જુસ્સો વ્યાપી રહ્યો હતો કે વાણી પણ ભયને લીધે કંપી ઊઠતી. એનું જ નામ inspiration (પ્રેરિતતા): જો કે પરિણામે perspiration (પ્રસ્વેદમયતા) મને પ્રાપ્ત થઈ.

મારું આખું ભાષણ અહીં આપવા મારો વિચાર નથી. પરંતુ મારા ભાષણમાંના-મારા સુંદર ભાષણમાંના-કેટલાક સુંદર ફકરાઓ ('ફકરા' શબ્દ વિચિત્ર નથી લાગતો ? મને તો 'ફકરા' સાંભળીને 'બકરા' યાદ આવે છે,-'કંડિકા' પણ 'ચંડિકા' સમો જ છે. એને બદલે કોઈ બીજો સારો શબ્દ રૂઢ ન થઈ શકે ?) નીચે ઉતારું છું.

સાહિત્યની પ્રશંસા કરતાં મે કહ્યુંઃ "સાહિત્ય એક ગધેડો છે. તેના પર લેખકકુંભાર વિચારઈંટ લાદે છે. તે-છે તે-આપણે-વાચકના જીવન-મહેલના બંધારણમા બહુ-છે તે-બહુ અગત્યનો ભાગ ભજવે છે." મને પ્રમુખપદ આપ્યું તે સબંધી ચર્ચા કરતાં મે કહ્યુંઃ "સાધારણ રીતે-છે તે-એવો-છે તે-એવો-છે તે-એવો રિવાજ છે કે પ્રમુખ 'હુ પ્રમુખપદને-આપણે-છે તે-લાયક નથી. છતા-છે તે-છતા મને પ્રમુખપદ આપી-આપણે-તમે મને ઘણો ઋણી કીધો છે' એવુ કંઈક કહે. પરતુ હુ (આ વાક્ય હું ખૂબ મોટે અવાજે બોલેલો) એવુ કંઈ પણ કહીશ નહીં. હુ તો કહીશ કે-છે તે-તમારા જેવી-પ્રમુખ ચૂંટી કાઢવાની શક્તિ બીજા કોઈનામા નહીં હોય. બહુ જ યોગ્ય પ્રમુખ-છે તે-ચૂટી કાઢવા બદલ હું તમને-છે તે-અભિનંદન આપું છુ."

આ સભાના ઠરાવ પ્રમાણે સાહિત્યપરિષદ્ ક્યારે ભરવી, તથા કોને પ્રમુખસ્થાન આપવુ તે સંબધી વિચાર કરવા (અમારા ત્રણ જણની) 'કમિટી' સ્થપાઈ. થોડો સમય રહીને આ કમિટીએ જાહેર કર્યું : 'આગામી માસની તા ૩-૪ને ૫ને દિવસે પરિષદ્ ભરાશે, અને પ્રમુખપદે સાક્ષરોત્તમ શીઘ્ર કવિવર કવિકુલગુરુ શ્રી ૧૦ જેકિસનદાસજી વિરાજશે.'

આમારા ગામમા સાહિત્યપરિષદ્ ભરાય ને હું જ તેનો પ્રમુખ ! 'એ તો નિયમ વિરુદ્ધ' એમ તમે કહેશો; પરંતુ કેટલાક નિયમો તો તોડવાને અર્થે જ ઘડાય છે ને ? આ નિયમ પણ તેવો જ છે.

જેમ જેમ પરિષદ્નો સમય નજદીક આવતો ગયો, તેમ તેમ અમારે ઘણા કામ કરવાનાં હજી તો બાકી રહી ગયા છે એમ લાગવા માંડ્યું. અમારી કમિટીમાં મતભેદ પડવા માડ્યા, કારણ કે અમે ત્રણે વિદ્વાન હતા. એક બાબતમા રામલાલ અને ભગવાનદાસ એકમત થતા ને હું જુદો પડતો, તો બીજી બાબતમાં હું ને ભગવાનદાસ એકમત થતા ને રામલાલ વિરુદ્ધ પડતા. ત્રીજા વિષયમાં ભગવાનદાસ કરતાં હું ને રામલાલ જુદો જ મત દર્શાવતા; ને ઘણીખરી બાબતમાં અમે ત્રણે

એકબીજાથી ઊલટો અભિપ્રાય બતાવતા. આખરે પરિષદ્‌નો સમય ઠીક પાસે આવી પહોંચ્યો મારો ઉત્સાહ એટલો વધી ગયો કે ગગનમાં પણ ન માય પરંતુ ક્રૂર કુદરતનો એક એવો ક્રૂર નિયમ છે કે આપણે ખૂબ ઉત્સાહમાં આવી ગયા હોઈએ ત્યારે પાછળથી એક એવો ફટકો પડે કે આપણો સર્વ ઉત્સાહ ક્યાંનો ક્યાં ઉડી જાય અને જીવનભર વામો પંપાળ્યા કરવો પડે! ઉઘાડા પગે ખૂબ આનંદથી ઉત્સાહમાં ચાલ્યા જતા હોઈએ તે જ વેળા એક સળગતી બીડી પગ તળે આવી જાય ને મોટો ઝઝેનો પગ પર ઊઠે, તેવું મારે થયું

તા પહેલીએ રામનાથના માળાની ફોઈના કાકાજીની પુત્રવધૂનું વર્ની આવતું હતું એટલે રામનાથને ત્યાં-દૂર ગામ જવું પડ્યું, અને તારીખ બીજીની રાત્રે ભગવાનદાસને એકાએક ખૂબ તાવ આવ્યો! હું એકનો કંઈ પણ કરી શકું, એમ નહોતું, એટલે સાહિત્યપરિષદ્‌નો વિચાર માંડી વાળવો પડ્યો!

ગુજરાત અને ગુજરાતી સાહિત્યના આ કમનસીબ માટે મને બહુ શોક થયો પ્રમુખની ખુરસી મારા આગળ આવી, તેના પર બેસવા ગયો એટલામાં તો તે મારા આગળથી સરી ગઈ અને હું ફુટાઈ ગયો!

શાક સમારતા સમારતા અપ્પુ વડે આપણો જ હાથ કપાઈ જાય, ત્યારે જેમ શાક પર, એ શાકના ગઠ્ઠુ બીજા સર્વ પ્રકારના શાક પર, એ શાક વેચનાર પરતાગિયા પર, પરતાગિયાને વેચનાર ખેડૂત પર, ખેડૂતને મદદ કરનાર બળદ પર-ટૂંકામાં (આપણા સિવાય) આખા જગત પર આપણને ચીડ ચડે, તેમ મને સાહિત્યપરિષદ્‌નો વિચાર સુઝાડનાર ભગવાનદાસ પર, મારા ઘર પર એ'ના પર-એમ કરતા કરતા (મારા સિવાય) આખા વિશ્વ પર મને ચીડ ચડી પણ તેથી શું?

બસ! હવે કંઈ લખવું જ નથી!



તેમ સદ્‌બાળકો કહેતા નથી. એમ કહીએ તો હસવા જેવું લાગે કારણ કે સદ્‌ અને અસદ્‌ના આપણા જે ખ્યાલ છે તેનાથી બાળકો મોટે ભાગે પર હોય છે. એમનુ વર્તન મોટે ભાગે લાગણીથી પ્રેરાએલું હોય છે. જૂઠું ન બોલવું, ચોરી ન કરવી, પારકી વસ્તુ ખૂંચવી ન લેવી, એમ વારંવાર મોટેરાંઓ બાળકને ટોકીટોકીને એનામાં સામાજિક સદ્‌ગુણોનો વિકાસ થાય તે ખાતર પ્રયત્ન કરે છે. બાળક જે જે કાર્ય કરે તે સર્વ લાગણીથી જ કરે છે. એ લાગણી સારી પણ હોય છે, નઠારી પણ હોય છે. પરંતુ તેની પાછળ બુદ્ધિપૂર્વક કરાએલા વિચાર કે નિર્ણયનું બળ હોતું નથી.

હવે આ દૃષ્ટિએ આપણે આ કવિતામાં બાળકનો વિચાર કરીએ તો જણાશે કે 'મારાથી બીજાની વસ્તુ, એ ગમે તેટલી સારી હોય તો પણ લઈ શકાય નહિ. પારકી વસ્તુ હું ગ્રહણ કરુ તો હું પાપી ઠરું' એવા ભાનપૂર્વક એ વર્ત્યો નથી. એમ પણ બની શકે કે સોનાની ને રૂપાની કુહાડી એણે કોઈ દહાડો જોઈ જ ન હોય, ને લોઢાની કુહાડી કરતાં એ વધારે કીંમતી કે સારી છે એનુ એને ભાન પણ નહિ હોય. અથવા પોતે પિતાની જે કુહાડી ખોઈ નાખી હતી તે જ પાછી નહિ લઈ જાય, તો ઘેર ગયા પછી બાપને જવાબ દેવો ભારે થઈ પડશે, એવા કોઈ વિચારથી પણ એણે પોતાની જ કુહાડી લેવાનો આગ્રહ રાખ્યો હશે. બીજી રીતે જોતા આમાં પ્રામાણિકતાનો કોઈ પ્રશ્ન જ ઊભો થતો નથી ખુદ દેવીએ રાજીખુશીથી એ બાળકને રૂપાની તથા સોનાની કુહાડી આપવા ઇચ્છા દર્શાવી હતી. એ કંઈ ચોરીનો માલ ન હતો ને બાળક એ કોઈની પાસેથી પડાવી લેવા પણ માગતો નહતો. એટલે એણે જો રૂપાની અથવા સોનાની કુહાડી લઈ લીધી હોત, તો એણે કંઈ અયોગ્ય અથવા અપ્રમાણિક કાર્ય કર્યું હોત એમ કહી શકાય નહિ. અલબત્ત એણે એમ કર્યું હોત તો એને વિષે કવિતા જોડવા માટે કોઈ પ્રયોજન ન રહેત. પણ એ જુદો પ્રશ્ન છે. મુદ્દો એટલો જ છે કે જે અદ્‌ભુત પ્રામાણિકતાનો નમૂનો રજૂ કરવા માટે આ કાવ્યરચના કરવામાં આવી છે તે પ્રામાણિકતાનું એમાં વાસ્તવિક દૃષ્ટિએ જોતાં દર્શન થતું નથી.

સોનાની ને રૂપાની કુહાડીને બદલે પોતાની લોઢાની કુહાડી જ લેવા માટે આટઆટલો આગ્રહ બાળક શા માટે રાખે છે, તેનો ખુલાસો કવિએ બાળક પાસે જે વચન કઢાવ્યા છે તે પરથી મળી રહે છે કવિ સ્પષ્ટ રીતે જે સમજી નથી શકયા તે એમનું આંતરમન જાણે છે, તેથી એમણે બાળક પાસે ઉદ્‌ગાર કઢાવ્યા છે: "મને તો ગમે મારી સારી કુહાડી"

આમા 'મારી' ને 'સારી' એ ખાસ મહત્વના શબ્દો છે એનાથી પ્રામ-મગે છે એટલા માટે નહિ પણ બાળકના વર્તનનો ખુલાસો પણ મળી રહે છે, તેટના માટે પોતાની જ કુહાડી સ્વીકારવાનો બાળકનો આગ્રહ એ સત્યનો આગ્રહ નથી, પણ મમત્વનો આગ્રહ છે 'મારી અને તેથી સારી' એવી કુહાડી જ મને મળે, બીજી નહિ, એમ એ બાળક કહે છે તેમા માનાપણાનો જે ભાવ રહ્યો છે તેમા જ એના વર્તનની ચાવી રહેલી છે

કવિએ આદર્શ તરીકે રજૂ કરેલા એ બાળકમા જ મમત્વની ભાવના છે તે આપણા બધામા પ્રબળ રૂપે રહેલી છે "મને તો ગમે મારી સારી કુહાડી" એમ એ બાળક જ નહિ, આપણે બધા જ કહીએ છીએ ફેર એટલો જ છે કે એ ફક્ત કુહાડી જ નથી હોતી પણ દરેક પ્રકારની સજીવ અને નિર્જીવ વસ્તુઓ હોય છે

"અહીં ઘર જેવો ખાણ મળશે," એવુ એક વીશીવાળાએ પાટિયુ માર્યું તે જોઈને એના એક મિત્રે કહ્યુ "આવુ પાટિયુ તે માર્યું તે વાચીને કોઈ જમવા નહિ આવે"

"કેમ?" વીશીવાળાએ પૂછ્યુ

'ઘર જેવો જ ખોરાક અહીં મળતો હોય તો પછી ઘર છોડીને અહીં જમવા કોણ આવશે?" મિત્રે જવાબ દીધો

'હુ પણ પહેલા તમારી માફક જ માનતો હતો, 'તમારા ઘર કરતા અહીં જુદો જ ખોરાક મળશે' એમ પહેલા મે પાટિયુ લગાડ્યુ હતુ પણ તે વાચીને લોકો ચાલ્યા જતા તે પછી 'તમારા ઘર કરતા અહીં સસ્તો ખોરાક મળશે' એવુ પાટિયુ માર્યું પણ તે વાચીને ઘણાખરા માણસો શકથી ડોકુ હલાવી ચાલ્યા જતા આખરે અહીં ઘર જેવો જ ખોરાક મળશે' એવુ પાટિયુ મે લટકાવ્યુ અને હવે મારે ત્યા હમેશા ભીડ રહે છે" વીશીવાળાએ ખુલાસો કરતા કહ્યુ

'મને સમજાતુ નથી કે ઘર જેવો જ ખોરાક અહીં પણ મળતો હોય તો માણસ અહીં જમવા શુ કામ આવે? અને ઘર કરતા સારો ખોરાક મળશે એમ વાચીને માણસ જતા શા માટે રહે?" મિત્રે શંકા દર્શાવી

'એ જ ખૂબીની વાત છે ઘેર ગમે તેવુ ખાવાનુ મળતુ હોય પણ ઘર જેવા ખોરાક'-નો અર્થ જ 'સારામા સારો ખોરાક' એવુ કદ તી રીતે

# માંદગી

'માંદા ન પડવું એ માણસની ફરજ છે,' 'માંદો માણસ પોતાને તેમ જ આસપાસનાં સર્વને હેરાન કરે છે,' 'માંદા પડવું એ પાપ કરવા જેવું છે,' 'માંદો માણસ સમાજમાં રોગનાં જંતુ ફેલાવી ઈશ્વરનો ને સમાજનો ગુનેગાર થાય છે,' —ઇત્યાદિ વાક્યો મેં ઘણી વાર સાંભળ્યાં છે અને વાંચ્યાં પણ છે. એમાં કંઈક સત્ય હશે એમ માનવાનું કોઈક વાર મને મન પણ થાય છે. પરંતુ માંદગીમાંથી બચવાની કોઈ ચાવી હોય તો તે હજી મારે હાથ આવી નથી. ભક્ત ભગવાનને માટે કરે એટલું તપ મેં એ ચાવીની પ્રાપ્તિ માટે કર્યું છે. આરોગ્ય અખંડ રાખવાની પુણ્યકથાઓનું પારાયણ કર્યું છે, અને જાતજાતની કસરતો કરી, અદ્ભુત દેહમન કરી, છાશ પીને અથવા ફળાહાર કરીને ઉપવાસો આદર્યા છે ને દવાનાં પારણાં કર્યાં છે. એન્ટિસેપ્ટીક (જંતુઘ્ન દવા)નાં ચરણામૃતો આચ્યા છે અને ઈન્જેક્શનના છુંદણાં છુંદાવ્યા છે, બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ સમા વૈદ્ય, ડૉક્ટર ને હકીમને મંદિરે મંદિરે ભટક્યો છું, અને કેમિસ્ટ તથા ગાંધીની દુકાનની તીર્થયાત્રાઓ કરી છે. મનન ને ચિંતનમાં પ્રજાગરણે રાતો વીતાવી છે અને સમાધિસ્થિતિમાં દિવસો પસાર કર્યા છે. શરીરે મલમના ચંદનલેપ લગાવ્યા છે અને પાઉડરની ભસ્મ ચોળી છે. જન્તુહર ધૂપસળીઓના ધૂપ કર્યા છે અને પૈસાના પ્રસાદ ધરાવ્યા છે. છતાં એ ચાવીદેવી પ્રસન્ન નથી થતાં તે નથી જ થતાં.

છતાં હવે મને એનો શોક થતો નથી. અનુભવે મને શીખવ્યું છે કે બધાં જ માંદાં પડે છે. 'માંદા પડવુ એ ગુનો છે' એમ કહેનાર માંદગીના પંજામાંથી તદ્દન બચી શકતો નથી. મારા સમાગમમાં જે જે મનુષ્યો આવે છે તે તે સર્વ કાં તો માંદગીમાંથી ઊઠેલા હોય છે, અથવા માંદા હોય છે, કે નજદીકના ભવિષ્યમાં તેમનો માંદા પડવાનો પૂરેપૂરો સંભવ હોય છે. પહેલાંની પેઠે હવે કોઈ તંદુરસ્ત કે હૃષ્ટપુષ્ટ મનુષ્યને જોઈને મને તેની ઈર્ષ્યા આવતી નથી. હવે હું એવા મનુષ્યને જોઈને બોલી ઊઠું છું (અલબત્ત મનમાં જ) કે : કંઈ નહીં. તું ગમે તેવો અલમસ્ત અત્યારે હશે, પણ હમેશ એવો રહેવાનો નથી.

છેક મારા જેવો નહીં, તો છે તેનાથી અડધો તો તું જરૂર થશે જ. ટાઇફૉઈડ નહીં તો મેલેરિયા તો તને ખચિત થશે જ. પહેલાં મારી ફરિયાદ સાંભળી કોઈ કહેતું : 'માથું દુઃખે છે? તે શું?' 'અપચો? એટલે શું?' તો હું નિરાશામાં ડૂબી જતો. મને થતું : 'હું—હું એકલો જ—આ વિશાળ વિશ્વને વિષે શારીરિક યાતના ભોગવવાને સરજાયો છું.' પણ હવે જો કોઈ મને કહે છે : 'માથું દુ.ખે છે? એટલે શું?' અથવા 'અપચો એટલે?' તો હું તરત જવાબ દઉં છું : 'થોડા વર્ષમાં જ જાણશો.' અને સદ્‌ભાગ્યે તે થોડાં વર્ષમાં નહિ પણ થોડા મહિનામા જ જાણે છે.

આનો અર્થ એમ નથી કે હું સ્વભાવથી ઇર્ષ્યાળુ છું. પણ પહેલાં મને થતું કે માંદા પડવાનો મેં તે એકહથ્થુ ઈજારો રાખ્યો છે કે શું? હંમેશ માંદલો રહીને હું ઈશ્વરનો ને સમાજનો ગુનેગાર થાઉં છું. હું મને ને મારાંઓને હેરાન કરી રહ્યો છુ, સમાજમાં પ્રતિક્ષણ હું રોગનાં જંતુઓ ફેલાવી રહ્યો છું. આમ માનવાથી મને દુઃખ થતું. તેને બદલે હવે હું જાણું છું કે બધાં જ મારા જેટલા નહીં તો મારા જેવા ગુનેગાર તો છે જ. હું જ એકલો માંદો નથી પડતો તેથી મને કંઈક સંતોષ થાય છે. હવે મને સમજાય છે કે માંદગી જેવી સર્વવ્યાપી બીજી એકે વસ્તુ નથી. નાનામા નાનાથી માંડી મોટામાં મોટા સુધી કોઈ પણ જંતુ માંદગીના પંજામાથી છટકી શકતું નથી. માશુકને નહીં પણ માંદગીને સંબોધીને જ કલાપીએ ગાયું હશે કે: "જ્યાં જ્યાં નજર મારી ઠરે ત્યાં ત્યાં નિશાની આપની."

અને માંદગીની નિશાની ક્યાં નથી? એનો વિશાળ બાહુ, ધૂળની માફક, ક્યાં ક્યાં ફરી વળેલો નથી હોતો? એક વખતના પ્રચંડ અવાજે મહોત્સવો ગજાવનારમાંથી બનેલા ઉધરસના અવાજે રાત્રિ ગજાવનાર દમના દર્દીઓ; એક વખતના પચાસ લાડુ ખાઈ જઈ થોડા વખતમા જ ફરી ભૂખ્યા થનાર ભોજનશૂરામાંથી બનેલા છાશ જોઈને જ અપચાથી પીડાનાર ઉદરરોગીઓ; એક વખતની સુકોમલ ચામડીના સપાટ મેદાન પર ફૂટી નીકળેલા ખીલ ફોલ્લા વગેરેના ખાડાટેકરાઓ; એક વખત 'ફૂલની કળી સમી સુકુમાર' કન્યામાથી બનેલી જાડી કોળા સમી કુલાંગનાઓ : આ અને આવી અનેક માંદગીની જીવતીજાગતી નિશાનીઓ પળે પળે ને સ્થળે સ્થળે દેખાય છે.

અને માંદગીને અટકાવી પણ શી રીતે શકાય? ક્યાથી અને કયે રસ્તે રોગનાં કેવાં જંતુ ક્યારે કોના દિલના કયા ભાગમાં દાખલ થઈ શકે તે કોણ

કહી શકે? દૂધમાં જંતુ, પાણીમાં જંતુ, અરે હવામાં પણ જંતુ, સભર ભર્યા હોય ત્યાં પામર મનુષ્યનું શું ગજું? અને એ જંતુઓને આક્રમણ કરવાનાં સ્થાન પણ કેટલાં છે? માથું, મગજ, કાન, નાક, આંખ, મોં, દાંત, જીભ, હાથ, પગ, છાતી, પેટ, ગળું, નખ, ચામડીઃ એક માણસ બિચારો કેટકેટલા કિલ્લા સાચવે? એક કિલ્લા પર ધાડ આવે ને તેનું રક્ષણ કરવા એ જાય, એટલામાં બીજા કોઈ કિલ્લા પર આક્રમણ આવ્યું જ હોય. બીજાના બચાવ માટે તે ધસી જાય, ત્યાં તો ત્રીજા પર હલ્લો આવે. મહાપરિશ્રમે ત્રણેનું રક્ષણ કરવા એ મથે, એટલે બીજાં આઠદશ ઠેકાણે ગાબડાં પડે! આખરે કંટાળીને, પોતાના શરીરની ચિંતા ભગવાન, કુદરત ને ડૉક્ટરને સોંપી હતાશ થઈ ઢગલો બની એ શય્યા ન સેવે તો બીજું શું કરે? મનુષ્યોને આટઆટલાં અંગોપાંગો આપી ઈશ્વરે એને છેક નિરાધાર બનાવી મૂક્યો છે.

કદાચ કોઈ મનુષ્ય અમાનુષી પ્રયત્ન કરીને અલૌકિક સંયમ રાખી આહાર, વિહાર, નિદ્રા, પરિશ્રમ ઇત્યાદિકમાં બહુ સાવધાનીથી વર્તે, તો પણ જેના પર એનો જરા પણ કાબૂ નહીં એવે રસ્તે રોગનાં જંતુઓને દાખલ થતાં એ શી રીતે અટકાવી શકે? સુરજદાદા કોપાયમાન થઈ લૂ વરસાવે, કોઈક અગમ્ય સ્થાનમાંથી ઠંડીનું મોજું ચડી આવે, આકાશમાં આલંબન ન મળવાથી બારે મેઘ અવનિ પર તુટી પડે, માખી ને મચ્છર રોગનાં જંતુઓને તેમના યોગ્ય સ્થાનેથી ખસેડી આપણાં દિલમાં દાખલ કરી જાય, મળવા આવનારાઓ પોતાનો ચેપ આપણે ત્યાં મૂકી જાય, ત્યારે આપણે માંદા પડવા સિવાય બીજું શું કરી શકીએ?

આમ માંદગી સર્વવ્યાપી છે. એની ઘેરી છાયા ઘોડિયાથી તે ચિતા સુધી પથરાએલી પડી છે. માંદા પડવું એ સ્વાભાવિક છે, ન પડવું એ કૃત્રિમ છે. કવિવર કાલિદાસે લખ્યું છેઃ मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः। તેમાં સહેજ ફેરફાર કરી શકાય કે માંદગી એ મનુષ્યની પ્રકૃતિ છે. આરોગ્યને ડાહ્યા માણસો વિકૃત ગણે છે. અલબત્ત, આ વાત બુદ્ધ અર્થાત ડાહ્યા માણસો–મારા જેવા અનુભવીઓ જ–સમજી શકે છે.

દોઢડાહ્યાઓ ગમે તે કહે પણ ગુનેગાર–ગુનો કરી પકડાઈ જવાની ભૂલ કરનાર–તરફ સમાજની જેવી વૃત્તિ હોય છે તેવી વૃત્તિ માંદા માણસ તરફ કદી પણ હોતી નથી. દાખલા તરીકે ચોર પકડાયો છે એમ જાણતાં લોકોનાં ટોળાં એના તરફ ધસી જાય છે, અને દરેક યથાશક્તિ બને તેટલો મેથીપાક જમાડે છે, સર્વ પ્રકારે એનું અપમાન કરે છે, અને ન્યાયાધીશ એને સજા કરે નહીં

ત્યાં સુધી કોઈ જંપીને બેસતું નથી. પરંતુ માંદા માણસ સાથે સમાજ એથી કેવળ ભિન્ન રીતે જ વર્તે છે. માણસ માંદો છે એમ જાણતાં જ આપણે તેની સાથે મમતાથી, દયાથી, કંઈક માનથી વર્તવા માંડીએ છીએ. કોઈકને સમજાવીને, કોઈકને ધમકાવીને, કોઈકને 'હું રેલ્વેનો ઑફિસર છું,' એમ કહી છેતરીને, મહામહેનતે આપણે ટ્રેનમાં મેળવેલી જગા માંદો માણસ આવતાં છોડી દઈ તેને આપીએ છીએ. માંદગીનું મહત્વ આમ સર્વ મનુષ્ય જાણ્યેઅજાણ્યે પણ સ્વીકારે છે. માંદો માણસ કંઈ પણ મહાન કાર્ય કર્યા સિવાય મહાન મનુષ્ય બની જાય છે.

અને માંદગીની ખરેખરી મઝા પણ આ જ છે. આરોગ્યના આભાસવાળી સ્થિતિમાંથી મુક્ત થઈ આપણે આપણી સ્વાભાવિક અવસ્થા પ્રાપ્ત કરી જે ક્ષણે પથારીવશ થઈએ છીએ, તે જ ક્ષણે આપણી અલ્પતા, આપણી અયોગ્યતા, આપણી અધમતા લુપ્ત થઈ જાય છે. જે માણસનો ઘરમાં કોઈ ભાવ પણ પૂછતું ન હોય, જેને 'શેઠ આવ્યા તો નાખો વખારે' જેવો સત્કાર મળતો હોય, જે જગતમાં કેવળ ભારભૂત છે એમ, એના સિવાય, બધાને લાગતું હોય, તે મનુષ્ય માંદો પડતાં લોકોની એના તરફની વૃત્તિ કેવી બદલાઈ જાય છે એ સર્વવિદિત છે. એની ભૂલો માફ કરવામાં આવે છે, એના વાંક વિસારે પાડવામાં આવે છે, એના દુશ્મનો એનું માઠું બોલવાની હિમ્મત કરતા નથી, એના સામું જોવાની પણ પરવા ન કરનારાઓ એની ખબર લેવા જાતે એને ઘેર જાય છે. 'ઢાંકી મૂક્યું છે; જા, જઈને ખાઈ લે' એમ જેને હંમેશ કહેવામાં આવતું હોય તેને 'ભાઈ! જરા કૉફી પીશે' નહીં? ત્યારે જરા છાશ લાવું? તે પણ નહીં તો જરા નારંગીનો રસ? જો કંઈ ખાધા વગર ચાલે?' એમ લાડથી, સમજાવટથી, પ્રેમથી આગ્રહ કરવામાં આવે છે. ઘરના સારામાં સારા ઓરડામાં સારામાં સારી પથારી એને માટે પાથરવામાં આવે છે. દેવાધિદેવના મંદિર પેઠે એ ઓરડાની પવિત્રતાને, એના ગૌરવને, જરા પણ હાનિ ન આવે એવી રીતે પ્રત્યેક મનુષ્યને વર્તવું પડે છે. અધિકારી સિવાય બીજાઓને એના ઓરડામાં પ્રવેશ કરવાનો હક આપવામાં આવતો નથી. જરા પણ અવાજ ન થાય એવી રીતે એના ઓરડામાં જવા આવવાની, એને ન ગમતી બાબતનો ભૂલેચૂકે એક પણ શબ્દ ન બોલાઈ જાય તેની સંભાળ રાખવાની, એની માંદગી ઘણી ગંભીર હોય તો એ ગંભીરતા પોતાની મુખમુદ્રા પરથી એ કળી ન જાય તેની કાળજી રાખવાની, અને માંદગી ગંભીર ન હોય તો એની માંદગીને પોતે ક્ષુલ્લક ગણી કાઢે છે, એમ પોતાના મોં પરથી એને જણાઈ ન જાય એવી સાવધાનતા રાખવાની પોતાની ફરજ પ્રત્યેક મનુષ્ય વગર કહ્યે સમજી જાય છે. એને એટલું પ્રાધાન્ય

આપવામાં આવે છે કે 'હું ન હોઉં તો દુનિયાનું શું થાય?' એમ એને લાગવા માંડે છે. એ જેમ જેમ સારો થાય છે, તેમ તેમ લોકો પાછા એના તરફ બેદરકાર થવા માંડે છે, અને આખરે એ પૂરેપૂરો સારો થઈ જતાં પાછો પોતાની અસલ સ્થિતિએ—અલ્પતાની, તુચ્છતાની, અધમતાની સ્થિતિએ—પહોંચે છે. નિર્ધન બનેલો ધનાઢ્ય પુરુષ સમજે છે કે: "આ જે માન આપવામાં આવતું તે મને નહીં પણ મારા પૈસાને." તેમ એ પણ સમજે છે કે: "આ મહત્વ આપવામાં આવતું તે મને નહીં, પણ મારી માંદગીને." અને અંતરના ઊંડા ઊંડાણમાં એ મહત્ત્વાકાંક્ષાનાં સ્વપ્નાં સેવતો હોય તો 'ફરી પાછો ક્યારે માંદો પડું?' એમ એ પૂચ્છવા માંડે છે.

ઇશ્વરની રચેલી આ સૃષ્ટિમા કોઈ પણ પ્રાણી, પદાર્થ કે બનાવ નિષ્પ્રયોજન કે નિષ્કારણ હોતાં નથી, એ આપણે જાણીએ છીએ. જો કે ચાચડ, માંકડ, મચ્છર, વંદા ઇત્યાદિ અનેક પ્રાણીઓની ઉત્પત્તિનું પ્રયોજન મને ઘણી વાર સમજાતું નથી—અરે! મારી પોતાની ઉત્પત્તિનું પ્રયોજન પણ કોઈક વાર હું સમજી શકતો નથી; પરન્તુ એવી અશ્રદ્ધાને ઊગતાં જ અટકાવવી એમ માની એ વિષે કંઈ પણ વિચાર કર્યા વિના હુ ઉપર્યુક્ત સિદ્ધાંતને તરત જ સ્વીકારી લઉં છુ. એ સ્વીકૃત સિદ્ધાંત મુજબ માંદગીનુ પણ કંઈ પ્રયોજન હોવું જોઈએ. એક પ્રયોજન તો ઉપર વિસ્તારથી—કદાચ વધારે પડતા વિસ્તારથી—દર્શાવ્યુ છે તેમ મનુષ્યને મહત્વ આપવાનુ છે. કેટલાક જન્મથી મહાપુરુષ હોય છે, કેટલાક મહાપુરુષત્વ સ્વબળે મેળવે છે, અને કેટલાકને માથે મહાપુરુષત્વ ઠોકી બેસાડવામાં આવે છે—એમ શેકસપિયરે પાડેલા ત્રણ વર્ગમા જે મનુષ્ય ન આવે તેને માંદગી મહાપુરુષત્વ બક્ષે છે

આપણા ધર્મે પ્રવૃત્તિ તેમ જ નિવૃત્તિ બંને માર્ગનો બોધ કર્યો છે, અને તેમાં નિવૃત્તિને પ્રાધાન્ય આપ્યુ છે. પરન્તુ જડવાદના આ જમાનામાં ધર્મ ને તેના બોધ તરફ ધ્યાન આપવાની યે કોને ફુરસદ છે? આપણાં જીવન એટલાં પ્રવૃત્તિમય થઈ ગયાં છે કે જતે દહાડે 'નિવૃત્તિ' શબ્દ શબ્દકોષમાંથી ય બહિષ્કૃત થાય તો કોઈને નવાઈ નહીં લાગે—નવાઈ, આટલા આટલા દિવસ શબ્દકોષમાં એ શબ્દને સ્થાન મળ્યું તેની જ લાગશે. મુંબઈ જેવા મોટા શહેરમાં તો જાણે ચોવીસ કલાક બજારમાં રહેતા હોઈએ એવું લાગે છે. આમ નિવૃત્તિ પોતે નિવૃત્ત થઈ વિલુપ્ત ન થઈ જાય માટે માંદગી તેની મદદે આવે છે. સગાંવહાલાં ને હિતેચ્છુઓની સલાહ—વિનંતી—આજીજીની અવગણના કરી, મનુષ્ય ધમાલમાં મચ્યો જ રહે તેને આખરે માંદગી પરાણે પથારીમાં સુવાડે છે. અને ગયા પછી

પણ પોતાની પાછળ એવી શક્તિ–કે અશક્તિ–મૂકી જાય છે કે જેથી લાંબા સમય સુધી તે માણસથી ઝાઝી પ્રવૃત્તિ કરી શકાતી નથી.

કેટલાક માણસોમાં એ જન્મથી જ પ્રવૃત્તિ વિરુદ્ધનાં બીજ રોપે છે. 'કામ કરવાનું મન થતું નથી, આળસ આવે છે' એ હંમેશની ફરિયાદ રહે છે. પ્રવૃત્તિપૂજક આજનો યુગ એમને સમજી શકતો નથી, આળસુ કહી તેમને નિન્દે છે. મૂર્ખ મનુષ્યો એવું માનતા નથી, જડ જમાનો એને સમજી શકતો નથી, દંભી દુનિયા એને ઓળખી શકતી નથી. 'કામ કરવા જરા મન થતું નથી' એમ કહેનાર તરફ હું બિલકુલ પણ તિરસ્કારની લાગણીથી જોતો નથી. એના તરફ મને પ્રેમ, સમભાવ, દયા, મમતા, સહાનુભૂતિ ઊપજે છે. ખરું પૂછો તો હું પણ એ જ વર્ગનો છું. હીંચકે પડી રહેવા સિવાય–બહુ થાય તો પત્તા પત્તા વાચવા સિવાય–બીજું કોઈ પણ કામ કરવું મને ગમતું નથી. પ્રકૃતિનાં સુંદરમાં સુંદર દૃશ્યો, સારામાં સારી ફિલ્મો અને નાટકો, કલાનાં લલિત પ્રદર્શનો–એ કંઈ પણ જોવા જવું મને ગમતું નથી. હા જો હું હીંચકે પડયો હોઉં ત્યાં દૃશ્યો આવીને ઊભાં રહે, એ નાટક તથા ફિલ્મો કોઈ આવીને મને બતાવી જાય, એ પ્રદર્શનો સન્મુખ આવીને ખડાં થાય તો મને ન ગમે એમ નહીં હું બહુ આનંદથી એ સર્વ જોઉં, પણ જોવા જવાનું હોય તો તો મને જરૂર કંટાળો આવે.

મનુષ્યના ખરેખરા સ્વભાવને અને લાગણીને પ્રગટ કરવાનું કાર્ય પણ આળસ જ કરે છે. શરીર ઢાંકવાને આપણે વસ્ત્રાદિની વ્યવસ્થા કરી છે, તેમ લાગણી તથા સ્વભાવનું સંગોપન કરવા આપણે કૃત્રિમ પ્રણાલિકાઓ દાખલ કરી છે. આળસી આવના મનુષ્યને જેમ લૂગડાંલત્તાનું બહુ ભાન રહેતું નથી, તેમ જ વર્તન, વાર્તાલાપ વગેરેમાં કૃત્રિમ પ્રણાલિકા જાળવવાનું પણ એને ભાન રહેતું નથી. આળસુ માણસને ઊંઘવાનું મન થતું હોય તો ગવર્નર જાતે એને મળવા આવે નોચે શું? એના તરફ પીઠ ફેરવી એ નિરાંતે ઊંઘવાનો જ. રોળધાલુઓના ડોળ આળસી આવતાં એક ક્ષણમાં સરી જાય છે બહારથી બહાદુરીનો દેખાવ કરનારા આળસીને વખતે કેવા કાયર બની જાય છે એ આપણા અનુભવની વાત છે અરે! 'એક વખતે ગાંડા ગોધાને મેં ડાંગો કાઢી નસાડી મૂક્યો હતો, અને પાંચસો માણસના ટોળાને એક બૂમ પાડી ગભરાવી નાખ્યું હતું મેં એકલાએ વગર હથિયારે ચાર ચોરને મારી મારીને તેમનો દમ કાઢી નાખ્યો હતો!' એવી પોતાની શૌર્યની બડાઈ હાંકનારાઓ, સાધારણ શરદી થતાં 'ઓ ડાક્ટરસાહેબ શું કરું? માથું બહુ દુખે છે. ઓ બાપુની બા! કંઈ માથે ચોપડની, 'ઓ ભાઈ! મને મટાડોની, આ તો નથી ખમાતું' એવી બૂમ પાડવા માંડે

ત્યારે એમનું વીરત્વ ક્યાં વિનષ્ટ થઈ ગયું અને આ દૌર્બલ્ય ક્યાંથી આવી ચડયું તે આપણાથી પ્રથમ તો સમજાતું નથી. પરંતુ પાછળથી આપણે જાણીએ છીએ કે કાયરતા એમનામાં પણ પ્રચ્છન્ન રૂપે હતી જ અને માંદગી આવતાં તે પ્રગટ થઈ છે. આથી ઊલટું, સામાન્ય રીતે નિર્બળ ને નિસ્તેજ જણાતા મનુષ્યમાં ગુપ્ત રહેલી સહનશક્તિ અને ધીરતા એની માંદગીના પ્રસંગે આપણે જાણી શકીએ છીએ.

માંદગીમાં ઘણી વાર મનુષ્યના ચિત્તની અભિવૃત્તિ પણ બદલાઈ જાય છે.

જેને સ્થૂલ વિષય સિવાય બીજી કોઈ પ્રવૃત્તિ ગમતી ન હોય, તેનું વલણ એકદમ આધ્યાત્મિક થઈ જાય છે. બેંકની ચોપડી સિવાય બીજી ચોપડી સામું જેણે કદી જોયું ન હોય, તે 'સ્વામી વિવેકાનંદના વચનામૃતો,' 'ચન્દ્રકાન્ત,' ને એવાં એવાં પુસ્તકો વાંચવા મંડી જાય છે. ભોજન સિવાય બીજી વાતમાં જેણે રસ ન લીધો હોય તે યોગની પ્રક્રિયાનો વિચાર કરવા માંડે છે. મને આથી ઊલટું જ થાય છે.

હું જ્યારે જ્યારે માંદો પડું છું, ત્યારે ત્યારે હમેશાં મારી વૃત્તિ કેવળ સ્થૂળ થઈ જાય છે. હુ સારો થઈશ ત્યાં સુધી કેરી મળતી હશે કે નહીં, ખીર જોડે કેળાંનું શાક, વેઢમી જોડે પાતરાં ને શીખંડ જોડે ઢોકળાંની પ્રથા દાખલ કરનાર પુરુષ કોણ હશે?– આવા આવા વિચારોમાં મારું મન ગૂંથાઈ જાય છે. એટલું જ નહીં, પણ જેમ કેટલાક પ્રાચીનતાના પક્ષપાતી ઉપદેશકો ને લેખકો સ્થૂલ વિષયમાં પણ આધ્યાત્મિક અર્થ ઘટાવે છે, તેમ આધ્યાત્મિક વિષયને હું સ્થૂલ બનાવું છું. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે 'રુદ્રોમાં હું શંકર છું', ઋતુમાં વસન્ત છું', સમાસમાં દ્વન્દ્વ છું' વગેરે વગેરે કહ્યું છે, ત્યારે 'સિક્કાઓમાં હુ ગીની છું, બેંકોમાં હુ બેંક ઑફ ઈંગ્લંડ છું', વેપારીઓમાં હું મારવાડી છું', ખાનારાઓમાં હું ચોબો છું', દેશી રાજાઓમાં હું નિઝામ છું', પ્રેસિડંટોમાં હું અમેરિકાનો પ્રેસિડંટ છું', બજારોમા હું શેરબજાર છું, ચોપડીઓમા હું બેંકની ચોપડી છું, અથાણાંમાં હું મેથીઆ કેરી છું, જમણમા હું વેઢમી છું', ભજિયામાં રતાળુનું ભજિયું છું,' એમ કહ્યું હોત તો યાદી કેવી સંપૂર્ણ થાત, એમ હું માંદો હોઉં છું ત્યારે ઘણી વખત મને થાય છે.

સમાજમાં સમાનતા સ્થાપવા માટે આપણે ગમે તેટલા પ્રયત્નો કરીએ, મંડળો કાઢીએ, ન્યાતનાં બંધનો તોડવા માટે નવી ન્યાત ઊભી કરીએ, પણ તેનાથી માત્ર વિષમતા જ વધે છે. મનુષ્યોમાં ખરેખરી સમાનતા માંદગી જ છે.

રોગના જંતુને મન ગવર્નર ને ઘાંચી, મિનિસ્ટર ને મોચી, બ્રાહ્મણ અને ભંગી, રામો ઘાટી ને રામનારાયણ શેઠ બધા જ સરખા છે. હા, પૈસાદાર માણસ મોટામાં મોટા ડૉક્ટરની સલાહ ને સારામાં સારી દવા લઈ શકે છે, અને ગરીબ તેમ કરી શકતો નથી, એ ખરું છે; પરંતુ તેથી કંઈ તેમની સ્થિતિમાં ખાસ ફેર પડતો નથી. માંદગી દરેક મનુષ્યના ગજા પ્રમાણે તેની કને ખર્ચ કરાવે છે. ગરીબ મનુષ્યને બે પૈસાની દવાથી આરામ થાય છે, મધ્યમ સ્થિતિના માણસને બે રૂપિયા ખરચવા પડે છે, અને ધનવાન પુરુષને બસો રૂપિયાનો ખર્ચ થાય છે. સામાન્ય મનુષ્યને જે રોગ ઘરગથ્થુ ઉપાયોથી મટી જાય છે, તે જ રોગને માટે શ્રીમાનને સ્પેશિયાલિસ્ટ બોલાવવો પડે છે.

પ્રત્યેક મનુષ્યમાં બીજા મનુષ્યને સલાહ આપવાની જન્મથી જ કોઈક અગમ્ય વૃત્તિ હોય છે. અને જ્યારે બીજો મનુષ્ય માંદો હોય ત્યારે તો એ વૃત્તિ સહસ્રગણી વધી જાય છે. માંદગીને વખતે પૈસા આપીને આપણે કોઈ કુશળ વૈદ્ય કે ડૉક્ટરની સલાહ લઈએ છીએ. પરંતુ એવે પ્રસંગે વગર પૈસે સલાહ આપનાર કેટલા બધા નીકળી આવે છે? અને આમાં કંઈ ખોટું નથી. માંદગી એટલી સર્વવ્યાપી છે કે પ્રત્યેકને તેનો અનુભવ થયો હોય છે અને તેથી દરેક પોતપોતાના અનુભવ પ્રમાણે સલાહ આપે છે, દરેક મનુષ્ય એકેક રોગનાં કંઈ નહીં તો સત્તરઅઢાર ઉપચાર તો જાણતો જ હોય છે. 'શરદી થઈ છે? તો એક કામ કરો, જરા મધમાં આદુનો રસ ભેળવી લો. તે ન ફાવે તો દૂધ વિનાની ચામાં તુલસીનાં પાંદડાં નાખીને પીઓ. તે નહીં તો પછી સુંઠ ઘસીને કપાળે ચોપડો, અથવા ગરમ દૂધમાં હળધર ને ઘી નાખીને તે પી જાઓ. કંઈ ન કરવું હોય તો સુદર્શનચૂર્ણ ફાકી જાઓ.' દેશી દવા ઠીક ન લાગે તો ક્વિનાઈન લો કે કેફીએસ્પિરિનની બે ટીકડી પાણી સાથે ગળી જાઓ. અથવા યુકેલિપ્ટસ ઑઈલનાં બે ટીપાં ખાંડમાં નાખી તે ખાઈ જાઓ.' આમ એક રોગ પર એક જ મનુષ્ય આપણને અનેક ઉપચાર બતાવે છે.

સામાન્ય સંજોગોમાં કોઈ સલાહ આપે તે આપણને જરા ગમતું નથી. મનુષ્યસ્વભાવ એવો વિચિત્ર છે કે જે કાર્ય કરવાની કોઈ એને સલાહ આપે તો એ એનાથી વિપરીત કાર્ય જ કરશે! કોઈક સુંદર ચાંદની રાતે મને ફરવા જવાનું મન થાય અને લુગડાં પહેરી હું બહાર જરા નીકળું, એટલામાં જો કોઈ આવી મને કહે કે, 'આવી સરસ રાતે પણ તમે ઘરમાં શું ભરાઈ રહ્યા છો? જરા ચંદનીમાં ફરી આવો' તો 'હું હમણાં જ બહારથી આવ્યો ને મને કંઈ બહાર ભટકવું ગમતું નથી' કહી કપડાં કાઢી નાખી

ચોપડી લઈ વાંચવા બેસી જાઉં! પરંતુ માંદગીને વખતે મારો સ્વભાવ તદ્દન ફેરવાઈ જાય છે. મને આપવામાં આવતી બધી સલાહ હું શાંત ચિત્તે સાંભળું છું. સાંભળું છું એટલુંજ નહીં, પણ તે પ્રમાણે વર્તવાનો પ્રયત્ન કરું છું! કબજિયાત એ મારો જૂનો, જાણીતો ને વફાદાર રોગ છે. એ મને છોડતો નથી, હું એને છોડતો નથી. અમને એકબીજાથી વિયુક્ત કરવા મને જાતજાતની સલાહ આપવામાં આવે છે. એક જણ આવીને સોનામખી લેવાની સલાહ આપે છે ને હુ તે લઉં છું. બીજો દિવેલનો આગ્રહ કરે છે, હું દિવેલ પીઉં છું. ત્રીજો પેરેફિનની સૂચના કરે છે ને હું પેરેફિનનો પ્રયોગ કરું છું. ચોથો હરડેનાં યશોગાન ગાય છે, હું હરડે ફાકું છું. પાંચમો એનિમાનો નિર્દેશ કરે છે ને હું એનિમાનો ઉપાસક બનું છુ. છઠ્ઠો એપ્સમ સૉલ્ટની ભલામણ કરે છે, હું એપ્સમ સૉલ્ટ અજમાવું છું. સાતમો એગેરોલની શક્તિ માટે ખાતરી આપે છે, ને હું એગેરોલનું સેવન કરું છું. કેટલાક મને ખોરાકમાં ફેરફાર કરવાની શીખામણ આપે છે, ને તે પ્રમાણે હું કોઈ વખત એકલા દૂધ પર તો કોઈ વખત એકલી છાશ પર, કોઈ વખત એકલા કેળા પર, તો કોઈ વખત એકલી શુલી પર રહું છું. આ બધાનું ફળ કોઈ આવતું નથી અથવા કબજિયાતની સાથે સાથે બીજી કોઈ વિક્રિયા થવા પૂરતું જ એવું ફળ આવે છે. આ જાણવા–અનુભવવા છતા હું હજી સલાહ લેતો જ જાઉં છું ને તે સલાહ પ્રમાણે વર્તતો જાઉં છું. મારી પેઠેજ બીજાં સર્વ પણ માંદગીને વખતે સલાહ લેવા આતુર થઈ જાય છે. આમ માંદગી અશ્રદ્ધાળુઓમાં પણ શ્રદ્ધા પ્રેરે છે.

મનુષ્ય એ કેવો નિર્બળ, અશક્ત, તુચ્છ, પામર જંતુ છે એ માંદગી બહુ સ્પષ્ટ રીતે દર્શાવે છે. માદગીમાંથી બચવા મનુષ્ય નિયમ ઘડે છે, તંદુરસ્તી જાળવવાનાં સાધનોની શોધ કરે છે અને માદગી એક ઝાપટે બધાં પર પાણી ફેરવે છે. તંદુરસ્તીના ઘણાખગ નિયમો પાળવા છતાં હું માંદો જ રહું છું, અને મારા એક મિત્ર છે તે તંદુરસ્તીના ઘણાખરા નિયમોનું ઉલ્લંઘન કરવા છતાં ઘણા તંદુરસ્ત રહે છે. હું જ્યારે કંટાળીને તંદુરસ્તીના નિયમોને તિલાંજલિ આપું છું, ત્યારે સારો થાઉં છુ. મારા એ મિત્ર કવચિત તંદુરસ્તીનો નિયમ પાળવા જાય છે ત્યારે માંદા થઈને પટકાઈ પડે છે! આમ નિયમિત રીતે થતું હોય તો હું હમેશ તદુરસ્તીના નિયમનો ભંગ કરી તંદુરસ્તી જાળવી શકું, પણ એમાં ય એક જાતનો નિયમ રહેતો નથી. હું કેટલાક એવા લોકોને ઓળખું છું કે જેઓ તંદુરસ્તીના નિયમો પ્રમાણે જોતાં, પા કલાકથી વધારે જીવવા જોઈતા નથી. પરંતુ તેઓ ગ્રામ્ય બાબામાં કહું તો 'ધાબડધીંગા' થઈને નિરાતે ફર્યા કરે છે; ને મારા એક ઓળખીતા

તદુરસ્તીના નિયમોના અનન્ય ઉપાસક, જેઓ માન ભાજી, ટામેટા ને એવા ત્રણે વિટામીનવાળા અન્ય પદાર્થો સિવાય બીજુ કશુ ખાતા નથી, તેઓ ઘણુખરુ હમેશ—મારા કરતા યે વધારે—માદા રહે છે

જાણકારો કહે છે કે મનુષ્યના શરીરમા જન્મથી જ બે જાતના જતુઓ વસે છે (૧) પ્રાણપોષક ને (૨) પ્રાણહારક જતુઓ આ બે જતુઓ વચ્ચે નિરતર યુદ્ધ ચાલતું હોય છે જ્યારે પ્રાણહારક જતુઓ બળવાન થાય છે ત્યારે મનુષ્ય માદો પડે છે, અને જ્યારે પ્રાણપોષક જતુ બળવાન થાય છે ત્યારે મનુષ્ય તદુરસ્ત રહે છે આમ મનુષ્યના જીવનમા માદગીનો એક નિગૂઢ પ્રવાહ તો સતત વહેતો જ હોય છે કવચિત કવચિત તેમા ઊર્મિઓ આવે છે, તરગો ઊછળે છે ને ત્યારે એના અસ્તિત્વનું ભાન થાય છે રસશાસ્ત્રની પરિભાષામા કહુ તો માદગીના પણ બે ભાવ છે (૧) સ્થાયિ ભાવ ને (૨) સચારિ ભાવ સાહિત્યમા સ્થાયિ ભાવની પુષ્ટિને અર્થે, અથવા તેને લીધે જેમ સચારિ ભાવ આણવામા આવે છે, તેમ માદગીની બાબતમા પણ અમુક સ્થાયિ રોગ હોય છે, તેને લીધે જ અથવા તેને પુષ્ટ કરવા માટે બીજા સચારિ રોગો આવે છે કેટલાકની માદગીનો સ્થાયિ ભાવ અશક્તિ, કેટલાકનો સ્થાયિ ભાવ શરદી, કેટલાકનો વાયુ, કેટલાકનો પિત્ત અને ઘણાઓને કબજિયાત છે એમાથી અથવા એને પુષ્ટ કરવા માટે અપચો, અનિદ્રા, શિરોવેદના વાયુ શરદી, ઉધરસ, ઇત્યાદિ અનેક સચારિ ભાવો મારા પર આક્રમણ કરે છે અને આમ મારા જીવનનો રસરાજ—માદગી—અવિરામ ધારે વહ્યા કરે છે

સાહિત્યમા કેટલાક રસને સ્થાને જેમ રસાભાસ હોય છે, તેમ માદગીની બાબતમા પણ કેટલાક દાખલાઓમા માદગીને બદલે માદગીનો આભાસ હોય છે ઘણા મનુષ્યો એવા હોય છે કે પોતાને કઈ પણ ન થયુ હોય તો ય પોતે ઘણા જ માદા છે એમ ધાર્યા કરે મારા એક ઓળખીતા ગૃહસ્થ પોતાને હમેશ એટલા માદા ધારે છે કે 'હુ' છ મહિનાથી હવે વધારે નહી જીવુ' એમ છ વર્ષથી એઓ કહે છે! એક સન્નારી પોતાના શરીરને એટલુ બધુ અશક્ત ધારે છે કે નાનુ છોકરુ પણ જો અડકશે તો તે ભાગી જશે એમ ધારી પોતાના ડિલને કોઈનો પણ સ્પર્શ થવા દેતા નથી અને જે જે રોગનાં વર્ણન આપણે વાચીએ છીએ, તે તે સર્વ રોગ આપણને જ થયા છે એમ તો આપણને કેટલીયે વાર લાગે છે! રજ્જુને વિષે સર્પના અધ્યારોપનું દૃષ્ટાત વેદાન્તશાસ્ત્રની પેઠે આ

બાબતમાં પણ લાગુ પાડી શકાય એમ છે. જેમ મનુષ્ય દોરડામાં સર્પનું આરોપણ કરે છે, નિર્ગુણ ને કૂટસ્થ આત્મામાં ગુણાદિનું આરોપણ કરે છે, તેમ એ સામાન્ય અપચામાં એપેન્ડિસાઈટિસનું, સાધારણ ઉધરસમાં દમનું, ક્ષુદ્ર અશક્તિમાં ક્ષયરોગનું આરોપણ કરે છે. અને માયાવિષ્ટ મનુષ્ય જન્મમરણના ચક્રમાં સપડાય છે તેમ એ વૈદ્યડૉક્ટરના ચક્કરમાં આવી જાય છે.

ખરેખરી માંદગી ન હોય ત્યારે તેનો ડોળ પણ કેટલીક મદદગાર થઈ પડે છે એ સર્વના અનુભવની વાત છે. રજા જોઈતી હોય, કાર્યમાં ભૂલ થઈ ગઈ હોય અને અમલદારને એકાએક નિવૃત્ત થવાની ફરજ પડે, સામાન્ય નોકરી કરનારાઓને મેચ વગેરે જોવા જવું હોય, ત્યારે માંદગીનો જ આશ્રય લેવો પડે છે. માંદગી ન હોય તો અસત્ય પર બંધાએલો આપણો ઘણો ખરો વ્યવહાર કેમ સચવાત તેની કલ્પના થઈ શકતી નથી. અને જેનો દંભ પણ આટલો કાર્યસાધક નીવડે છે તેની પોતાની અતુલ શક્તિ વિષે શું કહેવું ? મૌન જ ઉચિત છે.



> અને કાદવ ક્યાં નથી ? એ રસ્તા પર જ રહેતો નથી પણ આપણી આખી સંસ્કૃતિમા, આપણા વાગ્વિહાર ને સાહિત્યસર્જનમાં પણ એણે પ્રવેશ કર્યો છે. સ્થૂળ સ્વરૂપે એ આ રસ્તા પર વસે છે, પણ સૂક્ષ્મ રૂપે એ આપણા આખા જીવનમાં ઓતપ્રોત થઈ રહ્યો છે. કાદવ થતાં પહેલાં જેમ રજ આખા વાતાવરણમાં રહે છે, તેમ સૂક્ષ્મ રૂપે અનેક રાજસ વૃત્તિઓ આપણા માનસમાં વસતી જ હોય છે.

## ચોરોના બચાવમાં

સમાજે અનેકને અન્યાય કર્યા છે તે સર્વમા ચોરને તેણે કરેલો અન્યાય કદી પણ ન ભુસાય એવો છે ચૌર્યના કાર્યમા તે કોઈ પણ પ્રકારની મદદ કરતી નથી, તેને માટે શાળાઓ સ્થાપતી નથી, ચૌર્યના શાસ્ત્રીય ગ્રંથો રચતી નથી, કલાકોવિદોને ઇનામ આપતી નથી, એટલું જ નહીં પણ અનેકાનેક અતરાયો છતા પણ જે નરશાર્દુલો એ કલામાં પારંગત થાય છે, તેમને એ સરકારની મદદથી કેવા ક્ષુદ્ર ઉપાયો વડે કામ કરતા અટકાવે છે એ સર્વવિદિત છે

આમ છતા ચોરો તો સમાજ પર ઉપકાર કર્યા જ જાય છે. **शठ प्रत्यपि सत्यम्** નહીં તો **सुन्दरम्** તો તેઓ આચરે જ છે. ધારાસભામા દરેક જાતિ ને પ્રાતના આપણે પ્રતિનિધિઓ મોકલીએ છીએ, પણ ચોરના તરફથી પ્રતિનિધિ મોકલવાની કોઈ ને કેમ સુઝ નથી પડતી? હા, ધારાસભામા બેસનારાઓમાથી ઘણાને એ કલા તરફ પક્ષપાત હશે, પણ સત્તાવાર રીતે ચોરો તરફથી મોકલાએલો પ્રતિનિધિ તો ત્યા એકે હોતો નથી. આથી એ કલાના વિરોધીઓ ફાવી જાય અને ચોરોની વિરુદ્ધ પોતાને ફાવતા કાયદા ઘડ્યા જાય છે. પરતુ ઈશ્વરના રચેલા આ જગતમા અસત્ય કદી સત્યથી દબાતું નથી, અન્યાય ન્યાયથી કદી હારતો નથી અને શાઠ્ય સૌજન્યથી કદી પરાસ્ત થતું નથી, એટલુ શ્રદ્ધાળુ અને આસ્થાશીલ મનુષ્યને આશ્વાસનનુ કારણ છે.

સામાન્ય રીતે આપણે ચોરો તરફ તિરસ્કાર કે ભયની વૃત્તિથી જોઈએ છીએ. પરતુ જે વીરતા, ધૈર્ય, બુદ્ધિચાપલ્ય, સમયસૂચકતા, કાર્યતત્પરતા ઉદ્યોગપરાયણતા અને ખાસ કરીને મતાંતરસહિષ્ણુતા ચોરો દાખવે છે, તે જાણ્યા પછી તેમના તરફ માન સિવાય બીજી કોઈ પણ દૃષ્ટિથી જોવુ અશક્ય છે મારા એક વિદ્વાન મિત્ર કહે છે: 'નાનપણમાથી જ ચોરની અનેકાનેક પરાક્રમકથાઓ આપણા હૃદયમા કોતરાઈ ગએલી હોય છે. જે ભયમિશ્રિત પૂજ્યભાવથી પાપભીરુ ધર્મપરાયણ પુરુષો ઈશ્વર તરફ જુએ છે, તેના જ ભાવથી બાળકો ચોર તરફ જુએ છે જેના આગમનના અણસારા માત્રથી બા મૂગી બની જતી

અને ભાઈ (બાપા) માથેમોંએ ગોદડું ઓઢી લેતા તે અદભુત વ્યક્તિ તરફ તિરસ્કારની વૃત્તિ કેમ સંભવે?

ચોરો સમાજ પર એટએટલા ઉપકાર કરી રહ્યા છે કે તેની ગણના કરવા બેસીએ તો ફરીથી ઊભા થવા પામીએ નહીં. એમણે રીસાએલીનાં રીસામણાં છોડાવ્યા છે, માનિનીના કંઠમાં મૃદુતા મૂકી છે, ઉન્નિદ્રોને નિદ્રસ્થ બનાવ્યા છે, વકીલોનાં ગજવાં ભર્યાં છે, ભૈયા, પોલીસ વગેરે રક્ષકો સાથે મળી સહાયકારી મંડળો યોજ્યાં છે અને વર્તમાનપત્રોના અધિપતિઓને લખવાની મૂઝવણમાંથી મુક્ત કર્યા છે.

Distribution of Wealth (દ્રવ્યની વહેંચણી) એટલે શું તે ચોરો જ સમાજને સક્રિય રીતે સમજાવે છે. મારા એક મિત્રને અર્થશાસ્ત્રના અનેકાનેક પુસ્તકો વાંચ્યા છતાં જે સિદ્ધાંત સમજાતો નહોતો, તે જ્યારે એમને ઘેર ચોરી થઈ ને એમનું દ્રવ્ય વિભક્ત થઇ થોડું એમને ત્યાં રહ્યું ને થોડું ચોરને ત્યાં ગયું, ત્યારે એક રાતની અંદર સમજાઈ ગયો.

જેની પાસે અધિક દ્રવ્ય હોય છે તે ઓછા ધનવાળા પુરુષો તરફ તિરસ્કારથી જોતાં શીખે છે, અને ધનના મદમાં ભાન ભૂલી જાય છે. ચોરો આવા પુરુષોનું ધન હરી લઈ તેમને નમ્ર બનતાં શીખવે છે અને તેમના મદનું મર્દન કરી, તેમની આધ્યાત્મિક ઉન્નતિ કરવામાં સાધનભૂત થાય છે.

તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ અર્થ અનર્થનું મૂળ છે. ધનની માયામાં મુગ્ધ થઈ મનુષ્ય સંસારની જાળમાં ફસાતા જાય છે; અર્થોપાર્જન ને તેનાં સાધનોમાં રચ્યાપચ્યા રહી ઇશ્વિરોપાસનાથી વિમુખ થતા જાય છે. આવા અનર્થાવહ ધનની પીડામાથી મનુષ્યને મુક્ત કરનારા જગતમાં બે જ છે—એક સદ્‌ગુરુ અને બીજો સચ્ચોર. ને છતાં મનુષ્ય બન્નેને અન્યાય કર્યો જાય છે.

મહાત્મા ગાંધીએ કાયદાનો સવિનય ભંગ કરવાનો ઉપદેશ હજી હમણાં જ આપણને આપ્યો છે. પરંતુ ચોરો નિરંતર કાયદાનો સવિનય ભંગ કરતા જ આવ્યા છે. શસ્ત્ર રાખવાનો પરવાનો ન આપવાનો સરકારે કાયદો કર્યો છે, તે સૌ જાણે છે. ચોરોએ એ *કાયદાનો સવિનય ભંગ કરી આપણી નષ્ટ થતી* વીરશ્રીને બચાવી રાખી છે. અમુક સ્થળમાં રજા વગર પ્રવેશ ન થાય એવો કૃત્રિમ કાયદો કરી સમાજે **सबही भूमि गोपालकी यामें अटक कहाँ।** એ પુરાતન પવિત્ર નિયમનું ઉલ્લંઘન કર્યું છે. ચોરોએ એ કાયદાનો પણ સામા

મનુષ્યની લાગણી ઉશ્કેરવાનો પ્રસગ ન આવે તેની પૂરેપૂરી કાળજી રાખી ભગ કર્યો છે 'આ વસ્તુ મારી, બીજાથી એ ન લેવાય' એવા તુચ્છ મમતાદર્શક નિયમનો ભગ પણ ચોરોએ તમારી વસ્તુ બીજાથી લઈ શકાય છે એમ દર્શાવી કર્યો છે

ચોરો સમાજ પર આવા પરોપકારો કરી શકે છે, કારણ કે તેમનામા સામાન્ય જનસમૂહ કરતા માનસિક, હાર્દિક તેમ જ આત્મિક ગુણસપત્તિ ઘણી વિશેષ પ્રમાણમા હોય છે. અનેકની સામે એકલે હાથે ઝઝૂમતો વીર ચોર આપણને પ્રાચીન કાળના રજપૂતોની વીરતાનું સ્મરણ કરાવે છે આપણા કરતા એ લોકો કેટલા વધારે બહાદૂર છે તેનો ખ્યાલ, પચાસ આદમીઓ, ચાલીસ પોલીસો અને દોઢ હજાર સ્ત્રીઓ મળીને જ્યારે એક ચોરને નથી પકડી શકતા ત્યારે આવે છે આપણી આધુનિક નિષ્પ્રાણ શારીરિક અવસ્થામા જગત સમક્ષ આપણે ગૌરવ પૂર્વક કોઈનો પણ નિર્દેશ કરી શકીએ એમ હોય તો તે ચોરોનો જ છે અગદકૂદકો, હનુમાનકૂદકો, ત્વરિત ગતિની હરીફાઈ, સતાકૂકડી વગેરે રમતોમા આપણી પ્રજાનું ઊજળુ મો રાખનાર આપણા ચોરો જ છે **क्षमा वीरस्य भूषणम् ॥** એ ન્યાયે આવી અદ્‌ભુત વીરતા સાથે તેમનામા ક્ષમાનો ગુણ પણ અતિ વિરલ પ્રમાણમા જોવામા આવે છે. અધારી રાતે સુખવિલાસનો પરિત્યાગ કરી, માથે કઈ કઈ ચિંતાઓ વહોરી, પારકા ઘરમા પ્રવેશ કરી, અને અપરિચિત વસ્તુઓ સાથે અથડાઈકુટાઈ જ્યારે એ તિજોરીનુ તળિયુ ખાલી જોતો હશે, ત્યારે એની વૃત્તિ કેવી થતી હશે તેની કલ્પના કરવી મુશ્કેલ નથી કોઈ પણ મનુષ્યને ક્રોધ ચડે તેવી અવસ્થામા આ યા છતા ખીજવાટની બૂમ સરખી પણ એ પાડતો નથી ઘરનો માલિક નિ સહાય નિર્બળ છે, એમ જાણ્યા છતા પણ તેનો અયોગ્ય લાભ લેતો નથી, એટલુ જ નહિ પણ સૂતો હોય તો તેની ઊંઘમા ખલેલ પણ પહોચાડતો નથી ! એ બધાયે હોય, આસપાસ હજારો આદમી ઊભા હોય ત્યારે કેટલાયે પુરુષોની વીરતા જાગ્રત થાય છે. તેઓ એની નિ સહાય નિ શસ્ત્ર અવસ્થાનો લાભ લઈ એના પર પ્રહારો કરે છે ખીઓ તો મોમા પાણી ભરી લાવી દૂર ઊભા રહી એના પર કોગળો કરી જાય છે ! છતા મુખમાથી કટુ વેણ સરખુ એ કાઢતો નથી નિસ્ત્રૈગુણ્યના પથમા વિચરતા, ાસીન, સ્થિતપ્રજ્ઞ યોગી સમો એ સર્વ લીલા જોયા કરે છે મુખ પર કોઈ પણ પ્રકારનો વિકાર એ દાખવતો નથી કેવી અપૂર્વ ક્ષમાવૃત્તિ ને કેવો અદ્‌ભુત સયમ !

બુદ્ધિવૈભવમા તેમની તુલનામાં આવે એવા પુરુષો વિરલ જ હશે. વકીલોની તકરાર સાંભળી, પુરાવાઓ તપાસી, જ્યુરીની મદદથી અમુક મનુષ્ય ગુનેગાર છે કે નહીં તેનો નિર્ણય કરવા જેટલી બુદ્ધિની જરૂર પડે છે, તેના કરતાં કેટલી વધારે બુદ્ધિની આવશ્યકતા, પરાયા મનુષ્યના ઘરની આંતરવ્યવસ્થા જોયા વગર, તેની તિજોરી ક્યાં રહેતી હશે તે શોધી કાઢવામાં, તે શોધી કાઢ્યા પછી પણ તેમાથી ગ્રાહ્ય વસ્તુનું ગ્રહણ કરવામા, અને ગ્રહણ કરેલી વસ્તુનું સંગોપન કરી તેનું રક્ષણ કરવામાં—ટૂંકામાં યોગ અને ક્ષેમની સિધ્ધિ કરવામાં—છે, તે જો ન્યાયાધીશ જાણે તો પોતે ન્યાયાસન પરથી ઊતરી પાંજરામાં ઊભેલા ચોરસિંહને એ આસન પર સ્થાપિત કરે. આપણા અનેક કેળવાએલા પુરુષો કરતા તેમનું જ્ઞાન ઘણું વધારે સંગીન, ઊંડું અને અનેકદેશી હોય છે. તાળા તથા તિજોરીઓના રચનાત્મક કાર્ય તેમ જ ધ્વંસાત્મક પ્રતિકાર્યનું તેમને અદ્ભુત જ્ઞાન હોય છે. કઈ ભીંત પોલી છે તે કડિયાની મદદ વગર માત્ર દૃષ્ટિનિક્ષેપથી તેઓ કહી શકે છે. આપણને આપણા જ ઘરમા પ્રવેશ કરવાના બેત્રણથી વધારે રસ્તાનું જ્ઞાન હોતું નથી. મોડી રાતે આપણા અવાજથી આખા જગતને ગજાવી મૂકવાનો ઠરાવ કરીને ઘરવાળાઓ નિદ્રાવશ થઈ ગયાં હોય, ને બની શકે તેટલો મોટો અવાજ કાઢ્યા છતાં પણ તેમને ઉઠાડી શકવાને આપણે અશકત થઈએ, ત્યારે 'એટલા પર જ રાત ગાળવી પડશે કે શુ?' એવા વિચારથી આપણી સ્થિતિ કેવી કરુણ થઈ જાય છે, તે ઘણાની અનુભવસિદ્ધ વાત હશે પરંતુ ચોરો તો ગમે તેવી પ્રતિકૂળ પરિસ્થિતિમા પણ કોઈને જગાડ્યા વિના, તમારા ઘરના ત્રીજા માળની બંધ ઓરડીમા પ્રવેશ કરવાનો માર્ગ શોધી કાઢે છે! આપણે હાથે મૂકેલી વસ્તુ ઘણી વખત આપણને જડતી નથી. એ લોકો ગમે તેણે ગમે ત્યાં સંતાડેલી વસ્તુ ખોળી કાઢે છે. ઊંઘ ન આવતી હોય ને વાચવાને માટે આપણે ચોપડી લેવા જઈએ તે વેળા દીવો ઝાંખો થઇ ગયો હોય, તો આપણે ખુરસી કે કબાટ સાથે સત્તર વાર અફળાઈએ અથવા એકાદ ગોળ ટેબલની આસપાસ ભમ્યા જ કરીએ. પરંતુ ચોરોનાં નયન તો અંધારામાં વિશેષ સતેજ થાય છે. આપણા ભરેલા ઘરમાં એકાદ પારકો માણસ આવ્યો છે એટલું જાણતામાં જ આપણે બેભાન થઈ જઈએ. એ તો પારકા ઘરમાં જાણીબુઝીને એકલો આવ્યા છતાં ગભરાતો નથી, પણ હિંમતથી, દૃઢતાથી પોતાનું કાર્ય આરોપી લે છે.

**Plain living and high thinking** (સાદું જીવન અને ઉચ્ચ વિચારો)માં જ એ જીવન વ્યતીત કરે છે. આપણા વૈભવવિલાસાદિથી એ કેવળ અજાણ્યો હોય છે. મહાત્મા ગાંધીએ માત્ર કચ્છ પહેરવા માંડ્યો ત્યારે આપણે

અંકિત થયા હતા. એ તો હંમેશ કચ્છ જ પહેરે છે, એટલું જ નહિ પણ કવચિત્ અન્ય મનુષ્યને પણ કચ્છ જેટલું રાખી બીજાં વસ્ત્રો કઢાવી નાખી મહાત્મા ગાંધીની કોટિએ પહોંચાડે છે! સત્સંગ એનો જીવનમંત્ર છે. પ્રતિષ્ઠિત પુરુષના ઘરમાં જવાની એને હમેશ ઉત્કંઠા હોય છે. 'એકાદશીઓ'જીવનાં જાગરણ અતિ કઠણ તને લાગે' એ દયારામનો આક્ષેપ એને લાગુ પડી શકતો નથી. એકાદશી જ નહીં પણ બીજાં અનેક પર્વના પ્રસંગે એ જાગરણ કરે છે. **या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी॥** એ ગીતાવાક્ય એને જ માટે લખાયું હોય એમ લાગે છે. આપણા કરતાં જીવનનો મોહ પણ એને ઓછો હોય છે. આપણા કરતા સાહસવૃત્તિ એનામાં ઘણી વધારે હોય છે. કોલમ્બસે એક ખંડ શોધ્યો તેમા એ પ્રખ્યાત થઈ ગયો. એ તો હમેશ નવનવા ભૌગોલિક ખંડો શોધ્યા જ કરે છે. પરંતુ કીર્તિનો એને લોભ નથી. કીર્તિથી તો ઊલટો એ દૂર નાસે છે. અણધારી કીર્તિ આવી મળે, લોકમાં પોતાનું નામ પ્રસરી જાય તો એ પોતાનો ચહેરો ને નામ પણ ફેરવી નાખે છે! લોકો મળવા આવે એવા ભયથી જ્યાં કોઈ ન આવે એવા સ્થળમાં નિવાસ કરે છે અને સાધુજનોચિત એકાંત જીવન ગુજારે છે. વર્તમાનપત્રમાં પોતાની છબી કે નામ આવે તેમાં એને જરા પણ ખુશાલી થતી નથી. લોકોમાં એ ભળે છે, પણ તે માત્ર કાર્ય પૂરતો જ. લોકોથી એ અલિપ્ત રહે છે. ઘેર ઘેર ફરીને એ લોકોની ખબર રાખે છે; એની ખબર કોઈ ન રાખે તેની એને પરવા હોતી નથી. પ્રારબ્ધ પર એને પૂરેપૂરી શ્રદ્ધા હોય છે, પણ પુરુષાર્થનો એ ત્યાગ કરતો નથી. બંધન ને મુક્તિનો આ ભવમાં સદેહે એ અનેક વાર અનુભવ કરે છે. પરમહંસ સન્યાસીની પેઠે બંધનોથી છૂટી મુક્તિ મેળવવા એ ભયંકર તપશ્ચર્યા કરે છે. બદ્ધ દશામાં પણ એ વૈભવવિલાસની માયામાં ન ફસતાં, દેહદમન કરી, નિયમિત જીવન ગાળી મુક્તિ મેળવવા તલસે છે; ને માયા કરતાં મજબૂત એવા ભીંતના આવરણને જ્ઞાન ને ઓજારની સહાયતાથી ભેદે છે. જગતના વિધિનિષેધથી એ પર હોય છે. **वेदास्तस्य अवेदा भवन्ति।** એ ન્યાયે વેદ કે શાસ્ત્રોની આજ્ઞાનું પરિપાલન કરવાને એ બંધાયો નથી. બ્રહ્મજ્ઞાનીની પેઠે એ હમેશ સર્વતંત્રસ્વતંત્ર હોય છે; ને છતાં બ્રહ્મજ્ઞાનીની પેઠે એ જાણતો નથી કે 'મને બ્રહ્મજ્ઞાન થયું છે.'

આ દ્રવ્યચોરોને જ આપણે અન્યાય કરી રહ્યા છીએ. બીજા અનેક પ્રકારના ચોરો આપણી વચ્ચે વસે છે. તેમની કાં તો આપણે ખુશામદ કરીએ છીએ કે કાં તો તેમનું અનુકરણ કરીએ છીએ. જેને વિજેતા પ્રજા 'Right of conquest' ( વિજયાધિકાર ) માનીને પારકાની ભૂમિ પોતાના કબજામાં

લે છે તે એક પ્રકારની ચોરી નહીં તો બીજું શું? પણ એ ચોરીને આપણે 'વિજયના મહા નામે ઓળખીએ છીએ. મોટી મોટી લિમિટેડ કંપનીઓના ડિરેક્ટરો આ કળાનો કેટલી વાર અમલ કરે છે તે ક્યાં અજાણ્યું છે? પ્રખર સનાતન ધર્માવલંબી ધારી ને ચોટલી સમેત ભૈયાની દુકાનના ખૂણામાં ભરાઈ 'લેમન' પીતો હોય તો તે ચોરી ન કહેવાય? કલબમાં પાનાં રમવા જવું હોય ને ત્યાં મોડું થવાનો સંભવ હોય, ત્યારે પોતાની સ્ત્રીને 'મારે આજે ઓફિસમાંથી આવતાં મોડું થશે' એમ કહેનાર મનુષ્યો ઓછા છે? ખરું જોતાં તો મનુષ્ય જન્મથી જ ચોર હોય છે. નકલ એ એક પ્રકારની ચોરી જ છે. બાળક નાનપણથી પોતાના સમાગમમાં આવનાર મનુષ્યોની ભાષા, ચાલ વગેરે ચોરવાનો પ્રયત્ન કરે છે. આપણાં રીતરિવાજ, રૂઢિપ્રણાલિકાઓ એ સર્વ આપણા પૂર્વજોની આપણે સગર્વ ચોરેલી મિલકત સિવાય બીજું શું છે? આપણા રસરાજ કૃષ્ણ ભગવાન પણ 'માખણચોર' નહોતા?

ચોરી ચાર પ્રકારની છે: હૃદયની ચોરી, લગ્નની ચોરી, સાહિત્યની ચોરી ને દ્રવ્યાદિની ચોરી. હૃદયની ચોરી કરનારને કોઈ સજા કરતું નથી. ઊલટું હૃદયચોરને ચરણે ચોરાએલા હૃદયવાળી વ્યક્તિ પ્રાણ પાથરવા તત્પર બને છે' લગ્નની ચોરી હૃદયમાં અવનવા ભાવો પ્રગટાવે છે, અપૂર્વ આહ્લાદજનક લાગે છે, ને તેની રક્ષા કરવા માટે જેને ઘેર ચોરી બંધાઈ હોય છે તે કેટલો શ્રમ લે છે? સાહિત્યમાં તો ચોરી ચાલે' એ સિદ્ધાંત સર્વવ્યાપી થઈ ગયો છે. સાહિત્યકાર તો ડગલે ને પગલે ચોરી કરતાં અચકાતો નથી. જીવનમાંથી કે સમાજમાંથી એ પોતાના પાત્રો ચોરી લે છે. અરે, એ ચોરી સફળ થાય છે તો એની કૃતિ ઘણી realistic (વાસ્તવિક) ગણાઈ ને સર્વત્ર પ્રશંસા પામે છે! આ સિવાય વેપારની ચોરી, કિસબની ચોરી, કલાની ચોરી વગેરે લોકમાં આદર પામે છે.

આમ હૃદયની ચોરીનાં કવિઓ યશોગાન ગાય, લગ્નની ચોરી જીવનની અનન્ય લ્હાણ લેખાય, સાહિત્યમાં ચોરી પ્રશસ્ય ગણાય, કિસબચોરી ઉત્તેજનપાત્ર મનાય તો દ્રવ્યચોરીને આપણાથી શિક્ષાયોગ્ય શી રીતે ઠેરવાય? ઇતર સર્વ ચોરીની પેઠે એ પણ શ્લાઘ્ય ને અનુકરણીય જ છે.

★

## અજ્ઞાન

કહેવાય છે કે જ્ઞાનને સીમા નથી, પરંતુ ખરુ જોતાં અજ્ઞાનને સીમા નથી. વસ્તુને સીમા હોય, વસ્તુના અભાવને કદી હોય? કોઈ પણ મનુષ્યનું કોઈ પણ વિષય પરત્વેનુ જ્ઞાન કેટલું છે તે જાણી શકાય, પરંતુ એના અજ્ઞાનનું જ્ઞાન કોઈને થઈ શકે નહિ જ્ઞાનને સીમા નથી એમ કહેનારનું જ્ઞાન ઘણું જ સીમાબદ્ધ-મર્યાદિત હશે. વસ્તુતઃ એ વાક્યનો અર્થ અજ્ઞાનને સીમા નથી એટલો જ સમજવાનો છે. કોઈ પણ મનુષ્યને જે વિષયનુ વધારેમાં વધારે જ્ઞાન હોય, તે વિષયમા પણ એણે મેળવેલા જ્ઞાન કરતાં એને મેળવવાનું જ્ઞાન ઘણું વધારે બાકી હોય છે, અર્થાત્ જે વિષયમા એ નિષ્ણાત હોય છે તેમાં પણ એનું જ્ઞાન મર્યાદિત અને અજ્ઞાન નિઃસીમ હોય છે. જ્યોતિષશાસ્ત્ર, વાયુચક્રશાસ્ત્ર, નૃવંશવિદ્યા, કૃષિશાસ્ત્ર, હયવિદ્યા, ગજશાસ્ત્ર ઇત્યાદિ વિષયના પ્રખર નિષ્ણાતોના જ્ઞાન સાથે, મારા તે વિષયના અજ્ઞાનની તુલના કરતાં તેમનું જ્ઞાન કંઈ વિસાતમાં નથી. તત્ત્વદૃષ્ટિએ જોતાં જ્ઞાન હંમેશા મર્યાદિત અને અજ્ઞાન નિર્મર્યાદ છે. જ્ઞાન એ તો અજ્ઞાનને માપવાની ફૂટપટી માત્ર છે-અને તે યે નિષ્ફળ સાધન.

જ્ઞાનનો ઉદય થતાં જગતનુ ભાન જતું રહે છે, એમ તત્ત્વવેત્તાઓ કહે છે તે પણ એટલું જ દર્શાવે છે કે જગતમાં અજ્ઞાનનો અભાવ થતાં આકર્ષણ જેવું કાંઈ જ રહેતું નથી. અજ્ઞાન વડે જ જગતનો વ્યવહાર ચાલે છે. પરમ જ્ઞાનમૂર્તિ ઈશ્વરે આપણને અજ્ઞાનની બક્ષીસ કરી છે. એ પોતે આપણાથી અજ્ઞાત રહ્યો છે. આપણા પોતાના જીવન વિષે એણે આપણને અજ્ઞ રાખ્યા છે. આપણને જે જે વસ્તુ ને વિષય સાથે સંપર્ક છે તે તે સર્વ બાબતમાં એણે આપણને અજ્ઞાની રાખ્યા છે. જગતનાં પ્રથમ સ્ત્રીપુરૂષે જ્ઞાનનો આસ્વાદ લીધો, તેટલા માટે એણે સ્વર્ગમાંથી તેમને ધકેલી કાઢી, આખી માનવજાતને મૃત્યુની શિક્ષા કરી તે શું સૂચવે છે? ઈશ્વર આપણે અજ્ઞાની રહીએ એમ ઇચ્છે છે.

અને ઈશ્વરી બક્ષીસ કદી પણ દુઃખદાયક હોય? સંતોષી કરતાં પણ અજ્ઞાની વધારે સુખી છે. જ્ઞાન એટલે જ દુઃખ. જેમ સ્વસ્થતાનું આપણને

સામાન્યતઃ ભાન હોતુ નથી, પણ અસ્વસ્થતાનું જ ભાન થાય છે, જેમ ઇંદ્રિયોના અકુંઠિત વ્યાપાર વખતે કોઈ પણ પ્રકારનો અવરોધ આવતા તરત જ સંવેદન થાય છે, તેમ અજ્ઞાન સ્થિતિમા દુઃખની લાગણી થતી નથી, પણ જ્ઞાનની દશામાં જ દુઃખાનુભવોનો સંભવ રહે છે. બેભાન થયેલા માણસને કાંઈ પણ શારીરિક કષ્ટ થતું નથી-લાગતું નથી તેનુ આ જ કારણ છે શસ્ત્રક્રિયાને પ્રસંગે ડૉક્ટરો દર્દીને પહેલાં ક્લોરોફોર્મ કે અન્ય ઉપચારથી બેભાન બનાવે છે, અને પછી જ શસ્ત્રપ્રયોગ આદરે છે, તો કુશળમા કુશળ ડૉક્ટર એવો પરમેશ્વર મનુષ્યને કોઈ પણ પ્રકારનો દુઃખાનુભાવ ન થાય તેટલા માટે તેને સર્વદેશીય અજ્ઞાન બક્ષે એમાં શી નવાઈ?

બાળકને આપણે પ્રભુના પયગમ્બર માનીએ છીએ. પણ પ્રભુના એ પયગમ્બરોનો સદેશ ઝીલવા આપણે કદી પણ તત્પરતા બનાવતા નથી, એટલું જ નહિ, પણ એ સદેશ શો છે તે જાણવાની પણ પરવા કરતા નથી. બાળક આપણને અજ્ઞાન કેળવવાનો સદેશ આપે છે. બાળકને જ્ઞાનપ્રાપ્તિ તરફ કેટલો અણગમો હોય છે, નિશાળે જતા બાળકને કેટલું દુઃખ થાય છે એ સર્વવિદિત છે. સંતપુરુષો સ્વર્ગમા જવા માટે આપણને બાળક જેવા બનવાનુ કહે છે, તેનો અર્થ પણ એટલો જ થાય છે કે બાળક જેવા જ્ઞાનવિહોણા બનો. 'આ વિષયમાં એ બાળક જેવો છે' એ વાકયમા બાળક શબ્દનો અર્થ પણ, લક્ષણાવ્યાપારથી, અજ્ઞ થાય છે. એ પણ બાળકના અજ્ઞાનનું જ સૂચક છે.

આપણા સપર્કમા આવનારી વ્યક્તિઓ અને વિષયો પરત્વેનું અજ્ઞાન જ આપણા સર્વ સુખનુ મૂળ છે. ઘરના બનાવો કરતા બહારના આપણે વધારે ધ્યાન ખેચે છે તેનુ કારણ પણ કદાચ આ જ હશે અમેરિકાના એક ખૂણામાં આવેલા ઘરમાં શો ગોટાળો ચાલે છે તે જાણવાથી આપણને ઝાઝું નુકસાન નથી. પણ આપણા ઘરમા ચાલતા ગોટાળાનું જ્ઞાન આપણને અવશ્ય દુઃખકર થવાનું. આપણા સંબંધમાં આવનારી સર્વ વ્યક્તિઓનું આપણને સંપૂર્ણ જ્ઞાન થાય અને આપણા વિષે તેમને સંપૂર્ણ જ્ઞાન થાય તો પછી સારા જગતનો મહા પ્રશ્ન એક જ રહે : આખી દુનિયાએ આપઘાત કયાં ને કેવી રીતે કરવો?

અને અજ્ઞાનમાંથી કેટકેટલી ઉપયોગી ને લલિત કલાઓ જન્મી છે? બડાઈ મારવાની કલા, સાહિત્યાદિની સર્જનકલા, વર્તમાનપત્ર તથા સામયિકો ચલાવવાની કલા, રાજ કરવાની ને રાજભક્તિ દાખવવાની કલા, જ્ઞાની હોવાનું પ્રદર્શન કરવાની કલા ઇત્યાદિ વિવિધ કલાઓનું પ્રભવસ્થાન અજ્ઞાન જ છે.

## કાદવ

કાદવ! એના પર લેખ હોય? શીર્ષક વાંચીને કોઈકને કદાચ પ્રશ્ન કરવાનું મન થશે. પણ ચોમાસાની ઋતુમાં, ખાસ કરીને હું રહું છું તે પુણ્યભૂમિમાં, કાદવ સિવાય બીજી કોઈ વસ્તુનો વિચાર આવવો મુશ્કેલ લાગે છે. બહાર જતાં રસ્તામા એનાં જ દર્શન થાય છે ઘેર આવતા પગ પર નજર પડે છે ને 'કાદવ સત્ય, જગત મિથ્યા' એમ ભાન થાય છે.

ચરણ દ્વારા મગજમા પ્રવેશ કરી શકાય છે એ સૂત્રનું કાદવને બહુ સારું જ્ઞાન હોય એમ લાગે છે. આપણામા દેવને, ગુરુને ને પૂજ્ય જનોને પગે લાગવાનુ મહાત્મ્ય ગણાય છે તે ખોટું નથી. કોઈકને પગે લાગીને જ તેના મગજમા આપણે પેસી શકીએ છીએ. એ પ્રમાણે કાદવ પણ મારા પગે લાગી લાગીને મગજમાં એટલો તો પેસી ગયો છે કે આ રીતે એને બહાર કાઢ્યા વગર મારો છૂટકો નથી.

નર્મદને સર્વ ઋતુઓમાં વર્ષા સૌથી વધારે ગમતી. નવલરામે પણ 'ચોમાસાના ચાર માસ છે સારા રે' એમ કહી ચોમાસાનાં વખાણ કર્યાં છે. 'ચાર જો નકામા જાય, તો બીજા આઠે વ્યર્થ થાય છે' એમ કહી ઉખાણા દ્વારા ચોમાસાના ચાર માસની, બીજા આઠ માસ કરતા શ્રેષ્ઠતા લાબા કાળથી લોકોએ સ્થાપિત કરી છે. સામાન્ય રીતે ઋતુરાજનુ બિરુદ વસંતને મળ્યુ છે, પરંતુ ચોમાસાના ચાહનારાઓ પણ છે ને તે પણ ખેડૂતો જેવા નહિ, પણ કવિઓ સુદ્ધા!

વસંત કરતા વર્ષા વધારે રમણીય છે કે નહિ તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે. પણ એક રીતે જોતા વસંતમા એકલી પૃથ્વી બદલાય છે, પણ ચોમાસામા તો પૃથ્વી ને આકાશ બંનેનાં પરિવર્તન થઈ જાય છે, એટલે વસંત કરતાં વર્ષાની શક્તિ વધારે છે એમ તો કહી શકાય. અને **क्षणे क्षणे यन्नवतामुपैति, तदेव रूपं रमणीयतायाः।** (ક્ષણે ક્ષણે જે નવીનતા ધારણ કરે તે જ રમણીયતાનુ સ્વરૂપ છે.) એવી રમણીયતાની વ્યાખ્યા

અમારા સાહિત્યરસિક મિત્રને પોતે બધી જ ભાષાનાં બધાં જ પુસ્તકો વાંચ્યાં છે એમ જુદી જુદી રીતે સૂચવવાની ટેવ હતી. એમને કોઈકે પૂછ્યું: 'તમે સ્કૉટનું 'ટેલિસમેન' વાંચ્યું છે?'

'વાહ! નહિ?' 'કેવું છે?' 'બહુ જ સુંદર.'

'આઇવેનહો?' 'આઇવેનહો તો અદ્‌ભુત છે.'

'કેનિલવર્થ કેવું લાગ્યું?' 'કેનિલવર્થ પણ ઘણું ઉત્તમ છે.'

'રોબરૉય?' 'એ પણ સરસ છે.'

એમણે આમાંથી એક પણ પુસ્તક વાંચ્યું નથી એમ જાણનારા બીજા એક જણે ધીરે રહીને પૂછ્યું: "સ્કૉટનું 'ઇમિલઝન' એ તમને કેવુંક લાગ્યું?"

'ઇમિલઝન? ઇમિલઝન તો મેં સાત વાર વાંચ્યું છે. જેટલી વાર વાંચ્યું તેટલી વાર હું રડ્યો છું.' એમણે જવાબ દીધો અને બધા કેમ એકાએક હસી પડ્યા તે ન સમજાયાથી ઘવાએલા ગૌરવનો ભાવ મુખ પર લાવી મૂંગા થઈ ગયા.

મારા બીજા એક ઓળખીતા ગૃહસ્થ પોતાને બધા મહાપુરુષો સાથે ઘરવટનો સંબંધ છે એમ દર્શાવવા હમેશ આતુર રહે છે. પહેલાં તો હું એમની વાત સત્ય માનતો, પણ પછી એમની ભલામણચિઠ્ઠી લઈને એકબે મોટા માણસને મળવા ગએલો અને ત્યાંથી 'હું એ ભાઈને ઓળખતો નથી, એવું નામ પણ મેં નથી સાંભળ્યું' એવાં વચન સાંભળી વીલે મુખે પાછો ફરેલો, ત્યારથી મેં એમની વાત માનવી છોડી દીધી છે.

લોકો જ્ઞાનનો આમ ઢોંગ શા માટે કરતા હશે તે હું સમજી શકતો નથી. જગતમાં અજ્ઞાન નહિ, પણ જ્ઞાન જ ઉપહાસપાત્ર ગણાય છે. પોતાનાં વહુછોકરાંને, અરે! પોતાની જાતને પણ ભૂલી જનારા પ્રોફેસરોની દંતકથાઓ જોડાય છે. જ્ઞાનનું દાન કરનારા શિક્ષકો 'પંતુજી' ગણાય છે. સારી તબિયતવાળા કોઈક નિર્બળ શરીરવાળાને દર્શાવી 'ભણેલાનાં શરીર આવાં થઈ જાય' એમ તિરસ્કારથી કહે છે. અભણ વેપારીઓ ગ્રૅજ્યુએટોને વેદિયા ઢોરની ઉપમા આપે છે. 'ભણે તે ઘોડે ચડે ને ના ભણે તે દીવો ધરે' એમ અસલ કહેવાતું, તેને બદલે આજે 'ભણે તે ભૂખે મરે ને ના ભણે તે વેપાર કે સટ્ટો કરે' એમ મનાય છે. આમ જ્ઞાન ને જ્ઞાનીઓનો જ્યાંત્યાં ઉપહાસ કરવામાં આવે છે. એમ છતાં અજ્ઞાનીઓ—ખુદ વેપારીઓ ને ધનવાનો સુદ્ધાં—જ્ઞાનનો ઢોંગ કરી શા માટે ઉપહાસપાત્ર બનતા હશે?

ગરીબાઈની પેઠે અજ્ઞાન પણ શરમનું કારણ નથી, પણ અજ્ઞાનને ઢાંકવાનો પ્રયત્ન લજ્જાસ્પદ છે. અજ્ઞાન એટલે નિખાલસ નિર્દોષતા, એને કોઈ પણ પ્રકારનો સાધને આવરવા પ્રયાસ કરવો એ મૂર્ખતા નહિ તો બીજું શું?



## કાદવ

કાદવ! એના પર લેખ હોય? શીર્ષક વાચીને કોઈકને કદાચ પ્રશ્ન કરવાનુ મન થશે પણ ચોમાસાની ઋતુમા, ખાસ કરીને હુ રહુ છુ તે પુણ્યભૂમિમા, કાદવ સિવાય બીજી કોઈ વસ્તુનો વિચાર આવવો મુશ્કેલ લાગે છે બહાર જતા રસ્તામા એના જ દર્શન થાય છે ઘેર આવતા પગ પર નજર પડે છે ને 'કાદવ સત્ય, જગત મિથ્યા' એમ ભાન થાય છે

ચરણ દ્વારા મગજમા પ્રવેશ કરી શકાય છે એ સૂત્રનુ કાદવને બહુ સારુ જ્ઞાન હોય એમ લાગે છે આપણામા દેવને, ગુરુને ને પૂજ્ય જનોને પગે લાગવાનુ મહાત્મ્ય ગણાય છે તે ખોટુ નથી. કોઈકને પગે લાગીને જ તેના મગજમા આપણે પેસી શકીએ છીએ એ પ્રમાણે કાદવ પણ મારા પગે લાગી લાગીને મગજમા એટલો તો પેસી ગયો છે કે આ રીતે એને બહાર કાઢ્યા વગર મારો છૂટકો નથી.

નર્મદને સર્વ ઋતુઓમા વર્ષા સૌથી વધારે ગમતી નવલરામે પણ 'ચોમાસાના ચાર માસ છે સારા રે' એમ કહી ચોમાસાના વખાણ કર્યા છે. 'ચાર જો નકામા જાય, તો બીજા આઠે વ્યર્થ થાય છે' એમ કહી ઉખાણા દ્વારા ચોમાસાના ચાર માસની, બીજા આઠ માસ કરતા શ્રેષ્ઠતા લાબા કાળથી લોકોએ સ્થાપિત કરી છે સામાન્ય રીતે ઋતુરાજનુ બિરુદ વસતને મળ્યુ છે, પરતુ ચોમાસાના ચાહનારાઓ પણ છે ને તે પણ ખેડૂતો જેવા નહિ, પણ કવિઓ સુદ્ધા!

વસત કરતા વર્ષા વધારે રમણીય છે કે નહિ તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે. પણ એક રીતે જોતા વસતમા એકલી પૃથ્વી બદલાય છે, પણ ચોમાસામા તો પૃથ્વી ને આકાશ બનેના પરિવર્તન થઈ જાય છે, એટલે વસત કરતા વર્ષાની શક્તિ વધારે છે એમ તો કહી શકાય અને **क्षणे क्षणे यन्नवतामुपैति, तदेव रूप रमणीयताया।** (ક્ષણે ક્ષણે જે નવીનતા ધારણ કરે તે જ રમણીયતાનું સ્વરૂપ છે) એવી રમણીયતાની વ્યાખ્યા

સ્વીકારીએ તો તો વસંત કરતાં વર્ષાને જ વધારે રમણીય માનવી પડે. વસંતમાં વનસ્પતિ ખીલે છે તેમ ચોમાસામાં યે ખીલે છે. પણ ચોમાસામાં ઘડીમાં ઘોર અંધારું, ઘડીમાં બાળી નાખે એવો તાપ તો વળી થોડી વાર પછી પાછો સાધારણ અંધકાર; કોક વાર પરસેવો ઉતારે એવી ગરમી તો કદીક ગરમ કપડાં પહેરાવે એવી ઠીકળ; કોઈક વાર ઘરમાં ને બહાર જળજળાકાર તો કેટલીક વાર સૂકી. કોરી, પાણીનું ટીપું યે ન દેખાય એવી ભૂમિ—એવી ચિત્રવિચિત્ર પ્રકૃતિલીલા માણવાની મળે છે. એ ઉપરાંત મોર, ચકલી, મચ્છર, મંકોડા, કીડી, ઊધઈ ને નાનાં નાના અનેક જંતુઓ એ ઋતુમાં વાતાવરણમાં જે ભાત પાડે છે તે અપૂર્વ હોય છે. સૃષ્ટિમાં સર્જન ને વિસર્જનનુ ચક્ર નિરંતર ચાલ્યા કરે છે, પણ ચોમાસામાં એ ચક્રનો વેગ ઘણો વધારે હોય છે.

નર્મદ ને નવલ ગમે તે કહે, ખેડુતો પણ ફાવે તેમ માને, પરંતુ મોટે ભાગે તો લોકોને વર્ષાઋતુ કરતાં બીજી કોઈ પણ ઋતુ સારી લાગે છે. વર્ષાઋતુમાં બહાર જવું મુશ્કેલ થઈ પડે છે. ખાસ કરીને રસ્તા પર કાદવના જે જાડાપાતળા, સૂકાગીકણા ગાઢ થરો પથરાઈને પડ્યા હોય છે, તેમ જ કાળાં, મેલાં, ગંધાતાં પાણીથી ભરેલાં ખાબોચિયા અસ્તિત્વમાં આવે છે, તેને લીધે વર્ષાઋતુમાં જે કાંઈ પણ રમણીયતા હોય તો તે સર્વ મારી જાય છે, એવો સામાન્ય માણસનો નમ્ર પણ દઢ અભિપ્રાય હોય છે.

પરંતુ સામાન્ય મનુષ્ય અસામાન્ય દૃષ્ટિથી જોતા નથી. જોતા હોય તો તેઓ સામાન્ય મનુષ્ય રહે જ શી રીતે? આવી બાબતમાં અસામાન્ય દૃષ્ટિની— કવિત્વભરી દૃષ્ટિની—જરૂર છે.

કાદવ એ તો વર્ષાનું અમૂલ્ય ફળ છે. નિરુક્તકારે દેવતાઓના પૃથ્વી પર રહેનારા, અન્તરીક્ષમાં વસતા અને આકાશમાં નિવાસ કરનારા એમ ભાગ પાડ્યા છે, તે પ્રમાણે ચોમાસાના પરિપાકરૂપ દેવતાઓને પણ આપણે ત્રણ ભાગમાં વહેંચી શકીએ. વાદળવીજળી વગેરે આકાશમાં રહેનારાં; મચ્છર, પાંખાળા મંકોડા ને અન્ય અનેક જંતુઓ, અન્તરીક્ષમાં વસનારાં અને પૃથ્વી પર રહેનાર કાદવ. એ ત્રણ વડે ચોમાસાનું સર્વવ્યાપી દૈવત અનુભવી શકાય છે.

કાદવમાં રમવું કોઈને ગમતું નથી. એમાં પગ મૂકતાં પણ લોકો ડરે છે એમ આપણે માનીએ છીએ; પણ તે સાચું નથી. કાદવમાં રમવાની તો મનુષ્યમાં સ્વભાવથી જ વૃત્તિ હોય છે. મોટપણે એ વૃત્તિનું દમન કરી આપણે કાદવથી ભય પામીએ છીએ, પણ બાળકોને કાદવમાં રમવું કેટલું પ્રિય હોય

છે તે આપણાથી અજાણ્યુ નથી. ભેસ આખલા આદિ પ્રાણીઓ પણ કાદવને જોઈ કેવા ઉત્સાહમા આવી જાય છે તે સર્વવિદિત છે ઈશ્વરને જગતમા રમવાનુ મન થયુ એ પણ એની કાદવપ્રિયતા જ સૂચવે છે. અનેક મલિન વાસનાઓથી ભરેલુ આ જગત કાદવ સમુ છે એમ તત્ત્વજ્ઞો ને કવિઓ કહે છે. પણ એવા જગતમા ઈશ્વર રમી રહ્યો છે ઉત્ક્રાન્તિવાદના નિયમો પ્રમાણે આપણે જાનવરમાથી જનસ્વરૂપે થયા છીએ, તો આપણી એ જાનવરી વૃત્તિ આજે યે આપણામા રહી હોય તેમા શુ ખોટુ ?

કાદવ એ તો સસાર અને સ્વર્ગના સબધનુ ફળ છે અરવિંદ ઘોષે એક સ્થળે 'Prayer from within and grace from above' (હૃદયની ભક્તિ અને ઈશ્વરની કૃપા) એને સુખનુ સાધન ગણાવ્યુ છે, તેમ આપણે પણ કહીએ કે Layer on earth and grace from above (પૃથ્વી પરની ધૂળ અને આકાશની કૃપાધારા) એ બેને પરિણામે દ્યાવાપૃથિવીની લીલાના સતાનરૂપ કાદવ ઉત્પન્ન થાય છે એ નિષેધવાચક શબ્દો વડે એક વિધિવાકચ બને, અથવા ચિત્તની ચચળ વૃત્તિઓના પરિણામ સ્થિર હોય છે, તેમ વહનશીલ ને અસ્થિર સ્વભાવની વર્ષાધારા અને ગમે તેમ ઊડતી ચચલ ધૂળ—એ બે ભેગા થતા સ્નિગ્ધતાથી સ્થિર રીતે એક સ્થળે ચોટીને પડી રહે એવા કાદવનો જન્મ થાય છે

કાદવ સામેનો ઘણાનો વિરોધ કેવળ સ્વાર્થમૂલક હોય છે કોઈક વાર કાદવમા ચાલતા પગ અમળાઈ ને પડી જવાય તેથી એવા મનુષ્યને કાદવ સામે સનાતન વેર બધાઈ જાય છે સારી પત્ની કે સારો પતિ ન મળવાથી પરણીને હેરાન થએલો પુરુષ કે સ્ત્રી જેમ લગ્નની સસ્થા સામે થઈ જાય છે, તેમ કાદવથી હેરાન થયેલો મનુષ્ય પણ કાદવ સસ્થાની સામે થઈ જાય છે. પરતુ આપણા જેવા વિચારકો તો સમજે છે કે આવો વિરોધ કરવો એ ખોટુ છે, વ્યક્તિના દોષને લીધે આખી સસ્થાને નિંદવી એ અન્યાય છે

એક વાર અજ્ઞાન દશામા રસ્તે ચાલતા ત્યા જામેલા કાદવ પ્રત્યે મે વિરોધ દર્શાવ્યો હતો, ત્યારે મારી સાથે એક વિદ્વાન ને વિચક્ષણ વિચારક હતા તેમણે કહ્યુ હતુ 'રસ્તા પર કાદવ ન હોય ત્યારે શુ ઘરમા હોય ?'

'કશે ન હોય, રસ્તા પર પણ નહિ ને ઘરમા પણ નહિ ' મે એમને જવાબ દીધો ને અપૂર્વ જીત મેળવી હોય એમ ગર્વથી ઉન્નત મસ્તકે ચાલવા માડયુ, પણ તરત જ, વિરોધીને પ્રેમથી જીતવો એ સૂત્રનો અમલ કરી, કાદવે સ્નેહ વડે મારુ આકર્ષણ કરી મને નતમસ્તક બનાવ્યો વિરોધીને પણ પ્રેમપૂર્વક

પોતાની બાથમા લેનાર કાદવ દુષ્ટ ન હોઈ શકે એમ મને લાગ્યું, અને કાદવ વિષે, એ કાદવ જેટલો જ ઊંડો વિચાર મે કર્યો ને મને માલૂમ પડ્યું કે મારી દલીલ ખોટી હતી, પેલા વિદ્વાન વિચારક સાચા હતા.

'કાદવ રસ્તા પર ન હોય તો શુ ઘરમા હોય ?' એ પ્રશ્નના જવાબમા 'કશે પણ ન હોય' એમ કહેવુ એ તદ્દન ખોટુ છે અમુક વસ્તુ છે, એમ સ્વીકાર કરી લીધા પછી જ કોઈ પણ શાસ્ત્ર આગળ વધી શકે છે. દાખલા તરીકે એક ગણિતમા સખ્યા સત્ય છે એમ માનીને જ આગળ ચાલવામા આવે છે બાબો એક કે બે કે બારસો સ્ત્રી હોય, પુરુષ હોય, ઢેફા હોય પર્વત હોય, ગધેડા હોય, લેખક હોય, તત્રી હોય કે માસિક કે અઠવાડિક હોય—ગમે તે પણ વસ્તુ હોય વસ્તુ વગર સખ્યાનુ અસ્તિત્વ હોઈ જ ન શકે પરતુ ગણિતશાસ્ત્રમા તો પ્રાણી કે પદાર્થ કરતા કેવળ સખ્યાને જ મહત્ત્વ આપવામા આવે છે રગનો વિચાર કરતા રગવાળી વસ્તુ કરતા પૃથક્ રીતે રંગનુ અસ્તિત્વ હોઈ જ ન શકે એ વાત આપણે ભૂલી જઈએ છીએ. પીળાશ, કાળાશ કે લાલાશ એવુ કાઈ નથી, પણ પીળી કેરી, કાળી સ્ત્રી કે લાલ લૂગડુ હોય એમ વિચાર કરવા બેસીએ તો રગની મીમાસા થઈ શકે જ નહિ એ ન્યાયે કાદવ કયા હોવો જોઈએ, રસ્તા પર કે ઘરમા, તેનો વિચાર કરતાં કાદવ હોવો જ ન જોઈએ એવી દલીલ થઈ શકે નહિ

બીજી રીતે જોઈએ તો આધિભૌતિક તેમ જ આધ્યાત્મિક બને શાસ્ત્રો કહે છે કે જે છે તેનો કદી નાશ થઈ શકતો નથી; રૂપાન્તર થાય, એટલુ જ. હવે કાદવ છે, તો તેનો આત્યતિક વિનાશ કદી થઈ શકવાનો નથી 'છે'નુ 'નથી' થઈ શકે જ નહિ. કાદવના અસ્તિત્વનો કેવળ અભાવ સિદ્ધાન્તની દૃષ્ટિએ કે વ્યવહારની દૃષ્ટિએ, સાધી શકાય એમ નથી તો પછી એ ઘરમા હોય તે કરતા રસ્તા પર હોય એ જ વધારે સારુ એમ કયો અક્કલવાળો તથા ઘરવાળો માણસ કબૂલ નહિ કરે ?

અને કાદવ કયા નથી ? એ રસ્તા પર જ રહેલો નથી પણ આપણી આખી સસ્કૃતિમા, આપણા વાગ્વિહાર ને સાહિત્યસર્જનમા પણ એણે પ્રવેશ કર્યો છે સ્થૂળ સ્વરૂપે એ આ રસ્તા પર વસે છે, પણ સૂક્ષ્મ રૂપે એ આપણા આખા જીવનમા ઓતપ્રોત થઈ ગયો છે કાદવ થતા પહેલા જેમ રજ આખા વાતાવરણમા રહે છે, તેમ સૂક્ષ્મ રૂપે અનેક રાજસ વૃત્તિઓ આપણા માનસમા વસતી જ હોય

છે અને વર્ષાનાં જળ સમું કોઈક કારણ મળતાં એ કાદવ રૂપે વ્યક્ત થયા વગર રહેતી નથી.

નિષ્ક્રિય જેવો દેખાતો, રસ્તા પર પડી રહેતો કાદવ કેટલી ય વાર આપણી બોચીએ ચઢી બેસે છે, તેમ 'પંકજ'માં પંકરૂપે રહીને કામિનીનાં મુખ, નાસિકા અને આંખ સુધી પણ પહોંચી જાય છે. સાહિત્યમાં કાદવને સ્થાન મળ્યું છે. 'કર્દમભૂમિ આ કળણ ભરેલી' એમ કવિજગત આપણને કાદવરૂપ મનાવે છે. ચર્ચાપત્રોમાં કાદવ ઘણા સારા પ્રમાણમાં ઉછાળવામાં આવે છે. પણ સૌથી વધારે પ્રખ્યાતિ તો એને એના આત્મજે આપી છે. દીકરાથી બાપનું નામ રહે છે એમ કહેવાય છે, એ ન્યાયે પંકને સાહિત્યમાં શાશ્વત સ્થાન પંકજે આપ્યું છે.

કાદવ અનિષ્ટ છે, પણ એ અપરિહાર્ય છે માટે પડયું પાનું નિભાવી લેવાનું છે એમ ધારવું ભૂલભરેલું છે. કાદવ આપણને અનેક પ્રકારનો બોધ કરે છે.

આપણા જીવનમાં ચાલવાની ક્રિયા બહુ મહત્ત્વની છે. સૂતેલાનું નસીબ સૂઈ જાય છે, બેઠા થનારનું નસીબ બેઠું થાય છે ને ચાલનારનું નસીબ પણ ચાલે છે, એવું શાસ્ત્રવચન છે. આપણામાં કહેવત છે કે, ફરે તે ચરે. આની કમાવાને માટે આવશ્યક એવી, ચાલવાની કળા આપણને કાદવ સંપૂર્ણ રીતે શીખવે છે. સમાલીને ચાલવું એટલે શું, તે કાદવ ન હોય તો આપણે કદી સમજી શકીએ નહિ.

સંસારમાં અનેક લપસણાં સ્થાન છે, પોતાની સ્નિગ્ધતા વડે પતન કરાવે એવા અને વિષયો છે, એ સૌનું ભાન કાદવ કરાવે છે. કાદવ સર્વને સમાનભાવે લપસાવે છે; ઘેરઘેર ફરી ભીખ માગતો ગરીબ ભિખારી કે અકડાઈથી રોફભેર ચાલતો કોઈ ગર્વઘેલડો એ બન્નેનું એ એકસરખું આકર્ષણ કરે છે. અથવા સમાલીને ચાલતા દીન ને નમ્ર પુરુષ કરતાં ગર્વથી ઉન્મત્ત ને ઉન્નત મસ્તકે ચાલનારને એ પહેલો પાડે છે. ઈશ્વરની પેઠે કાદવ આગળ પણ કોઈનો ગર્વ રહેતો નથી.

એનાથી હાડકાં ભાંગે છે, તેમ ઘર પણ બંધાય છે. અમુક પ્રકારની ચીકણી માટીનો કાદવ બનાવી, કેટલાક ગરીબ લોકો ઘર બાંધવામાં સિમેંટને બદલે તેનો ઉપયોગ કરે છે.

પાદપ્રહાર થતાં પણ મૂગા રહેવું એ ક્ષમાનું લક્ષણ નથી, પણ અધમતાનું, કાયરતાનું ચિહ્ન છે એમ કાદવ શીખવે છે પગ તળે દબાતાં એ આપણી પાસે નમસ્કાર કરાવે છે; ચંપલ હેઠળ ચગદાય તો ઓચીએ કે માથે પણ ચઢી બેસે છે

વિષયોથી સભર ભર્યા આ સંસારને વિષે રહીને પણ, વિષયથી અલિપ્ત રહી, ઈશ્વરનું સ્મરણ કરતાં નિષ્કલંક જીવન ગાળવું એવો આપણને શાસ્ત્ર બોધ કરે છે તેનું સ્મરણ કાદવ બરાબર કરાવે છે; કાદવથી ભરેલા રસ્તા પર ચાલતા છતા, મોટર, ગાડી, ગાડા, સાઈકલ વગેરે વાહનોના રસછાંટણાથી વારંવાર છંટાવાનો સંભવ છતા, અમલિન કપડે ને શરીરે ઘરભેગા થવુ એનુ જ નામ મુક્તિ. 'જીવનકલહ', 'યોગ્યતમનું અતિજીવન' ઇત્યાદિ અત્યારે બહુ સંભળાતા શબ્દોના મર્મનો કાદવવાળે રસ્તે ચાલનારને સાક્ષાત્કાર થાય છે.

કાદવના સ્વરૂપ પરથી આપણે માયાનુ સ્વરૂપ પણ સમજી શકીએ છીએ. કેટલેક સ્થળે ખૂબ જ સ્નિગ્ધ, બગડી ગએલા શીરા જેવો, તો બીજે ઠેકાણે સુકાઈને ધારવાળો થએલો; ત્રીજે ઠેકાણે વળી પા ભાગ પાણી ને પોણો ભાગ કાદવ, જાણે જાડી કઢી હોય તેવો; ચોથે ઠેકાણે એંશી ટકા પાણી ને વીસ ટકા કાદવ એવો પાતળી દાળ જેવો; એમ નાના રૂપ ધારણ કરતો કાદવ, નાના સ્વરૂપ ધારણ કરતી કવચિત્ ગાઢ મોહથી કેવળ અજ્ઞાનમા લપસાવતી, કોઈક વાર સ્નેહના આકર્ષણ વડે પ્રવાસને કઠિન કરી મૂકતી, કવચિત્ જ્ઞાનની અંદર પોતાની જાતને બ્રહ્મનિષ્ઠ માનનારને છેતરતી એવી માયાની શક્તિ સમાન છે.

આમ કાદવ આપણને અનેક પ્રકારના ઉચ્ચ જ્ઞાનનો બોધ કરે છે પરંતુ કદાચ કાદવથી આપણા કોઈ પણ કાર્ય ન સરે—માત્ર શરીર જ સરે—એમ હોત, તો યે રસ્તાની સ્વચ્છતા માટે પણ કાદવની જરૂર રહેત કાદવથી રસ્તા સાફ થાય છે એમ કહેવામા કદાચ કોઈને વદતોવ્યાઘાત જેવુ લાગશે. પણ એઠા વાસણને જેમ માજવા પડે છે, ને તે ધૂળ કે રાખ ને પાણી (એટલે કાદવ) થી જ બરાબર માજી શકાય છે, તે જ રીતે રસ્તાને પણ કાદવથી અજવાળવાની જરૂર પડે છે. પરદેશી લોકો પાણીથી અને બહુ થાય તો સાબુના પાણીથી, વાસણ સાફ કરે છે પણ આપણને તો રાખ વિના ચાલતું નથી એઠુ પાત્ર માત્ર પાણીથી ફરી પવિત્ર બનતુ નથી, એવો આપણા આચારશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. ઉનાળામાં લગ્નસરાને અંગે રસ્તા પર અનેક ન્યાતો જમી ગઈ હોય છે આથી એ બધા રસ્તા એઠા થઈ જાય છે. એ એઠા થએના રસ્તા એકલા

પાણીથી ફરી વાપરવા યોગ્ય ન થઈ શકે એને તો અજવાળવા જોઈએ. અને રસ્તા પરની ધૂળ અને આકાશમાનુ પાણી એ બે મળીને તૈયાર થતા સુદર કાદવ કરતા બીજા કયા સાધન વડે એ વધારે સારી રીતે અજવાળી શકાય ? આટલા માટે રસ્તાની પવિત્રતા ને સ્વચ્છતા સારુ કાદવની અગત્ય અનિવાર્ય છે.

અને બીજુ કાંઈ ન હોય તો પણ કાદવ કમળને જન્મ આપે છે એ એની સેવા ઓછી છે ? તિમિરમાથી તેજ પ્રગટે, અસતમાથી સત ઊપજે, તેમ કાદવમાથી કમળ ઉત્પન્ન થાય છે ગંદા, લપસણા, દુર્ગંધ મારતા કાદવમાથી સૌંદર્ય, સશુદ્ધિ ને સુવાસના પ્રતીકસમુ કમળ ઉત્પન્ન થઈને આપણને સમજાવે છે કે ગમે એવી વિરૂપતામા સૌન્દર્ય કોઈક ગૂઢ રૂપે રહેલુ છે; અસહ્ય મલિનતામા પણ વિશુદ્ધિનો વાસ છે ને મનુષ્યને પરાઙ્મુખ કરે એવી દુર્ગન્ધમા પરિમલ પરોક્ષ રીતે વસે છે ધર્મની પેઠે એ સૌનુ તત્ત્વ ગુફાઢાકયુ હોય છે. ત્યાથી તેને શોધી કાઢવુ એ જ જીવનનુ રહસ્ય છે.



તિમિરમાથા તેજ પ્રકટે, અસતમાથા સત ઊપજે, તેમ કાદવમાથી કમળ ઉત્પન્ન થાય છે. ગદા, લપસણા, દુગંધ મારતા કાદવમાથા સૌદર્ય, સશુદ્ધિ ને સુવાસના પ્રતીક સમુ કમળ ઉત્પન્ન થઈને આપણને સમજાવે છે કે ગમે એવી વિરૂપતામા સૌદર્ય કોઈક ગૂઢ રૂપે રહેતુ છે

# જીભ

મનુષ્યની સર્વ ઇન્દ્રિયોમાં જીભનું સ્થાન વિશિષ્ટ છે. બીજી બધી કરતાં એનું મહત્ત્વ પણ વિશેષ છે. કાન, હાથ, પગ આદિ બબ્બે છે ઇન્દ્રિયો ને તે કાર્ય એક જ કરે છે. એક સાંભળવાનું કામ કરવા માટે બે કાન, એક શ્વાસ લેવાનું કાર્ય કરવા માટે બે નસકોરાં, ચાલવાના એક કાર્ય માટે બે પગ, જોવાનાં કામ માટે બે આંખ. પણ બોલવાનું ને સ્વાદ ચાખવાનું એમ બે કામ માટે એકલી જીભની જ નિમણૂક કરવામાં આવી છે.

ઘણીખરી ઇન્દ્રિયો પર આપણો કાબૂ નથી. આપણી ઇચ્છા વિરુદ્ધ પણ પરસંસ્કારની અસર એના પર થયા વગર રહેતી નથી. કોઈ આપણને ગાળ દેતું હોય ને તે સાંભળવી આપણને કુદરતી રીતે જ ન રુચતી હોય તો પણ, આપણા પોતાના કાન એ ગાળ આપણા મગજ સુધી પહોંચાડ્યા વિના નહિ રહે. ન જોવા જેવું આંખ અનેક વાર જુએ છે ને માથું ફેરવી નાખે એવી દુર્ગંધ નાસિકા મગજને પહોંચાડે છે. પરંતુ જીભની ઉપર તો મનુષ્યની પૂરેપૂરી સત્તા પ્રવર્તે છે. એની ઇચ્છા હોય તો જ બોલવાનું કે સ્વાદ આપવાનું કાર્ય જીભ કરી શકે, અન્યથા નહિ.

બોલવાનું ને ખાવાનું-દુનિયાનાં બે મોટામાં મોટાં કાર્ય એક નાનકડી જીભ બજાવે છે. માનવજીવનમાં આના કરતાં વધારે ઉપયુક્ત કે જરૂરી બીજાં કોઈ કાર્ય નથી. એ બંને કાર્યની મનુષ્યના જન્મથી શરૂઆત થાય છે ને જીવનનો અંત આવતાં સુધી ચાલે છે-અથવા મનુષ્યના મરણ પછી પણ એની જીભનું કાર્ય તો ચાલુ જ રહે છે. એના મત, અભિપ્રાય, વચન આદિનો પાછળનાંઓ વારંવાર ઉલ્લેખ કરીને એની વાણીને અમર બનાવે છે ને એની પાછળ બારમું, તેરમું, શ્રાદ્ધ, વરસી આદિ પ્રસંગો યોજીને એની રસાસ્વાદની અભિલાષાને મરણ પછી સંતોષે છે. આમ જીભનું કાર્ય મનુષ્યના જન્મથી શરૂ થાય છે, ને એ મરણ પછી પણ ચાલુ રહે છે. વૃદ્ધાવસ્થામાં બીજી ઇન્દ્રિયો શિથિલ થઈ જાય છે, ત્યારે પણ જીભ તો એવી ને એવી બળવાન રહે છે.

ઘણી વાર તો બીજી ઇન્દ્રિયોની શક્તિ એનામાં ભેગી થતી હોય એમ લાગે છે. ઘરડી આંખ, ઘરડું મગજ—એ નિર્બળતાની નિશાની છે; પણ ઘરડી જીભ એટલે અનુભવે ને સંસ્કારે, બળમાં ને કળમાં દુર્જેય બનેલી જીભ એમ જ સમજવાનું છે.

રસાસ્વાદનો અધિકાર જીભને મળ્યો છે, એના વડે જ સ્વાદનું જ્ઞાન થાય છે માટે એને જ્ઞાનેન્દ્રિય ગણીએ તો ગણી શકાય. બોલવાનું કાર્ય એ કરે છે એટલા માટે એને કર્મેન્દ્રિય પણ કહી શકાય. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની પેઠે જ્ઞાન ને કર્મનો એ સુંદર સમન્વય સાધી બતાવે છે. મન ને હૃદય—એની વચ્ચેનું એનું સ્થાન છે તે બહુ સૂચક છે. બંનેને એના વિના ચાલતું નથી. બંનેના પ્રતિનિધિની ગરજ એ જ સારે છે મનના વિચાર ને હૃદયની ઊર્મિઓને જીભ જ વ્યક્ત કરે છે. વિદ્યાર્થીઓને ગણિત કે તત્ત્વજ્ઞાનના મુશ્કેલ કોયડાઓ સમજાવતી જીભ જ પ્રિયતમાના સાનિધ્યમાં પ્રણયવચનો ઉચ્ચારે છે.

જેમ કેટલીક કુલવધૂઓ આખા ગૃહનો ભાર ચલાવે છે છતાં ગૃહ બહારનાંને તેનાં દર્શન પણ થઈ શકતાં નથી, તેમ જીવનમા બે સૌથી મુખ્ય કાર્યો કરતી હોવા છતાં જીભ ઘણુંખરું અદશ્ય રહે છે.

સ્નિગ્ધ, સુકોમળ, નાની, નાજુક ને નમણી એવી જીભ અનેક રીતે સ્ત્રીના સરખી છે. આપણે એની પાસે સૌથી વધારે કામ લઈએ છીએ તે છતાં બને ત્યાં સુધી એને ઓઝલ પડદામાં રાખીએ છીએ. રસોઈ બનાવીને સ્ત્રી આપણી સ્વાદવૃત્તિને પોષે છે ને સુંદર ઘરેણાંલૂગડાં પહેરી આપણી અભિમાનવૃત્તિને પોષે છે, તેવી જ રીતે જીભ આપણી સ્વાદવૃત્તિને સંતોષે છે ને સરસ શબ્દો વડે આપણાં વખાણ કરી અભિમાનવૃત્તિને ઉત્તેજે છે. સ્ત્રીની પેઠે જીભ પણ ઘાયલ કરે છે ને ઘા રુઝાવે યે છે. तुम्हींने दर्द दिया है तुम्हीं दवाई देना એમ માશૂકને કહે છે તે જ રીતે જીભને પણ કહી શકાય. કોઈનું અપમાન કરી તેને ઘાયલ કરનારી જીભ, પાછળથી જરૂર પડયે તેના વખાણ કરી પોતે પાડેલા ઘાને રુઝાવી શકે છે. પુરુષના પાપોનું પ્રાયશ્ચિત્ત કેટલીક વાર સ્ત્રીને કરવું પડે છે તેમ પેટ આદિના રોગના ભોગ જીભને બનવું પડે છે. પેટમાં અપચો થતાં જીભ પર ચાંદી પડે છે. પેટની વાત જીભ તરત જ કહી દે છે. અબળા વર્ગ તરફથી ઘણી વાર ગૃહનાં છિદ્ર બહારનાંને જાણવાનાં મળે છે, તે જ પ્રમાણે દેહના રોગોના નિદાન માટે તજજ્ઞો જીભ પર ઘણો આધાર રાખે છે.

ફીકી, સફેદ, નરમ, પહોળી ને અસ્થિર જીભ પાંડુરોગની સૂચક છે. ભૂરાશ પડતી જીભ છાતીનાં દરદોનો સંભવ દર્શાવે છે. વચ્ચે છારીવાળી ને છેડે રતાશવાળી

જીભ અપચો અને અન્ય ઉદરરોગનું સૂચન કરે છે. મુખ બહાર કાઢતાં જેની જીભ સ્થિર ન રહી શકે તે મનુષ્ય નશો કરતો હશે એમ કહી શકાય. મુખ બહાર કાઢતાં એક બાજુથી બીજી બાજુએ જીભને હલાવી ન શકાય તો એ પક્ષાઘાતનું ચિહ્ન ગણાય છે. આમ જીભ દેહનાં અનેક દરદો ખુલ્લાં કરે છે.

પરંતુ જીભ માત્ર શરીરના વ્યાધિઓને જણાવતી નથી. એ મનુષ્યનાં ગામ, જાતિ આદિની પણ માહિતી, વગર પૂછ્યે આપી દે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર–એ ભેદો પણ કદાચ જીભને આધારે કરવામાં આવ્યા હશે. જેની જીભ સહેલાઈથી, નહિ જેવા કારણે, ભયંકર શાપ આપી શકે તે બ્રહ્મર્ષિ, જેની જીભ વેદમંત્રોના ઘન, જટા, ક્રમ ઇત્યાદિ પ્રકારે પાઠો કરી કસરત કરે ને સોમરસનું આસ્વાદન કરે તે બ્રાહ્મણ; જેની જીભ વીરરસની વાતો કરે ને કસૂંબાપાણીમાં રાચી રહે તે ક્ષત્રિય; પૈસાની વાત સાંભળી જેની જીભ ભીંજાઈ જાય તે વૈશ્ય; ને જેની જીભ ઘણુંખરું મૌન સેવે ને ઇતર વર્ણના હુકમ સાંભળી 'હા, માબાપ!' કહે તે શૂદ્ર. અત્યારે આ વર્ગભેદ લોપાતા જાય છે અને તેને બદલે નવીન ભેદો રચાતા જાય છે. જેની જીભ 'યૂ ગદ્ધા! બેવકૂફ–સૂવર!' એમ ઉચ્ચારતી હોય ને દિવસમાં ચારપાંચ વાર વિવિધ ઉત્તમ વાનીઓનો રસાસ્વાદ માણતી હોય તે ઉત્તમ વર્ગના મનુષ્યો. જેની જીભ 'માબાપ, સરકાર, પ્રભુ' એવો પાઠ પઢ્યા કરતી હોય ને બેએક દિવસે એક વાર, અતિશયોક્તિમાં જેને અન્ન કહી શકાય એવું કંઈક આરોગતી હોય તે નીચ વર્ગનો મનુષ્ય. 'રજાબજા નહિ મળે, સમજ્યા? જુઓ, આજે જરા બેત્રણ કલાક વધારે બેસજો. ને આવતે મહિને તમારા પગારમાં દસ ટકાનો ઘટાડો કરવામાં આવ્યો છે' એમ જેની જીભ બોલતી હોય તે ઉપરી અધિકારી. 'સાહેબ છે–તે–છે–તે–જરા આજે–આજે જરા–એમ કે સાહેબ, આજે જરા વહેલો ઘેર જાઉં? ઘેર માંદગી છે. સાહેબ, સાહેબ, બાકીનું કામ ઘેર લઈ જઈશ' એમ બીતાં બીતાં કરગરતે અવાજે ને દીન મુદ્રાએ બોલે તે કારકુનિયા જીભ.

જીભ આમ માણસના જાતિકુળ જ નથી જણાવી દેતી, પરંતુ એ કયા શહેર કે ગામનો છે તે પણ એ કહી દે છે. એક વખત ભરૂચમાં મેં બે મનુષ્યોને વાગ્યુદ્ધ ખેલતા જોયા હતા અને તે વેળા મને બહુ નવાઈ લાગી હતી. વાગ્યુદ્ધ ખેલતા હતા તેની નવાઈ નહોતી લાગી—બે માણસો મળે ને લડે નહિ તો નવાઈ લાગે—લડે એમાં નવાઈ નથી એ હું સારી રીતે જાણું છું.

"તું લાલચોળ ડોળા કાઢીને ગાલ પર ગાલ દે છે તે ગાલ પરથી નીચે ઊતરની! બતાવી દઉં!" એકે કહ્યું. "સાલા, તારું મોં ઊજળું છે, પણ કરમ તો કાળાં છે. ધોળામાં ધૂળ પડી તારા!" બીજાએ ઉપરથી જવાબ દીધો. આ બ'ને યોદ્ધાઓએ એકમતે 'ળ'કારનો બહિષ્કાર કરેલો જોઈ મને નવાઈ લાગી. તે પછી ભરૂચમાં લગભગ બધા જ માણસોને મેં 'ળ'ને સ્થાને 'લ' વાપરતા સાંભળ્યા હતા. સુરત, વડોદરા, અમદાવાદ બધે સ્થળે 'ળ' બોલાય છે ને ભરૂચમાં કેમ બોલાતો નથી એ ઉચ્ચારશાસ્ત્રનો વિષમ કોયડો છે. મને લાગે છે કે બાળ-પોથીમાં નળનું ચિત્ર આપી તે પરથી 'ળ'કાર શીખવવામાં આવે છે ને ભરૂચમાં નળ નથી તેથી કદાચ ભરૂચવાસીઓએ નળની સાથે 'ળ'નો પણ બહિષ્કાર કર્યો હશે. પણ એ સાથે આપણને ઝાઝી નિસબત નથી. 'ળ'કારનો બહિષ્કાર કરનારી જીભ ભરૂચવાસીની છે એમ તરત જણાઈ આવે છે. તેજ રીતે 'હવાકાનું હેર હાક' માગનારી સુરતી જીભ ને 'સડકુ ખોદીએં સીએં ને રાબું પીએં સીએં' એમ કહેનારી કાઠિયાવાડી જીભ પણ પોતાના નિવાસસ્થાનની ખબર આપી દે છે.

જીભની કુતૂહલપ્રિયતા ને છિદ્રાન્વેષીપણું અદ્ભુત છે. દાંતના ખૂણે-ખૂણામા એ ફરી વળે છે. એક ઝીણી સરખી કરચ દાતમાં ગમે ત્યાં ભેરાઈ ને ભરાઈ બેઠી હોય, તો તેને શોધી કાઢે ત્યારે જ એ જંપે છે. એ વિષયમાં પણ એ અબળાવર્ગ સાથે હરીફાઈમાં ઊતરી શકે એમ છે. મોંમા કાતરા પડ્યા હોય કે ચાંદી પડી હોય, તો જીભ વારંવાર ત્યાં જ જવાની. કૂતરા વગેરે પ્રાણીની જીભમાં ઘા રુઝવવાની શક્તિ છે, ને તેથી તે શરીર પર પડેલા ઘાને જીભ વડે ચાટચાટ કરે છે. પણ ઉત્ક્રાન્તિક્રમમાં આગળ વધતાં વધતાં મનુષ્યની જીભમાંથી ઘા રુઝવવાની શક્તિ જતી રહી ને તેને સ્થાને ઘા પાડવાની ને પડેલા ઘાને ચાટીચાટી વિશાળ ને ઊંડા બનાવવાની શક્તિ આવી.

બીજા પ્રાણીઓ કરતાં મનુષ્યનુ શ્રેષ્ઠત્વ તથા વિશિષ્ટત્વ એની જીભને લીધે જ છે. અન્ય પ્રાણીઓ કરતાં મનુષ્યોનું મગજ વધારે બળવાન હોય છે અથવા એનામાં બુદ્ધિ વધારે હોય છે, એ વાત મનુષ્ય અને પ્રાણી–બંનેના પરિચયમાં આવનાર કોઈથી પણ મનાય એવી નથી મનુષ્ય કરતાં આંખની બાબતમાં બિલાડી, હાથની બાબતમાં ગોરીલો, નાકની બાબતમાં કૂતરો, પેટની બાબતમાં વરુ ને પગની બાબતમા ગધેડો વધારે બળવાન હોય છે એ જાણીતું છે. તેમ જ બીજાં જાનવરોની માફક એને શીંગડાં ને પૂછડી પણ હોતાં નથી. એ પરથી સમજાય છે કે મનુષ્ય કરતાં, જીભ સિવાયની બીજી ઇન્દ્રિયોના

વિષયમા, અન્ય પ્રાણીઓ બધાંયે નગીનદાસ છે મનુષ્યનો ખરેખરો વિકાસ જીભના વિષયમા થયો છે કીડી, મંકોડા, વદા આદિને જીભ હોતી જ નથી સુખદુઃખના ધ્વનિ પણ એનાથી કાઢી શકાતા નથી બિલાડા, કૂતરા આદિ પશુઓને જીભ હોય છે, પણ તે માત્ર અમુક પ્રકારનો ધ્વનિ કાઢી શકે છે એથી ઉચ્ચ પ્રકારના પ્રાણીઓ જીભ વડે વિવિધ પ્રકારના ધ્વનિનુ ઉચ્ચારણ કરી શકે છે પોપટ વગેરે પક્ષીઓ કઈક માણસના અવાજને મળતા આવે એવા પ્રકારના ધ્વનિ કાઢી શકે છે પરંતુ એક મનુષ્ય જ એવુ પ્રાણી છે, જે જીભ વડે કોઈ પણ પ્રકારનો ધ્વનિ કાઢી શકે છે પશુપખીઓ તેમ કરી શકતા નથી. માટે જ મનુષ્ય પશુપખી કરતા શ્રેષ્ઠ ગણાય છે. એક મનુષ્ય બીજા મનુષ્યને 'કૂતરા ગદ્ધા સૂવર, હેવાન' વગેરે કહી શકે છે જાનવરો એક બીજાને 'માણસ, આદમી, ઇન્સાન' વગેર કહીને ગાળ દઈ શકતા નથી, એટલે એ માણસ કરતા ઊતરતા દરજ્જાના ગણાય છે મનુષ્ય પોતાને શ્રેષ્ઠ કહી શકે છે—જીભ વડે બીજુ કોઈ પ્રાણી પોતાને શ્રેષ્ઠ કહી શકતુ નથી, એ જ બતાવે છે કે મનુષ્યની શ્રેષ્ઠતા એની જીભને લીધે જ છે

સમય ને સજોગોને અનુકૂળ થઈ જવાની જીભની શક્તિ પણ સ્રીના જેટલી જ છે પિતાના ઘરના વાતાવરણ કરતા તદ્દન ભિન્ન પ્રકારના વાતાવરણમા આવેલી નવોઢા, નવીન પરિસ્થિતિને અનુકૂળ થઈ જઈ, જાણે એ જ વાતાવરણમા નાનપણથી ઊછરી હોય એમ વર્તવા માંડે છે, તે જ પ્રમાણે જીભ પણ સજોગો બદલાતા તરત તેને અનુકૂળ થઈ જાય છે. સુધારકો પર તીવ્ર બાણ વર્ષાવતી જીભ સજોગોમા ફેરફાર થતા તરત જ સુધારકની પ્રશસા કરવા મડી પડે છે ઘરને ખૂણે ઉપરી અમલદારની સખ્ત ઝાટકણી કાઢતી જીભ એ અમલદારના સાનિધ્યમા એના ગુણગાન ગાવા મડી પડે છે

એક ગાડીવાળાએ એક નાના છોકરાને, કંઈક વાકસર તમાચો માર્યો છોકરો રડતો રડતો પોતાના પિતા પાસે ગયો એનો પિતા ઉશ્કેરાઈ ગયો "કોણે માર્યો મારા છોકરાને? એની ખાલ ઊખેડી નાખુ! જોઉ તો ખરો, મારા છોકરાને આગળી અડાડવાની હિમ્મત કોણે કરી?" એમ બોલતો એ છોકરાને લઈને આગળ આવ્યો છોકરાએ ગાડીવાળાને બતાવી કહ્યુ "આણે માર્યો" છ ફૂટ ઊચા ને બસો રતલ વજનવાળા ગાડીવાળાએ આગળ આવી "હા, મે માર્યો, શુ છે?" કહીને બાય ચડાવવા માડી છોકરાના પિતાની જીભે બદલાયેલો રગ જોઈ કહ્યુ "બહુ સારુ કર્યું, એ તો એ જ

લાગનો છે. એક જ તમાચો શું કામ માર્યો? મારવા'તા ને બેચાર! મારા દેખતાં મારો એક બીજો થાપટ!" આ જ પ્રમાણે આપણા બધાની જીભમાં સમયને અનુકૂળ થઈ જવાની શક્તિ રહેલી છે. જેનામાં એ શક્તિ જેટલી વધારે વિકસિત, તેટલો એ વધારે પ્રતિષ્ઠાસંપન્ન, સમજુ ને શાણો ગણાય છે.

કામિની પેઠે જીભનાં જાદુ ને કામણ પણ અનેરાં છે. એ મોહિનીનાં મોહનાસ્ત્ર ભારે અસરકારક છે. નયનબાણ કરતાં પણ જિહ્વાબાણ વધારે કાતિલ નીવડે છે. ઘણી વાર આપણા અમુક ઓળખીતા પુરુષ પર કોઈ સ્ત્રી ફિદા થઈ જવાનું જાણીએ છીએ ત્યારે આપણને અત્યંત આશ્ચર્ય થાય છે. "એવું એનામાં છે શું? નથી રંગ, નથી રૂપ, નથી મર્દાનગી, નથી પૈસા, નથી પ્રતિષ્ઠા. એવું તે એ સ્ત્રીએ એનામા જોયુ શુ?" એમ સામાન્ય રીતે બધાને લાગે છે. પણ તન, મન કે ધનના વૈભવ વડે નહિ, એણે તો જીભના જાદુથી એ સ્ત્રીનુ મન હરી લીધું હોય છે એ આપણે જાણતા હોતા નથી. અભિમન્યુ પર નયનોના જાદુ અજમાવી ચૂકેલી ઉત્તરાને જીભના જાદુ અજમાવવાનો વધારે અવસર મળ્યો હોત, તો એ વીર પુરુષ બની રણસંગ્રામમા જઈ સ્વર્ગવાસી બનવાને બદલે ધીર પુરુષ બની નમૂનેદાર ગૃહસ્થાશ્રમી થયો હોત. ઈશ્વર પણ જીભને વશ થાય છે. માત્ર મનથી નહિ, પણ જીભ વડે સ્તોત્રો ગાઈ ઈશ્વરપ્રાર્થના કરવી જોઈએ તેનુ કારણ પણ આજ છે. શેષનાગની હજાર જીભને લીધે જ જગત ગતિમાન રહી શક્યુ છે ને એના પર શયન કરવાને લીધે જ ઈશ્વર પણ જાગ્રત રહી શકે છે.

જેમ દેશદેશની જીભો વિશિષ્ટ પ્રકારની હોય છે, તેમ ભિન્નભિન્ન વ્યક્તિની જીભની ખાસિયત પણ જુદી જુદી જાતની હોય છે. કેટલીક જીભો શ્રોતાના કાનની ઉપાસક હોય છે. આખો વખત સાભળનારના કાનમા એ ઘૂમ્યા કરે છે. કેટલીક જીભો આત્મપ્રશંસાની હેલીમા પોતાને ને સાભળનારને ડુબાડી દે છે, તો કેટલીક સાભળનારની ખુશામદમા જ રચીપચી રહે છે કેટલીક જીભો સ્ત્રીમુખને જોઈને વાચાળ બને છે, અન્યથા મૂક થઈ ને રહે છે. જીભો બહુવ્રીહિ સમાસની પેઠે અન્યપદપ્રધાન હોય છે, બીજાના જ મનના વિચારની વાહક બને છે. કેટલીક જીભો કાતરનુ કામ કરે છે, કેટલીક સોયની ગરજ સારે છે, કેટલીક નેતરની સોટીનો ખ્યાલ આપે છે.

જીભને આપણે 'લૂલી' નુ અભિધાન આપ્યુ છે પણ એ લૂલી હશે તો ગે ઈશ્વરકૃપા પામેલા પગુના જેવી હશે–આખો ગિરિ ઓળગી શકે એવી.

જગતમાં જે કાંઈ થાય છે–સારુંનરસું, આનંદકંકાસ, આત્મશ્લાઘા, ખુશામદ, વિવાદ ને વરસી, માંદગી ને તંદુરસ્તી તે સર્વ મોટે ભાગે જીભને લઈને જ થાય છે. સિદ્ધાન્ત તરીકે જીભ પર અંકુશ રાખવાની શક્તિ મનુષ્યમાં છે, પણ ખરી રીતે જોતાં જીભની સત્તા હેઠળ એ દબાઈ જાય છે. સમાજ, ધર્મ ને કાયદાની રૂએ પુરુષ સ્ત્રીનો સ્વામી છે, પણ વસ્તુતઃ એ સ્ત્રીનો ગુલામ હોય તેમ વર્તે છે. એ જ રીતે જીભના એ તાબામાં રહે છે. એની તંદુરસ્તી, એની નીતિ, એનો વિવેક, એનો ધર્મ, એનું આખું જીવન એની જીભને આધારે જ વિકસે છે કે વણસે છે. મનુષ્ય એટલે જ જીભ.

મને લાગે છે કે ઈશ્વરે આ માનવયંત્ર ઘડયું, પણ ક્યાં તો એણે બહુ ઉતાવળ કરી હશે કે ક્યાં તો યંત્ર ઘડવાનો એને ઝાઝો અનુભવ નહિ હોય. થઈ શકે એવી કેટલી યે સગવડ એણે કરી નથી. સ્ક્રૂ મૂકવાને બદલે કેટલીક વસ્તુ એણે એમની એમ જડી દીધી છે. જીભને ધારીએ ત્યારે મોંમાંથી છૂટી કરી શકાય એવી રચના એણે કરી હોત તો કેટલી સગવડ થાત ! નાટક, સિનેમા અથવા સભામાં પ્રેક્ષકો ને શ્રોતાઓ પોતાની જીભનો વધારે પડતો ઉપયોગ કરી બીજાને દખલ કરે છે, તેને બદલે સૌને પોતાની જીભ બહાર જુદી જુદી ડબ્બીમાં મૂક્યા પછી જ સભાસ્થાનમાં દાખલ કરવામાં આવતા હોત, તો નાટક, સિનેમા તથા સભા આપણને કેટલાં વધારે આનંદદાયક લાગત ! તેમ જ આખો વખત બોલબોલ કરી કંટાળો આપનાર વ્યક્તિને મળવા જતાં જીભ અત્યારે એના મોંમાં નથી, પણ ઘી ચોપડીને કબાટમાં ઊંચી મૂકી છાંડી છે એમ ખાતરી કરીને, નિર્ભયપણે આપણે મળવા જઈ શકત. કોઈ પર ગુસ્સે થઈ જઈએ, ત્યારે કલહ અને કંકાસના પ્રસંગ ઉપસ્થિત થતાં પહેલાં, આપણે મોંમાંથી જીભ બહાર કાઢી ગજવામાં મૂકી દઈ મારામારી ને ગાળાગાળીના પ્રસંગો કેટલી સહેલાઈથી ટાળી શકત ? બળવાખોર ભાષણ કરનારાઓને કોઈ પણ દેશની સરકાર કેદમાં પૂરે છે તેને બદલે તેમની જીભ જપ્ત કરી પોતાની સુરક્ષિતતા વધારે સારી રીતે જાળવી શકત. કદાચ કોઈ વાર જીભની અદલાબદલી પણ થઈ જાત, પણ તેમાં કંઈ નુકસાન ન થતાં ઊલટો ફાયદો જ થાત. બાળકના મોંમાં કોઈ વૃદ્ધની જીભ આવતાં એ અનુભવભરી વાણીના ઉદ્દગાર કાઢી શકત. રામનું રટણ કરનારી જીભ ખ્રિસ્તના ઉપાસકના મોંમાં જઈને, રહીમને ભજનારી જીભ બ્રાહ્મણના મુખમાં જઈ ચડીને રામ, રહીમ ને ગૉડની એકતા આપોઆપ સિદ્ધ કરત. હજી યે ઈશ્વરને આટલો સુધારો કરવાનું સૂઝે તો ખોટું નહિ.

# પત્રલેખન

કોઈનો પણ મારા પર પત્ર આવે છે એટલે હું ગભરાઈ જાઉં છું. મને
થાય છે આનો હવે જવાબ લખવો પડશે. જેનો જવાબ લખવાની જરૂર ન
હોય એવા પત્રો ગમે એટલા આવે તો પણ હું મારી સ્વસ્થતા જાળવી શકું
છું. પણ સામાન્ય રીતે પત્રોનો જવાબ લખવો જ જોઈએ એવો નિયમ હોવાથી
મારે જેટલા પત્રો આવે છે તેના જવાબ લખવાની ફરજ પડે છે—જો કે એ
ફરજ હું હંમેશાં બજાવું જ છું એમ નથી.

પહેલાં જ્યારે મને કોઈ કાગળ નહોતું લખતું, ત્યારે મને ઘણું ઓછું
આવતું. બહારગામથી પોતાના પર પત્ર આવે એના જેવું સુખ અન્ય કોઈ
નહિ એમ મને લાગતું. આથી ઘણી વાર હું કલ્પિત કાગળો બહારગામથી—
દરિયાપારના દેશોમાંથી—મંગાવીને વાંચતો.

રવિવર્માનું શકુંતલાપત્રલેખનનું ચિત્ર એ મારું પ્રિય ચિત્ર હતું. નિરાંતે
સૂતી સૂતી પત્ર લખતી શકુંતલાની કલ્પના કરનાર રવિવર્મા માટે મને અદ્ભુત
માન ઊપજતું અને શકુંતલાની માફક સૂતાં સૂતાં કોઈ કાલ્પનિક વ્યક્તિને
કાલ્પનિક પત્ર લખવાનો હું પણ પ્રયાસ કરતો. તે વેળા કોઈના કાગળ મારા
પર આવે ને હું કોઈને કાગળ લખું એવી મને હંમેશ મહેચ્છા રહેતી.

પણ હવે મને શકુંતલાની અદેખાઈ આવતી નથી. એની માફક બે
જણ—અંગત મિત્રો—વાત કરતા હોય તે પડ્યાં પડ્યાં સાંભળ્યાં કરવાનું મને ગમે
છે. પણ મિત્રોની વાત સાંભળવાની, તેમાં વચ્ચે વચ્ચે હુંકારો પૂરવાની તેમ જ
વાત આડે રસ્તે ઊતરી જતી હોય તો તેને ફરી પાટા પર ચડાવવાની મઝા
છોડી, પત્ર લખવાનો પરિશ્રમ કરવો એ તો પ્રેમમાં કે ધંધામાં પડેલા (ખરેખરા
અર્થમાં 'પડેલા') મનુષ્યનું કાર્ય છે. શૈશવમાં એ કાર્યમાં જે મોહિની જણાતી
તે આજે લાગતી નથી. નાનપણમાં મને અનેક વસ્તુ ગમતી તે આજે હવે,
કોણ જાણે કેમ, અપ્રિય થઈ પડી છે. હું નાનો હતો ત્યારે કાગળો લખવા

મને ગમતા, વરસાદ પડતો હોય ત્યારે વગર છત્રીએ બહાર જવાનું મન થતું, રસ્તે ચાલતા છોકરાઓ જોડે કશા પણ કારણ વિના મારામારી કરવાની વૃત્તિ થતી. તે વેળા હાથમાં કોથળી ને ફાટી ગયેલા ઓશીકાનો કટકો લઈ હું હજામ પણ થતો ને દાઢીમૂછ ન ઊગ્યાં હોય એવા પુરુષોની (ને ક્વચિત્ તો સ્ત્રીઓની પણ) હજામત કરવા તૈયાર થતો. 'અલ્યા, મારી હજામત કરશે કે?' એમ મને કોઈ કહેતું તો તે વેળા હું રાજી થઈ જતો ને આજે કોઈ એવો પ્રશ્ન કરે તો? પણ એ કલ્પના યે અસહ્ય છે. **वसुधैव कुटुम्बकम्** એ સૂત્ર તે વેળા મેં જીવનમાં ઊતાર્યું હતું કોઈની પાસેથી કંઈ પણ માગતાં મને શરમ ન લાગતી. આજે **कुटुम्बकमेव वसुधा**—કુટુંબને જ મેં વસુધા માની છે ને કોઈની પાસેથી લેખણી વસ્તુ માગતાં યે હું હિંમત હારી જાઉં છું ચોપડી વાંચતાં મારો જીવ જતો ને લખવુ પડે ત્યારે સંસાર સ્મશાનતુલ્ય થતો. તે વેળા મોટા થવાના મને બહુ કોડ હતા. આજે મારી ઉમરમાંથી પાચ-સાત વર્ષ ઓછા થઈ જતાં હોય તો મને ખાસ દિલગીરી થાય એમ નથી.

વર્ડ્ઝવર્થે બાળકને મનુષ્યનો પિતા કહી બાલ્યકાળના ગુણાવગુણો ને રુચિ-અપરુચિઓ જ મોટપણે પણ એનામા આવે છે એમ સિદ્ધ કરવા પ્રયાસ કર્યો છે. ઇન્દ્રધનુષ્ય નિહાળી નાનપણમા એનુ હૃદય ને એ બને નાચનાં એ વાત ખરી; પણ નાનપણમા પિપરમીટ-ચૉકલેટ જોઈને પણ એ ને એનુ હૃદય કૂદતા તેમ મોટપણમાં કૂદતા ખરાં? મોટપણે લ્યૂસીને જોઈને એનુ હૃદય નાચી ઊઠતું તેમ નાનપણમા કદી થતુ ખરુ? મને લાગે છે કે વર્ડ્ઝવર્થનો આ સિદ્ધાત, કાવ્યની શૈલી વિષેના એના સિદ્ધાતની પેઠે, અર્ધસત્ય જ છે બાળક જ્યારે જુવાન થાય છે ત્યારે કાંઈ પણ એનુ એ રહેતું હોય તો એનાં માબાપ ને એનું નામ, એની રુચિ-અપરુચિઓ નહિ. એ પોતે તો આખો-શરીરે, મને ને આત્માએ બદલાઈ જાય છે.

આમ છતાં વર્ડ્ઝવર્થનો સિદ્ધાન સાચો હોય તો યે મારી બાબતમા નથી. મારું નાનપણ જોનારાઓએ મોટપણે હું આવો થઈશ એવી કદી કલ્પના કરેલી નહિ. નાનપણમાં, બિલાડીને જોઈને ઊદર નાસી જાય તેમ ચોપડીઓ જોઈને મને નાસી જતો જોનારા, આજે, બિલાડી ઉંદર પર તરાપ મારે તેમ ચોપડી પર મને તરાપ મારતો જોઈ આશ્ચર્યની પરાકાષ્ઠા અનુભવે છે. કપાયેલા પતંગો પકડવાને છાપરે છાપરે કૂદતો, હોળીમાં બાળવા માટે ઘરમાથી છાનેમાનો લાકડાં ચોરતો, અગાસીએ ચડી રસ્તે ચાલતા લોકો પર વગર કારણે પથરા

ફેંકતો એવો હું, આજે એક માસિકના તંત્રી ને વ્યવસ્થાપકના હુકમને માન આપી, એક ખૂણે નીચી બોચીએ લેખ લખવા બેસીશ એવી કલ્પના તો મેં પણ નહોતી કરી. નાનપણનો હું એ જ અત્યારનો હું હોત તો હાથમાં કલમ ઝાલી લખવા બેઠો ન હોત, પણ ચેવડાવાળાની દુકાને ઊભો ઊભો ચેવડો ફાકતો હોત, જાદુગર બની લાકડી ફેરવી શાળાના શિક્ષકોને બેઇલ, ગોકળગાય ને વંદા બનાવવાના કાર્યમાં રોકાયેલો હોત. ઘોડે બેસી અજાણ્યાં જંગલોમાં ફરતો હોત કે નાટકના નટોની સાથે મોટે અવાજે ગાયનો લલકારતો હોત.

પત્રલેખનનો મારે શોખ જતો રહેવાનાં ઘણાં કારણો છે નાનપણમાં પત્ર લખવાનું કાર્ય જેટલું મને સહેલું લાગતું એટલું સહેલું નથી એમ અનુભવે-અનેક કડવા અનુભવે-મને શીખવ્યું છે.

પહેલું તો એ જ, કે કોઈ પણ પત્રનો જવાબ લખવામાં શારીરિક શ્રમ પડે છે માનસિક ગમે એટલી મહેનત ઉઠાવવા હું તૈયાર છું; મારી કલ્પના દોડે છે અથવા વિચાર ચાલે છે તેનો શ્રમ મારા શરીરને પડતો હોત, તો જન્મ્યા પછી બહુ જ થોડા વર્ષોમા અતિશય શ્રમને લીધે હુ મૃત્યુ પામ્યો હોત. પણ મનના વિચારને કાગળ પર ઉતારવામા હાથને મહેનત આપવી પડે છે તે મને ગમતું નથી. મારા પર આવેલો પત્ર વાંચતાં જ તેનો જવાબ મારા મગજમાં ઘડાઈ જાય છે. કેટલીક વાર તો પત્રના પ્રત્યેક વાક્યનો જવાબ એ વાક્ય વાંચતાં જ મારું મગજ મનમાં ને મનમાં જ બોલે છે. દાખલા તરીકે, થોડા દિવસ પર આપણી એક જાહેર સંસ્થામાં દાખલ થઈને લોકસેવા કરવાના મહોદ્દેશથી પ્રેરાયેલા એવા ઉમેદવારનો પોતાને મત આપવાની વિનતિ કરતો પત્ર મારા પર આવ્યો હતો. એનો મેં જવાબ લખ્યો નથી પણ મેં કાગળ દ્વારા આવેલા ઉમેદવારના પ્રત્યેક વાક્યનો ત્યાં ને ત્યાં જવાબ દઈ દીધો હતો.

'મને લોકસેવા કરવાની ઉમેદ છે.' એમણે લખ્યું હતું.

'તારા કુટુંબની જ સેવા કરવી' મારા મગજે જવાબ દીધો.

'મેં અહીંની તેમ જ પરદેશની યુનિવર્સિટીની ઊંચી ઉપાધિઓ પ્રાપ્ત કરી છે, તે પરથી લાયકાતની આપને ખાતરી થશે' એમના પત્રે કહ્યું.

'એ લાયકાત તો તને સારી નોકરી અપાવવાના કાર્યમાં ખપી ગઈ. લોકસેવા માટે જુદા પ્રકારની લાયકાત જોઈએ.' મારા મગજે જવાબ દીધો.

'મેં વખતોવખત લોકસેવાનાં કાર્ય કર્યાં છે'. પત્ર આગળ વધ્યો.

'એમ કે?' તિરસ્કારથી મારા મગજે પૂછ્યું.

'ધરતીકંપનુ ફંડ ઉઘરાવવામાં મેં સ્થાનિક સમિતિને ઘણી મદદ કરી હતી.' ઉત્સાહપૂર્વક પત્રે કહ્યું.

'તેં કેટલા ભર્યા તે બોલની?' મારા મગજે પૂછ્યું.

'તમારો મત મને આપશો તો ઉપકૃત થઈશ.' ડચકિયાં ખાતાં ખાતાં એના પત્રે કહ્યું.

'ને તુ મને શું આપશે?' મારા મગજે પૂછ્યુ. પણ પ્રશ્ન અનુત્તર રહ્યો.

આમ જવાબ તો હુ કોઈ પણ પત્રનો–અરે! પત્રમાંના કોઈ પણ વાકયનો –લખી શકું એમ છું, પણ પક્ષી પેઠે સ્વતંત્રતાથી અગાધ આકાશમા વિહાર કરતા વિચારોને કાગળના પાંજરામા પૂરવા મને ગમતા નથી. વિચારોનો 'ફોટો' પડાતો હોત તો હું પ્રત્યેક પત્રના જવાબનો ફોટો પડાવી તે મોકલાવત. પણ એ શોધ થાય, અને પૈસા ખર્ચ્યા વિના એનો લાભ લઈ શકાય એવું બને, ત્યાં સુધી મારા પર આવેલા અનેક પત્રો અનુત્તર રહેવાના. એમાં મારો દોષ નથી, વિજ્ઞાનનો છે. આવી, મારે માટે અત્યંત જરૂરની એવી શોધ કરવામાં એ વિલંબ શા માટે કરે છે?

કેટલીક વાર મને–કમને હું જવાબ લખવા કટિબદ્ધ થાઉં છું, ત્યારે મને માલૂમ પડે છે કે ઘરમાં પોસ્ટકાર્ડ, પરબીડિયાં કે સ્ટેમ્પ નથી. કદાચ એ બધું હોય, તો શાહી થઈ રહી હોય. ને શાહી પણ નીકળી આવે, ત્યારે ટપાલનો વખત થઈ ગયો હોય, એ જાણી મને થતો ન્હોઈ તો શોક થતો નથી. પણ 'ચા...લો, હવે કાલે લખીશું' કરી હું સ્વસ્થતા અનુભવું છું. ને પછી એવી તો કેટલી યે કાલ વીતી જાય છે, પણ જવાબ લખવાનો મને સાંભરતો જ નથી, અને અચાનક સાંભરી આવે છે ત્યારે કાં તો હું રસ્તામાં દોડું છું. અથવા ટપાલનો વખત વીતી ગયો હોય છે. એક પત્રનો જવાબ લખવામાં યે કેટલીક કડાકૂટ! બ્રહ્મજ્ઞાન મેળવવા માટે પણ સાધનચતુષ્ટયની જ અપેક્ષા, પણ જવાબ લખવા માટે તો ચાળીસથી યે વધારે સાધનોની જરૂર પડે છે.

માર્ગમાં આવતી અનેકાનેક અડચણોની સામે થઈ હું મહૂળનાથી પત્ર પૂરો કરી રહું છું ત્યાં સરનામું મારી સામે આવીને ધૂરકતું ઊભું રહે છે. જેને

પત્ર લખનારનો હોય તેનું સરનામું જરૂર ન હોય ત્યારે મને હંમેશ યાદ રહે છે, પણ કામને વખતે એ, કોણ જાણે કેમ, મારા મગજમાંથી સરી જાય છે આજે જ મેં મારા એક સગાને પત્ર લખ્યો પણ તેનું સરનામું યાદ ન હોવાથી હજી એ મારી પાસે જ પડ્યો છે. એનું સરનામું એ દિવસ પર મેં બીજા એક ગૃહસ્થને આપ્યું હતું, અને થોડા દિવસ રહીને એને વિષે પૂછપરછ કરનારાઓને હું એનું સરનામું જરૂર આપી શકીશ. પણ એનો લખેલો જવાબ બીડવા જઈશ એટલે પાછું ભૂલી જઈશ. એને મળીશ ત્યારે હું એને સમજાવી પણ શી રીતે શકીશ કે 'ભાઈ તમારું સરનામું હું હંમેશ ભૂલી જતો !' મેં બીજાને આપેલાં સરનામાઓ, દૂધ પાઈને ઉછરેલા સાપની પેરે, અથવા ચા પાઈ ને ઘરમાં પેધાડેલા પાડોશીની પેરે, મારી સામે થશે.

આખો સમુદ્ર તરીને આમ ખાબોચિયામાં ડૂબી જાઉં છું. કેવળ પત્ર-લેખનના વિષયમાં જ નહિ, પણ અનેક બાબતમાં અડચણોનો આખો સમુદ્ર તરી નાનકડા ખાબોચિયામાં હું ડૂબી જાઉં છું. આવું મને જ થાય છે કે બીજાઓને થાય છે તે હું જાણતો નથી. પરંતુ મને તો સમુદ્રને તરવાનું ને ખાબોચિયામા ડૂબી જવાનું કાર્ય કેવળ સ્વાભાવિક હોય એમ લાગે છે. હમણાં હમણાં સખ્ત ઠંડી પડી ગઈ તે વેળા મને કંઈ થયું નહિ. પણ ઠંડી ઓછી થઈ ગઈ ને હવે શરદી થવાનો સંભવ નથી એમ મને લાગ્યું કે બીજે જ દિવસે મને શરદી થઈ! સરી જવાય એવી ટેકરીઓ પર સડસડાટ ચડી ગયા કેડે, કોઈ પણ સરી ન પડે એવી સપાટ જમીન પર આવી હું ઘણી વાર સરી પડ્યો છું. પર્વણીના દિવસોએ આખી રાત સહેલાઈથી ઉજાગરો કરી સવારના છ—સાત વાગ્યે હું અનેક વાર ઊંઘી ગયો છું ને મને ઊંઘમાંથી ઊઠેલો જોનારાઓએ મેં જાગરણ કર્યું હતું એમ માનવાની હંમેશ ના કહી મારા દુઃખમાં વૃદ્ધિ કરી છે.

પ્રત્યેક પત્ર લખનારે પોતાના દરેક પત્રમાં પોતાનું સરનામું લખવું જોઈએ. એ વિષયનો ભંગ થવાને લીધે મેં એક મિત્ર ગુમાવ્યો છે. અમે શાળામાં હતા ત્યારે સાથે વાંચતા ને ખેલે જ સાથે ફરતા. શાળા છોડી એ અમદાવાદ નોકરી કરવા ગયા. ત્યાં જઈ એમણે મને પત્ર લખ્યો ને પોતાનું સરનામું જણાવ્યું દુર્ભાગ્યે એ પત્ર મારી પાસેથી ખોવાઈ ગયો. હું જવાબ ન લખી શક્યો. એમણે બીજો પત્ર લખ્યો. પણ તેમાં એમનું સરનામું નહોતું. એમને કુદરતી રીતે જ જવાબ ન મળ્યો. એ પછી એમણે બીજા પાંચ—સાત

પત્રો લખ્યા. અને છેવટે મિત્રને ભૂલી જવાનો ને બીજા અનેક આક્ષેપ મારા પર ઢાલવ્યા. પણ એમાનો એકાદ આક્ષેપ ઓછો કરી, તેને બદલે એમણે પોતાનું સરનામું લખ્યું હોત, તો એમાંના એક પણ આક્ષેપને હું પાત્ર નથી એમ હું સિદ્ધ કરી શકત.

કાગળ ને તેનો જવાબ લખવાનો કંટાળો એ, હું માનું છું કે, આત્માની ઉચ્ચતાની નિશાની છે. આત્માના જન્મસિદ્ધ અધિકાર નિવૃત્તિની આડે આવે છે આકાશમાંથી ઉત્પન્ન થતા શબ્દોને એ બાંધી લેવા મથે છે. વ્યાવહારિક જગતની પેલે પાર વસતા અધિકારી આત્માઓ પત્ર તથા તેનો જવાબ લખવાનું પસંદ કરતા નથી.

દિવસના ઓછામાં ઓછા દશ પત્ર લખનારા રા. ચંદ્રશંકર પંડ્યા જેવાઓ આ વાત કબૂલ નહિ કરે અને જવાબ ન લખનારાઓને 'કાગળ ખાઈ જનારા' પ્રાણીની ઉપમા આપવા પ્રેરાય. સ્વ. મણિલાલ નભુભાઈ પેઠે જેને અભેદની ઝાંખી થઈ હશે તે તો તુરત જ સમજશે કે 'કોને લખું ને કોણ વાચશે?' લખનાર ને વાચનાર વચ્ચે જ્યાં ભેદ જ નથી, ત્યાં પત્ર શા ને તેના જવાબ શા?

પત્રનો જવાબ લખવાનું કાર્ય આટલું બધું કઠિન છે એમ ઘણા કદાચ નહિ માને. જે દિવસે પોતાને કોઈનો પત્ર મળે તે જ દિવસે તેનો જવાબ લખી દેવો એમ માનનારા ને એ પ્રમાણે વર્તનારા પણ મેં જોયા છે—અદેખાઈભરી આંખે જોયા છે. કેટલાક પોતાના પર આવેલા પત્રો અમુક સંખ્યાએ પહોંચે ત્યારે એકસામટો જવાબ લખી નાખે છે. કેટલાક અમુક દિવસો સુધીમાં ભેગા થયેલા સર્વ પત્રોનો જવાબ લખે છે તેમાં મારા જેવા કેટલાક એવા પણ હશે, જે જીવન દરમિયાન આવનારા બધા પત્રો ભેગા થાય પછી જ જવાબ લખવાનો વિચાર કરી શકે.

વાસ્તવિક રીતે જોતાં જવાબ લખવો એ કાળનો જ પ્રશ્ન છે. કોઈ તુરત લખે, કોઈ અઠવાડિયે લખે, તો કોઈ પંદર-ત્રીસ દિવસે. 'હું અનંત યુગનો તરનાર યોગી' અમુક સમય સુધી—કદાચ, પત્ર લખનારની કે મારી જિંદગી સુધી—જવાબ ન લખું તેથી, હું જવાબ નથી લખતો એમ સિદ્ધ થતું નથી. કેટલાક આ જિંદગીમાં જવાબ લખે તો કોઈક આવતી જિંદગીમાં પણ લખે. હું આવતી જિંદગીમાં લખવાનું પસંદ કરું છું.

કોઈ પણ પત્રનો જવાબ બે રીતે લખી શકાય છે એક તો, આવેલો પત્ર વાંચીને તે પર વિચાર કરી, કાગળ ને શાહીની મદદથી તે વિચારને અક્ષરમાં મૂર્ત કરી, ટપાલખાતાની મદદથી તેને ધારેલે સ્થળે પહોંચાડીને. બીજી રીત આથી ઘણી સરળ છે. કોઈ પણ પત્ર આવ્યો જ નથી એમ માનીને કંઈ પણ ન કરવું આથી પત્ર લખનાર ઘણો વખત પોતાના પત્રના ઉત્તરની વાટ જોઈ બેસી રહે છે, બહુ થાય તો બીજો પત્ર લખે છે, પણ આખરે જાણે જવાબ મળી ગયો હોય એમ એ શાંત થઈ જાય છે. પત્રના આવ્યાને થોડા દિવસ વીત્યા પછી આપણને જ થશે કે હવે આનો જવાબ લખ્યો તો યે શું ને ન લખ્યો તો યે શું? કેવળ મમત્વના પ્રભાવે જ એ પત્ર એવી ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકાએ પહોંચી જાય છે, જ્યાં સુખ અને દુઃખની પેઠે જવાબ અને જવાબનો અભાવ મને સરખાં છે એ ભૂમિકા પ્રાપ્ત થયા પછી જવાબ લખ્યા વગર આપણે જવાબ લખ્યાનો સંતોષ અનુભવીએ છીએ



| માનવબુદ્ધિનો વધારેમાં વધારે ઉપયોગ લડાઈના હથિયાર શોધી કાઢવામાં થયો છે, તેમ જ માનવપ્રગતિનો ઇતિહાસ એટલે યુદ્ધના સાધનોનો વિકાસ, એ સાધારણ વિચાર કરનારને પણ સમજાય એવું છે |
| --- |

## નન્નો

આપણા જીવનમાં તેમ જ સાહિત્યમાં નન્નાનું મહત્ત્વ ઘણું છે. આદિ કવિનું બિરુદ પામનારા નરસિંહ મહેતા, આધુનિક ગુર્જર સાહિત્યની નવનવી દિશાઓનું પ્રથમ દર્શન કરાવનાર નર્મદ, આપણા પહેલા વિવેચક નવલરામ, પ્રથમ વાર્તાકાર નંદશંકર, અંગ્રેજી લિરિક જેવા શુદ્ધ ઊર્મિગીતો પ્રથમ રચનારા નરસિંહરાવ, ભવ્ય કલ્પના ને આદર્શ ગુજરાતમા પ્રથમ રજૂ કરનારા નાનાલાલ —આમ આપણા સાહિત્યમા નકારનુ મહત્ત્વ ઓછું નથી. એ જ પ્રમાણે જીવનમાં પણ નકારનું સ્થાન ઘણુ મોટું છે.

કહેવત છે કે 'એક નન્નો સો દુઃખને હણે.' પ્રથમ દર્શને એમાં અતિશયોક્તિ જેવું ભાસે, પણ વસ્તુતઃ એ અતિશયોક્તિ નથી, હીનોક્તિ છે. એક નન્નો સો નહિ પણ હજારો દુઃખને હણે છે. પહેલી જ વાર ના કહી દેવાથી આપણે અનેક અડચણો ને ઉપાધિઓને આવતી ટાળી શકીએ છીએ.

જગતની જંજાળમાંથી છૂટવાને, સ્પૃહણીય મોક્ષપદની પ્રાપ્તિને માટે શંકરાચાર્ય સમા તત્ત્વજ્ઞોએ નૈષ્કર્મ્ય ને નિવૃત્તિનો બોધ કર્યો છે, તે પણ આ નકારનું જ મહત્ત્વ સિદ્ધ કરે છે. હું કાંઈ કરતો નથી ને કરવાનો યે નથી એમ કર્મમાર્ગ માટે નન્નો વાસી દીધો એટલે તરત મોક્ષમાર્ગે પ્રયાણ શરૂ થઈ જાય.

બાળકનો અભિપ્રાય અમારાથી જુદો હતો; અને એ અભિપ્રાય તે સુરુચિ કે સૌજન્યની પરવા કર્યા સિવાય મોટે અવાજે પ્રગટ કર્યા કરતું હતું થોડી વાર તો એ ગૃહસ્થે બાળકને છાનું રાખવાના પ્રયત્નો કર્યા, પણ અંતે થાકીને એ થિયેટરની બહાર ગયા. બીજા અંકમાં બાળક નિદ્રાવશ થઈ ગયું એટલે એમણે મને કહ્યું 'તમે આને જરા રાખશો? હું જરા બહાર જઈને ઘેરથી માણસ આવ્યો હોય તો જોઈ આવું' હું જાણતો હતો કે બાળકનો હું કબજો લઈશ કે તુરત જાગી ઊઠીને એ પાછું રડવાનું શરૂ કરશે 'ના, મારાથી નહિ રખાય, તમારી જોડે જ લઈ જાઓ' હું બોલ્યો યે ખરો પણ તે મનમાં જ, ને બહાર પ્રગટ રીતે મેં કહ્યું–મારાથી કહેવાઈ ગયું: 'હા, એમાં શું ! લાવોની'. ને એ સદ્‌ગૃહસ્થ બાળકને મારા હાથમાં પધરાવી ઘેરથી આવેલા માણસને જોવા ઊપડી ગયા અને છેક નાટક પૂરું થવા આવ્યું ત્યારે પાછા આવ્યા. એ દોઢ–બે કલાક સુધી મેં એ રડતા બાળકની માતા બનવાના જે નિષ્ફળ પ્રયોગો કર્યા તે જોઈ મારા શત્રુને યે દયા આવી હશે પાછળથી મને ખબર પડી કે એ 'સદ્‌ગૃહસ્થ' કોઈ માણસબાણસને જોવા નહોતા ગયા, પણ પોતાના બાળકને મારા હાથમાં પધરાવી બીજા વર્ગમાં બેસી નિરાંતે નાટક જોતા હતા !

જગતમાં બે જ પ્રકારના મનુષ્યો છે: ના પાડનારા ને હા કહેનારા એમાં પ્રથમ વર્ગના મનુષ્યો સામાન્ય રીતે સુખચેનમાં રહે છે. જે જે લપ કે ઉપાધિઓ એને વળગવા આવે છે તે તે સર્વને, 'ના'ના અભેદ્ય કિલ્લામાં પોતે ભરાઈ રહી, બહારથી જ પાછી વાળે છે. નકારનું વજ્ર સમું બખતર પહેરી એ જીવનસંગ્રામમાં ઝુકાવે છે અને અક્ષત રહીને વિજય મેળવે છે. કેટલીક વાર નકાર હકારનું સ્વરૂપ પણ ધારણ કરે છે; પણ તેથી છેતરાવાનું નથી. હાનો અંચળો ઓઢી અંદર તો ના જ છુપાયેલી હોય છે. એવા પણ માણસો હોય છે, જે જિંદગીમાં ના પાડતાં શીખ્યા જ ન હોય, પણ તેમને ખરી રીતે હા કહેનારાના વર્ગમાં મૂકી શકાય નહિ મારા એક પાડોસી છે. એ કદી કોઈ વાતમાં ના પાડતા જ નથી છતાં એમનું વર્તન જોઈ મેં એમને ના કહેનારાના વર્ગમાં મૂકયા છે રાતે પાનાં રમવા એમને બોલાવીએ તો 'હા, હમણાં આવ્યો' એમ જવાબ દે, પણ આવે તો નહિ જ. એ બહાર જતા હોય ને તમે એને પૂછો: 'જરા મારો કાગળ લેતા જશો? રસ્તામાં ટપાલમાં નાખી દેજો' 'હા, ચ્ચ્ચ' એ કહે ને પછી તમારો કાગળ લેવા આવ્યા વગર ચાલ્યા જાય. અણગમતી હા કહી તે ન કરનારા આવા મનુષ્યોમાં કાં તો સીધી ના કહેવાની શક્તિ હોતી નથી, અથવા તો 'આ હું કરવાનો તો નથી જ પણ સામા

માણસની લાગણી દુભાવવી શા માટે?' એમ ધારી એ પોતાના નકાર પર હકારનો ઢોળ ચડાવે છે. આથી ઊલટું હાના અર્થમાં ના કહેનારા પણ હોય છે. વિનય ખાતર, આગ્રહ કરાવવા ખાતર, મોટાઈના અતિશયોક્તિભર્યા ખ્યાલથી કે બીજા કોઈ કારણને લીધે, પોતાને અમુક વસ્તુ ગમતી હોય છતાં તેની પહેલાં તો ના જ પાડનારા મનુષ્યો બહુ વિરલ નથી. પ્રમુખપદને માટે આનાકાની કરતા પ્રતિષ્ઠિત પુરુષ, મંત્રી કે પ્રમુખ તરફથી મળતા હારને ગળામાં ધારણ કરતાં અચકાતો વક્તા, પોતાને માટે માનપત્રનો મેળાવડો કરવાની જરૂર નથી એમ કહેતો ઉચ્ચ પદવી કે પદ પ્રાપ્ત કરેલો કોઈક અધિકારી—એ સર્વ ઉપલા વર્ગના છે. મોઢે તેઓ ના કહે છે, પરંતુ એમની ના ઘણુંખરું હકારાત્મક હોય છે. પ્રણયીઓ વચ્ચે, ખાસ કરીને પ્રિયતમા મુગ્ધા કે નવોઢા હોય છે, ને પ્રિયતમ કે પતિ નવો પરણેલો અથવા બિનઅનુભવી હોય છે ત્યારે, આ ના-હાની રમાકસી બહુ રસિક થઈ પડે છે. શૃંગારની પરિભાષામાં તો ના એટલે હા એમ ઘણી વાર સમજી લેવું પડે છે. એ પ્રેમોર્મિથી ઊછળતા હૃદયવાળાં પ્રણયીઓને, તેઓ ગમે એટલી ના પાડતા હોય તો યે, હા પાડનારાંના વર્ગમાં જ મૂકવાં ઉચિત છે.

પરંતુ હું અહીં જે નન્ના વિષે વાત કરું છું, તે આવા, ગમતી વસ્તુને માટે પણ શરમ અથવા વિનયને લીધે ઉચ્ચારાતા નકારની નહિ, પણ આપણને બિલકુલ ન ગમતી હોય એવી વસ્તુઓ માટેના સીધા ને સ્પષ્ટ નકારની. જેણે વગર કારણે દુખી થવું ન હોય તેણે ના કહેતા શીખવાની જરૂર છે. આપણા ધર્મના, સમાજના, સરકારના કાયદાઓ તથા વિવેક, વિનય આદિની મર્યાદાઓને લીધે આપણાથી ઘણી વાર, જરૂર હોય ત્યારે પણ ના પાડી શકાતી નથી. ધર્મને બહાને આપણી જન્મસિદ્ધ સુખસગવડોનો ભોગ આપવાના અનેક પ્રસંગે, જુલમીઓના જુલમને સહન કરતી વેળા, અન્યાયીઓના અન્યાયનું સમર્થન, અપ્રત્યક્ષ રીતે પણ કરવું પડે ત્યારે, ફંડમાં નાણાં ભરાવવા મિત્ર કે મોટેરાં આગ્રહ કરી રહ્યાં હોય તે વખતે, કે ક્રોધ આવતો હોય કે બીજું કંઈ કામ હોય તે વેળા કોઈ મળવા આવી ચડે ત્યારે, જો ના પાડી શકાતી હોત તો દુનિયામાં કેટલાં દુઃખ ઓછાં થઈ જાત? પરણ્યા પછી પત્નીનું મોં ગમે નહિ તો પતિ એને રાખવાની ના કહી દે, સંતતિની અણધારી પરંપરા એક પછી એક ચાલી આવે ત્યારે એ સર્વનું પોષણ કરવાની પિતા ના કહી દે; લેખ લેવા માટે તંત્રી અથવા એના તરફથી કોઈક અધિકૃત મનુષ્ય આવીને માગણી પર માગણી કર્યા કરે ત્યારે લેખક લેખ આપવાની ના પાડી દે; ઓળખીતાને ત્યાં

મળવા ગયા હોઈએ ને ગરી ચા પીવાનો આગ્રહ કરે ત્યારે આપણે સ્પષ્ટ રીતે ના કહી શકીએ, કોઈ ટીખળ તમારા પુસ્તક પર ટીકા લખી આપવાને પ્રવૃત્ત થાય અથવા કોઈક ઊગતો કે ઊંઘતો લેખક પોતાના પુસ્તક માટે તમારી પાસે પ્રસ્તાવના લખાવવા આવે ત્યારે ના પાડી દો, તો સર્વે કેટલા સુખી થાય? ના કહેવાની અશક્તિને લીધે જ, આપણા મૃદુ હૃદયદૌર્બલ્યને લીધે જ આપણે સૌ આટઆટલી હેરાનગતી ભોગવીએ છીએ સ્ત્રીની ના તે હા સમજવી એમ કોઈક વિચારકે કહ્યું છે તે ખરું છે કે નહિ તે તો અનુભવીઓ જાણે, પણ જેમનું હૃદય સ્ત્રી જેવું કોમળ ને સ્વભાવે જેઓ નિર્મળ હોય છે તેમનાથી ના પાડી શકાતી નથી ક્વચિત્ તેઓ ના કહે છે તો પણ પછીથી તેમને હા કહેવી જ પડે છે, એ સામાન્ય અનુભવની વાત છે

'આટલું કામ જરા કરી આપશો?'—એવા પ્રશ્નના ઉત્તરમા તુરત ના કહી દેનારાઓને હુ જોઉ છુ ત્યારે મને તેમની બહુ અદેખાઈ આવે છે મારાથી એ પ્રમાણે કદી ના કહી શકાતી નથી મુગ્ધ કન્યકા પ્રિયતમ આગળ જતા ઠેઠ દરવાજા સુધી જઈ જેમ અટકી જાય છે, તેમ મારી ના છેક હોઠ સુધી આવી આગળ જવાની ના પાડે છે રાતે સૂતી વેળા, હવેથી કોઈ આવીને કામ સોંપે અથવા ફંડ માટે કે ઉધાર પૈસા માગે, તો જરા અચકાયા વગર ના કહી દઈશ એમ હુ બહાદુરીથી દરરોજ નિશ્ચય કરુ છુ પણ બીજે દિવસે ઊગતા સૂર્યના પ્રકાશમા મારો બહાદુરીભર્યો નિશ્ચય ઓગળી જાય છે બહુ થાય તો ઘરના માણસોને ... ના કહી શકુ છુ હુ અપચાથી પીડાતો હોઉં, ઘેર ખાવાની ના કહી હોય, છતા કોઈ જમવાનો આગ્રહ કરે તો હું જમવા બેસી જાઉ છુ ચા પીવાની વૃત્તિ ન હોય ને કોઈ ચાનુ પ્યાલું ધરે તો તે તુરત સ્વીકારી લઉં છુ અરે' કોઈ વિદ્યાર્થી દાખલો પૂછે ત્યારે મને નથી આવડતો એટલું યે હું કહી શકતો નથી

અને આ લેખ પણ મારી ના પાડવાની અશક્તિનુ જ પરિણામ છે એમ વાચક સહેલાઈથી સમજી શકશે'

★

## યુયુત્સા

હમણાં ત્રણ–ચાર મહિનાથી એક જાણીતા માસિકમાં મારા લેખો પ્રગટ નહોતા થતા તે જોઈ એક મિત્રે મને પૂછ્યું : "હમણાં તમે લેખો કેમ નથી લખતા?"

"અમથો જ." મેં જવાબ દીધો.

"એમ તે હોય? તમારે ને તે તંત્રીને કંઈ થયું છે?"

"ના"

"તમે ના કહો છો, પણ તમારે કંઈ લડાઈ થઈ હશે."

"ના, લડાઈ શા માટે થાય?"

"શા માટે થાય તે હું જાણું? તમે સાહિત્યકારો હંમેશાં માંહોમાંહ લડ્યા જ કરો છો."

"મારે સામાન્યતઃ કોઈ પણ સાહિત્યકાર ને વિશેષતઃ એ પત્રના તંત્રી જોડે કોઈ પણ પ્રકારની લડાઈ થઈ નથી" એમ મેં જણાવ્યું.

એણે જવાબ ન દીધો, પણ મારી વાત એણે ખરી માની હોય એમ મને ન લાગ્યું.

ઊંઘે છે ને જમે છે, એ જ ન્યાયે "સાહિત્યકારો પરસ્પર લડે છે" એમ કહેવાનો અર્થ નથી, કારણ કે બધા જ મનુષ્યો પરસ્પર લડે છે. આહાર-નિદ્રાની પેઠે લડાઈ પણ સ્વાભાવિક ને સાર્વજનિક છે.

મનુષ્યજાતનો–પ્રાણીજાતનો–ઇતિહાસ એટલે લડાઇનો ઇતિહાસ. પશુમાંથી ઉત્ક્રાન્તિ પામીને આપણે મનુષ્ય બન્યા એ ડારવિનનો સિદ્ધાંત સાચો માનીએ, તો આપણો પશુ સાથેનો સંબંધ પરસ્પર લડવાની વૃત્તિ કાયમ રાખીને આપણે જાળવી રાખીએ છીએ. પશુમાંથી આપણે મનુષ્ય બન્યા છીએ એમ માનવામાં કોઈને અગત અપમાન જેવું લાગે, તો પણ પશુની પેઠે મનુષ્ય પણ લડાઈખોર છે એની એનાથી ના કહી શકાય એમ નથી. ખરી રીતે જોતાં યુયુત્સા એ પાશવવૃત્તિ છે એમ કહેવું યોગ્ય નથી. દેવો ક્યાં મનુષ્ય કરતાં ઓછું લડે છે! દેવાસુરસંગ્રામની હકીકતથી આપણાં પુરાણો ભરેલાં છે. બીજા ધર્મગ્રંથોમાં પણ ઇશ્વર અને શયતાન વચ્ચેનાં યુદ્ધનું વર્ણન જોવામાં આવે છે. જનાવરો લડે છે, માણસો લડે છે, અસુરો લડે છે ને દેવો લડે છે. આમ જનાવરથી માંડી દેવ પર્યંત સર્વ કોટિનાં પ્રાણીઓ લડે છે તો પછી લડવાની વૃત્તિને પશુવૃત્તિ માનવાનુ શું કારણ? દેવવૃત્તિ એ શા માટે નહિ?

જિજીવિષામાં યુયુત્સાનો અંતર્ભાવ થઈ જાય છે. યુયુત્સા વિના જિજીવિષા સંભવિત જ નથી. જીવવાની ઇચ્છા હોય, તો લડવાની પણ ઇચ્છા રાખ્યે જ છૂટકો. સામાન્ય રીતે તો લડાઈને લીધે જીવનનો નાશ થાય છે એમ આપણે જોઈએ છીએ, પરંતુ લડાઈને લીધે જ દુનિયામાં–આ અને પેલી બંને દુનિયામાં –જીવવું શક્ય બને છે એમ ઊંડો વિચાર કરનારને લાગ્યા વિના રહેશે નહિ.

સૃષ્ટિ આખીનો ઇતિહાસ જોતાં ઉપર્યુક્ત કથનની વાસ્તવિકતા સમજાશે. માનવજાતિના ઇતિહાસમાં પણ લડાઈ સિવાય બીજું શું છે? હિંદુસ્તાનનો ઇતિહાસ એટલે આર્યો અને અનાર્યોનાં, મુસલમાન ને રજપૂતનાં, હિંદી અને પરદેશીનાં યુદ્ધ. ઇંગ્લંડ અને ફ્રાન્સ, ઇગ્લંડ અને અમેરિકા, ઇંગ્લંડ અને જર્મની વચ્ચેનાં, તેમ જ ઉમરાવવર્ગ અને રાજા, રાજા અને આમવર્ગ, ઉમરાવવર્ગ અને આમવર્ગ વચ્ચેનાં યુદ્ધ સિવાય બીજું કંઈ નહિ. ધર્મનો ઇતિહાસ એટલે 'આસ્તિક' અને 'નાસ્તિક' વચ્ચેના ઝઘડા; સુધારાનો ઇતિહાસ એટલે જૂના અને નવા વિચારવાળા વચ્ચેના ટંટા; રાજકારણનો ઇતિહાસ એટલે સત્તાધીશ અને પ્રજા વચ્ચેની લડાઈ; લગ્નનો ઇતિહાસ એટલે સ્ત્રી અને પુરુષ વચ્ચે પ્રથમ મૈત્રી અને પશ્ચાત્ કલહ.

પાષાણયુગ, લોહયુગ ઈત્યાદિ યુગનાં નામો પણ હથિયારના વાચક છે એ શું દર્શાવે છે? લડાઈનું સાધન એ માનવજીવનમાં મહત્ત્વની વસ્તુ ન હોત, તો એના પરથી યુગનાં નામ ન પડત. લડાઈનું સાધન મહત્ત્વનું મનાય છે, કારણ કે લડાઈ મહત્ત્વની છે. લડવાની વૃત્તિનું માનવજીવનમાં અત્યંત મહત્ત્વનું સ્થાન છે.

ઈશ્વરે આપણને શરીર ને બુદ્ધિ આપ્યાં છે તે શા માટે? મનુષ્યની તેમ જ અન્ય પ્રાણીની પણ શરીરરચના જોઈશું તો માલૂમ પડશે કે પ્રત્યેક પ્રાણીને ઈશ્વરે કોઈ ને કોઈ અંગ-શસ્ત્ર જેવું-લડવાના સાધન તરીકે-આપ્યું છે. શીંગડાં, નહોર, પંજો, દાંત, હાથપગ વગેરે લડવાનાં જુદાં જુદાં હથિયાર જુદાં જુદાં પ્રાણીને પ્રભુએ બક્ષ્યાં છે. આપણને પણ લાત મારવા માટે પગ, મુક્કો મારવા માટે હાથ, લોહી કાઢવા માટે નખ, કરડવા માટે દાંત અને એ હથિયાર ઓછાં પડે તો વધારે સબળ ને સુંદર હથિયાર શોધી કાઢવા માટે બુદ્ધિ આપી છે. બુદ્ધિ વિચાર કરવા માટે આપી છે એમ મનાય છે પણ તે ખોટું છે. માનવબુદ્ધિનો વધારેમાં વધારે ઉપયોગ લડાઈના હથિયાર શોધી કાઢવામા જ થયો છે, તેમ જ માનવપ્રગતિનો ઇતિહાસ એટલે યુદ્ધના સાધનોનો વિકાસ એ સાધારણ વિચાર કરનારને પણ સમજાય એવુ છે.

આપણી બુદ્ધિમા સ્વભાવથી જ સામે થવાનો ગુણ છે. શિખામણ-સારી શિખામણ પણ-આપણને ગમતી નથી, એનું કારણ પણ એ જ છે. શરીરના બીજા કેટલાક અવયવોની પેઠે બુદ્ધિને પણ આપણે લડવાના સાધન તરીકે જ ગણીએ છીએ. કોઈ કંઈ કહે, તો તેની સામે થવું, જુદુ જ કહેવું બુદ્ધિને બહુ ગમે છે. ખોટી સભ્યતા, ખાલી વિવેક, કહેવાતી સંસ્કૃતિ વગેરેને લીધે આપણે ઘણી વાર સામા મનુષ્યની વાતો માન્ય કરી લઈએ છીએ. પણ કુદરતી રીતે તો એ જે કહે તેનો વિરોધ કરવાની જ પ્રેરણા આપણી બુદ્ધિને થાય છે.

મારા એક પરિચિત ગૃહસ્થ છે. એ અમુક વાત કહે ને આપણે એ કબૂલ કરીએ, એટલે તરત તેઓ કહેવાના: 'એમ કેટલાક માને છે, પણ એ વાત ખોટી છે ખરું જોતા મેં જે પહેલાં કહ્યું તે અજ્ઞાનમૂલક અભિપ્રાય છે.' 'અસ્પૃશ્યતા હિંદુ ધર્મનુ કલંક છે' એમ એ કહે; આપણે કહીએ: 'હા, તદ્દન ખરી વાત.' એટલે એ બોલી ઊઠે: 'શુ ધૂળ ખરી વાત? અસ્પૃશ્યતા વગર હિંદુ ધર્મમાં છે પણ શું? હિંદુ ધર્મમાથી અસ્પૃશ્યતા કાઢી નાખશો પછી રહેશે શું તેનો વિચાર કર્યો છે?' એમ કહી અસ્પૃશ્યતાનું તર્ક, શાસ્ત્ર વગેરે વગેરે પ્રમા-

ણોથી મંડન કરવા મંડી પડે એ સૌ સાંભળી બહુ જ કંટાળીને એમનું ભાષણ
અટકાવવા આપણે કહીએ 'તમારી વાત ખરી લાગે છે.' એટલે એ પાછા
એની જીદે 'તમને જુવાનિયાઓને વિચાર કરવાની ટેવ જ નથી અસ્પૃશ્યતા
તમને હોવી જોઈએ એમ લાગી ગયું, ખરું ને? આમ જ શાસ્ત્રીઓ ને પંડિતો
તમને મૂર્ખા બનાવે છે જરા બુદ્ધિ દોડાવી, શાસ્ત્રના એક–બે પ્રમાણ આપો
કે તમે કોઈ પણ વાત કબૂલ કરી દેવાના' એમ કહીને વળી પાછા અસ્પૃશ્યતાનું
ખંડન કરવા એ તત્પર બને

માનવસૃષ્ટિની પેઠે સાહિત્યની સૃષ્ટિમાં પણ લડાઈનું મહત્ત્વ ઓછું નથી
શૃંગાર ને કરુણની સાથે વીરને પણ મુખ્ય રસમાં ગણ્યો છે. સાહિત્યમાં શૃંગાર
જોઈએ તે કરતાં પણ વધારે પ્રમાણમાં ખેડાયો હોય એવું લાગે છે, પરંતુ
વીરરસનું મહત્ત્વ કરુણ ને શૃંગારથી યે વધારે છે 'રામાયણ', 'મહાભારત',
'ઇલિયડ', 'ઓડિસી', 'પેરેડાઈઝ લોસ્ટ' આદિ જગતનાં મહાકાવ્યો ગણાય છે,
તે સર્વમાં લડાઈ સિવાય બીજું શું છે? મહાકાવ્યની વ્યાખ્યા અનેક જણે
અનેક રીતે આપવાનો યત્ન કર્યો છે. પણ મહાકાવ્ય એટલે મારામારીનાં કાવ્ય
એમ કોઈ ટૂંકામાં કહે, તો એવી વ્યાખ્યા સૌથી વધારે સચોટ ને અદોષ થાય
એમ લાગે છે આપણી લોકપ્રિય નવલકથાઓ ને નાટકોમાં પણ યુદ્ધની જ વાત
આવે છે નાયક ને પ્રતિનાયક વચ્ચેના સ્થૂળ યુદ્ધ ન હોય એવી સાહિત્ય
કૃતિઓમાં, હૃદયના ભિન્ન ભિન્ન ભાવો વચ્ચેનાં પરસ્પર યુદ્ધનું દર્શન કરાવ્યું
હોય છે. ડુમાની નવલકથાઓ ને શ્રી મુનશીની 'પાટણની પ્રભુતા' 'ગુજરાતનો
નાથ' આદિ નવલકથાઓ અત્યંત લોકપ્રિય નીવડી છે તેનું કારણ એટલું જ
છે, કે એમાં ત્રણે પ્રકારનાં યુદ્ધોનું વર્ણન આવે છે. સ્થૂળ, શારીરિક મારામારી,
હૃદયના ભાવોના વિસંવાદ, બુદ્ધિની પટાબાજી–એમ સ્થૂળથી માંડી સૂક્ષ્મમાં સૂક્ષ્મ
યુદ્ધોના વર્ણનવાળી એ વાર્તાઓ લોકોના આદરને પાત્ર થઈ છે તે પરથી
લોકોને લડવાની વાત પણ કેટલી પ્રિય છે તે સમજાય છે

આપણાં માસિકો, પખવાડિકો ને અઠવાડિકોમાં સાહિત્યની ચર્ચા આવે
છે તેમાં પણ આ યુયુત્સા જ મુખ્યત્વે જોવામાં આવે છે મહાકાવ્યોનો યુગ
આથમી અત્યારે ટૂંકાં કાવ્યોનો યુગ આવ્યો છે, તે જ રીતે લાંબા શાસ્ત્રાર્થ
અત્યારે ઓછા થઈ ગયા છે ને તેનું સ્થાન ચર્ચાપત્રોએ લીધું છે ચર્ચાપત્રો ઘણી
વાર અંગત થઈ જાય છે, તો યે તટસ્થ વાચકોને એમાં રસ વધારે પડે છે
તેનું કારણ મનુષ્યના સ્વભાવમાં રહેલી કલહપ્રિયતા જ છે

સ્નેહ કરતા લડાઈ વધારે સ્વાભાવિક ને વધારે આનંદપ્રદ છે. બે પ્રણયીઓ બેઠા બેઠા પ્રેમગોષ્ટી કરતા હોય કે બે મિત્રો વાર્તાવિનોદ કરી રહ્યા હોય ત્યારે લોકોનુ ટોળુ ત્યા જામતુ નથી ઊલટું, લોકો બેદરકારીથી ને કેટલીક વાર તો તિરસ્કારથી ત્યાથી ચાલ્યા જાય છે. પણ બે માણસો લડતા હોય ત્યા, જાણે જમીનની અદરથી ફૂટી નીકળતા હોય એમ, એક પછી એક માણસો ઊભરાય છે પ્રણયચેષ્ટા કોઈને ગમતી નથી લડાઈ જોવી ન ગમે એવા કોઈક જ હશે પ્રેમના અપૂર્વ ઉન્માદમયનાં મોટામા મોટા પ્રણયીઓના આલિંગનો પણ વેપારીઓના આલિંગન જેટલા દૃઢ હોતા નથી.

ઈશ્વર પણ વેરભાવે મળે છે. ભક્તિ કરતા પણ વેરી તરફ ઈશ્વરની નજર હમેશ વધારે ઢળેલી રહે છે. આપણી કથાઓમા જણાવ્યા પ્રમાણે લક્ષ્મી કે પાર્વતી બહુ આગ્રહ કરે ત્યારે જ વિષ્ણુ કે શિવ દુખના ડુગર હેઠળ કચરાતા પોતાના ભકતને બચાવવા ધીરે ધીરે જાય છે, પણ પોતાનો કોઈ વેરી નીકળ્યો છે એમ સાભળતા વારને તેને મળવાને દોડે છે **यदा यदा हि धर्मस्य**—એ વારવાર બોલવામા આવતા ગીતાના શ્લોકનો ખરો મર્મ કોઈ સમજ્યુ હોય એમ લાગતુ નથી ઈશ્વર પણ માણસ ને જનાવરની પેઠે લડાઈખોર છે એટલો જ એનો અર્થ છે જ્યારે દુનિયામા પુણ્ય વૃદ્ધિ પામે છે અને ભકતો ને સંતો ઊભરાય છે, ત્યારે એને જગતમા અવતરવાનુ મન થતુ નથી. પણ ધર્મની ગ્લાનિ થતા અધર્મીઓ જ્યારે વધી જાય છે, ત્યારે જ એ અવતાર લે છે. તેનુ શુ કારણ? અધર્મનો નાશ કરવા? બરાબર, પણ અધર્મની સાથે અધર્મીનો પણ નાશ કરવાની એને ઇચ્છા હોય છે. અધર્મી સાથે લડવાનુ મળશે એવી લાલચથી જ એ જગતમા અવતાર લે છે બાકી સાધુસતોને—પોતાના મિત્રોને—અહીં આવીને મળવાનુ મન એને કેમ નથી થતુ? સાધુસતો પર શુ એને પ્રેમ નથી હોતો? એમ તો માની જ ન શકાય ત્યારે? એનો ખુલાસો એટલો જ કે પ્રેમ કરતા દ્વેષ વધારે બળવાન છે, પ્રણય કરતા લડાઈ વધારે આકર્ષક છે લડાઈ એવી સબળ વસ્તુ છે કે ખુદ ઈશ્વરને પણ એ અહીં ઉતારી લાવે છે

ખરી રીતે જોતા શાતિ જેવી કોઈ વસ્તુ જ નથી. શાતિ એટલે બે યુદ્ધકાળની વચ્ચેનો, લડાઈની તૈયારી કરવાનો વખત યુદ્ધ એ સાધ્ય છે, શાતિ તો સાધન માત્ર છે શાતિને નામે, શાતિ સ્થાપવા ખાતર કેટલીક વાર લડાઈ કરવામા આવે છે પણ એમા સાધન ને સાધ્યનો વિપર્યય છે જીવન એટલે જાગ્રતિ નહિ, પણ નિદ્રા, ઉદ્યોગ નહિ, પણ આલસ્ય, કર્મપરાયણતા નહિ, પણ

નિષ્ક્રિયતા, જીવિત નહિ, પણ મૃત્યુ એમ જો માની શકાય તો જ શાંતિ એ ધ્યેય ને યુદ્ધ તે સાધન એમ માની શકાય. એ મનુષ્યની પ્રકૃતિ છે, જીવિત વિકૃતિ છે એ કવિવરની ઉક્તિમાં જેટલું સત્ય રહેલું છે તેથી વધારે સત્ય 'એ મનુષ્યની પ્રકૃતિ છે. શાંતિ વિકૃતિ છે' એવી ઉક્તિમાં રહેલું છે.

એક વખત બે નાના છોકરાઓ એક રમકડાને ખાતર રસ્તે ચાલતાં લડી પડયા. શબ્દજંગ પરથી સ્વાભાવિક નિયમ પ્રમાણે શારીરિક જંગ પર ઊતરી પડ્યા. ત્યાંથી પસાર થતા મોટી ઉંમરના એક ગૃહસ્થે એ જોયું. 'લડો નહિ, લડો નહિ !' બે-ચાર વાર મોટેથી બૂમ પાડીને એણે કહ્યું. છોકરાઓએ એમનું કહેવું ગણકાર્યું નહિ, એટલે એણે જઈને શાંતિ સ્થાપવા ખાતર બંનેને બબ્બે તમાચા ખેંચી કાઢયા. પેલા છોકરાઓએ પોતાનો કલહ ભૂલી જરા દૂર જઈ મોટી વયના આદમી તરફ પથ્થર ફેંકયા. એ પુરુષ છોકરાને મારવા દોડયો. બેમાંથી એક પકડાયો તેને એણે મારવા માંડયો. એ છોકરાના પિતા ત્યાં આવી પહોંચ્યા. એણે 'હરામખોર ! આવડો મોટો થયો તો યે નાના છોકરા પર હાથ ઉપાડતા શરમ નથી આવતી?' કહીને એ ગૃહસ્થ જોડે જમાવી. મહોલ્લાવાળા ભેગા થઈ ગયા. કેટલાકે પિતાનો પક્ષ ખેંચ્યો, કેટલાકે પેલા ગૃહસ્થનું સમર્થન કરવા માંડયું. બે પક્ષ વચ્ચે વિગ્રહ શરૂ થયો અને નાના છોકરાઓને લડતાં અટકાવવાના પ્રયોગને પરિણામે મોટેરાઓ વચ્ચે યુદ્ધ જામ્યું. પ્રજાપ્રજાઓ વચ્ચે આ જ રીતે યુદ્ધ થાય છે. 'લીગ ઑફ નેશન્સ' તથા કેટલાક દોઢડાહ્યાઓ જગતમાં શાંતિ સ્થાપવાના પ્રયત્ન કરી રહ્યા છે. આપણે જાણીએ છીએ કે જગતમાં એમના પ્રયત્નનું કંઈ પણ પરિણામ નથી આવી શકતું. કદાચ કંઈ પરિણામ આવે તો યે તે એક જ પ્રકારનું આવે. શાંતિ સ્થાપવાના પરિણામે પણ યુદ્ધ જ થાય. જ્ઞાતિભેદનો લોપ કરવાના મહેચ્છુઓ જેમ જ્ઞાતિની સંખ્યામાં ઘટાડો કરવાને બદલે ઊલટો વધારો કરી રહ્યા છે, તે જ રીતે શાંતિ સ્થાપવાના ઉપાસકો પણ યુદ્ધને જ નિમંત્રણ દે છે. આમ છે તો, શાંતિના પ્રયત્નોને પરિણામે પણ યુદ્ધ જ હોય તો, પછી યુદ્ધ માટેના જ પ્રયત્નો શા માટે ન સેવવા ?

જેમ શાંતિને પરિણામે યુદ્ધ છે, તેમ પ્રેમને પરિણામે પણ કલહ છે. રાગ એ દ્વેષનો જ એક પ્રકાર છે. માનસશાસ્ત્રવિદો કહે છે કે પ્રત્યેક લાગણીમાં તેનો વિરોધ ભાવ રહેલો જ હોય છે. એ ન્યાયે રાગમાં દ્વેષ ને દ્વેષમાં રાગ હોય છે, એટલું જ નહિ, પરંતુ દ્વેષ રાગ કરતાં વધારે વિશાળ છે. જગત પર

વૈરાગ્ય થતાં પહેલાં રાગ થવો જરૂરનો છે. સાચો ગૃહસ્થાશ્રમી હોય તે જ સાચો સન્યાસી થઈ શકે છે. જગતમાં રચ્યોપચ્યો રહેનારો મનુષ્ય જ આખરે જગતથી કંટાળી ब्रह्म सत्यं जगन्मिथ्या કરી જગતનો દ્વેષ્ટા બને છે. કવિ ખબરદારે સ્નેહને વિશ્વધર્મ બનાવવાનો ઉપદેશ આપ્યો છે, પરંતુ સ્નેહ નહિ પણ વેર જ વિશ્વધર્મ થઈ શકે એમ છે. મનુષ્ય એક વસ્તુ ઉપર રાગ રાખે એનો અર્થ એટલો જ છે કે બીજી બધી એ પ્રકારની વસ્તુઓ તરફ એને વિરાગ–દ્વેષ છે. રાગનો વિષય એક અથવા તો અલ્પસંખ્યાક હોઈ શકે, દ્વેષનો વિષય અનેક– સમગ્ર વિશ્વ થઈ શકે. 'છે યુદ્ધ તો જગવવું પણ પ્રેમ રાખી' એમ કલાપીએ કહ્યું છે તેમાં પણ પ્રેમ રાખીને યે જગવવાનું તો યુદ્ધ જ છે. મહાત્મા ગાંધીજી શાંતિના પરમ ઉપાસક ગણાય છે, પરંતુ એમણે જેટલા યુદ્ધો આદર્યાં છે, એટલાં બહુ થોડાએ આદર્યાં હશે.

શાંતિના ઉપાસકો–યુદ્ધ આદરવાની ના કહેનારાઓ પણ અમુક વિષય પૂરતી જ યુદ્ધની ના કહે છે. રાજકારણમા પડેલાઓ ધાર્મિક ઝઘડાની સામે થાય છે, પણ પોતે રાજકીય યુધ્ધમાં ઝંપલાવે છે ને અન્યને તેમાં ભાગ લેવા નિમંત્રે છે. સમાજસુધારકો રાજકીય યુદ્ધમાં ન પડવાની સલાહ આપી જૂના વિચારવાળા જોડે યથેચ્છ યુદ્ધ આદરે છે. વસુધા સમસ્તને કુટુંબ માની કોઈ પણ સાથે યુદ્ધ ન કરવું એવી સલાહ આપનારા ભગવદ્‌ભક્તો ને સાધુપુરુષો ષડરિપુઓ સાથે કલહ મચાવવાની પ્રેરણા કરે છે.

વાસ્તવિક રીતે જોતા જેને જે જે વસ્તુ મહત્ત્વની લાગે છે તે તે વસ્તુ ખાતર તે લડવા તૈયાર થાય છે. અન્ય વસ્તુ ખાતર લડવુ તેને એ અધમતા લેખે છે. લડવાને લીધે જ વસ્તુની મહત્તા સમજાય છે. વસ્તુનુ મૂલ્યાંકન કરવાનાં અનેક ધોરણો છે ઉત્પાદન, ખર્ચ, ખપત, આવશ્યકતા અને વિરલતા એ ધોરણે સામાન્યતઃ વસ્તુનુ મૂલ્ય આંકવામા આવે છે. જેની ખપત વધારે ને ઉત્પાદન ઓછુ તેનું મૂલ્ય વિશેષ એવો સામાન્ય નિયમ છે. લોખંડ, અનાજ ને પાણી કરતા સોનુ, મોતી ને હીરા વધારે વિરલ છે.

પરંતુ ખરી રીતે જોતાં મૂલ્યાંકનનુ આ ધોરણ અયોગ્ય ને અનિશ્ચિત છે. અયોગ્ય, કારણ કે એમાં વસ્તુનું પોતાનુ કંઈ પણ મહત્ત્વ લક્ષમા લેવામાં આવતુ નથી. અનિશ્ચિત, કેમ કે ક્યારે કઈ વસ્તુ વિરલ થઈ જશે ને ક્યારે સુલભ થશે તે કહી શકાતું નથી. તેમ જ પ્રેમ, સત્ય, નીતિ, ઔદાર્ય વગેરેનુ મૂલ્ય પણ આ ધોરણે કાઢવું અશક્ય છે. મનુષ્યનું જે વડે સુખ વધે તે મૂલ્યવાન

એમ પણ કહેવાય એમ નથી મનુષ્યનુ સુખ શાથી વધે છે તે નક્કી થઈ શક્યું નથી સુખ શુ તે જ કહેવુ મુશ્કેલ છે અર્થશાસ્ત્રીઓ ને નીતિશાસ્ત્રીઓ ગમે તે કહે, પણ વસ્તુનું ખરુ મૂલ્ય તો આપણે તેને માટે બીજા જોડે લડવા તૈયાર છીએ કે નહિ તેના પરથી જ અંકાય છે ઉત્પાદન, ખરીદ જરૂરિયાત, વિરલતા, સુખદત્વ વગેરે સાપેક્ષ, અનિશ્ચિત ને અસ્થિર છે લડાયક વૃત્તિ તો આપણામા જન્મકાળથી જ હોય છે એ આપણો જન્મસિદ્ધ હક નહિ પણ સ્વભાવ છે, ને જે જે વસ્તુ એ વૃત્તિનો ઉદ્રેક સાધે તે સર્વ મૂલ્યવાન ગણી શકાય પૈસા માટે આપણે સગાવહાલા સાથે લડીએ છીએ, તે પૈસાની મહત્તાને લીધે જ સ્વતંત્રતા ખાતર પરાધીન પ્રજા લડે છે તેમા જ સ્વતંત્રતાનુ મૂલ્ય રહેલુ છે અસલ જ્યારે સ્ત્રી મ પત્તિરૂપ ગણાતી ત્યારે સ્ત્રી ખાતર નહાયુદ્ધો થતા પછી જમીનની કિંમત વધી એટલે જમીન માટે ઝઘડા થવા માડ્યા દિગ્વિજયની મહત્તા મનાવા માડી ત્યારે કેવળ વિજયયાત્રાના સ્મરણ માટે રાજાધિરાજએ નાનકડા ઠાકોરોના ગળા કાપી કીર્તિ કમાયા હવે વેપાર જગતનુ લક્ષ ખેચી રહ્યો છે, ત્યારે વેપારને ખાતર સુસસ્કૃત ને સમૃદ્ધ રાષ્ટ્રો એક-બીજાનુ નસતાન કાઢવા તત્પર બન્યા છે 'ધર્મને નામે ઝઘડા હોય ?' એમ કેટલાક કહે છે પણ સાચા ધાર્મિક પુરુષો જાણે છે કે ધર્મને ખાતર જ ઝઘડા હોય બાળકો 'રમકડા' માટે લડે છે ત્યારે આપણુને હસવુ આવે છે પણ આપણે આપણા 'રમકડા' ખાતર ક્યા ઓછુ લડીએ છીએ ? સિદ્ધાતને ખાતર પ્રિયજન જોડે પણ સિધ્ધાતવાદીઓ લડયા વગર રહેતા નથી આમ યુધ્ધ જ વસ્તુમાત્રના મૂલ્યાકનનું એક અને અદ્વિતીય ધોરણ છે

સ્થૂળ મારામારી એ જ માત્ર યુદ્ધનો પ્રકાર નથી યુદ્ધ અનેક સાધનો વડે થઈ શકે છે. શબ્દ વડે, અર્થ (દ્રવ્ય) વડે શરીર વડે, શસ્ત્ર વડે, ચેષ્ટાથી ને વૃત્તિઓથી—એમ જાતજાતના સાધનો વડે યુદ્ધ આદરી શકાય છે ચાર વર્ણની પેઠે યુદ્ધ પણ ચાર પ્રકારના હોઈ શકે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર શબ્દ અથવા ભાવના યુદ્ધ તે બ્રાહ્મણયુદ્ધ, એ યુદ્ધ આધ્યાત્મિક હોય છે આત્માના રિપુ સાથે પોતાના જ દૈત્યભાવ સાથે એને લડવાનુ હોય છે એક પ્રકારની વૃત્તિથી એ અન્ય પ્રકારની વૃત્તિને સહારવા મથે છે જેથી જીતરનું, પણ બ્રાહ્મણ વર્ગનુ જ યુદ્ધ તે શબ્દયુદ્ધ શાસ્ત્રનાં કે અન્ય વચનો વડે અન્યને મહાત કરવા સારુ એવા યુધ્ધ પ્રવર્તે છે ક્ષત્રિય યુધ્ધ તે શારીરિક ને શસ્ત્રના સાધન વડે આદરવામા આવે છે એ યુદ્ધ પોતાને માટે, પોતાના ઐહિક લાભ માટે હોય

છે. વૈશ્યનાં યુદ્ધ દ્રવ્ય વડે ખેલાય છે, તે રાજ્યની તેમ જ પોતાની સમૃદ્ધિ ખાતર હોય છે. શૂદ્રો શરીર ને કનિષ્ઠ શસ્ત્રો વડે જ લડે છે. તેઓ પરસ્પર યુધ્ધ આદરે છે, પણ તે પારકાના લાભને ખાતર હોય છે—પોતાના નહિ.

આમ જેને જે વસ્તુ પ્રિય હોય તે ખાતર પોતાની યોગ્યતા પ્રમાણે ને પોતાને મળે તેવા શસ્ત્રથી લડે છે. શબ્દબ્રહ્મના ઉપાસકો સાહિત્યની અભિવૃધ્ધિ ને અભિશુધ્ધિ ખાતર શબ્દો વડે લડે એ કેવળ સ્વાભાવિક છે—સ્વાભાવિક છે એટલું જ નહિ, પણ અભીષ્ટ છે. જો સાહિત્યકારો સાહિત્ય ખાતર નહિ લડે, તો પછી શુ વેપારી કે રાજાઓ સાહિત્ય માટે લડવાના હતા? સાહિત્યને ખાતર લડવું જરૂરનું નથી એમ કહેવુ એ સાહિત્યનુ અપમાન કરવા બરાબર છે. જેને ખાતર કોઈ પણ લડવા તૈયાર ન થાય તેનુ જગતમા કઈ પણ મૂલ્ય નથી. સાહિત્યની જેને કિંમત હશે તે તો સાહિત્ય ખાતર લડશે જ લડશે



સાહિત્યને ખાતર લડવુ જરૂરનુ નથી એમ કહેવુ એ સાહિત્યનું અળવાન કરવા બરાબર છે. જેને ખાતર કોઈ પણ લડવા તૈયાર ન થાય તેનુ જગતમા કઈ પણ મૂલ્ય નથી. સાહિત્યની જેને કિંમત હશે તે તો સાહિત્ય ખાતર લડશે જ લડગે

# ચૂંટણી

"ઉપર તમેની મારી લાયકાત જોતા તમને લાગે કે હુ આ જગા માટે યોગ્ય હુ તો તમારો મત મારી તરફેણમા નોધાવવા કૃપા કરશો"

"આ બધુ જોતા તમને સમજાશે કે હવે એવો સમય આવ્યો છે કે આપણી એ વૃદ્ધ અને પાંગળી બની ગએલી સંસ્થામા નવા ને તરુણ રુધિરનો સચાર કરવાની અનિવાર્ય આવશ્યકતા ઊભી થઈ છે એ સજોગોમા તમારો પહેલો મત મને જ આપશો એવી આશા રાખુ ?'

"તમારા બધા જ મતો મને આપી જનસેવા કરવાની મને તક આપશો એવી શ્રદ્ધા રાખુ છુ"

"કોઈની પણ શેહમા તણાયા વિના પ્રજાના હિતકાર્યો સાધી શકે એવા લાયક સેવકોનો આપણી જાહેર સસ્થાઓમા મોટે ભાગે અભાવ જોવામા આવે છે નિર્ભય રીતે, સ્વતત્રપણે ને જવાબદારીના પૂરેપૂરા ભાન સહિત સ્વાર્થનો ભોગ આપી, કોઈ પણ જોખમ વેઠીને સાચી લોકસેવા કરી શકે એવા કાર્યકર આપણને જોઈએ છે તો તમારો મત મને આપી મને ચૂટી મોકલવા કૃપા કરશો"

"આ ઉપરથી તમારા પ્રતિનિધિ તરીકે તમારો અવાજ રજૂ કરવા હુ સમર્થ થઈશ એ વિષે તમારી ખાતરી થઈ હશે અયોગ્ય ઉમેદવારને આપીને તમારો મત નિષ્ક્રિય ને નિષ્ફળ બનાવવાને બદલે મને આપશો એવી આશા રાખવી વધારે પડતી નથી"

મ્યુનિસિપાલિટી, યુનિવર્સિટી ને અન્ય જાહેર સસ્થાઓના સભ્ય થવા માટે ઊભા થએલા ઉમેદવારોના ઉપર લખ્યા મુજબના વિનતીપત્રો હવે હું વાચતો જ નથી. પહેલા બહુ કાળજીથી પ્રત્યેક ઉમેદવારનુ લખાણુ હું વાચી જતો વાચી જતો એટલુ જ નહિ પણ તે પર વિચાર કરતો વિચાર કરીને બેસી રહેતો નહિ, પણ એ વિચારને પરિણામે અમુક નિર્ણય પર આવવાનો પ્રયત્ન

કરતો. અને એ નિર્ણય કરી રહ્યા પછી બીજા ઉમેદવારનો પત્ર વાચી, વિચાર કરી, પહેલો નિર્ણય ફેરવી નવા ઉમેદવારને મત આપવાનો ઠરાવ કરતો તે પછી ત્રીજા ઉમેદવારનો વારો આવતો. બંને ઉમેદવારોને અળગા કરી એ મારા મતનો અધિકારી બની જતો. આમ આઠ-દશ ઉમેદવારો વિષે નિર્ણય બાધી, ફેરવી, ફરી બાધી, ફરી ફેરવી, ફરી બાધી આખરે બધું ભૂલી જતો ને મતપ્રદાનને દિવસે મારો મત જે લઈ જતું તેને વગર પૂછ્યે આપી દેતો. હવે અનુભવે હુ શીખ્યો છુ કે ઉમેદવારોની લાયકાતનુ જ્ઞાન હોવુ એ આ કાર્ય માટે બિલકુલ જરૂરનુ નથી, તેમ જ ઉમેદવારો પોતે જે વિનંતીપત્રો મોકલે છે તેમાં વર્ણવેલી એમની લાયકાત ને એમની સાચી યોગ્યતા, એ બે વચ્ચે સાહિત્યસૃષ્ટિ અને વ્યવહાર-સૃષ્ટિ જેટલો ભેદ રહેલો હોય છે અને કોઈ પણ જાહેર સસ્થા માટે અમુક પ્રકારની યોગ્યતાવાળો ઉમેદવાર જ મોકલવો જોઈએ એવો આગ્રહ રાખવો એ મૂર્ખાઈની નિશાની છે. એટલે ઉમેદવારોના વિનતીપત્રો વાચી વૃથા કાલક્ષેપ હવે હું કરતો નથી

પરતુ, દિવસે દિવસે ચૂટણીના ક્ષેત્રો વધતા જાય છે, ઉમેદવારોની સખ્યા વધતી જાય છે, એટલુ જ નહિ, પણ મારા ઓળખીતા, મારી જ્ઞાતિના ને મારા પર લાગવગ ચલાવી શકે એવા ઉમેદવારો—એકથી વધારે—એક જ બેઠક માટે ઊભા થવા લાગ્યા છે એને લીધે મારે કેટલો ત્રાસ વેઠવો પડે છે, એની એ ઉમેદવારોને ખબર પડતી નથી.

મતદાર હોવુ, કોઈ ને ચૂટવાની શક્તિ આપણી પાસે હોવી, એ આપણા અભિમાનને પોષે છે. એથી આપણે પણ કંઈક છીએ એમ આપણને લાગે છે અને ભલભલા મારો મત માગવા આવે છે એમ કહી આપણને પંડને કૃતકૃત્ય માનીએ છીએ. હુ અનેક સસ્થાઓમા મત આપવાનો અધિકાર ધરાવુ છુ એથી મને સ્વાભાવિક રીતે જ આનદ ને ગર્વ થાય છે હજી આથી યે વધારે સસ્થાઓમા મત આપવાનો મને અધિકાર મળે તો હુ નાખુશ નહિ થાઉં. હુ અંગ્રેજ નથી, છતા બ્રિટિશ પાર્લામેન્ટ માટે ઉમેદવારને ચૂટી મોકલવાનો મને અધિકાર આપે તો હું ના નહિ કહુ એ જ રીતે આફ્રિકા, ચીન, જાપાન, અમેરિકા-કોઈ પણ દેશના પ્રમુખથી માડી સામાન્ય સસ્થાના સભાસદની ચૂટણીમા મત આપવાનો મને હક મળે તો મને નવાઈ જરૂર લાગે, પણ દિલગીરી નહિ થાય.

આમ છતાં, ઘણી વાર 'હું મતદાર ન હોત તો સારું' થાત' એમ મને થઈ આવે છે. ગર્વકારણ બનેલાં પોતાનાં શિંગડાં આખરે સાબરને દુઃખના કારણરૂપ થઈ પડ્યાં હતાં, તેમ–જેને માટે હું અભિમાન રાખું છું તે–મારો મતાધિકાર ઘણી વાર મને ભારે મૂંઝવણમાં મૂકી દે છે. મારા જે મતને ખાતર અજાણ્યાઓ મારો પરિચય શોધતા આવે છે, એ જ મતને લીધે મારા કેટલા ય પરિચિતો મારી સાથે વંકાઈ જાય છે. એક જ જગા માટે વીસ–બાવીસ ઉમેદવારો ઊભા થાય તેમાંથી કોને પસંદ કરવો એ નક્કી કરવું અઘરું છે. પણ એની મને બહુ મૂંઝવણ થતી નથી. એમાંના કોઈ સાથે મારે ખાસ પરિચય ન હોય તો હું ગમે તે એકને મત આપી દઉં છું–ઘણી વાર કોઈને પણ આપતો નથી. પણ હમણાં બનવા માંડ્યું છે તેમ, જ્યારે એક કે બે જગા માટે પંદરસત્તર ઉમેદવારો બહાર નીકળી પડે ને તેમાંના ચાર કે પાંચ સાથે મારે અંગત પરિચય હોય, બીજા બેત્રણ મારા પર ભારે લાગવગ લગાડી શકે એવી સ્થિતિમાં હોય, ને ત્રણચાર' મારા જ્ઞાતિજન હોઈ, મારી સાથે–ખરી રીતે નિકટનું નહિ, પણ ચૂંટણી જેવે પ્રસંગે નિકટનું કહી શકાય એવું–સગપણ ધરાવતા હોય, ત્યારે મારી સ્થિતિ બહુ વિષમ થઈ જાય છે. ક્યાં તો મારે વગર કારણે અનેકની ખતરાજી વહોરી લેવી પડે છે, અથવા તો न ब्रूयात्सत्यमप्रियम् (અપ્રિય સત્ય ન બોલવું) એ ન્યાયે 'હા, તમને જ મત આપીશ' એમ દરેકને કહી અસત્યનો આશ્રય લેવો પડે છે. પણ હવે તો, સાધારણ રીતે અનેક આફતોમાંથી ઉગારી લેનારું આવું અસત્ય પણ કાર્યસાધક નીવડી શકતું નથી. 'તમને મત આપીશ' એટલું વચન સાંભળી હવેનો ઉમેદવાર સંતોષ માનતો નથી, પણ મતપત્રક આપણી પાસેથી લઈ, પોતાને મત મળ્યો છે કે નહિ તે જોઈને ખાતરી કરી લેવાને એ હંમેશ ઇંતેજાર રહે છે. એને લીધે આપણે માત્ર એકને જ સંતોષી શકીએ છીએ. બાકીના બધા આપણા પર નારાજ થાય છે. આમાંથી છૂટવા આપણે 'મત દો' એને હિંદી ભાષામાં ઘટાવી કોઈને પણ મત નહિ આપવો એવો નિર્ણય કરી લઈએ છીએ તો તેથી યે કંઈ વળતું નથી. એને લીધે તો આપણે બધાને જ નાખુશ કરીએ છીએ. ન્યાતજાતના કે બીજા કોઈ પણ ભેદ જોયા સિવાય કેવળ લાયકાતના ધોરણે પણ નક્કી કરવું એ મુશ્કેલ કામ છે. કારણ કે સામાન્ય રીતે અભિમાનરહિત, નમ્ર ને સદ્‌ગુણી મનુષ્ય પણ કોઈ જગા માટે ઉમેદવારી નોંધાવે કે તરત એનો પોતાને માટેનો અભિપ્રાય એકદમ ઊંચે ચડી જાય છે. એ જગા માટે પોતે જ સર્વથા લાયક છે, પોતાનાથી વધારે યોગ્ય કોઈ હોઈ શકે જ નહિ એવી એની ખાતરી થઈ જાય છે.

એટલું જ નહિ, પણ તમારી પણ એવી ખાતરી થયેલી હોવી જ જોઈએ એમ એ માનવા માંડે છે. એ ઉપરાંત, એ આપણો પરિચિત હોય, આપણા મિત્રના સગાની 'ઑફિસ'માં કામ કરતો હોય, આપણા ઉપરીની ચિઠ્ઠી લઈ આવ્યો હોય, કે આપણો જ્ઞાતિબંધુ હોય, તો પછી એમા કંઈ કહેવાપણું રહે જ નહિ.

આપણા ઓળખીતાને, મિત્રને. કોઈની લાગવગ લઈ આવનારને કે આપણું કંઈ ભલું કરવાનું વચન આપનારને મત આપવા કરતાં, આપણને જે યોગ્ય લાગે તેને જ મત આપવો એ, મારે કબૂલ કરવું જોઈએ કે, હુ માનતો નથી. આપણી મૈત્રી જેણે મેળવી હોય, આપણો પરિચય જેણે સાધ્યો હોય કે આપણા પર જેની લાગવગ પહોંચી શકે એમ હોય, એની જ લાયકાત સૌથી વધારે ગણવી જોઈએ એમ હુ માનુ છુ અને તે રીતે વર્તું પણ છુ. અમુક ઉમેદવાર અમુક જગાએ ચુંટાઈને જાય અને તે મને કોઈ પણ રીતનો ફાયદો કરી શકે એમ હોય, તો એ જગાએ એ ચુંટાય એ માટે મારે બનતી મદદ કરવી જ જોઈએ. કોઈ મારુ ભલુ કરી શકે એમ હોય તો તેને તેમ કરવાની હું તક ન આપું તો મારા જેવો મૂરખ બીજો કોઈ નહિ. "તમારા મિત્ર માટે તમે એને મત આપો ને ? એ તમને ફાયદો કરી શકે એમ છે માટે જ તમારો મત તમે એને આપશો ?" એવો પ્રશ્ન મને કોઈ કરે છે ત્યારે મને હસવુ આવે છે એમા સવાલ પૂછવા જેવુ છે જ શુ ? મારા ફાયદાની વાત હુ નહિ કરુ તો શુ મારું નામે નહિ સાંભળ્યુ હોય એવો કોઈ આદમી આવીને કરી જવાનો હતો ? મારા મિત્રને. હુ પૈસા ધીરું, ચોપડી આપુ, તો મત શા માટે ન આપુ ? હુ કોઈ લાયકમા લાયક વાચનારને શોધીને મારી ચોપડી આપવા જતો નથી, મારા મિત્રને જ આપું છુ તો પછી મારો મત એને આપું એમા ખોટું શુ ? મારો મત મારા મિત્રને ખપ ન લાગે, મારું ભલુ કરી શકે એવા ઉમેદવારને એ આપવાનો ન હોય, મારા ઉપરી અધિકારીની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનુ સાધન ન બની શકતો હોય તો એ મતનુ પ્રયોજન શુ ?

પણ ખરી પંચાત તો, ઉપર કહ્યુ છે તેમ, મારા મત માટે એકથી વધારે મિત્રો, પરિચિતો, ઉપરી અધિકારીના ઓળખીતાઓ, કે જ્ઞાતિજનો ઉમેદવારી નોંધાવે છે ત્યારે ઊભી થાય છે ગમે તેવા સારા માણસ પણ એવે પ્રસંગે મારી સ્થિતિ સમજી શકતા નથી. દરેક જણ મારા પર સરખો દાવો કરે છે. જ્ઞાતિમાં સારા વર ઘણા હોય, પણ દીકરી તો એકને જ દઈ શકાય તેમ,

ઓળખીતા ઉમેદવારો અનેક હોય તો પણ મત તો એક જ દઈ શકાય એ સાદું સત્ય સમજવાની તેઓ ના પાડે કે અથવા 'એ એક તે હું જ' એમ આગ્રહ પૂર્વક કહે છે, એટલું જ નહિ, પણ મતનું અદાન એટલે અંગત અપમાન એવો ભૂલભરેલો ને વિચિત્ર સિદ્ધાન્ત પણ બાંધી બેસે છે ત્યારે એનો ખપ પડે છે ત્યારે, 'મત આપતી વેળા તો બીજાને યાદ કર્યો હતો' એવું મહેણું મારવાનું પણ ચૂકતા નથી આમ, મારો મતાધિકાર નિષ્કારણ કડવાશનું કારણ બને છે એને લીધે મિત્રો વચ્ચે, એક બીજા માટે નીચા અભિપ્રાય ને ઊંચા મન થાય છે. ગદ્દારહીતરું કરવા છતા ઉપરી અધિકારીની અપ્રસન્નતા વહોરવાના પ્રસગ ઊભા થાય છ

એને માટે મને એક જ રસ્તો સૂઝે છે દરેક ચૂટણી વખતે મારે પણ ઉમેદવાર તરીકે ઊભા થવુ અને જે કોઈ મત માગવા આવે તેના મતની સામી માગણી કરવી ભલે ચૂટણીમા નિષ્ફળતા મળે, એથી કોઈને નાખુશ કરવાનો પ્રસગ તો નહિ આવે ! પણ આમા યે મોટો વાધો નડે છે ચૂટણી માટે ઊભા થનારા દરેક ઉમેદવારે અમુક રકમ અનામત મૂકવી જોઈએ ને અમુક ટકાથી એને ઓછા મત મળે તો એ રકમ જપ્ત થાય એવો કાયદો, અમુક સસ્થાના સભ્યોની ચૂટણી અગે રાખવામા આવ્યો હોય છે હુ એવી ચૂટણી માટે ઊમેદવારી નોંધાવુ તો મારે અમુક રકમ નિયમિત રીતે ગુમાવ્યા કરવી પડે, એ શી રીતે બને ? મિત્રો ગુમાવવા પાલવે, પૈસા કેમ ગુમાવાય ?

આથી મને થાય છે કે ચૂટણી જેવી વસ્તુ જ ન હોય તો સારુ એને લીધે જ ખોટી ધાધલ તોફાન અને એ ઉપરાત વગર કારણના કલહ ને કકામ પેદા થાય છે પણ ચૂટણી એ આપણા જીવનમા એવી ઓતપ્રોત થઈ ગઈ છે કે એને દેશવટો આપવો એ લગભગ અશક્ય લાગે છે શિક્ષણની સંસ્થાઓમા, સાહિત્યની સસ્થાઓમા, પરિષદોમા ને સમેલનોમા, રાજકીય બાબતોમા ને સામાજિક બાબતોમા—બધે જ ચૂટણીના પ્રસગો વારવાર આવે છે ચૂટણી આપણા પ્રજાજીવનનુ મહત્ત્વનુ અગ બની ગઈ છે એમા નવાઈ પણ નથી આ જમાનો પ્રજાશાસનનો છે. સર્વત્ર પ્રજાનો અવાજ સભળાવો જોઈએ, લોકમતને અનુસરીને જ આપણી સર્વ જાહેર સસ્થાઓએ કાર્ય કરવુ જોઈએ એવો આગ્રહ વધતો જાય છે ચૂટણી એ પ્રજાશાસનનો પ્રાણવાયુ છે કેટલીક વાર એ પોતાનું પ્રાણવાયુ તરીકેનું રૂપ બદલી આંધી ને વટોળિયાનુ રૂપ ધારણ કરે છે ને પ્રાણપ્રદ થવાને બદલે પ્રાણહારક નીવડે છે એ ખરું, પણ એ તો અપવાદ તરીકે

ગણી લેવું પડે. ચૂંટણી વિના પ્રજાનો અવાજ રજૂ ન કરી શકાય. અને પ્રજાનો અવાજ રજૂ ન થઈ શકે તો પછી પ્રજાશાસનનું ટટ્ટુ ચાલે જ શી રીતે?

આ પ્રકારની ચૂંટણી એ પશ્ચિમની પેદાશ છે ને બીજી અનેક સારી વસ્તુઓની પેઠે એને પણ અહીં આણી આપણે 'અપનાવી' લીધી છે. આપણે ત્યાં પ્રાચીન કાળમાં આ પ્રકારની ચૂંટણી નહોતી થતી, પણ એનું તત્ત્વ છેક અજાણ્યું નહોતું. આપણી પ્રાચીન સ્વયંવરની પ્રથા એ એક જાતની ચૂંટણી જ કહી શકાય. અલબત્ત, આ ચૂંટણી અને એ ચૂંટણી વચ્ચે ફેર ખરો. અત્યારની ચૂંટણીમાં ચૂંટનાર મતદાર વર્ગ મોટો હોય છે અને ચુંટાવા તૈયાર થનાર ઉમેદવારો એનાથી ઓછી સંખ્યામાં હોય છે. સ્વયંવરની ચૂંટણીમાં મતદાર વર્ગ બહુ નાનો—એક જ કન્યા ને ઉમેદવારો ઘણા. પરંતુ, પ્રકારાન્તરે યે આમાં પણ ચૂંટણીનું જ તત્ત્વ રહેલું છે એમ કબૂલ કરવું જોઈએ. અને 'વર' શબ્દ પણ 'પસંદ કરવું', 'ચૂંટવું', એના પરથી જ આવ્યો છે એ પણ સૂચક છે.

પ્રાચીન કાળના ઘણા રીતરિવાજો લુપ્ત થતા જાય છે ને તેની સાથે આપણું જાહેરજીવન પણ બદલાતું જાય છે. અસલ લગ્ન એ મોટા ઉત્સવનો પ્રસંગ ગણાતો ને એ પ્રસંગે જ્ઞાતિજનો, સ્નેહીઓ વગેરે ભેગા મળી જીવનનો ઉલ્લાસ માણતા. એ પ્રસંગે નાનામોટાના ભેદ વિસરાઈ જતા. ન્યાતનો પટેલ પોતાને ત્યાં લગ્નપ્રસંગ આવતા, જેની પહેલાં સામું પણ ન જોયું હોય એવા ગરીબમાં ગરીબ જ્ઞાતિજનને ઘેર જાતે જઈને તેને નિમંત્રણ દઈ આવતો, ઢોલત્રાસા ને હાથીની સવારી સહિત, સાંબેલાઓ સાથે વરરાજાનો વરઘોડો કાઢવામાં આવતો. દેવું કરીને પણ કન્યા ને વરના પિતા કે વડીલ મોટા મોટા વરા કરી સમસ્ત જ્ઞાતિજનને જમાડી પુણ્ય હાંસલ કરતા. એ બધું હવે ઓછું થતું જાય છે ને લગ્નપ્રસંગના એ વિધિઓ ચૂંટણી પ્રસંગે પાળવામાં આવતા જણાય છે. ગામનો, શહેરનો કે આખા દેશનો પ્રતિષ્ઠિતમાં પ્રતિષ્ઠિત પુરુષ, જે આમ તો આપણી સામું યે ન જુએ તે, ચૂંટણીમાં ઊભો રહ્યો હોય તો આપણે બારણે ધક્કા ખાય છે. ચૂંટણી માટેના ઉમેદવારો તરફથી કાર્યકરોને માટે ને કેટલીક વાર મતદારોને માટે ભોજનાદિનો પ્રબંધ કરવામાં આવે છે. ઉમેદવારનાં સરઘસ કાઢવામાં આવે છે, એને માટે લગ્નના મંગળાષ્ટક જેવાં સ્તુતિગીતો રચાય છે અને લગ્નપ્રસંગે સ્ત્રીઓ ફટાણાં ગાય છે તેવાં પ્રતિપક્ષી માટેનાં ફટાણાંઓ પણ જોડવામાં આવે છે. લગ્નની પેઠે ચૂંટણી માટે પણ મહિનાઓથી તૈયારી કરવી પડે છે. લગ્નપ્રસંગના ઓસરતા જતા સામુદાયિક આનંદોત્સવ અને ઉત્સાહ ચૂંટણીને પ્રસંગે નવચેતન પામતા દેખાય છે.

—

'ચૂંટણી' શબ્દ સાભળીને મને 'ચટણી' યાદ આવે છે. ચટણીપ્રિય મહારાષ્ટ્ર દેશ છે—ગુજરાત નહિ, એમ સાધારણ રીતે મનાય છે. પરતુ જેમ ગુજરાતમા મહારાષ્ટ્રીઓએ પ્રવેશ કર્યો છે અને ઘણાએ તો ગુજરાતને જ પોતાનુ નિવાસસ્થાન બનાવી દીધુ છે, તેમ ચટણીએ પણ ગુર્જર રસોડામા પ્રવેશ કર્યો છે અને આપણી રસસામગ્રીની વસ્તુઓમા અગ્રસ્થાન પ્રાપ્ત કરી લીધુ છે અને ચૂટણીએ તો ચટણી કરતા પણ વધારે વ્યાપક બની આખા હિંદુસ્થાનને જ નહિ પણ સમસ્ત સસ્કૃત દેશોને સર કરી લીધા છે

જેમ ચટણી સાધ્ય નથી સાધન છે, મુખ્ય ભોજન–સામગ્રીનો રસાસ્વાદ વધારવાને અર્થે એનુ અસ્તિત્વ છે, તેમ ચૂટણી પણ સાધન છે. દેશહિતના, પ્રજાહિતના, કોમહિતના કે પછી એ સર્વના અહિતના કાર્ય કરવા માટે ચૂટણી સાધન રૂપ છે આમ છતા, ચટણી ને ચૂટણી બને ઘણી વાર સાધ્ય બની જાય છે જે કાર્ય માટે બનેનો વિનિયોગ થવો જોઈએ તે નથી થતો કેટલાક રસાસ્વાદરસિકો મુખ્ય ભોજનનો ત્યાગ કરી ચટણી પર જ મડ્યા રહે છે અને તેથી યે વધારે પ્રમાણમા જાહેર હિતના કાર્યો કરવાની 'ધગશ' થી પ્રેરાએલા લોક દેશ, શહેર, જ્ઞાતિ કે મડળના કેટલાક નેતાઓની દૃષ્ટિ મુખ્ય કાર્ય કરતા મોટે ભાગે ચૂટણી તરફ જ વધારે ઢળેલી રહે છે ચૂટણી પહેલા ને ચૂટણી વખતે જેવુ ને જેટલુ કાર્ય એ લોકો કરે છે તેવુ ને તેટલુ કાર્ય ચૂટણી થઈ ગયા પછી તેમનાથી થતુ નથી ચટણીમા બીજા અનેક સ્વાદ હોવા છતા જેમ તીખાશ અગ્રભાગ ભજવે છે, તેમ ચૂટણીમા પણ તીખાશનુ સ્થાન આગળ પડતુ હોય છે એ તીખાશ વધારે પ્રમાણમા હોય તો માણસને ઊભો કરી દે ને તેથી યે વધારે પ્રમાણમા હોય તો સુવાડી પણ દે. ચટણી તૈયાર કરતા જેમ ભારે પૂર્વ તૈયારીઓ કરવી પડે છે કોઈક વસ્તુ વાટવી પડે છે, કેટલીક તળવી પડે છે કેટલીક છણવી પડે છે, કેટલીક વસ્તુ ઝાટકવી પડે છે, તેમ ચૂટણી માટે પણ ઘણી તૈયારી કરવી પડે છે. કોઈકને પાળવા પડે છે, કોઈકને વાટી નાખવા પડે છે, ઘણાને ઝાટકી નાખવા પડે છે અને છેવટ બધુ કરીને કોઈક ઉકાળી બતાવવુ પડે છે ચટણી ગરમ ને દાહક વસ્તુ છે એનુ વારવાર સેવન કરવાથી મગજ ગરમ રહે છે તે જ પ્રમાણે ચૂટણી પણ ગરમાગરમ ને દાહક હોય છે એનો વારવાર રસાસ્વાદ લઈ ચૂકેલા મનુષ્યોના મગજ તેજ રહે છે એ જાણીતી હકીકત છે.

ઊંઘને ઉડાવવાનો ગુણ પણ ચટણીમાં છે. એના આ ગુણનો પ્રયોગ બહુ કરવામાં આવતો નથી. પણ કેટલીક વાર મોડી રાતનાં જ્ઞાતિભોજનને પ્રસંગે નાનાં બાળકો ઊંઘવાની ઇચ્છાથી બગાસાં ખાવા માડે છે, ત્યારે તેમની માતા કાં તો ઊનીઊની કઢીમાં તેમનો હાથ બોળાવી દે છે, અથવા તો એમનાં અર્ધ-વિકસિત મોઢામાં તીખી તીખી ચટણી મૂકી દે છે ને બાળક સફાળું જાગ્રત થઈ જઈને રડવા માંડી આસપાસનાંની નિદ્રા પણ ઉડાડી મૂકે છે. આમ ચટણી જેમ ઊંઘ ઉડાડી શકે છે તેમ ચૂંટણી પણ ઊંઘ ઉડાડવાનું બહુ સબળ સાધન છે. ઊંઘતાં મંડળો, ઊંઘતી સંસ્થાઓ ને ઊંઘતો દેશ ચૂંટણીને લીધે સફાળાં જાગી ઊઠે છે. સાહિત્યપરિષદના સંમેલનને પ્રસંગે લોકોને સાહિત્યમાં કે સંમેલનમાં જેટલો રસ પડે છે તેથી અનેકગણો વધારે સંમેલનના પ્રમુખની, સ્વાગત મંડળના પ્રમુખની તેમ જ વિષયસમિતિના* સભ્યોની ચૂંટણીમાં પડે છે. વડી ને છોટી ધારાસભાઓ, મ્યુનિસિપાલિટી વગેરેના મતદારોને ત્યાં જનારા ઉમેદવારોને પણ ચૂંટણીને પ્રસંગે જ એ સંસ્થાઓનું અસ્તિત્વ સાંભરી આવે છે. આપણી યુનિવર્સિટીના પદવીધરો, પોતાને એ યુનિવર્સિટી સાથે કંઈ પણ સંબંધ છે એમ 'ફેલો' વગેરેની ચૂંટણીને લીધે જ સમજી શકે છે. આમ ચટણી ને ચૂંટણી બંનેમાં ઊંઘ ઉડાડવાનો ગુણ રહેલો છે, અને તેથી આપણે જાગ્રત રહેવું હોય તો ચૂંટણીને દેશવટો આપ્યે નહિ ચાલે. ચૂંટણી નહિ હોય તો આપણાં મંડળો, સંસ્થાઓ, સમિતિઓ, મ્યુનિસિપાલિટીઓ, યુનિવર્સિટીઓ, ધારાસભાઓ—અરે! આપણો આખો દેશ ઊંઘી જશે ને સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય ફેલાઈ રહેશે.

કેટલાક એવો વાંધો ઉઠાવે છે કે ઉમેદવારો ચૂંટણી પહેલાં ને ચૂંટણીને વખતે જેટલું કામ કરે છે તેટલું ચુંટાયા પછી નથી કરતા, અને ચૂંટણી એ જ એમનો પ્રવૃત્તિહેતુ બની રહે છે, પણ આમાં કંઈ ખોટું નથી. આપણા ધર્મે પ્રવૃત્તિ ને નિવૃત્તિ ઉભયનો બોધ કર્યો છે. પૂર્વજીવન પ્રવૃત્તિમય ગાળી ઉત્તરજીવનમાં નિવૃત્તિનું સેવન કરવું એવી આપણી પ્રણાલિકા છે. તે અનુસાર ઉમેદવાર પૂર્વજીવન પ્રવૃત્તિમય ગાળી ચૂંટણી થઈ ગયા પછીના ઉત્તરજીવનમાં નિવૃત્તિપરાયણ બને તો તેમાં કંઈ ખોટું નથી. એ રીતે તો એમણે આ

* 'વિષયવિચારિણી સમિતિ' એવા લાંબા શબ્દ કરતાં 'વિષયસમિતિ' એવો મધ્યમપદલોપી સમાસ વાપરવો વધારે યુક્ત લાગે છે. અંગ્રેજીમાં પણ Subject Committee જ છે.

પ્રકારના જાહેર જીવનને પણ પ્રવૃત્તિ ને નિવૃત્તિ બન્નેનો સમન્વય સાધી આપણી સંસ્કૃતિને સર્વથા અનુરૂપ બનાવ્યું છે. અને ચુંટાયા પછી એ ઉમેદવારો કંઈ જ કરતા નથી એમ કહેવું એ ખોટું છે. એ કંઈ કરતા દેખાતા નથી, પણ ફરી વારની ચૂંટણી માટેની તૈયારી કરતા હોય છે એમાં શંકા નથી. એઓ જાણે છે કે ઐહિક જીવન જેમ પારલૌકિક જીવન માટેની તૈયારી કરવા સારુ છે, તેમ એક વારની ચૂંટણીને બળે પ્રાપ્ત થયેલું જાહેર જીવન, બીજી વારની ચૂંટણીની તૈયારી કરવા સારુ જ છે; અને એમ એ ન કરે તો ચૂંટણીનું અબાધિત ચક્ર ચાલ્યા પણ કેમ કરે?



ગર્વકારણ બનેલાં પોતાનાં શિંગડાં આખરે સાબરને દુઃખના કારણરૂપ થઈ પડ્યાં હતાં, તેમ—જેને માટે હું અભિમાન રાખું છું તે—મારો મતાધિકાર ઘણી વાર મને ભારે મૂંઝવણમાં મૂકી દે છે. મારા જે મતને ખાતર અજાણ્યાઓ મારો પરિચય શોધતા આવે છે. એ જ મતને લીધે મારા કેટલા ય પરિચિતો મારી સાથે વંકાઈ જાય છે.

## પાપમાંથી પુણ્ય

દુનિયામાં પાપનો ભાર વધતો જાય છે. પ્રાચીનતાના સંરક્ષકો ખીલે વદને ને મોટે અવાજે બૂમ પાડી કહે છેઃ 'આપણી પ્રાચીન પ્રણાલિકા તોડનારા ઉચ્છૃંખલ સુધારકો દિવસે ને દિવસે વધતા જાય છે.' સનાતન આર્યધર્માવલંબીઓ રડતે રાગે બોલે છેઃ 'આપણું થવા શું બેઠું છે? આ ગાંધીજી ને તેના ચેલાઓ ઢેડાઓને અડકીને અડકાબોળો વધાર્યે જાય છે.'

સુધારકો ચાણીકંટાળીને નિરાશ સ્વરે ઉચ્ચારે છેઃ 'આ જૂનાપુરાણા વિચારનાઓ કદી સુધરવાના જ નહિ.' જગતમાં શાંતિ સ્થાપવાના અનેકાનેક પ્રયત્નો પછી પણ આજે યુદ્ધનો દાવાનળ સળગી ઊઠયો છે.

માનવજીવનની ને માનવતાની કંઈ પણ કિંમત રહી હોય એમ લાગતું નથી. સર્વત્ર નિરાશાના સૂર સંભળાઈ રહ્યા છે. જગત દિવસે ને દિવસે પાપાચરણમાં વધારે ને વધારે પ્રવૃત્ત થતું જાય છે.

પરંતુ મને લાગે છે કે આપણે નિરાશ થવાની જરૂર નથી. આશાવાદીઓ માને છે કે જગત ઉત્તરોત્તર પ્રગતિ કરવાનું જ છે અત્યારે ગમે તેટલાં પાપ આચરવામાં આવતાં હશે, પણ ઉત્ક્રાંતિવાદના નિયમ મુજબ આપણે જતે દહાડે દેવતુલ્ય થવાના જ છીએ. અત્યારે દુનિયામાં ગમે તેટલો કુસંપ દેખાતો હશે પણ છેવટે તો ભાઈચારો જ થવાનો છે. અત્યારે પ્રજા પ્રજા વચ્ચે વૈમનસ્ય જોવામાં આવતું હશે, પણ અંતે તો આખું વિશ્વ એક પ્રજા રૂપ બનશે અને તેથી જ આપણે નિરાશ થવાની જરૂર નથી.

પરંતુ મને આશાવાદીઓનો મત વાસ્તવિક લાગતો નથી. કુસંપ, કલહ, ઈર્ષા, અસૂયા, અન્યાય, પાપ, આદિ એક દિવસ નિર્મૂળ થઈ જશે એમ મને લાગતું નથી. પરંતુ મારી તો ખાતરી જ છે કે દિવસે દિવસે એ અનિષ્ટો વધતાં જવાનાં છે; અને તેથી જ નિરાશ થવાનું કારણ નથી એમ મને લાગે છે.

ધર્મિષ્ઠ અને જગતના કલ્યાણની ઇચ્છા રાખનારાઓએ તો જેમ જેમ પાપાચાર વધે તેમ તેમ વધારે ખુશ થવુ જોઈએ કોઈકને આ વદતોવ્યાઘાત જેવુ લાગશે, પણ ઊંડો વિચાર કરનારને પ્રતીત થયા વિના નહિ રહે કે ધર્મની ગ્લાનિ થયા વગર ધર્મની વૃદ્ધિ થતી જ નથી

આપણે માનીએ છીએ કે કળિયુગ પૂરો થયા પછી સતયુગ ફરી આવશે, અને સતયુગમા ધર્મ પાછું ઉત્કૃષ્ટ સ્થાન પ્રાપ્ત કરશે આ વાત ખરી હોય તો ધર્મિષ્ઠ પુરુષોએ સતયુગ વહેલો આવે તેટલા ખાતર કલિયુગની ગતિમા ખલેલ કરવી વાજબી નથી પાપાચાર અટકાવો એટલે કલિકાલની ગતિ નિરુદ્ધ કરવી કલિકાલની ગતિ નિરુદ્ધ કરવી એટલે સતયુગને આવતો અટકાવવો

આ રીતે જોતા, અત્યારે જે સનાતન ધર્માભિમાનીઓ તેમ જ ઇતર ધર્માભિમાની સ્ત્રી, પુરુષો ને બાળકો ધર્મવિરોધી ચળવળનો વિરોધ કરી રહ્યા છે તે સર્વ ધર્મનો પણ વિરોધ કરી રહ્યા છે તેઓ મનમા ખાંડ ખાય છે કે 'અમે ધર્મવૃદ્ધિ ખાતર પ્રયાસ કરી રહ્યા છીએ' પણ વસ્તુત તેઓ ધર્મનો હ્રાસ કરી રહ્યા છે

શ્રીકૃષ્ણ ભગવાને પણ ગીતામા કહ્યુ છે કે 'જ્યારે પૃથ્વી પર અધર્મ વધી જશે ત્યારે હુ અવતાર લઈશ ?' ધર્મપરાયણ પુરુષો કૃષ્ણ ભગવાન પૃથ્વી પર વહેલા પધારે એવુ વર્તન રાખે, કે એ મોડા આવે એવુ? ખરી રીતે જોતા પાપાચરણ એટલું વધવુ જોઈએ કે કૃષ્ણ ભગવાનને તરત જ અહીં આવવુ પડે.

ધર્મવૃદ્ધિ કરવા ઇચ્છનારાઓએ તો વરસમા બાર વાર સમુદ્રગમન કરવુ જોઈએ અસ્પૃશ્યોને અડકવુ તો શુ પણ તેમની સાથે ખાવુ જોઈએ—તેમની સાથે અખાદ્ય વસ્તુઓ ખાવી જોઈએ તેમને કન્યા આપવી જોઈએ, તેમની કન્યા પરણવી જોઈએ લગ્નમા પતિપત્નીના વ્રતનો પણ વારંવાર ભંગ કરવો જોઈએ આવુ બધુ તેઓ નથી કરતા, એટલું જ નહિ પણ બીજા કોઈ કરતું હોય તો તેને પણ તેમ કરતા અટકાવવાનો પ્રયાસ કરે છે અર્થાત્ શ્રીકૃષ્ણના આગમનના કારણરૂપ નથી બનતા એટલું જ નહિ પણ બીજા કોઈ બનતા હોય તો તેને પણ અટકાવે છે ધર્માચરણને નામે તેઓ કળિયુગને પૃથ્વી પર વધારે ટકાવી રાખે છે આ રીતે જોતા ધર્મિષ્ઠ પુરુષો જેટલા અધર્મી ને અધર્મરત પુરુષો જેટલા ધર્મિષ્ઠ પુરુષો કોઈ નથી

પાપાચાર વધી જાય છે ત્યારે જ પાછો ધર્માચાર પ્રવિષ્ઠ થાય છે, એ સૂત્ર માનસશાસ્ત્રની દૃષ્ટિએ પણ તદ્દન ખરું છે. આપણે જાણીએ છીએ કે પાપ અનિષ્ટ નથી, પાપની ઇચ્છા છે; વિલાસ ખોટો નથી પણ અધર્મ માટેનો રસ ખોટો છે. આ વિલાસ કે પાપ માટેની રસવૃત્તિ શી રીતે ઓછી થાય? વિલાસના ઉપયોગ કે પાપાચારની પ્રવૃત્તિને બીનકુદરતી રીતે દાબી દેવાથી વિલાસ માટેની વાંચ્છના કે પાપ માટેની રસવૃત્તિ ઓછી ન થતા ઊલટી વધે છે.

વ્યસનીને વ્યસનની વસ્તુ ન મળતાં તે માટેની એની ઇચ્છા વધે છે. એથી ઊલટું, ખૂબ વ્યસન કરનાર મનુષ્યને વ્યસનના વિષયમાંથી રસ જતો રહે છે. "**सततपरिचयाद् अनादरो भवति**" એ સંસ્કૃત ઉક્તિ પણ આ જ વાતનું સમર્થન કરે છે. આટલા માટે પાપરસ કે વિલાસવાંચ્છા અટકાવવા સારુ પાપાચાર ને વિલાસભોગ બને તેટલાં વધવાં દેવાં.

મારા એક મિત્રને ત્યાં એક વખત ઘાટીનો પોરિયો આવ્યો હતો. પગાર કંઈ આપવાનો નહિ, પણ ખાવાપીવાનું આપવાનું. મારા મિત્રને એ વ્યવસ્થા બહુ અનુકૂળ લાગી. થોડા દિવસ પછી એ મને મળ્યા ત્યારે એમનું મોઢું છેક ઊતરી ગયેલું જોઈ મેં પૂછ્યું: "કેમ ઉદાસ થઈ ગયા છો?"

"આ નવો 'પોરિયો' આવ્યો છે ને, તેમાં."

"કેમ? બરાબર કામ નથી કરતો?"

"ના, કામ તો સારું કરે છે."

"ત્યારે શું હવે પૈસાબૈસા માગે છે?"

"ના."

"ત્યારે કંઈ ચોરી કરવાની ટેવબેવ છે કે શું?"

"ના. એવું તો કંઈ નથી."

"ત્યારે તમને વાંધો શો?"

"ખાય છે બહુ. એટલું જ નહિ, પણ એને માટે જેટલું રાખીએ એટલું બધું ખાઈ જાય છે!"

"તેમાં ખોટું શું?"

# ચહાનો પ્યાલો

જગતની અનેક વસ્તુઓને આપણે અન્યાય કરતા આવ્યા છીએ, તેમાં ચહાને સૌથી વધુ અન્યાય કર્યો છે અનેક કવિ ને લેખકોને એણે પ્રેરણા આપી છે, કેટલા ય ઊંઘણશીઓની ઊંઘ એણે ઉડાડી છે, અસંખ્ય ગરજવાનોને અણીને સમયે એણે મદદ કરી છે એમ છતાં ચહાના યશોગાન ગાવાનું કોઈને સૂઝયું નથી અનેક દારુણ યુદ્ધના કારણભૂત એવા મદિરા ને મદિરાક્ષીના ગાન કવિઓએ ગાયા છે, પણ પરમ શાંતિ બક્ષનારી ચહા વિષે એમણે કાંઈ લખ્યું નથી જે કાંઈ એ વિષય ઉપર લખાયું છે તે કાં તો મજાકના ભાવથી અથવા તો એને ઉતારી પાડવાના હેતુથી '

ચહા ન પીનારાઓ, રસાસ્વાદના અનધિકારી જીવો, ચહાની નિંદા કરે એ સમજાય એવું છે. પણ ચહા પીનારાઓ પણ ચહા પીતા પીતા એને નિંદે છે તે બહુ અયુક્ત છે.

વૈદ્યો અને ડૉક્ટરો તો ચહાના જાણે શત્રુ જ બની બેઠા છે એમના કહેવા પ્રમાણે ચહા ખરેખર તબિયતને નુકસાન કરતી હોય તો એમણે તો ખુશ થવું જોઈએ અને ચહા તબિયતને નુકસાન ન કરતી હોય તો એની જૂઠી નિંદા કરવાનું પ્રયોજન નથી આમ કોઈ પણ રીતે વૈદ્ય અને ડૉક્ટરોએ તો ચહાની નિંદા કરવી ઘટતી નથી

સુદર્શન, કરિયાતું ને એવા કડવા ઉકાળાઓના શોખીન વૈદ્યો ચહારસને ન સમજે એ સંભવિત છે પણ ડૉક્ટરો તો પોતે ચહાના ઘણી વાર શોખીન હોય છે, એટલું જ નહિ, માંદા માણસને ચહાદૂધ લેવાની ભલામણ પણ કરે છે. જ્યારે જ્યારે કોઈ ડૉક્ટર ચહા છોડી દેવાની ભલામણ કરે છે ત્યારે મને હંમેશ લાગે છે કે આ માણસ અન્યનું ભલું કરવાના ઇરાદાથી આમ નથી કહેતો, પરંતુ જે રીતે દર્દીના દાદાની ઢબી જોઈ એ હાથ ધૂએ છે, તે રીતે કેવળ પ્રણાલિકાને થઈ બીજા ડૉક્ટરોએ કહ્યું છે માટે જ એ એમ કહે છે

બાકી ડૉકટરો ધારે તો ચહા તબિયતને ફાયદો કરે છે એવી શોધ પણ કરી શકે. થોડા વખત પર એક પ્રગતિશાળી વૈદ્યે આપણા એક પ્રતિષ્ઠિત માસિકમાં એવો પ્રયત્ન કર્યો પણ હતો. બીજા વૈદ્યો ને ડૉકટરો એનુ અનુકરણ કરી ચહાની નિંદા કરવાનુ છોડી, એમાં રહેલા પ્રાણપ્રદ તત્વો શોધી કાઢશે એવી આશા આપણે રાખીએ. ખરી રીતે જોતાં ચહા શરીરને ને તબિયતને ફાયદો કરે છે. માંદા માણસથી જ્યારે કંઈ ખવાતું નથી, અન્ન એને ભારે પડે છે, ત્યારે એના શરીરને ચહા જ ટકાવી રાખે છે ચહા જો શરીરને ટકાવી રાખતી હોય તો એ તબિયતને નુકસાન કરે છે એમ શી રીતે કહેવાય? મેં આ પ્રશ્ન એક ડૉકટરને પૂછ્યો હતો ત્યારે એણે જવાબ આપ્યો હતો કે· "માંદગીમાં ચહા શરીરને ટકાવી રાખે છે, પણ તદુરસ્તીમા એ શરીરને હાનિ કરે છે."

"સ્ટેશન પરના પાટિયા પર લખ્યુ હોય છે કે ચહા ગરમીમા ઠડક કરે છે, ને શરદીમા ગરમી આપે છે. તેમ પરસ્પર વિરુદ્ધ ધર્મોવાળી ચહા માદગીમા શરીરને તાકાત આપે છે ને તંદુરસ્તીમા ઇજા કરે છે, એમ તમે કહેવા માગો છો?" મે પૂછ્યુ.

"ના, છેક એમ તો નહિ પણ માદા માણસને ચહા બહુ નુકસાન કરતી નથી."

"ને સાજા માણસોને કરે છે?"

"બહુ વધારે ન પીઓ તો કંઈ વાધો નહિ." એમ એમણે છેવટે કબૂલ કર્યું. આ ઉપરથી જણાશે કે ડૉકટરો ને વૈદ્યો કેવળ વિરોધ કરવા ખાતર જ વિરોધ કરે છે.

ચહાના મોટામા મોટા ગેરફાયદા બે ગણાવવામા આવે છે એ તબિયતને નુકસાન કરે છે અને એક વાર એનુ વ્યસન પડી જાય તો પછી છૂટતું નથી. વસ્તુત: બંને વાત ખોટી નથી. અથવા નુકસાન કરતી હશે તો યતે જે પ્રકારે અન્ય વસ્તુઓ, તબિયત સુધારવાને માટે જેનુ સેવન કરવામા આવે છે એવી દવા ને હવા પણ નુકસાન કરે છે તે જ રીતે નુકસાન કરે છે. કહે છે કે 'ચહા એ ધીમું ઝેર છે.' એનો જવાબ એક જણે આપ્યો હતો કે: 'મને મરવાની ઉતાવળ નથી; ધીમુ ઝેર મને ચાલશે.'

એ જવાબ કબૂલ ન રાખીએ તો પણ ચહા પીધા વગર લાબું જીવવામાં શો રસ છે? ચહાવિહોણું લાબું નિરસ જીવન અને ટૂકું પણ ચહારસથી ભરેલું

જીવન, એ એમા શુ પસદ કરવા યોગ્ય છે તે ચહાના શોખીનોને કહેવુ પડે એમ નથી વળી ચહા ન પીવાથી તબિયત સારી જ રહે છે એવો પણ નિયમ નથી ચહા ન પીનારાઓ બધા જ સારી તબિયતવાળા ને ચહા પીનારાઓ બધા જ નિર્બળ હોતા નથી તબિયત તો છે જ એવી, કે રાખી મૂકેલા દૂધની પેઠે વહેલીમોડી પણ એ બગડવાની જ. શા કારણથી ને કેવી રીતે બગડે છે તે કોઈ જાણી શકતું નથી એવી ગમે તેમ બગડનારી તબિયતનો વિચાર કરી ચહા જેવા સુદર પેયનો ત્યાગ કરવો જરા ય ઉચિત નથી

કોઈક કારણસર અવશે રસ્તે દોરવાઈને ચહાનું વ્યસન છોડનારા એટલા બધા મનુષ્યો છે કે ' ચહાનું વ્યસન છૂટી શકતુ નથી ' એમ કોઈ પણ કહી શી રીતે શકે છે તે હુ સમજી શકતો નથી. અને એમ છતા, તકરાર ખાતર, અથવા તકરાર ન કરવા ખાતર, કબૂલ રાખીએ કે ચહાનુ વ્યસન છૂટતુ નથી, તો ય તેમા ચહા ખરાબ છે એમ શી રીતે સિદ્ધ થાય છે ?

ન છૂટવુ, જેની બાથ ગ્રહી તેનો પરિત્યાગ ન કરવો એ સદ્ગુણ છે કે દુર્ગુણ ? ચહા પીનારાઓને ચહા વગર ચાલતુ નથી એ કદાચ ખરુ છે. પણ એમ તો ચોપડીના શોખીનોને ચોપડી વગર ચાલતું નથી, તથા ભક્તોને ઈશ્વરભક્તિ વિના ચાલતું નથી, તેથી કોઈ ચોપડી અથવા ઈશ્વરભક્તિને દોષિત ઠરાવતુ નથી નારી જાતિની સર્વ વસ્તુઓ પેઠે ચાહ પણ પોતાના પાશમા એક વાર આવેલા મનુષ્યને છોડતી નથી પણ આ જગતમા કોઈ પ્રકારના પાશમા જકડાવાનુ છે જ તો પછી બીજા પાશ કરતા એના મૃદુ, સુકુમાર ને મોહક પાશ શા માટે ખોટા ?

આ કાલ્પનિક ગેરફાયદા ઉપરાત પણ બીજા ઘણા વધારે ગેરફાયદા ચહાના હોય તો ય, એના ફાયદા એટલા તેમ જ ગુણવત્તા બનેની દૃષ્ટિએ એટલા બધા ઉત્કૃષ્ટ છે કે તે સર્વ ગેરફાયદા એના ફાયદા આગળ સૂર્યના તેજમા દીપકની પેઠે ઝાખા પડી જાય છે

શબ્દ સ્પર્શ, રસ, રૂપ અને ગધ એ સર્વ વિષયમા કોઈ પણ પદાર્થ ચહા જેવો મોહક નથી ચહાના પ્યાલાનો રણકો જળતરગના મીઠામા મીઠા લયને કે નવોઢાના કકણના અવાજને વિસરાવે છે એના હોઠને થતો સ્પર્શ હૃદયમા અવનવા ભાવ પ્રેરે છે એના રસ માટે તો એટલુ જ કહી શકાય કે **रसो वै स** ' એમ શ્રુતિમા કહ્યુ છે તે ચહા માટે જ હશે ઠગ

એનું રૂપ સામાન્યતઃ પ્યાલા પર આધાર રાખે છે. છતાં ગમે તેવા પ્યાલામાં પડી હોય તો ય નીચ કૂળમાં જન્મેલા રમણીરત્નના સમી એ તો સર્વદા મોહક જ લાગે છે. એ પોતે રૂપવતી છે, એટલું જ નહિ, પણ એને ધારણ કરનારને પણ એ આકર્ષક બનાવે છે. સુકુમાર ને કોમળ કર વડે અપાતી ચહા પ્રિય ને પ્રેરક લાગે, તેના આપનારને અપૂર્વ સૌંદર્યછટાથી યુકત બનાવે ને જડ જગતના ક્ષણે ક્ષણે પડતા આઘાતથી મૃતપ્રાયઃ થએલા પ્રેમને પુનઃ સજીવન કરે એ તો સહજ છે.

પરંતુ હાથમાં ચહાની કીટલી કે પ્યાલો લઈને આવનાર સિપાઈ પણ ગમે એવો કુરૂપ હોય તો ય મધુરાકૃતિ લાગે છે પરસેવાથી ગંધાતાં એનાં કપડાં ચહાની સોડમે સુવાસિત બને છે. હંમેશ તિરસ્કાર કે કંટાળાથી ઘૃણા ઉપજાવે એવું એનુ મુખ આહ્‌લાદજનક ભાસે છે. ગાયના જેવી ભાવવિહોણી એની આંખો કોઈક અવર્ણ્ય તેજથી ચમકે છે અને એની આસપાસ મોહક વાતાવરણ પ્રસરી રહે છે. ચહાની સુગંધ તો ચહા ન પીનારાઓને પણ લલચાવે એવી હોય છે. ચહાની કીટલીનુ ઢાકણું ઊઘડતાં જે ઉન્માદક છતાં મીઠી સુવાસ આપણી નાસિકાને તૃપ્ત કરે છે તે પરથી, ઇશ્વિરે નાક માત્ર સળેખમ થાય તેટલા ખાતર જ નથી આપ્યું, તેની પ્રતીતિ થાય છે.

વ્યક્તિ પરત્વે ચહાના લાભ અનેક છે. થાકેલાના થાકને એ ઉતારે છે. ઊંઘણશીની ઊંઘ એ દૂર કરે છે. આળસુનુ આળસ એ હરે છે. ભૂખ્યાને સંતોષ આપે છે. માદાને શક્તિ આપે છે. શરીરમા ઉષ્મા પ્રેરે છે. કંટાળેલા ને નિરાશ હૃદયમા આશાના કિરણો ચમકાવે છે. ઈશ્વરકૃપાની પેઠે એ પણ મૂગાને બોલતો કરે છે ને પંગુ પાસે પર્વત ઓળંગાવે છે.

સાહિત્ય, સમાજ, ધર્મ અને રાજકારણ,–એ સર્વમાં ચહાનો પ્રભાવ ને પ્રતાપ ડગલે ને પગલે દૃષ્ટિગોચર થાય છે. કવિ ને સાહિત્યકારને માટે ચહા જેવું પ્રેરક બીજુ એકે નથી. પ્રેરણા ને પરસેવો,–સાહિત્યસર્જન માટે આવશ્યક એવી બંને વસ્તુઓ–સાહિત્યકારને ચહાના એક પ્યાલા વડે મળી રહે છે. કેટલાં કાવ્યો ને લેખો ચહા પીધા પછી, ચહા પીવાને લીધે, લખાયા છે તેનો વિચાર કરવો ઘટે છે. પ્રમાદ ને પ્રતિભા એ શબ્દો ચહાના જ પર્યાય છે એમ કહીએ તો તેમાં કાંઈ પણ અતિશયોક્તિ નથી. ધાર્મિક ઉપવાસોમાં ફળાહાર કરતાં ચહા પર વધારે આધાર રખાય છે.

દેવને ચહાનું નૈવેદ્ય ધરાવવામાં આવતું નથી, પરંતુ ઉપવાસકાળ દરમિયાન ભક્તજનની ભક્તિ ચહાના પ્યાલા તરફ જેટલી હોય છે તેટલી ઈશ્વર તરફ પણ નથી હોતી. રાજકારણના વિષયમાં પણ જુદી જુદી પ્રજાના નાયકો ને સચીવો તથા ધારાસભાના સભ્યો સાથોસાથ બેસી, ચહા પીતાં પીતાં જેવું કાર્ય કરી શકે છે તેવું કાર્ય તેમનાથી અન્યથા થઈ શકતું નથી.

વ્યવહારમાં પણ ચહાનું સ્થાન ઘણું ઊંચું છે. અતિથિસત્કારની ભાવના માટે યોગ્ય રીતે પંકાએલા અને હજી પણ પંકાતા આપણા દેશમાં અતિથિને આદર આપવા ચહા જેવું બીજું એકે સાધન નથી. ગમે તેને ગમે તે સમયે ચહા આપી શકાય છે. એવે પ્રસંગે 'હું ચહા નથી પીતો' એમ કોઈ મહેમાન કહે છે ત્યારે 'હવે આને શું આપવું'? એવો પ્રશ્ન થઈ પડે છે. અને ચહા ન પીનારાઓ આપણી અતિથિભાવનાને સખત આઘાત પહોંચાડે છે. સ્નેહસંમેલનો ને ઉત્સવોનું ચહા પ્રાણપ્રદ તત્ત્વ છે.

દરેક દેશનું ને પ્રજાનું પોતપોતાનું વિશિષ્ટ પેય છે. બ્રાહ્મણની ભાંગ, પારસીની તાડી, બાવા ને અવધૂતોનો ગાંજો, રશિયાનું વોડકા ને જર્મનીનું બીર; પણ ચહા તો સર્વની! વિશ્વસમસ્તનું પીણું તે ચહા! કોમીવાદથી, સંકુચિત રાષ્ટ્રભાવનાથી એ પર છે અને વિશ્વબંધુત્વની ભાવના કેળવે છે. ઈશ્વર પેઠે ચહા સર્વવ્યાપી છે. કોઈ પણ દેશ, કોઈ પણ ઘર એનાથી મુક્ત નથી. રાય ને રંક, નિર્બળ ને બળવાન, માંદા ને સાજા, સ્ત્રી અને પુરુષ, બાળક અને વૃદ્ધ–સર્વનું એ આધારસ્થાન–આનંદસ્થાન છે એણે દિશાના અંતરાય જ નથી લોપ્યા, પણ કાળના બંધનથી પણ એ પર છે. ચહા સર્વત્ર પિવાય છે; એટલું જ નહિ, પણ સર્વ કાળે પી શકાય છે. અમુક જ ઋતુમાં કે અમુક વખતે ચહા પીવાની નથી, પણ ગમે તે ઋતુમાં ગમે તે સમયે, સવાર, સાંજ, બપોર કે રાત્રે ચહાનું પાન હંમેશ આનંદપ્રેરક છે!

પયગંબરો ને અવતારી પુરુષો જે નથી કરી શકયા તે ચહા કરે છે. મોહમાં પડેલાઓને જગાડવા, માયાના ઘેનમાં ફસાએલાઓનો ઉદ્ધાર કરી તેમને સત્પથે વાળવા એ પયગંબરનું કર્તવ્ય છે. બધા પયગંબરોએ સૂતેલા જગતને જગાડવા યત્ન કર્યા છે, પણ 'હા, હમણાં ઊઠું છું' કહી જગત પાસું બદલીને, પયગંબરની બૂમ બંધ થતાં, ફરી સૂઈ જાય છે. એક પયગંબર બૂમ પાડી પાડી આખરે મરી જાય છે ને એને સ્થાને બીજો આવે છે. જગ મોટે અવાજે બોલે છે. ક્વચિત જગતને દંડોજે પણ છે. પણ 'એવા તો કંઈ પયગંબરો આવી ગયા! હું કંઈ ઊઠું એમ નથી' એમ કહી પયગંબરોનો ઉપહાસ કરતું હોય તેમ, જગત જરાક મલકાને ફરી પાછું ગાઢ નિદ્રામાં પડે છે'

પણ પયગંબરોથી જે નથી થતું તે ચહા કરે છે. પયગંબર કદાચ લોકોની મોહનિદ્રા ઉડાડે છે, પણ તેમનો નિદ્રામોહ એમનાથી દૂર થઈ શકતો નથી. ચહા મોહનિદ્રા ને નિદ્રામોહ બંનેને હઠાવે છે. 'ચહા થઈ છે' એમ સાંભળતાં ગમે તેવો નિદ્રાળુ મનુષ્ય બેઠો થાય છે અને ચહા પીધા પછી ગમે તેટલી ઊંઘ આવતી હોય તોય ઉંઘી જવાની વૃત્તિ થતી નથી. મોહની નિદ્રા કરતા નિદ્રાનો મોહ વધારે ભયંકર છે. અને એ બંનેનું મારણ ચહા જેવું બીજું કોઈ નથી.

ચહા ઉત્તેજક છે, પણ ઉન્માદક નથી. એ પ્રેરણા અર્પે છે પણ પાછળથી શક્તિ હરતી નથી. એ મોહિનીથી ભાન ભુલાવે છે, પણ શાણપણ વિસરાવતી નથી. બીજાં પેયો-ભાગ, ગાંજો, અફીણ, દારૂ વગેરે-કલહ, અનીતિ ને અંધતા પ્રેરે છે, પણ ચહા તો હમેશાં શાંતિ જ અર્પે છે. વિશ્વશાંતિ જેટલી ચહાને લીધે સધાય છે એટલી બીજા કશાથી નથી સધાતી. વ્યવહારને એ સરળ બનાવે છે. ભાવતાલ નક્કી કરતા વેપારીઓ, સામાન વધારે હોવાથી સ્ટેશનના દરવાજા બહાર, વધારે પૈસા ખરચ્યા સિવાય શી રીતે જવુ તેની મૂંઝવણમાં પડેલો ઉતારુ, મોટા અમલદારને મળવા જતા મકાન આગળ ઊભા રહેલા સિપાઈને પ્રસન્ન કરવાની યુક્તિ ખોળતો મનુષ્ય, વિચાર ને પ્રેરણાના ઝરણા સુકાઈ જતાં માથું ખંજવાળતો સાહિત્યકાર, એ સર્વને ચહા જ માર્ગદર્શક થાય છે.

એશિયાએ જગતને પયગંબરો આપ્યા છે, એનો એ સકારણ ગર્વ ધારણ કરે છે. પયગંબરોથી ય વધારે શક્તિશાળી ચહા પણ એણે જ જગતને આપી છે. ચહાનો વિજય એટલે એશિયાનો વિજય. પૂર્વની સંસ્કૃતિનો પશ્ચિમની સંસ્કૃતિ પર વિજય. સૂર્યનાં ને જ્ઞાનના કિરણો પેઠે ચહાનાં કિરણો પણ અહીંથી જ પહેલવહેલાં અન્યત્ર પ્રસર્યા. ગમે તેવુ પણ પૂર્વ જ પશ્ચિમ કરતા ચઢિયાતું છે તે ચહાએ સર્વત્ર કરેલા દિગ્વિજયથી સિદ્ધ થઈ ચૂક્યું છે!

આવી રૂડી ચહાની નિંદા કરવી ઘટતી નથી. કવિએ કહ્યું છે કે, 'માંહી પડ્યા તે મહા સુખ માણે, બહાર ઊભા તે દાઝે જો ને' તે યથાર્થ જ છે. એનામાં પડેનાઓ મહા સુખ-રસાસ્વાદનો અપૂર્વ બ્રહ્માનંદ-માણે છે; એનો ત્યાગ કરી બહાર ઊભા રહેનારાઓ ફક્ત દાઝે છે-જ્યારે પાસે ઊભેલાના હાથમાંથી ચહા ઢોળાઈ જાય છે અને એમના શરીર પર પડે છે ત્યારે. એક જ પ્યાલામાં માનવજીવનનો સારસર્વસ્વ સમાવતા ચહાના પ્યાલાનો રસાસ્વાદ લેવો કે એનાથી ફક્ત દાઝવું ને જગત આખાનો તિરસ્કાર કરતી મુખમુદ્રા વડે સર્વને દઝાડવાં એ દરેક વ્યક્તિએ નક્કી કરી લેવાનું છે.

★

# હું નવલકથા કેમ નથી લખતો ?

હું નવલકથા કેમ નથી લખતો એ પ્રશ્ન જગતની વિષમ પરિસ્થિતિમાં અત્યંત મહત્ત્વનો છે એમ તો ન કહી કહી શકાય. આપણા સાહિત્યની પ્રગતિ એ પ્રશ્નના ઉત્તર પર અવલંબી રહી છે એમ હું કદાચ કોઈક વખત માનું, પણ બીજું કોઈ માનવા તૈયાર નહિ થાય. છતાં એ પ્રશ્ન છેક ફેંકી દેવા જેવો નથી એમ મને હમણા હમણાં લાગવા માંડયું છે.

હું નવલકથા કેમ નથી લખતો એ, ખરું જોતાં, મારો અંગત પ્રશ્ન છે. એક વૃદ્ધ મનારી વિકટોરિયા બાગમા જુદાં જુદાં પ્રાણીઓનું અવલોકન કરતાં ઊભાં હતા, તેમને પ્રાણીઓના એક જાણકાર ગૃહસ્થે કહ્યું: 'આ પેલું લાંબી ડોકવાળુ પ્રાણી છે તેનુ નામ જિરાફ.' એની ડોક સામું થોડી વાર તાકી રહી સન્નારીએ સવાલ કર્યો: 'હા. પણ એ નર છે કે માદા?' સદ્‌ગૃહસ્થે જરા ગુચવાઈને જવાબ દીધો: 'બાનુ, એની સાથે આપણે શી નિસ્બત? આપણે એ સવાલમા શા માટે રસ લેવો જોઈએ? કદાચ બીજા કોઈ જિરાફને એમાં રસ પડે.' એ રીતે હું નવલકથા કેમ નથી લખતો એ પ્રશ્નમાં સામાન્ય પુરુષને શા માટે કંઈ પણ રસ હોઈ શકે એ હું સમજી શકતો નથી.

બહુ બહુ તો મારા પુસ્તકના પ્રકાશકને એ સવાલ પૂછવા જેવો લાગે. છતાં મને સીધી ને આડકતરી રીતે એ પ્રશ્ન વારવાર પુછાવા લાગ્યો છે 'હવે તમે વાર્તા લખો તો સારું.' 'તમે કોઈ હાસ્યરસનું પાત્ર સર્જો.' 'નવલકથા વાંચવાનો આટલો શોખ છે તો નવલકથા લખતા કેમ નથી?' 'નિબંધ કરતા વાર્તામા લોકોને વધારે રસ પડે છે એમ તમે નથી માનતા?'

આ રીતે પ્રશ્ન માત્ર વ્યક્તિગત ન રહેતાં સામાન્ય બનવા માંડ્યો છે, એટલે એ વિષે મારે કંઈક વિચાર કરવાની આવશ્યકતા ઊભી થઈ છે; તેમ જ દરેક સાહિત્યકાર પોતે જે પ્રકારની સાહિત્યરચના કરે છે તે કેમ કરે છે અને જે પ્રકારનું સાહિત્ય નથી સરજતો તે શા માટે નથી સરજતો એનો ગંભીર ભાવે વિચાર કરવાની જરૂર છે. 'હું' આ લખુ છુ તે શા માટે? અને

ફલાણું નથી લખતો તે કેમ નથી લખતો?' એવો પ્રશ્ન સાહિત્યકાર પોતાની જાતને પૂછે તો એમાંથી એને તેમ જ દુનિયાને ઘણું જાણવા જેવું મળી આવવાનો સંભવ છે.

નવલકથા ન લખીને હું આપણા સાહિત્ય પર ઉપકાર કરી રહ્યો છું એમ હું માનું છું. સંતતિનિયમન આદરનાર, ગુલામ પ્રજાની વૃદ્ધિ અટકાવી સમાજ પર ઉપકાર કરે છે, તેવી રીતનો મારો એ ઉપકાર સાહિત્યના ઇતિહાસમાં કદાચ વર્ણવાયો રહેશે. પણ કામ કરનાર સમાજ પર ઉપકાર કરે તે કરતાં કામ ન કરનારાઓના ઉપકાર ઘણા મોટા હોય છે, એ મહાસત્યની ઝાંખી વિચારકોને થશે ત્યારે આ પ્રકારના ઉપકારોની નોંધ લેવાશે. અત્યારે તો આ જાતના ઉપકારના કરવૈયાઓએ પોતે સારું કામ કર્યાનો–અથવા નઠારું કામ ન કર્યાનો–સંતોષ લેવો રહ્યો.

નવલકથાનું આલેખન એ કોઈ જાતની હીન પ્રવૃત્તિ છે એમ હું કહેવા નથી માગતો. લોકોને આનંદ આપવાનું એ સુંદર સાધન છે એમ પણ હું માનું છું. પરંતુ ઘણી વાર એને લીધે સલામતી ને સુલેહનો ભંગ થવાના પ્રસંગો ઊભા થાય છે ઘણાની લાગણી એને લીધે દુભાઈ હોવાની મને ખબર છે, અને તે પણ જાતજાતની લાગણીઓ–ધાર્મિક, સામાજિક, રાજકીય, નૈતિક, પ્રાંતીય, ભૌગોલિક અને વ્યક્તિગત. લોકોમાં આ જાતની લાગણીઓ હોય છે તે પણ જ્યારે આવી કોઈ લાગણી દુભાય છે ત્યારે જ ખબર પડે છે!

નવલકથાના આલેખનથી જ આવી જાતની લાગણીઓ દુભાય છે એમ નથી. કોઈ પણ જાતનુ લખાણ એ લાગણીને સહેજમા દુભવી શકે છે. પણ મને લાગે છે કે કોઈ પણ મનુષ્યની કોઈ પણ લાગણી ન દુભાય એવી નવલકથા કે વાર્તાની રચના લગભગ અશક્ય છે–મારે માટે તો તદ્દન અશક્ય છે

ઘણા વખત પર એક હસ્તલિખિત માસિકમા મેં એક ટૂંકી વાર્તા લખી હતી. ચારપાંચ જણાને લાગ્યુ હતું કે 'આ અમારા પર લખ્યુ છે. અમારી આમાં મજાક કરી છે' એમાંના એક ગૃહસ્થે તો મને મારવાની ધમકી સુદ્ધાં મોકલાવી હતી—જો કે એ વાર્તા એમણે જાતે વાંચી નહોતી; પણ જેણે વાંચેલી તેણે બીજાને કહેલું અને બીજાએ ત્રીજાને વાત કરેલી. જે વાત એમને કાને આવી હતી તે પરથી એ વાર્તા લખવાનો મારો હેતુ એમનો ઉપહાસ કરવાનો હતો, એ વિષે એમની ખાતરી થઈ ગઈ હતી. બીજા એક ગૃહસ્થ એ વિષેનો

ખુલાસો માગવા મારે ઘેર આવ્યા હતા એમને મે આખી વાર્તા વાચી સભળાવી. પોતાના પર એમા કઈ નથી એમ એમને લાગ્યુ ને તે કબૂલ પણ કર્યું પણ એ નહિ તો બીજી કોઈ પણ વાર્તામા, કે વાર્તા નહિ તો કવિતા, નાટક કે કે નિબધમા પણ એમની મે બનાવટ કરી જ હોવી જોઈએ, એવો ખ્યાલ હજી સુધી એમના મનમાથી ગયો નથી ત્રીજા ગૃહસ્થે મારે વિષે ભવિષ્યમા એ બદમાશ થવાનો છે' એવી આગાહી કરીને જ સતોષ માની લીધો હતો

સાહિત્ય એ જીવનનુ પ્રતિબિંબ છે. ઘણી વાર બને છે તેમ બિમ્બ અને પ્રતિબિમ્બ વચ્ચે રૂપ રગ ભેદ વગેરેમા ઘણો ફેર પડી જાય છે છતા ક્યા બિમ્બનુ આ પ્રતિબિમ્બ છે એ પકડાઈ આવ્યા વિના રહેતુ નથી, તેમ સાહિત્યસૃષ્ટિના પાત્રો બ્રહ્માની સૃષ્ટિના પાત્રોના પ્રતિબિમ્બ હોવાથી એ ક્યા બિમ્બના પ્રતિબિમ્બ છે, કયા મૂળ પરથી આ પ્રતિકૃતિ ચિતરી છે તે પકડાઈ આવે છે,—અથવા અમે પકડી પાડયુ છે એમ થોડાક વાચક, ઘણા વિવેચક ને લગભગ બધા બબૂચક માને છે ગમે તેવા બદસૂરત મનુષ્યને પણ પોતાની તસ્વીર હોવી જોઈએ એવો આગ્રહ હોય છે તેમ આ સૃષ્ટિમા ગમે તેવી શિથિલ ચારિત્ર્યની વ્યક્તિને સાહિત્યસૃષ્ટિમાનુ પોતાનુ માની લીધેલું પ્રતિબિમ્બ સુંદર ન હોય તો ખોટુ લાગી જાય છે! ખૂબીની વાત તો એ છે કે સામાન્ય રીતે એક બિમ્બના અનેક પ્રતિબિમ્બો પડે છે અનેક બિમ્બોનુ એક પ્રતિબિમ્બ હોતુ નથી પ્રતિકૃતિ ભલે અનેક હોય, મૂળ વ્યક્તિ તો એક જ હોય છે પણ સાહિત્યમા તો ઘણી વાર એથી ઊલટુ જ બને છે એક જ પાત્ર માટે આ તો મારા પરથી લીધુ છે' એમ ધારનારા અનેક મનુષ્યો મળી આવે છે!

આધુનિક સમાજના 'સળગતા પ્રશ્નો'ને કેન્દ્રસ્થાને વણી લઈ વાસ્તવિક જીવનનું આલેખન કરતી એક નવલકથા મે લખવા માડી હતી શરૂઆતમા ચારપાચ પ્રકરણો લખ્યા પછી આરભ કેવો થયો છે એ વિષે સારા અભિપ્રાય મેળવવાની શુભાશાથી પ્રેરાઈને મે થોડાક મિત્રો ને ઘરના માણસોને ભેગા કરી તેમની આગળ એ પ્રકરણો વાચવા માડ્યા

"પણ રાધવા માટે મે ક્યારે કટાળો બતાવ્યો છે?' મારી જીવનકથાની નાયિકા મને વાચતો અટકાવી વચ્ચે જ બોલી ઊઠી

'હે!" આ પ્રકારનું વિધાન કરવાની શી જરૂર પડી તે ન સમજાયાથી મે પૂછ્યુ

"મને રાંધવાનો કંટાળો છે એમ તમે શા પરથી માનો છો ?".

"પણ કોણ કહે છે કે હું માનું છું ? એ વાત અહીં આવી જ ક્યાંથી ?" મેં પૂછ્યું.

"કેમ ? એ વાત પર તો તમે બે પાનાં ભર્યાં છે !" જવાબ મળ્યો.

"ઓહ ! સમજ્યો. તું એમ ધારે છે કે આ વાર્તાની નાયિકા માટે જે લખ્યું છે તે તને લાગુ પડે છે ?"

"નહિ ત્યારે ? મારા પર જ બધું લખ્યું છે ને ? અમે જાણે કંઈ સમજતાં જ નહિ હોઈએ, કેમ ?"

"અને મને કપડાંલત્તાનો શોખ નથી, ઘરેણાં–લૂગડાંના પૈસા બચાવી હુ સિનેમા જોઉં છું એ વાત પણ તમે આમા લાવ્યા વગર નહિ રહ્યા ?" એનાં એક બહેનપણી મળવા આવ્યા હતા તે બોલી ઊઠયા.

"તમને એમ લાગે છે કે મેં તમને પણ આમાં આણ્યાં છે ?" મેં કંઈક વિસ્મયથી એમના તરફ જોઈ પૂછ્યું.

"મને શું, કોઇને પણ લાગે. કોઈ વાર મજાકમાં કંઈ બોલીએ તે તમે ઝટ દઈને લખી મારો છો. તમારા જેવા આગળ તો કંઈ બોલવું એમાં પણ જોખમ" એમણે જવાબ દીધો.

"એ તો ઠીક. પણ તમે મને યે ન છોડયો. દોસ્તદારો વચ્ચે ગમે તે બોલો તે ચાલે. પણ આ તો તમે જાહેરમા મારી મજાક કરવા માંડી." મારા એક સ્થૂળકાય મિત્રે પોતાનો વાંધો રજૂ કર્યો.

"તમે પણ ફરિયાદીના વર્ગમાં છો, એમ ? બોલો તમારી શી ફરિયાદ છે ?" મેં પૂછ્યું.

"કેમ જાણે કંઈ જાણતા જ ન હોય !"

"ખરેખર નથી જાણતો. તમારે માટે શુ લખ્યું છે ?"

"પાછું મારી પાસે જ કહેવડાવવું છે ? લો, કહું. તમારા નાયકના મિત્રનું વર્ણન કરતાં નથી લખ્યુ, કે 'એ મોંમાં ચિરુટ ખોસી ધુમાડા કાઢતો ટ્રેન પકડવા હાંફતો હાંફતો દોડતો, ત્યારે 'સ્ટીમ રોલર'નું એન્જિન આવ્યું સમજી રસ્તે

ચલનારાઓ એના માર્ગમાંથી ખસી જતા.' હુ ચિરૂટ પીઉં છું, ને પગમા રહુ છુ તેથી ટ્રેન પકડવા માટે મારે ઘણી વાર દોડવું પડે છે. એ પરથી જ તમે આ નથી લખ્યુ, એમ કહી શકો છો ?" એમણે જવાબ દીધો.

હવે આગળ વાચવુ સલામતીભર્યું નથી એમ લાગવાથી મેં વાચવાનુ એટલેથી જ માડી વાળ્યુ. અને નવલકથા લખીને લોકપ્રિય થવા કરતા ઘરમા ને મિત્રોમા અપ્રિય થવાનો સંભવ વધારે દેખાવાથી નવલકથા લખવાનો વિચાર માડી વાળ્યો

વાર્તામા પાત્રો તો આવે જ. અને પાત્રો આવે એટલે કોઈકને પણ લાગ્યા વિના ન રહે કે 'આ મને લાગુ પડે છે.' અને એમ લાગે એટલે એની લાગણી દુખાયા વગર ન રહે આમ પાત્રાલેખનનો પ્રશ્ન ઘણો ગૂંચવણભર્યો બની જાય છે

એક અગ્રેજ લેખકે વકીલો કેવી રીતે પૈસા ભેગા કરે છે તે બતાવવાના હેતુથી આર્ટિમસ જોન્સ નામના એક કાલ્પનિક વકીલ વિષે વાર્તા લખી. લેખકના દુર્ભાગ્યે આર્ટિમસ જોન્સ નામનો કોઈ ખરેખરો વકીલ નીકળી આવ્યો ! એણે આબરૂની નુકસાનીની ફરિયાદ માંડી લેખકે બચાવમા જણાવ્યુ; 'મને આવો કોઈ મનુષ્ય અસ્તિત્વમા છે એની ખબર પણ નહોતી મે તો કાલ્પનિક પાત્ર સરજ્યુ છે.' પણ એનો આ બચાવ ચાલ્યો નહિ, ને આર્ટિમસ જોન્સ નામે કાલ્પનિક પાત્ર સરજ્યાથી એને આર્ટિમસ જોન્સ નામની સાચી વ્યક્તિની આબરૂને નુકસાન પહોચાડવા બદલ સજા થઈ. નામ કે ધંધાનુ આમ આકસ્મિક સામ્ય આવી જતા પણ લેખકને નુકસાન વેઠવુ પડે છે.

પરતુ વાત આટલેથી અટકતી નથી. આપણે સા તો ન્યાત, કોમ, ધર્મ પથ વગેરેના અસ્તિત્વને લીધે સાહિત્યની પાત્રસૃષ્ટિમાં પણ એ ભેદો આવવા માડ્યા છે અમુક જ્ઞાતિ કે કોમના પાત્રને હલકુ ચીતર્યું હોય તો વાર્તાકાર સામે આખી જ્ઞાતિ કે કોમનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠે છે. દરેક કોમમા સારા ને નરસા માણસો હોય છે. એટલુ જ નહિ, એક જ મનુષ્ય એક વાર સારો તો અન્ય પ્રસગે દુષ્ટ બની શકે છે. છતા જીવત સૃષ્ટિમાં પ્રવેશ કરતાવાર દરેક પાત્રે સદ્ગુણી અને આકર્ષક બની જવુ, જેથી એની કોમને ખોટી ન લાગે એવો દૃઢ અભિપ્રાય દરેક કોમની વ્યક્તિનો હોય છે.

પાટણની પ્રભુતામાં શ્રી મુનશીએ એક જૈન સાધુને ખટપટિયો ચીતર્યો ને જૈન કોમમાં ખળભળાટ મચી ગયો. નર્મદ વિષે લખતાં શ્રી વિશ્વનાથ ભટે વૈષ્ણવ મહારાજ વિષે કંઈ લખ્યું ને વૈષ્ણવોની લાગણીને આઘાત પહોંચ્યો. શ્રી પન્નાલાલ પટેલે 'મળેલા જીવ'મા ઘાંયજાની સ્ત્રીને નાયિકા તરીકે આણી છે, તે સામે ઘાંયજાની ન્યાતે મળીને રીતસર ઠરાવ કર્યાના સમાચાર વર્તમાનપત્રોમાં થોડા જ સમય પર પ્રસિદ્ધ થયા હતા. શ્રી રમણલાલ દેશાઈ આ બાબતમાં કંઈક નસીબદાર છે. પણ એમને વિષે ય આવી કંઈક ફરિયાદ થયેલી વાંચી હતી. પોતાની જ્ઞાતિના માણસને માટે આમ તો લોકોને કંઈ લાગતું નથી. માત્ર સાહિત્યમાં પોતાનો જ્ઞાતિજન અધમ લેખાય એ એમનાથી નથી ખમાતું. એક રીતે વાસ્તવિક જીવન ઉપર સાહિત્યનો એ વિજય ગણી શકાય.

આ ઉપરાંત ભૂગોળના ભેદો પણ છે. મનુષ્યકૃત ભેદો હોય તો શું ઈશ્વરકૃત ભેદોને ઉવેખી શકાય? પ્રાંતીય અસ્મિતા ને ગૌરવની ભાવના જે દરેક હૈયામાં સદૈવ ભડભડ બળી રહેલી હોય છે તેને, પોતાના પ્રાંતની કોઈ પણ વ્યક્તિ કંઈ પણ અશ્લાઘ્ય કાર્ય કરતી (અથવા એવું કાર્ય કરતી હોવાનો ભાસ પેદા કરતી) સાહિત્યમા જણાય તો, ઊંડો ઘા પહોંચે છે ને આખા પ્રાંતના મનુષ્યો કોલાહલ મચાવી મૂકે છે.

આ વિષયમાં આપણા પૂર્વજો કરતાં આપણે બહુ આગળ ગયા છીએ એ નિઃસંશય છે અસલ પણ નાતજાત, ધર્મ, પંથ વગેરેના ભેદ હતા. પણ અત્યારે વ્યક્તિ પોતાની જ્ઞાતિ, પોતાનો ધર્મ, પોતાની કોમ કે પોતાનું શહેર, જિલ્લો કે પ્રાંત માટે જે અભિમાન દર્શાવે છે તેનો પ્રાચીન કાળમાં બહુધા અભાવ હતો એમ લાગે છે. ક્વેટામાં ધરતીકંપ થાય તેનો આંચકો અહીંના મનુષ્યોને–ખાસ કરીને તેમના ગજવાને–લાગે છે. એ જ પ્રમાણે દરેક બાબતમા આપણા દેશની કે કોમની બીજી વ્યક્તિઓ સાથે આપણે ઐક્યાનુભવ કરતા થઈ ગયા છીએ,

અસલના સહિત્યકારો ને વાચકો બન્નેની દૃષ્ટિ આ બાબતમા જરા જુદી હતી. સાહિત્યનાં પાત્રો જીવતા જાગતા મનુષ્યો હોવા જોઈએ એમ પૂર્વકાલના ઘણા સાહિત્યકારો માનતા નહિ. બ્રહ્માની સૃષ્ટિમા હરતી ફરતી વ્યક્તિને કોઈ પાત્ર કહેતું નથી. સાહિત્યસૃષ્ટિમાં મનુષ્યો પાત્રને નામે ઓળખાય છે; તેનું કારણ, એમની સમજણ મુજબ, એટલું જ હતું કે સાહિત્યસૃષ્ટિના જીવો સ્વતંત્ર જીવન ગુજારતાં પ્રાણીઓ નથી પણ પાત્રો છે–અર્થાત્ લેખકના વિચારના વાહન બનવા

નિર્માયેલાં માત્ર પાત્રો જ છે. એ વાસણમાં લેખક પોતાના વિચાર ઠાલવે છે ને એમાંથી વાચક પોતાને જોઈતો ભાગ ઉપાડી લે છે. પણ હવે તો વાસ્તવવાદ દાખલ થયો છે, એટલે સાહિત્યનાં પાત્રો બ્રહ્માની સૃષ્ટિમાં હોય એવાં જ હોવાં જોઈએ એવો આગ્રહ રાખવામાં આવે છે. 'પાત્રો સજીવ-રસ્તે જતા જાણે સામા મળે એવાં જીવંત-ચિતરાયાં છે' એવો અભિપ્રાય મળે તો કથાકાર પોતાને કૃતકૃત્ય થઈ ગયેલો માને છે.

આમ છતાં પ્રાચીન સાહિત્યકારોએ જ્ઞાતિ ને ધર્મને છેક છોડયાં નથી. પરંતુ તે વખતના વાચકની લાગણી આપણા જેટલી તીવ્ર નહોતી તેથી તેણે કદી વિરોધ કર્યો નથી. નરસિંહ મહેતાના આખ્યાનમાં પ્રેમાનંદે નાગર જ્ઞાતિની બનાવટ કરી છે, પણ તે સામે નાગર જ્ઞાતિએ મળીને વિરોધ ઉઠાવ્યો હોય એવું જાણ્યામા નથી 'નળાખ્યાન'માં દમયંતીને વરવા આવેલા દેવોને એણે મૂર્ખ આલેખ્યા છે ને નળના પિતાને પોતાના પિતા તરીકે ગણાવતા પણ એણે વર્ણવ્યા છે દેવો માનુષી સુંદરી વરવા માગે એ વાત જ ધર્મવિરોધી છે. પછી તે સુદરી પ્રેમાનંદની લાડકી નાયિકા હોય તો યે શું ? અને દેવો વરવા માગે છતાં ન મળે એવી સુંદરી હોય જ કયાંથી ? એ તો ઠીક. પણ દેવો જેવા દેવો, માણસ પણ જે કરતાં શરમાય એવું કામ કરે-બીજાને જ પોતાનો પિતા બનાવી ના દે ! આમ છતાં સનાતનધર્મપ્રેમી સજ્જનોએ સભા ભરી પ્રેમાનંદનો વિરોધ કર્યો હોય એવું કંઈ પણ લખાણ પ્રાચીન ગ્રંથાદિકના સંશોધનકારને હજુ સુધી જડી આવ્યું નથી. ' ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ ' તથા 'આભડછેટ અંત્યજની જણી, બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ઘણી' એવું લખનાર અખાને શ્રી વિશ્વનાથ ભટ્ટ સાગે પોકાર ઉઠાવનાર વૈષ્ણવોના પૂર્વજોએ, સાજનું બોલાવી મહાજનબહાર કાઢ્યો હોય એવો એક પણ ઉલ્લેખ મળતો નથી !

પરંતુ હવે વસ્તુસ્થિતિ તદ્દન બદલાઈ ગઈ છે. કયુ પાત્ર કોને, કયી કોમને કે કયા પ્રાંતને ખોટુ લગાડી બેસશે એ કોઈ કહી શકે એમ નથી.

પણ તો પછી, વાર્તાનાટક આદિ લખાય જ શી રીતે? આનો કંઈ ઉપાય ખરો ?

મને એક ઉપાય સૂઝે છે. માનવસૃષ્ટિનાં પાત્રો લઈએ, તો તે ઐતિહાસિક કે પૌરાણિક કે કાલ્પનિક પાત્રો હોય તો પણ, કોઈ ને કોઈ વ્યક્તિ, વર્ગ કે કોમની ધાર્મિક, વર્ગીય, પ્રાંતીય, સાંસ્કારિક કે રાષ્ટ્રીય લાગણી દુભાવવાનો

પ્રસંગ આવ્યા વિના નહિ જ રહે. એટલે માનવેતર સૃષ્ટિનાં પાત્રોની યોજના કરી નિર્વાહ ચલાવવો એ सर्वनाशे समुत्पन्ने ह्यर्धं त्यजति पण्डितः એ જાણીતા સૂત્ર પ્રમાણે, પાંડિત્યનું લક્ષણ સાહિત્યકારોમાં ન હોય તો બીજા કોનામાં હોઈ શકે ? ઈસપની કથાઓ ને પંચતંત્ર તથા હિતોપદેશની વાર્તામાં પ્રાણીઓ આવે જ છે ને ?

જાનવર ને માણસમાં એટલું બધું સામ્ય છે કે એ બે વચ્ચે ભૂલ થઈ જવાના દાખલાઓ પણ નોંધાયા છે. આપણે જાનવરમાંથી ઊતરી આવ્યા છીએ એ વાતમાં તથ્યાંશ હોય કે નહિ; પણ એકબીજાની સંગતિથી અથવા બીજા કોઈ ગૂઢ કારણસર માણસ અને જાનવર વચ્ચે ઘણા સમાન ગુણો રહેલા છે એ નિર્વિવાદ છે; નહિ તો ઘણા માણસ જાનવર જેવાં ને ઘણા જાનવર માણસ જેવાં કાર્યો કરે છે તે શી રીતે સંભવિત થાત ?

સર્જનાત્મક સાહિત્યનો મુખ્ય ઉદ્દેશ રસનિષ્પત્તિનો હોય છે. અને રસ-નિષ્પત્તિ માટે આવશ્યક ગણેલા સ્થાયી તેમ જ સંચારી ભાવો મનુષ્યોની પેઠે પ્રાણીઓમાં પણ રહેલા હોય છે. માણસની પેઠે પશુઓ પણ પ્રણય, ક્રોધ, જુગુપ્સા, નિર્વેદ, ખેદ, શોક, વિહ્વલતા, વાત્સલ્ય, ભક્તિ, શાંતિ આદિ ભાવો અનુભવી ને તેને સબળ રીતે વ્યક્ત પણ કરી શકે છે. માનવજીવન પેઠે પશુજીવનમાં પણ બે પ્રેરક બળ મુખ્ય છે; આત્મસંરક્ષણ ને વંશસંવર્ધન; ને એથી પ્રેરાઈ ઘણાંખરાં કાર્યો બંને સમાન ભાવે કરે છે.

શાસ્ત્રીય અથવા લલિતેતર વાઙ્‌મય માટે જે વિચારશક્તિ તથા નિર્ણયાત્મક બુદ્ધિની જરૂર પડે છે તે જાનવરમાં નથી એટલે શાસ્ત્રીય ગ્રંથોમાં ભલે માનવપાત્રોનો ઉલ્લેખ થાય. દાખલા તરીકે અંકગણિતમાં એક વેપારી બાર આને શેરવાળી ચહા સાથે બે પૈસાનો ચાર શેર કચરો ભેળીને, એ રમણીય ને સ્વાદુ મિશ્રણ વીસ આને શેર લેખે વેચે તો એને કેટલો નફો થાય એ મતલબના દાખલા આવે છે; તેને બદલે એક કૂતરો કે ગધેડો આવી રીતે ચહામાં મિશ્રણ કરીને વેચે એમ મૂકી શકાય નહિ કારણ કે મનુષ્ય સિવાયનાં પ્રાણીઓ વેપાર નથી કરતાં, એટલું જ નહિ પણ આમ અપ્રમાણિકપણે લોકોની શારીરિક સ્થિતિ બગાડે ને પોતાની આર્થિક સ્થિતિ સુધારે, એવી રીતે સારા માલ ભેગો નબળો માલ ભેળવી પણ દેતાં નથી.

પરંતુ સાહિત્યસૃષ્ટિમાં માનવેતર પ્રાણીને દાખલ કરવામાં બે મોટી મુશ્કેલી છે. એક તો મનુષ્યેતર પ્રાણીસૃષ્ટિમાં આપણા 'સળગતા પ્રશ્નો' હજી સળગ્યા જ

નથી, કદી મળગશે એમ પણ લાગતુ નથી આપણી નવલકથા ને નાટકોના કેન્દ્રસ્થાને રહેલો લગનભાવનાનો પ્રશ્ન એ સૃષ્ટિમા છે જ નહિ એ ઉપરાત વિધવાવિવાહ, બાળલગ્ન એક ઉપર બીજી કરવાની પ્રથા, પહેરામણી ને વાકડો, સહશિક્ષણ ખાદ્યાખાદ્ય ને સ્પૃશ્યાસ્પૃશ્ય, દેશાભિમાન ને નીતિ, ધર્મ ને રાજકારણ આવુ કશુ એ સૃષ્ટિમા છે જ નહિ એની ચર્ચા ન આવે એવી વાર્તા, નવલકથા કે નાટક લખાય જ શી રીતે?

બીજી મુશ્કેલી એ છે કે ધારો કે હુ પ્રાણીઓના જ પાત્રો લઈને નવલકથા કરુ, પણ તેમા યે કોઈ મનુષ્યને નહિ લાગે કે 'આમા મારી બનાવટ કરી છે' તેની શી ખાતરી? આપણે જાનવર માટે લખીએ તો યે માણસને લાગી જાય કે આ મારે માટે લખ્યુ છે તો શુ કરવુ? અને એમ થાય તો પાછી એની એ મુશ્કેલી ઊભી રહેવાની

આ પાત્રાલેખનના પ્રશ્નનુ યોગ્ય નિરાકરણ ન થઈ શકે ત્યા સુધી નવલકથા લખવી મારે માટે, વાચક માટે કે કોઈને માટે સલામતીભર્યુ નથી અને તેથી જાહેર સલામતી ને શાતિને ધોકો ન પહોચાડવાના શુભ આશયથી હુ નવલકથા નથી લખતો



પરતુ ના કહેવાનુ સામર્થ્ય અતિ દુર્લભ છે હકાર એ મહાપ્રાણ છે, એના ઉચ્ચારણ માટે વધારે જોરની જરૂર પડે છે ને નકાર એ અલ્પપ્રાણ હોવાથી એનુ ઉચ્ચારણ સહેલાઈથી થઈ શકે છે છતા કોણ જાણે કેમ, આપણે ના કરતા હા જ વધારે ત્વરાથી બોલીએ છીએ ના કહેવાની હિંમત બહુ વિરલ છે.

# ભદ્રંભદ્ર, અંબારામ અને રમણભાઇ

આપણા સાહિત્યમાં જીવનચરિત્રો પ્રમાણમા ઓછાં લખાયાં છે, પરંતુ આવુ ચરિત્ર લખવાની હિમ્મત હજી સુધી કોઈએ કરી નથી. આવા ચરિત્રગ્રંથો લખાશે તો આપણા સાહિત્યની સ્થિતિ કેવી થશે તે કલ્પી શકાતું નથી.

ભદ્રંભદ્ર આ ચરિત્રનો નાયક છે: અંબારામ એ ગ્રંથના લેખક છે ને રા. બ. (પાછળથી સર) રમણભાઈ એના પ્રસિદ્ધકર્તા છે.

જીવનચરિત્રો મહાપુરુષોનાજ લખાવા જોઈએ એવો આગ્રહ રાખવો ખોટો નથી. સામાન્ય પુરુષોના જીવનમાથી આપણને કંઈ પણ જાણવાનું મળતુ નથી. ઊલટું આપણા જેવી જ નિર્બળતા આ લોકો પણ દાખવતા એમ ધારી આપણે સંતોષ માનીએ છીએ. મૂર્ખ પુરુષોના જીવનચરિત્રો સમાજને ભયંકર હાનિકર્તા થઈ પડે છે. આપણે આના કરતાં તો સારા છીએ, આવી મૂર્ખાઈ આપણે કદી પણ ન કરીએ એમ ધારી આપણે અભિમાની બનીએ છીએ અને

"કદી અભિમાન ધરે જન કોય,
બહુ વસા હલકો તે હોય."

એ સૂત્ર પ્રમાણે, વિવેકભ્રષ્ટ ભાગીરથીની પેઠે, ઉત્તરોત્તર અધમતાની ગર્તામાં પડતા જઈએ છીએ આટલા માટે જીવનચરિત્રો આદર્શભૂત વ્યક્તિઓનાજ લખાય છે. જે જે વ્યક્તિઓના ચરિત્રો લખાય છે તે સર્વ સામાન્ય માનવનિર્બળતાથી પર હોય છે, એ બધાનાં બુદ્ધિવૈભવ, હૃદયશુચિતા અને આધ્યાત્મિક ગુણસંપત્તિનુ વર્ણન એકસરખુ જ જોવામા આવે છે, તેનુ કારણ પણ એ જ છે. દરેક સદ્દગુણ એ પૂજ્ય વ્યક્તિમા પૂર્ણતાથી વિકસિત થઈને રહેલો હોય છે. આથી એક વ્યક્તિનુ વર્ણન બીજી વ્યક્તિને સર્વાંશે લાગુ પડી શકે છે. દાખલા તરીકે અ મહાન ગંન છે, બ તેની સતી સાધ્વી સ્ત્રી છે, અને ક તેમનો નિર્દોષ સકલગુણસંપન્ન પુત્રરત્ન છે આ ત્રણેના ચરિત્રો લખવા હોય તો એક જ જણનું ચરિત્ર લખવાની જરૂર છે. ઉમ્મર અને જાતિના ભેદને અંગે ઘટતો ફેરફાર કરી લઈએ તો એ આખું ચરિત્ર ત્રણેને માટે ચાલી રહે.

આ તો માત્ર ત્રણુની જ વાત થઈ, પરતુ કદાચ ૩૦૦ વ્યક્તિઓ હોય તો પણ લખાણુમા ખાસ ફેરફાર કરવાની જરૂર રહેતી નથી આવા ઉચ્ચ કોટિના ચરિત્રે આપણા સાહિત્યમા નથી એમ કહેવાની કડકમા કડક ટીકાકાર પણ હિમ્મત કરી શકે એમ નથી

પરતુ આ ભદ્રભદ્રનુ ચરિત્ર તો આપણા ચરિત્રગ્રથોના સાહિત્યમાં જુદી જ ભાત પાડે છે, અને એ લેશ પણ આવકારપાત્ર નથી પ્રથમ તો ભદ્રભદ્ર મહાપુરુષ જ નથી મહાપુરુષ નથી એટલુ જ નહિ સામાન્ય પુરુષ પણ નથી—અધમ કોટિનો મનુષ્ય છે। અધમ એટલે દુષ્ટ, ચોર, લપટ, ખૂની એવો નહિ—એવા થવાની તો એનામા શક્તિ જ નથી પરતુ વ્યસની, ગુમાની અને ભોટ—ટૂકામા જેને આપણે 'ઢ' કહીએ છીએ તેવો.

અમારામ ભદ્રભદ્રને મહાપુરુષ, મહાત્મા વગેરે વારવાર કહે છે પરતુ ભદ્રભદ્ર મહાત્મા નથી તેના પુરાવા એ પુસ્તકમાથી જ જોઈએ તેટલા મળે છે ભદ્રભદ્ર બુદ્ધિહીન છે તે પહેલા પ્રકરણ પરથી જ માલૂમ પડે છે દોલતશકર જેવુ રસિક નહિ તો પણ હાસ્યજનક ન જ કહેવાય એવુ નામ બદલીને પોતાનુ નામ એ ભદ્રભદ્ર રાખે છે। આગગાડીમા અજાણ્યા માણસને એ રૂપિયા આપે છે એ પણ અક્કલની નિશાની નથી. સૌથી વધારે બુદ્ધિનુ પ્રદર્શન તો એ ન્યાયાધીશ તરફથી એને પોતાનો બચાવ કરવાની તક અપાય છે ત્યારે કરે છે. એના પર મારામારી કરવાનો આરોપ હતો વસ્તુત એણે માત્ર માર ખાધો જ હતો, કોઈને માર માર્યો ન હતો છતા ભદ્રંભદ્રે 'ઘણા માણસોને લાકડીઓ મારી, લાકડીઓ તૂટી ગઈ એટલે બારણા કાઢીને માર્યા, બારણા તૂટી ગયા એટલે થાભલા કાઢવા માડ્યા' એવી સાક્ષી 'જે માણસ હાથમા દડો લઈ ચારે તરફ પ્રહાર કરતો ફરી વળ્યો હતો અને જેણે ભદ્રભદ્રને ફરીફરી ઉચકાવી પાડ્યા હતા' તેણે આપી આવે વખતે એ પોતાનો બચાવ કરતા રડી પડ્યા હોત (જે સહેલાઈથી એ કરી શકત) અથવા 'મારામારી થઈ ત્યારે હુ બહારગામ જઈ ઓયરામા ભરાઈ બેઠો હતો' એવુ કઇક સિદ્ધ કર્યુ હોત તો એનામા બુદ્ધિનો છાટો પણ છે એમ કહેવાત પરતુ મેજીસ્ટ્રેટે જ્યારે એમને પૂછ્યુ કે 'તમારે કંઈ કહેવુ છે?' ત્યારે આવુ કઈ પણ ન કરતા એણે મૌર્ખ્યની પરાકાષ્ઠા કરી જવાબ દીધો "કહેવાનું તો અત્યતમ્ છે પણ શ્રોતાનો અભાવ છે પરતુ પૃચ્છો છો સારે શ્રૂયતામ્. વેદધર્મનું અનાદિત્વ અને અનંતત્વ પ્રતિપાદન કરવાની આ આવશ્યકતા પ્રત્યક્ષ થયાથી તદર્થે મે અનેક પ્રયાસ આરભ્યા છે

અને સમાપ્યા છે. સુધારાવાળા મારાથી ત્રાસ પામ્યા છે. તેમના પ્રમાણાનિ નષ્ટાનિ થયાં છે.''

કોર્ટમાં જુબાની લેવાતી હતી ત્યારે પણ અધૈર્ય અને મૌખ્યર્થી પ્રેરિત થઈ એ બોલી ઊઠ્યા હતા: 'મારી એકા વિનતિ છે તે શ્રુયતામ્.' માજીસ્ટ્રેટે પૂછ્યું : 'શા વિશે ?' એમણે પ્રત્યુત્તર વાળ્યો : ''સનાતન આર્યધર્મનો સદોદિત યશઃપૂર્ણ વિજય વિશે. આર્યનીતિરીતિગીતિધીતિપીતિપ્રીતિભીતિ એવી અનુપમા છે, એવી ઉત્કૃષ્ટા છે, એવી વેદોક્તા છે કે હિંસાનો તેમા અવકાશ નથી. સુધારાવાળા કહે છે કે વેદમાં હિંસા લખી છે, પણ વેદાનુયાયીઓ હિંસા નથી કરતા તેથી સિદ્ધ થાય છે કે હિંસા વેદવિહિતા નથી.''

જેટલી એનામાં મૂર્ખતા છે તેટલી જ ભીરુતા પણ છે. સ્ત્રીઓ પણ ન દર્શાવે, કાપુરુષો પણ લાજે એવી કાયરતા એ ક્ષણે ક્ષણે દર્શાવે છે. શરીરે અત્યંત સ્થૂળ છતાં ભયને વખતે એ ઘણી શીઘ્રતાથી ગતિ કરી શકે છે. સ્ટેશન જતાં રસ્તામાં ભદ્રંભદ્રે અંબારામને પૂછ્યું : ''અંબારામ ! એમ ન સમજીશ કે આગગાડીમાં જાઉં છું તેથી જ મારી ગતિ આટલી ત્વરિત છે મારો વેગ, મારો પોતાનો વેગ તને વિદિત છે ?'' અંબારામે જવાબ દીધો : 'મહારાજ, તે દહાડે જમાલપુર દરવાજા બહાર એક શિયાળવાને વરુ ધારી આપણે પાછા ફર્યા હતા, તે દહાડે તો તમે મારાથી બહુ અગાડી નીકળી ગયા હતા. તેવો વેગ કહો છો ?' આ પરથી માલૂમ પડે છે કે એ કેટલા ભયાવિષ્ટ થયા હશે.

વાચાળતાનો ગુણ એનામા અસાધારણ પ્રમાણમા છે. છતા પણ 'પોલીસનો એક સિપાઈ ડંડો ઉચકી ભદ્રંભદ્રના બે હોઠનો ઇચ્છા ઉપરાંત મેળાપ' કરાવી શકે છે. ભૂલથી અંબારામ અને ભદ્રંભદ્ર પરાયા ઘરમા દાખલ થઈ ગયા હતા અને ચોરમા ગણાઈશું એવી બીકથી કાતરિયામાં છપાઈ ગયા, છતાં પણ ચોરમાં ગણાવાનો સમય આવ્યો ત્યારે અંબારામે પૂછ્યું, 'અહીંથી છાપરા પર જવાય એવું નથી ?' ત્યારે 'મોટેથી ઉચ્ચાર કર્યા વિના બોલતા પણ અવયવો વશ ન હોય તેમ ભદ્રંભદ્રના દાત કકડ્યા અને હોઠ ફફડ્યા.' એમના ગુપ્ત સ્થાનમાંથી એમનું અહાગુ કરવાની કોઈની હિંમત ચાલી નહિ ત્યારે એક જણે સૂચના કરી: 'આટલા બધા છો તે ડંડા લઈને ઘરમાં પેસો ને, અને મારફાડ કરતાં ખૂણેખાંચરે ફરી વળો ને ! હાડકાં ઢીલાં થશે એટલે ચોર નાસવાનું યે નહિ કરે.' તે વખતની સ્થિતિનું વર્ણન કરતાં અંબારામ લખે છે. ''જાણે માર ખાવાની તૈયારી કરતાં હોય તેમ મારાં ગાત્ર ટાઢાં થઈને સંકોચાઈ ગયાં. ભદ્રંભદ્રથી

મોટેથી બોલાઈ ગયુ કે, "શકર, નાહિ નાહિ" ભદ્રભદ્રની બીરુતાના આવા અને દાખના આપી શકાય એમ છે

ભદ્રભદ્ર મૂર્ખ અને ભીરૂ જ નથી વ્યસની પણ છે. ભાગ પીવાનો એને બહુ શોખ છે નાત મળ્યા અને વિખેરાયા પછી ભદ્રભદ્રને નાસતા ચોકીસે પકડયા તે વખતની એમની સ્થિતિનુ વર્ણન કરતા અબાગમ લખે છે, 'ભદ્રભદ્ર કોઈ ઠેકાણે ભાગ કે એવુ કઈ પી આવ્યા હોય તેમ લાગતુ હતુ સિપાઈના ફટકાનો સ્પર્શ તેમના મનમા લાબા વખત સુધીની લાગણી ઉત્પન્ન કરતો નહોતો મારા કરતા તેમનુ ચિત્ત વધારે પ્રસન્ન હતું" એ 'ભાગ કે એવુ કઈ' એ શબ્દપ્રયોગ અબારામ જેવા એના શિષ્યે કર્યો હોવાથી એ દારૂ પણ પીતા હશે એવુ અનુમાન સ્વાભાવિક રીતે જ થાય છે પરંતુ ભાગ તરફ એમને ખાસ પક્ષપાત હોય એમ લાગે છે શિવભક્તે ભદ્રભદ્રને પૂછ્યુ ભાગ પીવા બાબત આપનો શો અભિપ્રાય છે?' ત્યારે એમણે કહ્યુ 'ભાગ જેવી દિવ્ય વસ્તુ બીજી નથી ભાગ પીવી એ સર્વ આર્યનુ કર્તવ્ય છે' ભાગ પીવી તે ખોટુ છે એમ કહેવાનો આશય નથી પણ પીધા પછી તે જેરવવાની તાકાત હોવી જોઈએ પરતુ ભદ્રભદ્રને તો પીધા પછી નહિ પણ પીતા પીતા જ ભાગ એવી ચઢી જાય છે કે 'ભાગના તપેલામા ઊંધો વાડકો બોળી બહાર કાઢતા ખાલી જોઈ અબારામને 'એક આગળી દેખાડી એ બોલી ઊઠે છે એમ ન સમજીશ કે તને એકલાને જ જાદુ આવડે છે હુ ધારુ તો તને આ છાપરાના ભારવટીઆ પર અદ્ધર ચોટાડુ!'

ભદ્રભદ્ર જેવા ભગેરી છે એવા જ ખાઉધરા છે ભોજન એનો પ્રિયમા પ્રિય વિષય છે ભૂખ ન હોય ત્યારે પણ એ 'દશ બાર' ખાઈ શકે છે કલાક પર ખાધેલુ એને પચી જાય છે ભદ્રભદ્ર તથા અબારામે જમવા માડ્યાને 'પોણો જ કલાક' થયા પછી પીરસનાર રસોઇયાને ફરી નાહવાનો પ્રસંગ આવે છે રસોઇયો નાહવાની આનાકાની કરે છે પરતુ ઘણી વારે એ કબૂલ કરે છે અને નાહીને પીરસવા આવે છે તે સમયનુ વર્ણન કરતા અબારામ લખે છે 'એકાદ કલાક રસોઇયાને સમજાવવામા ગયો હતો, તેથી તે પહેલા ખાધેલ બધુ પચી જવાથી અમારે નવેસર ફરી ભોજન કરતા એક કલાક સવા કાર્ય સમાપ્ત કરી આ ખાતે બધા મળી ત્રણ કલાક ગયા તે બધો વખત ભોજનમાં ન ગયો પણ તેમાથી લગભગ અડધો વખત ઇતર વ્યાપારમા ગયો તે માટે બે કલાક ઉપર ગયા' આ ઉપરથી ભ૦ભ૦ની ભૂખ અને ભોજનોત્કંઠા કેવી છે તે સમજાશે

આ પ્રમાણે ભદ્રભદ્ર મૂર્ખ, વ્યસની, ભીરુ અને ખાઉધરો છે, છતા પણ એને પોતાને માટે બહુ માન છે. કીર્તિનો એ લોભી છે. હુ સર્વ કંઈ કરી શકવાને સમર્થ છું એમ એ માને છે.

આવા ક્ષુદ્ર પુરુષનુ જીવનચરિત્ર આલેખવાનો વિચાર માત્ર અબારામને જ સૂઝે! અબારામ કોણ હતો તે વિષે કોઈ પણ પ્રકારની માહિતી મળી શકતી નથી ગ્રથના પ્રસિદ્ધકર્તા સગ રમણભાઈએ તેમની ઉંમર તથા ઉંચાઈ એ બે જ જણાવ્યા છે. બીજુ કઈ નહિ તો એની પહોળાઈ જણાવી હોત તો પણ સારુ થાત. પરતુ પહોળાઈ જાણ્યા સિવાય માત્ર ઉંચાઈ ને ઉંમર જાણ્યે કઈ પણ ફાયદો નથી. અબારામ ભદ્રભદ્રનો પરમ ભક્ત છે અને બધી રીતે એના જેવો જ છે લેખક થવાની એનામા કશી પણ યોગ્યતા નથી તે એની પ્રસ્તાવનામાથી નીચે આપેલા ઉતારા પરથી ખાતરી થશે.

"અમેરિકામા ઘોડા દોડે છે, પણ તેથી શુ? જગતમા યે ઘોડા દોડે છે, પણ તેથી શુ? ત્યા પહેલા ઘોડા હતા જ નહિ, પણ તેથી શુ? સ્પેનથી આણીને ઘોડા ત્યા છોડી મૂકયા, પણ તેથી શુ? સમય-સમય-પ્રસગ!

એક વાર દૃષ્ટિ કરો, એક વાર લક્ષ ધરો, એક વાર સ્થિર ઠરો, એક વાર અજ્ઞાન હરો, એક વાર સિદ્ધિ વરો, એક વાર અગાધ તરો, એક વાર સત્વર સરો, એક વાર લીલા કરો, એક વાર પ્રકાશ ઝરો એક વાર તર્ક ભરો. અદ્‌ભુત! અદ્‌ભુત! હે યમુને! હે ગંગે!"

પગી અમથા કાળા નામના કોઈ છેક જ અપરિચિત ગૃહસ્થને આ પુસ્તક અર્પણ કરી રા અબારામે હદ કરી છે!

અંબારામ ભદ્રભદ્રની જીવનકથા લખે એમા નવાઈ નથી પરતુ આશ્ચર્ય તો સગ રમણભાઈ જેવા એ પુસ્તકને પ્રસિદ્ધ કરે છે તેથી થાય છે. રમણભાઈ ઉત્તમ કોટિના વિવેચક છે, છતા એમને પણ ન સૂઝયુ કે આ પુસ્તક તો બાળી જ નાખવુ જોઈએ? ભલે એમણે એ બાળી ન નાખ્યુ, પરતુ છપાવી પ્રસિદ્ધ શા માટે કર્યું? શુ અબારામની એમના પર શેહ પડી! એમણે અબારામને ચોખ્ખેચોખ્ખુ કહી દેવુ જોઈતું હતું કે આ પુસ્તક પ્રસિદ્ધ કરી શકાય જ નહિ આપણામા આવી હિંમત નથી તેથી જ દર વર્ષે હજારો કચરા જેવા કાવ્યો, નિર્માલ્ય નાટકો અને નૈતિક ભાવનાવિહોણી નવલકથાઓ પ્રગટ થાય

છે. ઇંગ્લંડમાં એક પુત્રે પિતાને પોતાની કવિતાનું હસ્તલિખિત પુસ્તક વાંચવા આપ્યું. વાંચીને પિતાએ કહ્યું : 'આના કરતાં તો તું મરી ગયો હોત તો સારું'' સર રમણભાઈએ અબારામને આવો જ જવાબ આપવાનો હતો. અબારામને આ પુસ્તક પ્રસિદ્ધ કરનાર કોઈ જ મળ્યું નહોતું, તેથી પહેલાં તો એ લેખ કકડે કકડે માસિક પત્ર 'જ્ઞાનસુધા'માં છાપવામાં આવેલો. પણ કકડા કીધાથી કોઈ લેખના ઝેર ઓછા થઈ શકતા નથી. એટલેથી જ નહિ અટકતાં સર રમણભાઈએ એને પુસ્તકાકારે પણ પ્રસિદ્ધ કીધું! રમણભાઈ જેવા અગ્રગણ્ય સાક્ષર પણ જ્યારે આમ સપડાઈ જાય ત્યારે શું કહેવું? કાળનો પ્રભાવ સમય–સમય! બીજું શું? પ્રસિદ્ધ કરીને પણ રમણભાઈ અટક્યા નહિ બીજી, ત્રીજી એમ એની આવૃત્તિઓ બહાર પાડી; ચિત્ર મૂકવાની યોજના કીધી અને અંતે એ યોજના સિદ્ધ પણ કરી! પુસ્તકનો ફેલાવો કરવાને એમણે બનતો પ્રયાસ કર્યો કદાચ એવો પ્રયાસ કર્યો નહિ હોય પણ એ પ્રયાસ કોઈ બીજા કરતા હોય તો તેને એમણે કદી અટકાવ્યા નથી એ પુસ્તકની જાહેર ખબર આપનારાઓને એમણે કદી ઠપકાના મૃદુ શબ્દો પણ કહ્યા નથી!

હવે સરકારે રમણભાઈને 'સર'નો ખિતાબ આપ્યો છે, એટલે અબારામની ગેહ એમના પર નહિ પડે એવી આશા રાખવી તે વધારે પડતું નથી સર રમણભાઈ પોતાની ભૂલ સમજ્યા હશે જ. કદાચ અમારામ ભદ્રભદ્રનો બીજો ભાગ પ્રસિદ્ધ કરવાની એમને વિનતી કરતો હશે, અને સર રમણભાઈ હસતાંથી તેની ના કહેતા હશે ઈશ્વર એમને એમના આ શુભ માર્ગથી ચલિત થવા ન દે! *



* આ લેખ લખાયો ત્યારે સર રમણભાઈ હયાત હતા, પરંતુ એ પ્રસિદ્ધિ પામે તે પહેલાં એમનું અવસાન થયું એ બનું ખેદકારક છે

## લગ્નનો હેતુ

લગ્નનો હેતુ શો ? મનુષ્યો પરણે છે શા માટે ? જીવનમા પ્રેમનુ સ્થાન ક્યા ને કેવુ ? લગ્ન એ વ્યક્તિગત વિષય છે કે આખા સમાજને એ સાથે સબધ છે ? . ...

સમાજશાસ્ત્રના જાણકારો કહે છે કે લગ્ન માત્ર વ્યક્તિગત વિષય નથી. ધર્મ અને રાજ્ય ની પેઠે લગ્ન- વ્યવસ્થા સમાજરચનાના પાયા રૂપ છે ગૃહસ્થાશ્રમ એ સર્વ આશ્રમનુ આધારસ્થાન છે એમ આપણા શાસ્ત્રકારોએ કહ્યુ છે, તે પણ ઉપર્યુક્ત કથનનુ સમર્થન કર છે.

આ ઉપરથી એમ સહેજે ધારી શકાય કે લગ્નને લીધે સમાજને કોઈ પણ પ્રકારનો ફાયદો થાય છે પરતુ વસ્તુત તેમ જોવામા આવતુ નથી અસલ લગ્નપ્રસગે એકથી વધારે ન્યાતો જમાડવામા આવતી ત્યારે વ્યક્તિઓના લગ્નને લીધે સમાજને કઈક લાભ મળતો હવે તો એ લાભ પણ ઓછો થવા માડ્યો છે, છતા લગ્નો ઓછા થતા નથી આથી સિદ્ધ થાય છે કે લગ્નથી સમાજને, વ્યક્તિ કરતા વધારે પ્રમાણમા ફાયદો થાય એવુ કાય કરનારા ઘણા ઓછા હોય છે સમાજથી નિરપેક્ષ રીતે પોતાને ફાયદો થાય એવુ કાર્ય કરનારા ઘણા મનુષ્યો હોય છે લગ્ન કરનારાઓની સખ્યા પ્રત્યેક સમાજમા ઘણી મોટી હોય છે આથી પણ ઉપર્યુક્ત સિદ્ધાતને ટેકો મળે છે

સ્ત્રીપુરષના પરસ્પર આકર્ષણ અનિવાર્ય છે એને લીધે પશુસૃષ્ટિની પેઠે માનવસૃષ્ટિમા પણ અનિયત્રિત અવ્યવસ્થા થઈ જવાનો સભવ રહે છે એ સભવને જેમ બને તેમ ન્યૂન કરવાના ઉદ્દેશથી લગ્નની સસ્થા અસ્તિત્વમા આવી છે અને વિકસતી ગઈ છે એમ ઇતિહાસનો કહે છે મને એમનુ કથન બહુ વાસ્તવિક લાગતુ નથી પ્રથમ તો પશુસૃષ્ટિમા અનિયત્રિત અવ્યવસ્થા પ્રવર્તે છે એ જ વાત કબૂલ કરવા જેવી નથી કુદરતના-પ્રકૃતિના-સ્વભાવના-દોર્યા દોરાવુ એ અ વ્યવસ્થા નથી; તેમ જ પશુસૃષ્ટિ કરતા માનવસૃષ્ટિમા વધારે સુનિયત્રિત વ્યવસ્થા પ્રવર્તે છે એમ પણ લાગતું નથી.

લગ્ન સમાજના કલ્યાણ માટે નથી; વ્યક્તિના શ્રેય ખાતર છે એટલું બરાબર સમજાય તેને સર્વ જ્ઞાન થઈ ગયું એમ કહેવામા વાંધો નથી. આ સમજનાર વ્યક્તિ લગ્નની બાબતમા સર્વતન્ત્રસ્વતન્ત્ર છે. નિસ્ત્રૈગુણ્યના પથમા વિચરતા બ્રહ્મનિષ્ઠ સમી એ વ્યક્તિ સમાજના, ધર્મના સર્વ વિધિનિષેધથી પર છે

વ્યક્તિનુ શ્રેય શેના પર અવલબે છે એ વિષે વિચાર કર્યાથી લગ્ન શા ખાતર કરવા જોઈએ એ સ્પષ્ટ થઈ શકશે લગ્ન એ વ્યક્તિના શ્રેયનુ સાધન છે. પણ વ્યક્તિનુ શ્રેય શેમા છે તે જાણ્યા વિના સાધનનો બરાબર વિનિયોગ થઈ શકતો નથી આથી જ ઘણા લગ્નો અફળ નીવડે છે.

ઘણા મનુષ્યો તો પોતે શા માટે પરણે છે તેનો વિચાર જ કરતા નથી 'બાપા પરણ્યા'તા, કાકા પરણ્યા'તા, મા પરણી'તી કાકી પરણી'તી, દાદાદાદી પરણ્યા'તા, ભાઈ પરણે છે, મિત્ર પરણે છે, ટૂકામા આખી દુનિયા પરણે છે, માટે મારે પણ પરણવાનુ' એમ કેટલા યે ધારી લે છે, ને પરણી જાય છે ધીરે ધીરે સતાનોની હારમાળા, નરસિંહ મહેતાના ગળા પર ઈશ્વરે પહેરાવી હતી તેમ, એના માથા પર અણધારી આવી પડે છે, ત્યારે જ એને લગ્ન એટલે શુ અથવા શુ નહિ તે સમજાય છે, અને રાડ્યા પછી નહિ, પણ પરણ્યા પછી એઓ ડહાપણ મેળવે છે.

કેટલીક અપવાદભૂત વ્યક્તિઓ લગ્નના મર્મનો પહેલેથી વિચાર કરે છે કેટલાક કહે છે કે પ્રેમને ખાતર પરણવાની જરૂર છે, બીજા સગવડ ખાતર લગ્નની જરૂરિયાત જણાવે છે અને કેટલાક પ્રજા માટે પરણવાનો સ્વીકાર કરે છે. આ ભિન્નભિન્ન મતો એક બાબતમા સરખા છે—એ બધા ખોટા છે!

પ્રેમને ખાતર પરણવાની જરા ય જરૂર નથી. પ્રેમ તો માતાપિતા પર, ભાઈબહેન પર, સગાવહાલા પર, પાળેલાં કૂતરાબિલાડા પર પણ હોય છે, પણ તેથી તેમની સાથે પરણવાની જરૂર પડતી નથી. પ્રેમ તો ભોજન માટે, પૈસા માટે પણ હોય છે તેથી ખાદ્ય પદાર્થ કે 'કરન્સી નોટ્સ' સાથે લગ્ન કરવા પડતા નથી. એ પ્રેમ તો જુદો એ કહેવુ એ નાહકનાહી શોધવાનો નિર્બળ યત્ન માત્ર છે વસ્તુત પરણવા ખાતર પ્રેમની અથવા પ્રેમના ઢોંગની જરૂર છે. સ્ત્રીપુરુષના અન્યોન્ય આકર્ષણ એ આવા પ્રકારના પ્રેમનું મૂળ કારણ છે, માટે એ પ્રેમ જુદા પ્રકારનો છે એમ કહી શકાય. પણ તેથી કઈ એ પ્રેમના વિષય સાથે પરણી જવાની આવશ્યકતા ફલિત થતી નથી પ્રેમને ખાતર પરણેલા માણસો પાચ કે છ દિવસમા જ પોતે

શાને ખાતર પરણ્યાં હતાં તે પણ ભૂલી જાય છે. પરણ્યાથી વૃદ્ધિ થાય છે તે પ્રેમની નહિ, પણ પ્રજાની. પ્રેમલગ્ન તો ખાલી નામ માત્ર છે, ખરી વસ્તુ તો લગ્નપ્રેમ છે. લગ્ન માટે આપણામાં પ્રેમ છે એની કોઈથી ના પાડી શકાય એમ નથી.

પ્રજાતંતુનો વ્યવચ્છેદ ન થાય એટલા ખાતર લગ્નની આવશ્યકતા કદાચ પ્રાચીન કાળમાં જણાઈ હશે. અત્યારે તો પ્રજાને અટકાવવાના ઉપાયોનાં ચિંતન ચાલી રહ્યાં છે તે કાળે, પ્રજા ખાતર જ લગ્ન કરતાં હોત, તો લગ્નની પ્રથા— તદ્દન બંધ ન થાત તો યે–ઘણે અંશે શિથિલ તો થઈ જ હોત. પરંતુ પ્રજાની જરૂરિયાત નથી તે કાળે પણ લગ્નો તો એટલા જ પ્રમાણમાં થયાં જાય છે, તે પરથી સાબિત થાય છે કે પ્રજાવૃદ્ધિને અર્થે પણ લગ્નની જરૂરિયાત નથી.

સગવડ ખાતર લગ્ન હોવાં જોઈએ એ કેટલેક અંશે સાચું છે કેટલેક અંશે જ; કારણ કે પરણ્યા પછી સગવડ કરતાં અગવડનો જ વધારો થાય છે એ ઘણાં પરણેલા સ્ત્રીપુરુષોના અનુભવની વાત છે. અને વ્યવહારની અનેકવિધ સગવડો સાચવવા લગ્ન કરતાં ઘણાં વધારે સહેલાં, સરળ, સાદાં ને અસરકારક સાધનો મળી શકે એમ છે.

આમ છે તો લગ્નની કંઈ જરૂર જ રહેતી નથી. લગ્ન વડે મનુષ્યનું કંઈ પણ શ્રેય સાધી શકાતુ નથી, તો પછી એ પ્રથાનો જ નાશ કાં ન કરવો ?

ખરી વાત છે. એક રીતે જોતા લગ્નની આખી પ્રથાનો સમૂહ નાશ થઈ જતો હોય તો યે કંઈ ખોટું નથી. પરંતુ આટલી હદ સુધી વિકાસ પામેલી એ ગંધ્યામાંથી કાંઈ પણ ફાયદો ન કાઢી શકાય એમ નથી. આપણી વણિગ્બુદ્ધિ, આપણું વ્યવહારકૌશલ્ય, નિરુપયોગી દેખાતી વસ્તુને પણ કામમા લઈ શકે છે. નકામાં પડેલાં ફર્નિચર આદિને શ્રાવણ મહિનાના મેળામાં કોઈક મારફતે વેચાવી રૂપિયો–આઠ આના–જે એનું ઉપજે તે આપણે ગજવામાં મૂકીએ છીએ મારા એક ઓળખીતાને ત્યા વામન અવતાર થએલો. સાડાત્રણ ફૂટથી વધારે ઊંચો નહિ એવો એમને પુત્ર હતો. નહોતો એ ભણી શકતો, નહોતો ધરકામમાં મદદ કરી શકતો. કોઈ એને કન્યા આપે એવો તો સંભવ જ નહોતો. એનાથી નોકરી

આ નિરુપયોગી જણાતા લગ્નમાંથી પૈસાની પ્રાપ્તિ થાય એમ કરવું એ પ્રત્યેક વ્યક્તિનો ધર્મ છે પ્રેમ ખાતર નહિ, પ્રજા ખાતર નહિ, સગવડ ખાતર પણ નહિ, પણ પૈસા ખાતર પરણવું એ જ શ્રેષ્ઠ છે એમાં કંઈ નવું પણ નથી અસલ પણ લોકો પૈસા ખાતર પરણતા–પોતે પરણતા નહિ, તો છોકરા છોકરીને પરણાવતા વરવિક્રય સામે આપણે વિરોધ દર્શાવીએ છીએ, તે કન્યા કે વરના માબાપ પૈસા લે છે તેથી, પણ આત્મવિક્રય સામે કોઈ વાંધો દર્શાવતું નથી વ્યક્તિ પૈસા ખાતર પોતાની જાત અર્પણ કરે તેમાં કંઈ ખોટું નથી

પ્રેમ એ એમ તો સારી વસ્તુ છે, પણ પૈસા વિનાનો પ્રેમ નિરર્થક છે વાર્તાઓના પ્રેમીઓના કલ્પિત દાખલા છોડી આ પૃથ્વીના ખરા પ્રેમીઓ જોશો તો તેમનો પ્રેમ હંમેશ મોટરમાં ફરતો દેખાશે પ્રેમલગ્નોના અનેક ઉદાહરણો તપાસી જોજો તો પ્રેમ આંધળો નથી પણ એની નજર પૈસા તરફ જ ઢળેલી હોય છે એ સત્યની પ્રતીતિ થશે પૈસા ખાતર પરણવું એ તો બહુ અધમ એમ કેટલાક વ્યવહારથી અનભિજ્ઞ પુરુષો લવે છે, પણ એમાં અધમ શું છે તે મને સમજાતું નથી પ્રેમ કરતાં પૈસો સહસ્રધા ચઢિયાતો છે વાસ્તવિક રીતે તો ગરીબ તરફ કોઈને પ્રેમ થતો જ નથી થતો હોત તો ગરીબો ગરીબ રહેત જ નહિ મારો જ દાખલો આપું ગરીબ ભિખારીઓ બારણે ઊભા રહે છે તે પણ મારાથી ખમાતું નથી અને કોઈ પૈસાદાર મોટરમાં મને મળવા આવે છે ત્યારે હું અડધો અડધો થઈ જાઉં છું. દુનિયામાં બધા વગર ચાલે છે–પૈસા વિના ચાલે એમ નથી તો જે પ્રેમ, જે લગ્ન, પૈસો મેળવી આપે તે શા ખોટાં? અંગ્રેજીમાં કહેવત છે Everything is fair in love and war પ્રણય ને યુદ્ધમાં કોઈ પણ સાધન ન્યાય્ય છે, તેમાં જરા ઉમેરો કરી કહેવું જોઈએ કે પૈસા કમાવામાં પણ બધું જ ન્યાય્ય છે બધું જ દુનિયામાં વેચી શકાય છે ગવૈયો ગળું વેચે છે, શિક્ષક મગજ વેચે છે, મજૂર હાથપગ વેચે છે તો આપણે હૃદય કેમ ના વેચી શકીએ? ગોર ધર્મ વેચી શકે સત્તાધીશો સત્તા વેચી શકે, વકીલ, ડૉક્ટર, અધ્યાપક વિદ્યા વેચી શકે, તો આપણે પ્રેમ કેમ ન વેચી શકીએ? લગ્નનો વિચાર કરતાં સૌન્દર્ય તરફ સહેલાઈથી એ આર્ય જઈએ છીએ પરંતુ દ્રવ્યવિહોણ સૌન્દર્ય ડાળી પરથી ચૂંટી લીધેલા સુન્દર ફૂલ જેવું છે થોડી વારમાં એ કરમાઈ જાય છે પણ ધનિક કુટુંબવૃક્ષ સાથે વળગેલું સૌન્દર્યપુષ્પ સહેલાઈથી કરમાતું નથી; કરમાય છે ત્યારે પણ ધનની ઉષ્મા એને ફરી તાજગી બક્ષે છે 'સૌન્દર્ય શું? જગત શું? તપ એ જ સાથી' એમ પાકુએ કહ્યું હતું, તેમ આપણે પણ કહી શકીએ, 'સૌન્દર્ય શું? પ્રણય શું? ધન એ જ સાથી'

પ્રાચીન કાળમાં The brave deserves the fair–વીર પુરુષ જ સુન્દરીને વરી શકે એમ કહેવાતું. પણ હવે તે જમાનો નથી. હવે તો The rich deserves the fair–પૈસાદાર જ સુન્દરીને વરી શકે છે. કેટલીક વાર એમ કહેવાને બદલે પુરુષને બદલે સ્ત્રીને પસંદગી કરવાની હોય છે ત્યારે The bráve deserves the rich–પ્રગલ્ભ યુવતી જ પૈસાદારને પ્રાપ્ત કરી શકે છે એમ કહેવું યુક્ત લાગે છે.

વ્યવહારસૃષ્ટિનું મધ્યબિન્દુ પૈસો છે, ભાવનાસૃષ્ટિનું મધ્યબિન્દુ પ્રણય છે. પ્રણયનો ને પૈસાનો સમન્વય થાય ત્યાં જ ભાવના અને વ્યવહાર વચ્ચે મેળ ઝામે. એ મેળ ન ઝામે તો દુઃખ સિવાય બીજું પરિણામ ન આવે. આથી સુખ મેળવવા ઇચ્છનાર સર્વેને પ્રણય ને પૈસાની પ્રાપ્તિ થાય એવે માર્ગે જ વાળવા ઘટે છે. મને કહેતા આનદ થાય છે કે આ વિચારશીલ ને પ્રગતિમાન યુગમાં ઘણાને આ સત્યની ઝાખી થઈ છે ને તેમણે એ આચારમાં ઉતાર્યું પણ છે.



ખરી રીતે જોતાં શાંતિ જેવી કોઈ વસ્તુ જ નથી. શાંતિ એટલે બે યુદ્ધકાળ વચ્ચેનો, લડાઈની તૈયારી કરવાનો વખત. યુદ્ધ એ સાધ્ય છે, શાંતિ તો માત્ર સાધન છે. શાતિને નામે, શાંતિ સ્થાપવા ખાતર, કેટલીક વાર લડાઈ કરવામા આવે છે, પણ એમાં સાધન ને સાધ્યનો વિપર્યય છે.

## પરતંત્ર પુરુષ

સવાલ—કેમ બ્હેન ક્યાં જાઓ છો ? ખૂબ ઉતાવળમાં હો એમ લાગે છે !

જવાબ—હા ભાઈ, આજે અમારી સ્ત્રીસમિતિની ખાસ સભા છે અને જરા મોડું થઈ ગયું છે

સ—સ્ત્રીસમિતિની સભા ? ત્યારે તો કંઈક પુરુષવિરોધી ઠરાવ કરવાના હશો

જ—એમ કેમ કહો છો ? તમે શું એમ માનો છો કે અમે સ્ત્રીઓ ભેગી થઈએ છીએ ત્યારે હમેશ પુરુષ વિરુદ્ધ જ ઠરાવ કરીએ છીએ ?

સ—હમેશ તો નહિ, પણ ઘણુંખરું એક સમર્થ વિચારકે કહ્યું છે કે સ્ત્રીઓ ભેગી થાય ત્યારે એ કોઈ બીજી સ્ત્રીની નિંદા કરે છે અથવા તો સમસ્ત પુરુષવર્ગ પ્રત્યે પોતાનો પુણ્યપ્રકોપ ઠાલવે છે

જ—એ સમર્થ વિચારક તે તમારો પુરુષ જ કેની !

સ—હા પણ એણે કહ્યું છે તે ખોટું છે ?

જ—અલબત્ત, ખોટું સ્ત્રીઓને પુરુષવિરોધી ઠરાવ કરવા પડે છે તેનું કારણ છે—

સ—પણ ત્યારે તમે એટલું તો કબૂલ કરો છો ને, કે સ્ત્રીઓ પુરુષ વિરોધી ઠરાવ કરે છે ?

જ—હું કહું તે પૂરું સાંભળો તો ખરા અર્ધુંપર્ધું સાંભળીને પછી અનુમાન બાંધવા એવી તમારી આખી મરદ જાતને કટેવ છે

સ—જુઓ, આ પુરુષ પર પ્રહારની શરૂઆત થઈ

જ—પ્રહારને યોગ્ય હોય તેના પર પ્રહાર કરવા પણ પડે

સ—એટલે તમે પુરુષને પ્રહાર કરવા યોગ્ય પ્રાણી ગણો છો એમ જ ને !

જ—પ્રહારયોગ્ય તો બધા જ પ્રાણી છે પણ તમે વચ્ચે આડી વાત ને મૂળ વાત ઉડાવી દીધી હું એમ ક્હેતી હતી કે સ્ત્રીઓને પુરુષવિરોધી

ઠરાવ કરવા પડે છે, કારણ કે પુરુષે સ્ત્રીના અધિકાર છીનવી લીધા છે. અને સ્ત્રી એ અધિકાર પાછા માગે છે ત્યારે એ આપવા ના પાડે છે. એટલા કારણથી જ અમારે પુરુષનો વિરોધ કરવાની, કોઈક વાર, ફરજ પડે છે. પુરુષે સ્ત્રીને ગુલામ બનાવી છે અને ગુલામ પોતાની સ્વતંત્રતા પાછી માગે છે, ત્યારે એનો બની બેઠેલો માલિક કાં તો એના પર ગુસ્સે થાય છે કે કાં તો એની મજાક કરવા લાગે છે.

સ—પુરુષે સ્ત્રીને ગુલામ બનાવી છે?—ખરેખર, તમે એવું માનો છો?

જ—એમાં પૂછવા જેવું શું છે? નરી હકીકત છે. બે આંખ હોય તે જોઈ શકે એવી દીવા જેવી સ્પષ્ટ હકીકત છે.

સ—આ દુનિયામાં દીવા જેવી કોઈ સ્પષ્ટ વસ્તુ નથી. દીવો પોતે પણ નથી. દીવાની પાછળ પણ ઘણું અંધારું–ઘણાં રહસ્યો રહેલાં હોય છે. પરંતુ પુરુષે સ્ત્રીને ગુલામ બનાવી છે એ વાત કદાચ ઉપર ઉપરથી જોતાં સ્પષ્ટ ને સત્ય દેખાતી હશે તોપણ જરાક વિચાર કરતાં જણાશે કે એ વાત ખોટી છે. એટલું જ નહિ, પણ સાચી વાત એ છે કે પુરુષ સ્ત્રીનો ગુલામ છે–કુદરતે એને ગુલામ બનાવ્યો છે. અને એ ગુલામીને ઘરેણું માની લઈ એણે તેનો એવો સત્કાર કર્યો છે કે એના બંધનમાંથી પુરુષ છૂટી શકે એ સંભવિત જ દેખાતું નથી.

જ—સદીઓ થયાં પુરુષે સ્ત્રીને ગુલામીમાં રાખી છે. ઘરમાં પૂરી રાખી છે. લગ્નના બહારથી સુંદર દેખાતા પરંતુ અત્યંત ક્રૂર એવા બંધનમાં જકડી રાખી છે. આખા જગતની વ્યવસ્થા પોતાના હાથમાં લઈને પુરુષે સ્ત્રીને માત્ર રસોઈયણ બનાવી દીધી છે. પુરુષ રાજ કરે છે, સ્ત્રી પાસે એ રસોઈ કરાવે છે, વાસણ મંજાવે છે, નોકરડીનાં બધાં કામ કરાવે છે ને બદલામાં પગારને બદલે તેને કેટલીક વાર પ્રહાર આપે છે. અંગ્રેજીમાં એક કહેવત છે કે પુરુષ ને કૂતરા બહાર રખડે; બૈરાં ને બિલાડાં ઘરમાં પુરાઈ રહે.

સ—એ અંગ્રેજી કહેવત તો આજે ખોટી પડી છે. બૈરાં ને બિલાડાં બંને ઘરની બહાર શેરીમાં જોઈએ તેટલાં રખડતાં દેખાય છે ને કૂતરાં ને પુરુષ બંનેને ઘણી વાર ઘરમાં ગોંધાઈ રહેવું પડે છે. અને સ્ત્રી ઘરમાં રહે છે ને પુરુષ બહાર ફરે છે તે માટે પુરુષ સ્વતંત્ર છે ને સ્ત્રી ગુલામ છે એમ કહેવું એ કોઈ રીતે બરાબર નથી. કારણ કે બહાર ફરી ફરીને પણ પુરુષને આખરે ઘરમાં જ આવવું પડે છે. એમ તો કાલે ઊઠીને તમે એમ પણ કહેશો કે કાન સ્વતંત્ર છે ને જીભ પરતંત્ર છે, કારણ કે કાન બહાર છે ને જીભને તો મોંમાં પુરાઈ રહેવું પડે છે!

જ—આવી વિચિત્ર દલીલ કરીને તમે જે સત્ય છે તેને ખોટું પુરવાર નહિ કરી શકો. સ્ત્રીને ઘરમાં પણ સ્વતંત્રતા નથી. ઘરમાં પણ સ્ત્રીને ભાગે તો રસોડું જ આવે છે.

સ—તેમાં શું ખોટું છે? જેના હાથમાં રસોડું હોય તેના હાથમાં બધું જ આવી જાય છે. સ્ત્રી જે ખવડાવે તે બિચારા પુરુષને ખાવું પડે છે. આમાં તો ઊલટા પુરુષે સ્ત્રીની ગુલામી કરવી પડે છે.

જ—જાણી જોઈને તમે ખરી વસ્તુને ઊંધા સ્વરૂપમાં રજૂ કરો છો. આપણા સમાજમાં સ્ત્રીને કોઈ જાતની સ્વતંત્રતા નથી. સ્ત્રીને ભણાવવામાં આવતી નથી 'છોકરીને ભણીને શું કરવું છે!' એવી દલીલ, કોઈ કન્યા ભણવાને આતુરતા દર્શાવે ત્યારે, એના વડીલો તરફથી કરવામાં આવે છે. સ્ત્રી કમાઈ શકે નહિ. પુરુષની કમાણી પર જ એણે તો આધાર રાખવાનો.

સ—તમે કહો છો તે તદ્દન સાચું નથી. પણ દલીલ ખાતર, અથવા વધુ દલીલ ન કરવા ખાતર, એ કબૂલ કરી લઈએ તો પણ એથી પુરુષ ગુલામ છે એટલું જ સિદ્ધ થાય છે.

જ—શી રીતે?

સ—પુરુષ કમાઈ શકે છે એમ તમે કહો છો, પણ એમાં 'શકવાની' વાત નથી. પુરુષને કમાવું પડે. હજાર ઠેકાણે ધક્કા ખાઈ એ મહામહેનતે નોકરી શોધી કાઢે છે. ને પછી હજાર જણની ખુશામત કરી હજાર ધપ્પા ખાઈ એ નોકરી એણે ટકાવી રાખવી પડે છે. નોકરી એ શબ્દ જ ગુલામીનો વાચક છે, સ્વતંત્રતાનો નહિ. પુરુષને કોઈકને ત્યાં નોકર તરીકે રહેવું પડે છે. અને આખો દહાડો ગદ્ધાવૈતરું કરી ગુલામી કરતાં યે બૂરી દશા વેઠી, એ જે પૈસા કમાય છે તે ખરચવાની સ્વતંત્રતા સ્ત્રીને મળે છે. પુરુષ કમાય અને સ્ત્રી ખરચે એ તો દુનિયાનો નિયમ છે. અને છોકરાને ભણવા જવું પડે છે ને છોકરીને નથી જવું પડતું, તેમાં જો કંઈ પણ અન્યાય થતો હોય તો તે છોકરાને થાય છે, છોકરીને નહિ પાંચ પાંચ કલાક શાળામાં ગોંધાઈ રહેવું એ કંઈ બહુ અદેખાઈ આવે એવી વાત નથી. નાના છોકરાઓને આ અન્યાય સાલે છે પણ ખરો. 'બહેન ઘરમાં બેઠી રહે ને રમ્યા કરે ને અમારે નિશાળે જવાનું કેમ?' એમ એનો બાલઆત્મા પોકાર પણ કરે છે. અને હવે તો સ્ત્રીઓને ભણાવવી નહિ એમ કહેનારા દહાડે દહાડે ઓછા થાય છે.

જ—આ તો બધી આડી વાત છે. પુરુષે કાયદા ઘડીને સ્ત્રીને અનેક બંધનોમાં જકડી છે એ તો તમારે પણ કબૂલ કરવું પડશે.

સ—તમે કયા બંધનોની વાત કરો છો ?

જ—પુરુષરચ્યાં એ બંધનો એટલાં બધાં છે કે હું તમને ગણાવવા બેસું તો પાર ન આવે. પણ એ સૌમાં મોટામાં મોટું બંધન લગ્નનું છે. તે જ જુઓ.

સ—લગ્નનું બંધન એકલી સ્ત્રીને માટે નથી. પુરુષ પણ એ બંધનમાં સપડાય છે એ તમે ભૂલી જાઓ છો લગ્નને તમે બેડી કે બંધન માનતા હો તો ભલે; પરંતુ એ બેડી માત્ર સ્ત્રીઓને પહેરાવવામા આવતી નથી. સ્ત્રીઓ માંહોમાંહે પરણતી નથી, પણ એક સ્ત્રી એક પુરુષ સાથે પરણે છે એટલે સ્ત્રી એ બંધનમાં જકડાય છે તેની સાથે જ પુરુષ પણ જકડાય છે.

જ—હા, બહારથી એમ દેખાય છે ખરું. પણ બંધનનો ખરો અનુભવ તો સ્ત્રીને જ થાય છે. બેડીની પીડા બધી વેઠવી પડે છે સ્ત્રીને, પુરુષને નહિ.

સ—એ શી રીતે બને ? બે જણ બંધનમાં જકડાય ને પીડા એકને જ વેઠવી પડે એ કેમ બને ?

જ—એ જ તમારી પુરુષોની ખૂબી છે ને ! સ્ત્રીને તો પરણીને પિતાનું ઘર છોડી પારકે ઘેર આવવું પડે છે. ત્યા સાસુસસરા વગેરેની તાબેદારી ઉઠાવવી પડે છે. પુરુષ ચાહે તો સ્ત્રીને દૂર કાઢી શકે છે, બીજી પરણી શકે છે સ્ત્રી, પતિ ગમે તેવો હોય તેનો ત્યાગ કરી શકતી નથી. અરે ! ધણીના મૃત્યુ પછી પણ બીજો પતિ કરી શકતી નથી. લગ્નના બંધનમાંથી એને કદી મુક્તિ મળી શકતી નથી !

સ—સ્ત્રી પતિગૃહે આવે છે એટલે એનો અર્થ તો એટલો જ થયો કે એ એક નવા ઘરની સ્વામિની થાય છે. બાપદાદાએ વસાવેલું નહિ, પોતે પણ જાતમહેનતે કમાઈને બંધાવેલું નહિ, એવું ઘર એને લગ્ન કર્યાના બદલામાં મળી જાય છે. અને પુરુષને એકથી વધુ પત્ની કરવાની સ્વતંત્રતા છે એનો અર્થ પણ એટલો જ કે ગુલામીનાં વધુ બંધનો મેળવવાની એને રજા છે. તમારા જ કહેવા પ્રમાણે લગ્ન એ બંધન છે અને પુરુષ એકથી વધારે વખતે લગ્ન કરી શકે છે, એટલે એકથી વધારે બંધનમાં સપડાવાની એની છૂટ છે. બેડી પહેરવાની— એકથી વધારે વાર બેડી પહેરવાની–એને સ્વતંત્રતા છે. એક પત્ની જતાં એ બીજી કરે છે, એનું કારણ એટલું જ છે કે લગ્નની ને સ્ત્રીની ગુલામીમાં રહેવાની એને એટલી ટેવ પડી ગઈ હોય છે કે એ બંધન તૂટતાં એ સ્વતંત્ર રીતે

રહી શકતો નથી. પાંજરે પુરાએલું પક્ષી પાંજરુ ખુલ્લું રહી જતાં કોઈક વાર પીંજરા બહાર નીકળી જાય છે, પણ પછી વર્ષોથી પાંખ બંધાઈ જવાને કારણે સ્વતંત્ર વ્યોમમાં વિહાર કરવાની અશક્તિને લીધે એ પાછું પાંજરામાં આવીને બેસી જાય છે. પુરુષની દશા પણ એવી જ થઈ છે. હજારો વર્ષ થયાં સ્રીની ગુલામી વેઠી વેઠી એ એવો પામર ને પરવશ બની ગયો છે કે સ્રી વગર એ રહી શકતો નથી. એથી ઊલટું, પુરુષ ન હોય તો પણ સ્રી સ્વતંત્ર રહી શકે છે. એ સ્વતંત્ર જીવન ગાળી શકે છે.

જ—સ્વતંત્ર જીવન? પુરુષ હોય ત્યારે, કે પુરુષ ન હોય ત્યારે પણ, સ્રી કદાપિ સ્વતંત્ર જીવન ગાળી શકતી નથી. સાસુવહુના ઝગડા, પુરુષની ક્રૂરતા, સ્રીની આર્થિક નિરાધારી વગેરેના અનેકાનેક કિસ્સાઓ તમે વાચ્યા નથી?

સ—વાચ્યા છે. સાસુવહુના ઝગડાની જ વાત લો. એમાં પણ બિચારા પુરુષની જ લાચાર સ્થિતિ દેખાય છે. સાસુવહુ વચ્ચે લડાઈ થાય, ત્યારે કોઈક સાસુની તો કોઈની વહુની દયા ખાય છે, પણ એમાં બિચારા પુરુષની સ્થિતિ કેવી થાય છે તેનો કોઈ વિચાર કરતું નથી. એ માનો પક્ષ ખેંચે તો માવડીમુખો ગણાય છે; વહુની તરફેણમાં બોલવા જાય તો એ વહુઘેલો, નિર્બળ મનનો, અધમ ને સ્વાર્થી મનાય છે. બંનેને લડવા દે ને પોતે તટસ્થતા સાચવે તો ક્રૂર, બેદરકાર ને અધમ લેખાય છે. આમ બે જણાની—બે સ્રીની—લડાઈમાં બિચારા પુરુષનો મરો થાય છે. એને જાણે પોતાની લાગણી ન હોય—કેમ જાણે સ્રીને સંતોષવા જ—પછી માતા રૂપે કે પત્ની રૂપે એ સ્રી હો—પણ કોઈને કોઈ પ્રકારે પણ સ્રીને સંતોષવા ખાતર જ એનો જન્મ ન હોય એમ સૌ ધારી લે છે!

જ—એમ પુરુષની દયા ખાવાનો અર્થ નથી. પોતે પરણીને સ્રીને ઘેર લઈ આવે તેની સગવડ સાચવવાનો, તેનું વ્યક્તિત્વ હીણાય નહિ તે જોવાનો, એને અન્યાય ન થાય તેની કાળજી રાખવાનો એનો ધર્મ છે. એ જવાબદારીમાંથી એ છટકી શકે નહિ.

સ—પુરુષ બિચારો કશામાંથી છટકી શકે એમ છે જ નહિ. એ છટકવા ...યે એનું કંઈ વળે એમ નથી. એ જંગલમાં જઈ તપ કરવા બેસે ...યે કોઈ ઉર્વશી આવી એને નિરાંતે બેસવા નહિ દે!

જ—પુરાણકારોએ આવી આવી વાત ઘડી કાઢી સ્રીઓની નિંદા જ .... પુરુષ તપસ્વી—સ્રી તેને ફસાવનાર. તમે જંગલમાં જઈને તપ કરો ને અપ્સરા બનીને તમારા આગળ નાચીએ! વાહ! શી તમારા પુરુષની

સ્ત્રી માટેની કલ્પના! અને સ્ત્રી સ્વતંત્ર રહેવા સર્જાઈ જ નથી એમ તમારા મનુએ પણ નથી કહ્યું? **न स्त्री स्वातंत्र्यमर्हति।** સ્ત્રીને સ્વતંત્રતા ઘટતી નથી. એણે નાની હોય ત્યારે પિતાના છત્ર હેઠળ, યૌવનમાં પતિના રક્ષણ હેઠે ને ઘડપણમાં પુત્રોની છાયા નીચે રહેવાનું છે એમ આપણી કાયદાપોથી—મનુસ્મૃતિમા નથી લખ્યું?

સ—એમ મનુએ લખ્યું છે. પણ એ લખવાનું કારણ એટલું જ છે કે પુરુષની પરતંત્રતા એને ખૂબ સાલતી હતી. વંદાથી બીતો બાળક બોલે કે 'હું વાઘથી પણ ડરું એમ નથી.' તેના જેવું એ છે. સ્ત્રીની સદૈવ ગુલામી વેઠતા પુરુષને જોઈને એના અજ્ઞાત માનસમાં જે ક્ષોભ થયો હશે તેનો પડઘો એ શબ્દમાં પડે છે. બાકી ખરી રીતે જોતાં પુરુષ સર્વ દશામા સર્વ રીતે પરાધીન છે. નાનપણમાં મા એને ઘડે છે. અરે! જન્મ્યા પહેલાં જ એની પરાધીનતા શરૂ થાય છે. માતૃપદને પંથે વળતી સ્ત્રી અણજન્મ્યા બાળકના આખા જીવન પર અસર કરે છે. જન્મ્યા પછી બાળકને માતા રમાડે છે, લડાવે છે, ઉછેરે છે—માટીના ઢેફાને ઘડવો હોય એ ઘાટમા ઘડે છે. આમા પુરુષ કેવળ પરતંત્ર હોય છે. એક અંગ્રેજ લેખકે કહ્યું છે કે 'જે હાથ ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે' એ સાચું જ છે. માને હાથે ઘડાએલો એ બાળક મોટો બની તરુણ થાય છે, ત્યારે સત્તાના સૂત્ર આવે છે એની પત્નીના હાથમાં. એનો રમાડ્યો એ રમે છે, એનો જમાડ્યો એ જમે છે, એનો નચાવ્યો એ નાચે છે, એનો નમાવ્યો એ નમે છે. એ ઘરડો થાય છે—આ બધી પરતંત્રતા વેઠી ઘડપણ સુધી પહોચવાની એનામા તાકાત રહી હોય છે તો—તે વેળા પુત્રવધૂની મરજી પ્રમાણે એને રહેવું પડે છે. આપણામાં કહેવત છે કે 'લોચોપોચો માડીનો ને છેલછબીલો લાડીનો.' ઘડાઈને એ ઘાટમા આવે છે ને પાકો ઘડો થાય છે ત્યારે એને ગળે ફાંસો લગાવે છે એની પત્ની. આમ બધી રીતે જોતાં પુરુષ પરતંત્ર છે.

જ—કેવળ દલીલબાજીથી સત્ય સ્થપાતું હોય તો તમારી વાત માનવા હુ તૈયાર છું. સ્ત્રીની પરાધીનતાનાં નરી આંખે રોજ દર્શન કરવા છતા, માત્ર શબ્દોને બળે એ પરાધીનતા હું ભૂલી શકું એમ નથી.

સ—તમારી વાત એક રીતે ખરી છે. નરી આંખે જોઈએ તો સ્ત્રી પરાધીન છે એમ દેખાય. પણ કેટલીક અત્યંત સ્પષ્ટ ને તેજસ્વી વસ્તુ પણ—દાખલા તરીકે, સૂર્ય જેવી,—નરી આંખે જોઈ શકાતી નથી. કેટલીક વસ્તુનું

યથાર્થ સ્વરૂપ સમજવાને એક વાર ઉઘાડી આંખે એ જોઈ લીધા પછી આંખ મીંચી તેનો વિચાર કરવાની જરૂર પડે છે આમ બાહ્ય દૃષ્ટિએ સ્ત્રી પરાધીન દેખાય છે

જ—દેખાય છે શું, છે જ!

મ—ના, નથી, વાસ્તવિક રીતે જોતા પુરુષ પરાધીન છે અને સૌથી વિશેષ કરુણતા તો એ છે કે એ પરાધીન છે એ વસ્તુ પણ ઘણાની સમજમા આવતી નથી આથી એને અનેક અન્યાય વેઠવા પડે છે ટ્રામમા, ટ્રેનમા સભાઓમા, સ્ત્રીઓ માટે ખાસ બેઠક રાખવામા આવે છે પુરુષની બેઠક પર સ્ત્રી બેસે તો વાંધો નહિ સ્ત્રીની બેઠક પર, ગમે તેટલી ભીડ હોય તો યે, પુરુષથી બેસાય નહિ પુરુષ અંધારામાં જતા ડરે તો એ બાયલો ગણાય સ્ત્રીને માટે એ સ્વાભાવિક ગણાય છોકરા ખરાબ નીકળે તો બાપનુ નામ વગોવાય સારા નીકળે તો માતાની પ્રશંસા થાય શિવાજી ને નેપોલિયનની વીર માતાની પ્રશંસા કરવામા આવે છે પણ એમને વીર માતા ઉપરાંત વીર પિતા પણ હતા એ વાત જ જાણે ભૂલી જવામા આવે છે પુરુષ કાયદાઓ ઘડી ઘડીને સ્ત્રીને સપડાવવા માગે છે પણ હવા સમી અસ્પૃશ્ય એ હાથતાળી આપી છટકી જાય છે કાયદા ને બીજા અનેક સાધનો વડે પુરુષ જે કરી શકતો નથી તે નિમિષમાત્રમા સ્ત્રી માત્ર એક કટાક્ષ વડે સાધી શકે છે સિંહોનો શિકાર કરનાર, ગામ આખાને ધ્રુજાવનાર નરકેસરી વીર આવી નાજુક ને નમણી એની અર્ધાંગના આગળ બકરી જેવો બની જાય છે બર્નાર્ડ શૉએ સાચુ જ કહ્યુ છે કે 'પુરુષ સ્ત્રીની જે ગુલામગીરી કરી રહ્યો છે તે કરતા વધુ અધમ જગતમા બીજુ કંઈ નથી '

જ—અરે! પણ આપણી વાતમા ને વાતમા મારી સભાનો વખત પણ થઈ ગયો!

સ—તેમા યે તમે વાંક તો પુરુષનો જ કાઢશો!

જ—બિચારો પુરુષ!*



*

# જાદુની સૃષ્ટિ!

ઘણાક લોકો માને છે અને કહે છે કે નાટક અને સિનેમા સમાજસુધારણાના વિષયમા બહુ ઉપયોગી થઈ શકે. ધારે તો આપણી નાટકસંસ્થાઓ ને સિનેમાના સંચાલકો પ્રજાજીવનના ઘડતરમા અમૂલ્ય ફાળો આપી શકે પણ મોટે ભાગે મનોરંજન સિવાય બીજુ કોઈ કર્તવ્ય હોય એમ એમને દેખાતુ નથી. કા તો ભૂતકાળના સતમહતો સાથે લાડ કર્યા કરે છે, કા તો આપણા વાસ્તવિક જીવનમા જેનો બહુધા અભાવ છે એવા પ્રણય ને સવનનના અતિશયોક્તિ ને અસ્વાભાવિકતાથી ભરેલા કથાનકો રચી લોકોના ખિસ્સા ખાલી કરે છે

આપણા નાટકો ને ખાસ કરીને સિનેમાની ફિલ્મો જાણે જાદુઈ સૃષ્ટિની રચના હોય એમ લાગે છે. વાસ્તવિકતા સાથે એને બારમો ચન્દ્રમા હોય એમ લાગે છે સ્થળકાળના બંધન એ સૃષ્ટિને નડતા નથી પચાસ વર્ષના સતત ઉદ્યોગ છતા મહાબુદ્ધિમાન મનુષ્ય જે ન કરી શકે, એવુ કાર્ય પાચ સેકડમા કોઈ પણ ફિલ્મનો નાયક સહેલાઈથી કરી નાખે છે હજાર ગાઉના અંતર આખના પલકારામા નાયિકા કાપી નાખે છે. કાર્યકારણના નિયમો પણ એ સૃષ્ટિને ઝાઝા પજવતા હોય એમ દેખાતુ નથી એમા વગર કારણે પ્રેમ થાય છે એ તો જાણે કઈક સમજાય એવુ છે, પણ વેર પણ કારણ વિના જ બધાય છે ને એ જ રીતે બિલકુલ કારણ વિના પેઢીઓના વેર ક્ષણાર્ધમા ભૂલી યે શકાય છે! પાચમે માળેથી કોઈ ભૂસકો મારે તો આપણા આ જડ જગતમા એના હાડકાનો ભૂકો થઈ જાય, પણ સિનેમાની જાદુઈ ભૂમિમા એ સાતમે માળેથી પડતુ મૂકે છે ત્યારે એને માટે નીચે મોટર ઊભી હોય છે, અને આટલે ઊચેથી પડવાનો જરા યે આચકો ખમ્યા વિના એ મોટરમા ચઢી એને મારી મૂકે છે. આપણી સૃષ્ટિમા એક બાજુ દશ માણસો ને સામે પક્ષે એક જ મનુષ્ય હોય ને એ બને પક્ષ વચ્ચે મારામારી થાય, ત્યારે ડાહ્યો હોય તો પેલો એકલો મનુષ્ય નાસી જાય કે કોઈક ઠેકાણે સતાઈ ને ભરાઈ જાય, અને મૂરખ હોય તો માર ખાઈ ને મરી જાય પણ સિનેમાની સૃષ્ટિમા લગભગ એવો રિવાજ થઈ પડ્યો લાગે છે કે એકને હાથે જ દશ જણે માર ખાવો જોઈએ.

અને એ મારામારીમાં દશ જણના હાલહવાલ થઈ જાય પણ પેલા એકલવીરનાં કપડાંની અસ્ત્રી પણ એમની એમ રહે!

સામાન્ય રીતે પતિપત્ની શયનગૃહમાં બેઠાં હોય ત્યારે ઘરનાં માણસ પણ ત્યાં જતાં નથી. પરંતુ નાટક ને સિનેમામાં પતિપત્નીને શયનગૃહમાં એકલાં રાખવા એ અત્યંત જોખમકારક ગણાય છે. એ બેઠાં હોય ત્યાં કોઈ પણ માણસ ધરાર ચઢી આવે છે, ખાસ કરીને જેણે ન આવવું જોઈએ તે જ આવે છે! આપણા દેશમાં પ્રાચીન કાળમાં એવા પ્રમાણિક પુરુષો વસતા કે લોકો બારણાં ઉઘાડાં રાખીને સૂતાં, એમ કહેવાય છે. તે ખરું હશે કે ખોટું તે તો કોણ જાણે, પણ નાટક ને સિનેમાની આલમમાં બારણાં બંધ કરવાનો રિવાજ જ નથી. આપણામાં કહેવત છે કે 'શિવની વાડી સદા ઉઘાડી' તેમ એ સૃષ્ટિમાં ધનાઢ્ય મિલમાલિકના દીવાનખાનામાં, પતિપત્નીના આગારગૃહમાં, સખીઓ ગરબો ગાતી હોય ને નાયિકા આઘે ઊભી રહી એ ગરબો શીખવાનો મિથ્યા પ્રયાસ કરતી હોય, તે વેળા એના ખાસ ઓરડામાં, શરાબીઓ શરાબ પી રહ્યા હોય ત્યારે પીઠામાં, જુગારીઓ ઘરમેળે ખાનગી રીતે જુગાર ખેલી રહ્યા હોય ત્યારે તેમના અડ્ડામાં કોઈ પણ મનુષ્ય સહેલાઈથી પ્રવેશ કરી શકે છે. 'આ અહીં આવ્યો શી રીતે? એને કોઈએ રોક્યો નહિ?' એવો પ્રશ્ન કોઈને થતો જ નથી–કદાચ કોઈક જોનારને એવો પ્રશ્ન થાય તો એને પોતાના મનની નબળાઈ ગણી એ તરત ભૂલી જાય છે. હૃદયપલટા માટે એ સૃષ્ટિને ખાસ વરદાન મળ્યું હોય એમ જણાય છે. ગમે તેવા પોચા માણસનું પણ હૃદય પલટાવવું કેટલું મુશ્કેલ છે એનો અનુભવ આપણને સર્વેને થયો હોય છે. પણ નાટકસિનેમાની દુનિયામાં ખલ સ્ત્રીપુરુષો પોણાત્રણ અંક પછી અથવા 'ફિલ્મ'ના ઉત્તરાર્ધના અંતિમ ભાગમાં, એકાએક હૃદયપલટાનો ભોગ થઈ પડી સન્નીતિ ને સુજનતાને માર્ગે ચઢી જાય છે. આખી જિંદગીનાં કાળાં કામોની શ્યામતાને એક પાનપટ્ટીમાં ચોપડવા ચાલે એટલા સદ્ગુણના ચૂના વડે એ સફેદ કરી મૂકે છે.

આ અને આવા પ્રકારના આક્ષેપો આપણાં નાટકો ને સિનેમા પર કરવામાં આવે છે. પહેલી દૃષ્ટિએ આ આક્ષેપો સાચા લાગે એવા છે તેની કોઈથી ના પડાય એમ નથી. પરંતુ ઊંડા ઊતરીને વિચાર કરતાં લાગે છે કે સિનેમા ને નાટકની સૃષ્ટિમાં જે જે થાય છે તે સર્વ યોગ્ય જ છે. એમાં ખોટું કંઈ નથી. એ માટે એના પર આક્ષેપ કરવાને બદલે એનો આભાર માનવો જોઈએ.

સાહિત્યની સૃષ્ટિને મમ્મટે 'નિયતિકૃત નિયમરહિતા' કહી છે. બ્રહ્માની સૃષ્ટિના નિયમો એની દીકરી સરસ્વતીની સૃષ્ટિને લાગુ પડતા નથી. માણસ

જન્મે છે, જીવે છે, મરે છે આ જડ સૃષ્ટિમાં, પણ એ રમે છે, ખેલે છે, ઉલ્લસે છે કોઈક બીજી જ દુનિયામાં. અને એ દુનિયા એ પોતાની જાતે બનાવે છે. કરોળિયો પોતાના જ મુખમાંથી કલ્પનાની અવનવી સૃષ્ટિ સરજે છે. બાળક મોટે ભાગે આ કલ્પનાસૃષ્ટિમાં જ રમતો રહે છે. એ મોટો થાય છે, વાસ્તવિક જગતના સંઘર્ષમાં આવે છે ને એની કલ્પનાશકિત ઓસરતી જાય છે; પરંતુ એનું બાળપણ છેક લુપ્ત થતું નથી. એના શરીર પરથી દૂર હટે તો એના મગજમાં અને ત્યાં યે કોઈક દૂર દૂરના અંધારા ખૂણામાં ભરાઈ બેસે છે; અને ત્યાં બેસીને કોઈ કોઈ વાર કલ્પનાનો જાદુઈ દંડ ફેરવી પરીઓનો પ્રદેશ ઊભો કરે છે. મોટે ભાગે તો એ સંતાઈ રહે છે પણ વખત મળ્યે એ મનુષ્યનાં સ્વપ્નામાં, એના કલ્પનાવિલાસમાં, એના કલાસર્જનમાં ડોકિયું કર્યા વગર રહી શકતું નથી. વૃક્ષનાં ઊંચામાં ઊંચાં પાંદડાંને પણ રસ તો જમીનમાં દટાએલું એનું મૂળ પહોંચાડે છે, તેમ ગમે તેવા પ્રૌઢ વયના પુરુષનું જીવન પણ છેક અંધારે ખૂણે લપાએલું એનું એ કલ્પનાપ્રિય બાળપણ રસમય બનાવે છે. સામાન્ય રીતે વાસ્તવિક જગતમાં જીવતો મનુષ્ય જોડે જોડે કલ્પનાજીવન પણ જીવતો જ હોય છે. આ દુનિયાના અનેક કટુ અનુભવે કંટાળેલો થાક્યોપાક્યો એ ઘણી વાર કલ્પનાસૃષ્ટિનો આશરો શોધે છે.

ઈશ્વરે આપણને આ જડ સૃષ્ટિમાં જીવવા ઉત્પન્ન કર્યા ત્યારે આપણે ઈશ્વરને સર્જ્યો, અને એની સાથે કલ્પનાસૃષ્ટિમા જીવવા લાગ્યા. આપણી એ કલ્પનાસૃષ્ટિનુ ઉત્તમોત્તમ કુસુમ તે સાહિત્ય અને કાવ્ય. નાટક, સિનેમા એ બધી એ કુસુમની વિવિધ રંગ ને સુવાસભરી પાંદડીઓ.

વસ્તુસ્થિતિ આવી હોવાથી નાટક ને સિનેમાની સૃષ્ટિ વાસ્તવિકતાથી દૂર રહેતી હોય તો તેમાં આશ્ચર્ય જેવું અથવા અનિષ્ટ શું છે? જે અહીં નથી તે ત્યાં છે, માટે તો આપણે પૈસા ખર્ચીને એનું અવલંબન શોધીએ છીએ. આપણે જે નથી તે થવા ઇચ્છીએ છીએ, આપણે જે મળતું નથી તે મેળવવા ઇચ્છીએ છીએ, ને આ સૃષ્ટિમાં જે થવા માગીએ છીએ તે થઈ શકતા નથી, જે મેળવવા માગીએ છીએ તે કોઈ પણ પ્રયત્ને મેળવી શકતા નથી, તેથી થોડી વાર આ વાસ્તવિક જીવન પર પડદો પાડી, પડદા પરના જીવન સાથે ઓતપ્રોત થઈ જઈએ છીએ. આપણા જીવનમાં સંવનન, પ્રેમ નથી; કદાચ નહિ જેવો પ્રકાશ સાંપડ્યો હોય તો તે ય કઠોર જીવનના તાપમાં વિલીન થઈ

ગયો હોય છે, અને તેથી રંગભૂમિ કે પડદા પરનાં પ્રણયજીવન એ આપણાં જ પ્રણયજીવન હોય એવાં વહાલાં લાગે છે. લૂંટફાટ, ખૂન નહિ તો ચોરી કરવાની પણ ઇચ્છા કોઈને કોઈ વાર આપણને થઈ હોય છે. અને એ ઇચ્છાના અવાજને ગળું દબાવીને આપણે રૂંધી રાખવો પડે છે. આપણી વણપાંગરી રહેતી એ મહેચ્છા પડદા પરનો વીર, ચોર કે લૂંટારું પુરી પાડે છે ને તેથી જ ભદ્ર પુરુષો પણ એને તાળીઓ પાડી વધાવી લે છે. આમ ચોરી કર્યા વગર એ કર્યાનો આપણને સંતોષ મળી શકે છે ને કર્મના બંધન વિના તેનો આનંદ પ્રાપ્ત કરી શકાય છે.

પણ આમ વાસ્તવ જીવનને ભૂલીને કલ્પનાસૃષ્ટિમાં આપણે વિહરવા લાગીએ તો escapism (કઠોર વાસ્તવિકતાની સામે થવાને બદલે તે જાણે છે જ નહિ એમ મનને મનાવી તેનાથી મોઢું ફેરવી નાખવા) ની વૃત્તિને ઉત્તેજન આપવા જેવું થાય; રેતીનાં તોફાન આવે છે ત્યારે શાહમૃગ પોતાનું મોઢું રેતીની અંદર ઊંડે ખોસી દઈ, કોઈ જાતનું તોફાન છે જ નહિ એમ મનને મનાવવા મથે છે, તે જ રીતે આ પણ એક પ્રકારની આત્મપ્રતારણા જ કહેવાય એમ કદાચ કોઈને લાગશે. પણ ખરી રીતે જોતાં માણસનું આખું જીવન એક યા બીજા પ્રકારનું escapism જ છે. સાહિત્ય ને કલાસૃષ્ટિમાં તલ્લીન થઈએ છીએ તે સૂક્ષ્મ પ્રકારનું escapism છે, અને શાહમૃગ પોતાનું મોઢું ઢાંકી દે છે એ 'પરથી તોફાન જેવી વસ્તુ છે જ નહિ, એમ એ પોતાના મનને મનાવવા માગે છે એમ આપણે શી રીતે કહી શકીએ? એમ કેમ ન હોય કે તોફાન સામે ખુલ્લે ગોઢે એ ઊભું રહે તો એ કદાચ ઈજા પામી મરી જાય તેને બદલે મોઢું સંતાડવાથી જ એ જીવી શકે છે?

છટાં પાડવા લગભગ અશક્ય બને છે. રેતીના રણમાં ઊભેલો માણસ પાછળ જુએ છે તો એને પાણી દેખાય છે, દૂર આગળ જુએ છે તો એને પાણી દેખાય છે, પણ તે ઊભો છે તે જગાએ માત્ર રેતી સિવાય એને બીજું કશું દેખાતું નથી. તેમ વર્તમાનમાં ઊભેલો મનુષ્ય ભૂતકાળમાં નજર ફેંકે છે, તો એને કલ્પનાનું રમ્ય જળાશય દેખાય છે, અથવા દૂર ભાવિમાં એ દૃષ્ટિ ફેંકે છે તો ત્યાં ય મીઠા પાણીનું સરોવર એને જણાય છે. પણ વર્તમાન તો એને કઠોર જ લાગે છે. રણમાં જણાતા એ મૃગજળથી તૃષા છિપાતી નથી. પરંતુ કલ્પનાસૃષ્ટિનું મૃગજળ તો માનવીની રસતૃષા છિપાવે છે. ઉપરાંત ભૂત અને ભવિષ્ય માટે આપણે જે માનવા તૈયાર તે વર્તમાન માટે માની શકતા નથી. ભૂતકાળમાં ચમત્કારો થતા, ભવિષ્યમા થશે, અત્યારે જ થતા નથી એવું કંઈક આપણે માનતા હોઈએ એમ લાગે છે



સાહિત્યસર્જનની પ્રવૃત્તિ શરૂ કરી તે પહેલા શ્રી મુનશી કોર્ટમાં એક કેસમાં દલીલ કરતા હતા, તે વેળા ન્યાયમૂર્તિએ એમનુ અપમાન કર્યું. આથી મુનશીને એટલું લાગી આવ્યુ કે મુબઈનો ત્યાગ કરી એ ભરૂચ ગયા. ત્યાં પણ એમને ગોઠ્યું નહિ. એટલે નર્મદાની પરકમ્મા કરવાના નિશ્ચયથી એમણે નર્મદાને કિનારે ભટકવા માડયું. દૂર જગલમાં એ નીકળી ગયા ત્યાં એને કોઈ ઉગ્ર તપશ્ચર્યા આદરતા સાધુનાં દર્શન થયા. ઘણા દિવસની સમાધિ સાધુએ ત્રણ દિવસ પહેલા જ છોડી હતી અને એ ભૂખ્યા થયા હતા. શ્રી મુનશીએ પોતાની સાથે થોડું ભાથું લીધું હતું તે એમને ખાવા આપ્યુ, અને સાધુ જમી રહ્યા પછી નદીએ જઈ જળ લઈ આવીને એમને પીવા આપ્યુ. પાણી પી રહીને સંતોષપૂર્વક ઓડકાર ખાતા સાધુ બોલ્યા : " જા, બચ્ચા ! તું ગુજરાતનો શ્રે નવલકથાકાર થશે. બે દિવસ વહેલો આવ્યો હોત તો તું મોટામા મોટો કવિ થાત પણ હવે નવલકથાકાર થશે."

મુંબઈના રસ્તા પરના દીવાઓ ગમે તે કરવા છતાં ઝાંખા થતા જ નથ 'બ્લેકઆઉટ'ના હુકમનો આ રીતનો ભંગ કેમ થઈ રહ્યો છે તેની ઘણી તપાસ કરવા છતાં પત્તો નહોતો લાગતો. અંતે અચાનક રીતે ખબર મળી કે પંડિ ૐકારનાથજી મુંબઈ આવ્યા છે ને દરરોજ સાંજે એ દીપક રાગ ગાય છે. આ દીવાઓ ઝાંખા થઈ શકતા નથી, અને 'બ્લેકઆઉટ'ના બધા પ્રયત્નો વ્યર્થ જાય છે.

આ જાતની કથાઓ આજે કોઈ જોડી કાઢે તો આપણે તેને હસી કાઢીએ. પણ પ્રેમાનંદ અને તાનસેનની બાબતમાં આ જ પ્રકારની કથાઓ છે, તે હાસ્ય ઉત્પન્ન કરવાને બદલે આપણામાં અહોભાવ ને આદરની વૃત્તિ ઉત્પન્ન કરે છે. અને શાણા માણસો જરા જુદા અર્થમાં ને અન્ય પ્રસંગે કહે છે તેમ એ સૌ કાળનો પ્રભાવ છે. પ્રેમાનંદ ને તાનસેન કે મુનશી ને ૐકારનાથ એમના વચ્ચેનો એ ભેદ નથી. એ ભેદ છે ભૂત અને વર્તમાનનો. આમ સિનેમા ને નાટકની સૃષ્ટિ આપણી વાસ્તવિક સૃષ્ટિથી દૂર, અસ્પષ્ટ રહે એમાં કોઈ રીતે ખોટું નથી. પણ વાંધો માત્ર એટલો જ છે કે કોઈક કોઈક વાર એમાં વાસ્તવિકતા ઘૂસી જાય છે ને જાદુની સૃષ્ટિ આપણી વાસ્તવિક સૃષ્ટિ જેવો વેશ ધારણ કરી પાડે છે. એમ ન થાય તેની કાળજી રાખવી જોઈએ.



| |
|---|
| જ્ઞાતિમાં સારા વર ઘણા હોય, પણ દીકરી તો એકને જ દઈ શકાય તેમ, ઓળખીતા ઉમેદવારો અનેક હોય તો પણ મત તો એકને જ દઈ શકાય, એ સાદું સત્ય સમજવાની તેઓ ના પાડે છે. અથવા 'એ એક તે હું જ' એમ આગ્રહપૂર્વક કહે છે; એટલું જ નહિ, પણ મતનું અદાન એટલે અંગત અપમાન એવો ભૂલભરેલો ને વિચિત્ર સિદ્ધાન્ત પણ બાંધી બેસે છે. |

# તબિયત બગાડવાની કલા

વખત બગાડવાની કલા વિષે રમણભાઈએ લખ્યું છે. ઘર બગાડવાની, જાજરુ બગાડવાની, જનોઈ બગાડવાની, ચોપડી બગાડવાની કલા વિષે હજી સુધી કોઈએ કાંઈ લખ્યું નથી.

તબિયત બગાડવાની તે કલા હોય? એ તો એની મેળે બગડે. તબિયત સુધારવાની કલા ને શાસ્ત્ર બંને છે, એમ ઘણાને લાગશે. પણ તબિયત બગાડવાની પણ કલા છે, એ કલામાં છેક પ્રાચીન કાળથી આપણે પારંગત છીએ અને પ્રાચીન કાળની અનેક કલા લુપ્ત થયા છતાં, આ કલા હજી આપણે જાળવી શક્યા છીએ એ વસ્તુની પ્રતીતિ આપણી લગ્નસરા જોનારને થયા વગર રહે એમ નથી.

આપણે ત્યાં તબિયત બગાડવાને અનેક સાધનસંપત્તિ છે. આપણાં શહેરોમાં જોઈએ તેટલા અથવા તેથી યે વધારે જથ્થામા મચ્છર છે, માંકડ છે, ચાંચડ છે, શેરીમાં રખડતાં કૂતરાં છે, રસ્તા પર ગંદાં પાણીથી ભરેલાં ખાબોચિયાં છે. આપણા વાતાવરણમાં મેલેરિયાના, ઇન્ફ્લ્યુએન્ઝાના, શીતળાના, હડખાઈ ઉધરસના, મેનિનજાઇટિસના જંતુઓ છે; અને સર્વ પ્રકારનાં જંતુઓને આવકાર આપીને અપનાવી લે એવાં આપણાં શરીર છે.

પણ આ રીતે તબિયત બગડે એમા કોઈ જાતની કલા નથી. આમાં કોઈ પણ પ્રકારની સર્જનાત્મક અથવા વિસર્જનાત્મક પ્રવૃત્તિ આપણે કરવાની હોતી નથી. ભમરો વાંસ કોરે ને એમાં અક્ષર જેવું વંચાય તેથી કાંઈ એણે લેખ લખ્યો ન કહેવાય. પોપટ માણસ જેવું બોલે તેથી કંઈ એ ભાષણ કરે છે એમ ન કહેવાય. તે જ પ્રમાણે ઉપર્યુક્ત કોઈ કારણથી આપોઆપ તબિયત બગડી આવે તેથી કંઇ આપણે કલાપૂર્વક તબિયત બગાડી એમ ન ગણાય.

સામાન્ય રીતે તબિયત બગડે છે એમાં કલાનો આનંદ આપણે માણી શકતા નથી. પરંતુ કલાત્મક રીતે તબિયત બગાડવામાં તો અપૂર્વ આનંદના ભોક્તા થઈ શકાય છે. સામાન્ય રીતે કલાકાર પોતે પોતાની કૃતિનો આસ્વાદ

માણી શકે છે પરન્તુ આ તબિયત બગાડવાની કલામા તો કલાકાર પોતે તેમ જ બીજા પણ ભોક્તા બની કલા, તેનો રસાસ્વાદ અનુભવી શકે છે

ઊંચામા ઊંચી કલા પાછળ અમુક પ્રકારનુ અજ્ઞાન રહ્યુ હોય છે તેમ જ એવા પ્રકારની કલા લગભગ કુદરત જેવી હોય છે એમ કલાના સમર્થ વિવેચકોનુ માનવુ છે તબિયત બગાડવાની કલા પણ લગભગ કુદરતી લાગે એવી હોય છે, અને એ પ્રકારના કલાકારો શા ઉદ્દેશથી પોતે અમુક કાર્યની પ્રવૃત્તિ કરી રહ્યા છે તે વિષે અજ્ઞ હોય છે આથી એને ઉચ્ચ પ્રકારની કલા તરીકે ગણી શકાય

લગ્નના રીતરિવાજો, સમારંભો, વિધિનિષેધો, વરઘોડાઓ વગેરેની રચના કરનારા આપણા પૂર્વજો, આ તબિયત બગાડવાની કલા છે એમ જાણતા ન હતા છતા કુદરતી રીતે કેટલી સરળતાથી ને કેવી સચોટ રીતે તબિયત બગાડે છે એ આપણા સર્વના અનુભવની વાત છે પ્રથમ તો લગ્નની મોસમને તબિયત બગાડવાના અનકૂળ સમય તરીકે પસદ કરવામા આવે છે ઉનાળામા માણસથી કામ થતુ નથી ઑફિસ, શાળા વગેરે પણ રજા પાળે છે તે સમયે આપણને લગ્નને લીધે ઘણુ કામ કરવુ પડે છે. સામાન્ય રીતે શરીર જ્યારે આરામ માગે ત્યારે એની પાસે કામ લેવુ એ કઠણ છે એકલા લગ્ન જ આટોપી નાખવા હોય તો કદાચ કોઈ તે ઝટ નાખી શકે એમ માની, એની સાથે બીજા અનેક કામો આકરી લેવામા આવ્યા હોય છે

લગ્નની શરૂઆત થતા પહેલા ઘર સમરાવવાનુ, રગાવવાનુ વગેરે નીકળે છે ઘરના માણસોનો અરધો મરો એમા જ થાય છે નવા રગની વાસ લેતા લેતાં લગ્નની તૈયારીઓ થવા માડે છે પછી આવે છે વરઘોડા એક લગ્નને અગે બબ્બે ને કેટલેક ઠેકાણે તો ત્રણથી ચાર વરઘોડા હોય છે વરઘોડા માટે કોઈ સમય નિયત નહિ કોઈક સવારે કોઈક બપોરે, કોઈક સાજે તો કોઈક રાતે એમ જુદે જુદે વખતે વરઘોડાઓ નીકળે છે ખરી બપોરે ધગધગતા તાપમા માજનમ જનને જેમ બને તેમ વધારે ફેરવવામા આવે છે વરઘોડામાં શોભા આપવા તેડનારના શરીરને જરા પણ આરામ મળે તો તબિયત બગડતી અટકી જાય એટલા માટે વરઘોડા ઊતરે કે તરત બીજી ધમાલ શરૂ થાય છે એ પતે એટલે જમવાનુ જમવાનુ પણ એવે સમયે એવે સ્થળે ને એવા પ્રકારનું ગખવામાં આવે છે કે આટઆટલી અનુકૂળતા છતા જેની તબિયત બગડી ન હોય, તેને પોતાની તબિયત બગાડવાને પૂરતી તક મળે ત્યા પુષ્કળ ધૂળ ઊડતી હોય સ્થળે સ્થળે ગગા ને જમનાનાં પવિત્ર પાણી વહી રહ્યા હોય, ઘરોના નીચલા ભાગમાથી કુસુમોને ભુલાવે એવી સુવાસ ફેલાઈ રહી હોય, એવા રસ્તા પર ઘણી સારી

તબિયતે પણ પચાવવી અઘરી પડે એવી વાનીઓ, કેટલીક સુદગ્ધ, કેટલીક અર્ધદગ્ધ, ઊંઘ સિવાય બીજા કોઈ પણ કાર્ય માટે શરીર કે મન તૈયાર ન હોય તેવે સમયે પીરસાય અને ખૂબ આગ્રહ કરી કરીને તે ખવડાવવામાં આવે.

પણ આટલેથી અટકે તો કદાચ કોઈક સારા રહી જાય એટલા માટે જ્ઞાતિભોજનની પરંપરા ગોઠવવામાં આ છે. જઠર ભારે ખોરાક પચાવી અસલની શક્તિ મેળવવા કમનસીબ ન નીવડે, એટલા ખાતર પહેલા દિવસનો ખોરાક અણુપચ્યો રહ્યો હોય, એટલામાં જ બીજે દિવસે સવારે 'શિરાવવાનું'ને રાતે પાછી ન્યાત હોય જ. ન્યાતમાં પાંચસાત લગ્ન હોય ને તેને અંગે નાનામોટા મળી દશબાર વરા ને જ્ઞાતિભોજન હોય.

પરંતુ કોઈનાં જઠર મજબૂત હોય, થોડા થોડા ઉજાગરા પણ તેઓ સહી શકતા હોય તો તેઓ આ સર્વ નિરાંતે સહન કરી લે. તેમને માટે તબિયત બગાડવાનાં બીજાં સાધનો છે. કલહકંકાસ, આપલે, ફટાણાં, રિસામણાં–મનામણાં ઇત્યાદિ વડે પ્રથમ તેમના મગજ બગાડીને અંતે તબિયત બગાડવામાં આવે છે. આ ઉપરાંત મહેફિલ, ગમ્મત, ગરબા વગેરેના ચાલુ કાર્યક્રમદ્વારા કોઈક ખાલી દિવસે ભૂલેચૂકે પણ કોઈનાથી ઉંઘાય નહિ એવી વ્યવસ્થા રાખવામાં આવે છે. આમ એક માણસની તબિયત પર દશે દિશાએથી હલ્લો કરવામાં આવે છે. ઉજાગરા, ભારે ખોરાક, અનિયમિતતા, ગજા ઉપરાંતનુ વહીતરું, ખોટી દોડધામ, વગર કારણની ચિન્તા, કડુ વચનોની આપલે, આટલું બધું છતાં કોઈની પણ તબિયત એવી ને એવી રહે એમ ભાગ્યે જ બને. આનાથી તબિયત બગડશે એમ જાણીએ તો આપણે તે કામ કરતા નથી, અને તે કદાચ કરવુ પડે તો નિરૂપાયે ને નિરૂત્સાહે, નસીબને ને એવા કામ કરાવનારને ગાળ દઈને કરીએ છીએ. પરંતુ આ લગ્નનાં કામોની તો ખૂબી જ એ છે કે એ સર્વ આપણે પૂર્ણ ઉત્સાહથી ને આનંદથી, પરણનાર વ્યક્તિ જોડે કંઈ પણ સંબંધ ન હોય છતા, આપણે પોતે પરણતા હોઈએ એવા ઉત્સાહ ને આનંદથી કર્યા જઈએ છીએ તબિયત બગડ્યા છતાં એ કાર્ય જારી રાખીએ છીએ અને છેવટે તબિયત વધારે બગડે ને કાંઈ ન કરી શકાય, તો પણ આપણે એવા કાર્ય કરાવનારને દોષપાત્ર ગણતા નથી, પણ આપણા નસીબનો જ વાંક કાઢીએ છીએ. ઘણુંખરું તો લગ્નસરાથી પરવારી માંદગીના બિછાનામાં સૂતા સૂતા, બહુ ભાગ્યશાળી હોઈએ તો બેઠા બેઠા, આપણે સંતોષથી બોલીએ છીએ કે હોય, એ તો જરા માંદા પણ થવાય, લગ્ન કંઈ અમથાં થાય છે? આમ માંદા પડવામા આપણે આનંદ માણી શકીએ છીએ તેમાં જ એ કલાની સાર્થકતા છે.

★

## ખરી સાહસવૃત્તિ

"અને આ લોકો કહે છે કે આપણી પ્રજા સાહસિક નથી!" હું કંઈક જોરથી બબડયો.

લગભગ પોણા કલાકથી ટ્રામની વાટ જોતો હું ટ્રામના એક સ્ટેશન આગળ ઊભો હતો મારી નજર આગળથી લોકોથી ઊભરાતી ચૌદેક ટ્રામો પસાર થઈ ગઈ હતી 'હવે પછીની ટ્રામ આવશે તે તો ખાલી જ આવશે તેમા જગા મળી શકશે' એમ દરેક વખત ભરેલી ટ્રામ આવતાં તેમા ચઢવાનો નિષ્ફળ પ્રયત્ન કર્યા પછી, મારા મનને હુ મનાવતો હતો એટલામા આઘેથી તદ્દન ખાલી દેખાતી ટ્રામ આવી એને મળવા ઉત્સાહપૂર્વક હુ આગળ ધસ્યો ને મે જોયુ તો અદરથી તો ટ્રામ ખીચોખીચ ભરાઈ ગઈ હતી, પણ એની બહારની બાજુએ પણ ગુરુત્વાકર્ષણના નિયમનો ભંગ કરવાની અદ્ભુત સ્પર્ધામાં ઊતર્યાં હોય એવા અનેક માનવશરીરો લટકી રહ્યા હતા, તે જોઈ ઉપર્યુક્ત વાક્ય મારા મુખમાથી સરી પડયુ.

"સુ કહેઓછ્ બાવાજી?" મારી બાજુમા ઊભેલા એક પારસી ગૃહસ્થે પૂછ્યું.

મારા વાક્યનો અર્થ વિશદ કરતા મેં એમને જણાવ્યું: "આપણા લોકોમા સાહસવૃત્તિ Adventurous spirit નથી એમ બીજાઓ કહે છે, પણ આ જુઓ, ટ્રામની બહારની બાજુએ લટકતા આપણી પ્રજાના નમૂનાઓ એમનામાં શુ ઓછી સાહસિકતા છે?"

"અરે! સાલા મરવાના થવાછ્? દરરોજ કોઈ ટ્રામમાથી તો કોઈ ટ્રેનમાથી ને વરી કોઈ બસમાથી પડેછ્ ને તો બી સાલા આમ લટકવાનુ છોરતા નહિ!"

"એનું નામ સાહસ!" મે કહ્યું.

"સાનુ ધૂલનુ સાહસ! એહવે ચરનો રિપરિત (સાહસવૃત્તિ) હોય તો

લડાઈમાં કાંય નહિ જોરાતા ? પહાર પર કાંય ચરવા નહિ જતા ? આપરામાં વરી એદવેંચરનો સ્પિરિત ઉતો જ કેદારે ?''

આપણી પ્રજામાં સાહસવૃત્તિ કદી હતી જ નહિ, છે નહિ ને ભવિષ્યમાં આવવાનો સંભવ ઘણો ઓછો છે એવો, ઉપર્યુક્ત પારસી ગૃહસ્થની માફક ઘણાઓનો અભિપ્રાય છે. હિંદુસ્તાનીઓમાં અને તેમાં યે ખાસ કરીને ગુજરાતીઓમાં, સાહસવૃત્તિનો કેવળ અભાવ છે; પરિણામની પરવા કર્યા વિના જોખમનાં કાર્યોમાં ઝંપલાવવાનું તેમનામાં જોમ નથી; હૃદયદૌર્બલ્ય ને પરિણામની ગણતરી કર્યા કરવાને લીધે પ્રજા ભીરુ ને કાયર બની ગઈ છે, એવા આક્ષેપો પરદેશીઓ તરફથી આપણા ઉપર કરવામાં આવે છે અને ખૂબીની વાત તો એ છે કે એ વાત આપણા પોતાના દેશના કેટલાક મનુષ્યો પણ માનતા થઈ ગયા છે ! આપણો પ્રાચીન ઇતિહાસ, આપણી વર્તમાન અવસ્થા, આપણી ભાવના ઇત્યાદિ કશાનો વિચાર કર્યા વિના, પરદેશી પંખીડાંઓ અહીં થોડી વાર આવી જઈ ને જે ટહુકો કરે, તેનો પડઘો પાડવો એ પણ સાહસવૃત્તિની નિશાની નથી ! આપણે લડાઈમા જતા નથી, પહાડો ઉલ્લંઘવા આતુરતા દર્શાવતા નથી, વન્ય પશુઓ ને પ્રજાઓના શિકાર કરવા નીકળી પડતા નથી એ ખરું; પણ તેથી આપણામાં સાહસવૃત્તિ જ નથી એમ કહેવું એ કોઈ રીતે સાચું નથી.

સાહસવૃત્તિ એટલે શું તે બધા સમજી શકે તેવી વાત નથી. સાહસવૃત્તિ હમેશાં રણમેદાનને પંથે જ પળે છે કે પહાડો ને ખીણોમા જ આથડે છે એમ નથી. જડવાદમાં રચ્યાપચ્યા રહેલા દેશોમાં સાહસવૃત્તિ જડવાદને માર્ગે વધી છે; અધ્યાત્મવાદના ઉપાસક દેશોમા સાહસવૃત્તિએ આધ્યાત્મિક વલણ લીધું છે. જોખમ, હેરાનગતિ કે મોતના પણ સંભવની પરવા કર્યા વિના, અમુક કાર્ય કર્યાં જવું એનું નામ જો સાહસ હોય તો એ વૃત્તિ આપણામાં જોઈએ તેટલી —કદાચ જોઈએ તે કરતાં ય વધારે પ્રમાણમાં—છે.

પ્રાચીન કાળથી આપણામાં સાહસવૃત્તિ હતી. એકલા મહાભારતનું અવલોકન કરીએ તો તેમાંથી યે સાહસના અનેક દૃષ્ટાન્ત મળી આવે છે શાપને અંગે સ્ત્રીથી દૂર રહેવાની જરૂર છતાં, ભલે જંગલમાં—પણ ત્યાં યે એક નહિ ને બે સ્ત્રી સાથે રહેવામાં પાંડુએ ઓછી સાહસવૃત્તિ દર્શાવી નથી. કુંવારી હોવા છતાં પણ મંત્રના બળે કુન્તીએ સૂર્યને નિમંત્રવાનું સાહસ નહોતું કર્યું ? એક પતિ રીઝવવો જ મુશ્કેલ છે, તો પાંચ પાંચ પતિ—અને તે પણ પાંડવ જેવા— કરવાનું સાહસ દ્રૌપદી સિવાય બીજી કોઈ સ્ત્રી કરી શકે એમ છે ?

અને જનમેજય ! દક્ષિણ દિશામા જવાની એને ના મ્હેલી, ત્યા જાય તો કોઈ જુવાન સ્ત્રી સાથે પ્રેમમા ન પડવુ, પ્રેમમા પડી જવાય તો તેને પરણવુ નહિ, કદાચ પરણવુ પડે તો યજ્ઞ ન કરવો, યજ્ઞ પણ કરવો પડે તો જુવાન બ્રાહ્મણોને ન બોલાવવા–ઇત્યાદિ ઇત્યાદિ અનેક વિકલ્પોથી ભરેલી એને ચેતવણી મળેલી, છતા એણે બધુ જ કર્યું ! એને સાહસિક ન ગણીએ તો કોને ગણીશુ ?

તાજો જ દાખલો લઈએ રંગૂનમા પહેલવહેલી બોમ્બવૃષ્ટિ જાપાને કરી ત્યારે પોતાને બહાદુર ને સાહસપરાયણ માનતા મનુષ્યો પણ સલામત સ્થળે આશરો લેવા ચાલી ગયા પણ આપણા હિંદીઓ ' જીવ્યા કરતા જોયુ ભલુ ' એ કહેવતને સાર્થક બનાવતા, બોમ્બ પડવાથી પ્રાણહાનિ થાય છે તે જોવા ખુલ્લામા ઊભા હતા બોમ્બ પડવાથી પ્રાણહાનિ થાય છે તે શુ તેઓ નહોતા જાણતા ? છતા વિમાનને રૂપે સાક્ષાત કાળનું ચક્ર માથે ભમી રહ્યુ હતુ, ત્યારે પણ **अद्यैव वा मरणमस्तु युगान्तरे वा** મૃત્યુ આજે થાય કે યુગાન્તરે તેની તેમણે ચિન્તા સેવી નહોતી ઘણાએ એમને ગાડા ગણી કાઢ્યા હશે પણ ગાડપણ વિના સાહસ સભવે જ શી રીતે ?

પાશ્ચાત્ય પ્રજા તો અમુક પ્રસગે જ સાહસના કાર્યો કરે છે આપણા તો જીવનમા સાહસ વણાઈ ગયેલુ છે Live Dangerously (જોખમભરી જિન્દગી ગાળો ) એ સૂત્ર બીજી પ્રજાઓને જીભે રમે છે–આપણે તો એને જીવનમા ઉતાર્યું છે !

બીજા સભ્યે જવાબ દીધો "તેમા શુ ? મેલેરિયાનો બાપ કેમ નથી થતો ? એમ ડરી જાય એ બીજા"

"પણુ મચ્છર રોગનો ફેલાવો કરે છે" પહેલા ગૃહસ્થે દલીલ કરી

'એમા ખોટુ શુ ? રોગનો ફેલાવો નહિ થાય તો બિચારા ડૉક્ટરો શુ કરશે ?" એમને પ્રત્યુત્તર મળ્યો

હડખાયા કૂતરાના ભયની કલ્પનાથી જ હડખાયા બની જઈ કેટલાકો કૂતરાઓને મારી નાખવાની યોજના જ્યારે જ્યારે ૨જૂ કરે છે, ત્યારે હમેશા આ પ્રકારના સાહસવીરો જ કૂતરાની વહારે ધાય છે ને પ્રજાને હત્યાના કલક માથી ઉગારી લે છે

આપણુા રસોડા વંદાઓથી ભરેલા રહે છે અને જ્યા લાગો વખત ઊભા રહેવુ પણુ ન ગમે, એના ગ્સ્તા પર જ્ઞાતિભોજનને પ્રસગે નિરાતે જમવા બેસતા આપણુને કોઈ જાતનો સંકોચ થતો નથી માકડ, મચ્છર, ચાચડ, ઉંદર, એ સૌ આપણુા મકાનોમા આપણુા જેટલી જ સ્વતંત્રતાથી વિહરી શકે છે ચાચડ માકડને જોઈને બી જનારા, ઉંદર દેખીને છળી મરનારા, રોગના જન્તુનુ નામ સાભળી બેભાન બની જનારા અને દર્દીના દાદાની છબી જોઈ કાર્બોલિક સાબુથી સાત વાર હાથ ધોનારા, રોગ ને મૃત્યુથી પળે પળે ડરનારાઓમા સાહસવૃત્તિ છે એમ કહી શકાય ? કે **मरण प्रकृति शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधै** (મરણ એ જ કુદરતી છે, જીવન તો વિકૃતિ માત્ર છે) એમ માની પ્રતિક્ષણે રોગ ને મૃત્યુના સંભવને આવકારનારા એના આપણુામા ?

આપણુા રીતરિવાજો આપણુા વિધિનિષેધો, આપણી રહેણીકરણી—સર્વના મડાણુ સાહસના પાયા પર જ થયા છે ઉપવાસ કર્યા પછી હલકો ખોરાક ખાવો એવો નિયમ છે, ત્યારે આપણે એકાદશી, શિવરાત્રિ વગેરેના ઉપવાસ પછી તરત જ પારણા કરી ભારે ખોરાકને ઉદરમા પધરાવીએ છીએ એ જ રીતે ઉજાગરા પછી પેટ હલકુ રાખવુ જોઈએ તેને બદલે જન્માષ્ટમી આદિ તહેવારે જાગરણુ કરી બીજે દહાડે આપણે પ્રસાદ ( ને મિષ્ટાન્ન ) નિરાતે આરોગીએ છીએ. અન્ય દેશોમા પરણુતા પહેલા તરુણો ને તરુણીઓ એક બીજાના સહવાસમા આવે છે, સાથે હરેફરે છે, એકબીજાના સ્વભાવથી વાકેફગાર થાય છે પણુ અહીં તો કન્યાએ વરને ન જોયો હોય—એનુ ગામ પણુ ન જોયુ હોય ને વરે કન્યાનું નામે ન સાભળ્યુ હોય તો તેનો કશો વાધો ગણુવામા આવતો નથી પુરુષ શાક લેવા જાય તો તેની પરીક્ષા કરશે, દૂધી સારી છે કે

નહિ, તાજી કે વાસી, મોંઘી ઇત્યાદિ અનેક પ્રશ્નો પાગેર દૂધી લેવી હોય તો પણ કરશે, પણ કન્યાની પસંદગી માટે એ કોઈ પણ જાતની ચિન્તા નહિ કરે. બાર આનાની ટોપી લેતા પહેલા એ માથા પર પહેરી જોશે કે બરાબર છે કે નહિ —ને પછી જ ખરીદશે. પણ પરણતાં પહેલા એ એટલી પંચાત કરતો નથી. ટોપી માથાની ન મળે તો એ તે નહિ લે, પણ સ્ત્રી માથાની મળે ને આખી જિંદગી માથાફોડમા ગાળવી પડે તો તેમાં કંઈ નહિ. આખી જિંદગીનો જેના પર આધાર, એવુ લગ્નકાર્ય કેવળ સાહસવૃત્તિથી જ આટોપવામા આવે છે. જેટલુ ધ્યાન વરઘોડા ને ન્યાત જમાડવા માટે આપવું પડે છે, તેટલુ વરકન્યાની પસંદગીના વિષયમા આપવાની જરૂર નથી. જિંદગી એ જ સટ્ટો છે તો પછી લગ્નના જોખમથી બીવાનુ શુ ?

પરદેશીઓ આપણી આ સાહસવૃત્તિ સમજી નથી શકતા, કારણ કે એમની સાહસવૃત્તિ ને આપણી સાહસવૃત્તિ વચ્ચે તાત્ત્વિક ભેદ રહેલો છે. આપણી સાહસવૃત્તિ ત્યાગના પાયા પર રચાયેલી છે, એમની રાગના પર. એમની દૃષ્ટિ પરાભિમુખ છે, આપણી આત્માભિમુખ એમની વૃત્તિ વિષયનિષ્ઠ છે, આપણી આત્મનિષ્ઠ એમનુ આશ્રયસ્થાન વિજ્ઞાન છે, આપણું જ્ઞાન. એમની સાહસપ્રવૃત્તિઓ સકામ હોય છે, આપણી કેવળ નિષ્કામ, એટલે એમને કર્મબંધનોમા ફસાવુ પડે છે, આપણને મુક્તિની પ્રાપ્તિ થાય છે પાશ્ચાત્યોએ સાહસ કરી કરીને વિજ્ઞાનની ને યંત્રની મદદથી વિનાશ પ્રસાર્યો ને દેશો મેળવ્યા ને અંતે રાજ ખટપટના બંધનમા પડ્યા પાશ્ચાત્યો હિમાલય પર જાય છે—પોતાનો ઝંડો રોપવા; આપણે હિમાલય જઈએ છીએ—હાડ ઓગાળવા. પાશ્ચાત્યો પ્રવાસ કરીને પછી ત્યાં નિવાસ કરી પડે છે, આપણે યાત્રા કરીને પ્રસાદ લઈ ઘેર આવીએ છીએ એ લોકો અમુક વસ્તુ મેળવવા માટે સાહસ કરે છે, આપણે સાહસ ખાતર સાહસ કરીએ છીએ એમણે સાહસને વેપારનુ રૂપ આપ્યુ છે, આપણે એને કલાસ્વરૂપ આપ્યુ છે

'યાહોમ કરીને પડો, ફતેહ છે આગે' એમ નર્મદે લખ્યુ છે; પણ જ્યારે એ વાક્ય એણે લખ્યુ ત્યારે એ પશ્ચિમના જડવાદની મોહિનીમા પડ્યો હતો પાછળથી એ નિદ્રામાથી એ મુક્ત થયો ત્યારે એને પણ સમજાયુ કે પ્રવૃત્તિધર્મ પાળનારા પાશ્ચાત્યો ને નિવૃત્તિધર્મ સેવનારા આર્યો વચ્ચે બહુ ભેદ છે. યાહોમ કરનારી પ્રજા જુદી છે, આ પ્રજા તો હોમ કરનારી છે. કેવળ સ્વાર્થવૃત્તિથી યાહોમ કરી સાહસ ખેડનારી, જડવાદથી ઘેરાએલી પાશ્ચાત્ય પ્રજા અને તેન

त्यक्तेन भुञ्जीथाः (ત્યાગ કરીને ભોગ ભોગવ) એ ઉપનિષદ વચનનું પાલન કરનારી, પરાર્થપરાયણ આર્ય પ્રજા વચ્ચે કોઈ જાતની સરખામણી થઈ શકે નહિ પાશ્ચાત્યો સાહસવૃત્તિથી પ્રેરાઈ અન્યનુ નુકસાન કરી પોતે ફાયદો ઉઠાવે છે, ત્યારે આપણી પ્રજા સાહસકર્મો કરી, અન્યને ખાતર જોખમો ખેડી, બીજાને ફાયદો કરી પોતે નુકસાન વેઠે છે.

પાશ્ચાત્ય પ્રજાઓએ શત્રુના હાથમા પોતાની માલમિલકત ન જાય માટે 'ધીકતી ધરા' (Scorched earth)ની નીતિ ધારણ કરી છે, એ એમની જડ દૃષ્ટિ દર્શાવે છે. આપણે ત્યાં અસલથી સળગતી સ્ત્રી (Scorched women)ની નીતિ રાખવામા આવી છે. શત્રુના હાથમા ન જાય માટે જમીનને નહિ, પરંતુ જોરુઓને–અગ્નિસ્નાન કરાવવામાં આવતુ જર, જોરુ ને જમીન કજિયાનાં કારણ ગણાય છે. આજે તો જર ને જમીન માટે જ જડવાદીઓ લડી રહ્યા છે–જોરુ લડી લેવા જેવી મહત્ત્વની વસ્તુ એમને લાગતી નથી પરંતુ જર ને જમીન કરતા પણ જોરુનુ મહત્ત્વ વધારે છે એની કોઈ પણ બુદ્ધિમાન–અને હૃદયવાન–પુરુષ ના પાડી શકશે નહિ.

વેદના વખતથી આપણે હોમ કરતા આવ્યા છીએ. પ્રાચીનકાળથી પાશ્ચાત્યો યાહોમ કરતા આવ્યા છે. હોમ કરવો એટલે બલિદાન આપવુ, ત્યાગ કરવો. આપણી હોમપરાયણતા આપણે ત્યાગ કરતા શીખવે છે. આપણા સાહસોનો હેતુ એક જ હોય છે–આપણને વધારેમા વધારે નુકસાન ને પારકાને વધારેમા વધારે ફાયદો શી રીતે થાય? અને આના કરતા વધારે ઉદાત્ત ને વધારે ભવ્ય સાહસવૃત્તિ શી હોઈ શકે!

આપણું આખુ જીવન સૂક્ષ્મ ને ઉદાત્ત પ્રકારના સાહસથી જ ઓતપ્રોત છે. એક રીતે આપણે જીવીએ છીએ એ પણ સાહસ જ છે.



# આત્મશ્લાઘા

કોઈક વાર—

હું કેવું તુચ્છ, પામર, દીન, હીન, નિર્બલ ને નિસ્તેજ માનવસંતાન છું! હું કંઈ પણ કરી શકતો નથી. હું જમું છું તે પચાવવાની મારામાં શક્તિ નથી. હું વિચારું છું તે આચારમાં મૂકવાની મારામાં શક્તિ નથી. નાનામાં નાના કામ માટે મારે બીજા પર આધાર રાખવો પડે છે. કશુંય ધાર્યું હું કરી શકતો નથી. કોઈ પણ વિષયમાં મારી યોગ્યતા કેટલી બધી ઓછી છે એનો હું શાંત ચિત્તે ને લાગણીથી દોરવાઈ ગયા વગર વિચાર કરું છું, ત્યારે શરમથી મારું માથું નીચું કેમ નથી નમી જતું તેની જ મને નવાઈ લાગે છે. હું કેવળ સ્વાર્થી ને અધમ છું. કોઈનું કલ્યાણ કરવા ખાતર જરા પણ શ્રમ લેવો મને રુચતો નથી, અને મારું કામ સર્વ કોઈ કરી આપે એવી આશા હું હમેશ રાખું છું. કોઈ મારું કામ ન કરી આપે તો જાણે એણે ભારે ગુનો કર્યો હોય તેમ હું ધારી લઉં છું. હું આળસુ છું, પ્રમાદી છું, સમય અને પૈસાનો માત્ર દુર્વ્યય કર્યા કરું છું. એકયો પાપડ ભાંગવાની મારામાં તાકાત નથી અને છતાં દુનિયા આખીને ઉથલાવવાની મારામાં શક્તિ હોય એવો ઘમંડ રાખતો ફરું છું. સદ્ગુણની ખાણ હોઉં એવો મારો બાહ્ય વ્યવહાર રાખું છું, પણ અંતરમાં તો મેનના થરના થર બાઝયા છે ને તેને દૂર કરવાની ઇચ્છા સરખી પણ થતી નથી. એના અસ્તિત્વની કોઈને જાણ ન થાય એની જ હું મત ... કાળજી રાખું છું.

આવા આવા વિચાર મને આવે છે. પણ ઘણી વાર તો—

મારી આસપાસ આટલા બધા મનુષ્યો છે તેના કરતાં કોઈ રીતે હું ઊતરતો નથી. અનેક બાબતોમાં હું એ બધાથી ચઢિયાતો છું. મારા પાડોશી નગીનલાલ સગાવહાલાના પૈસા ઉચાપત કરી તાલેવંત બન્યા છે એમ મેં કદી કર્યું નથી. પારકા પૈસા ઉચાપત કરવાની મેં ઘણુ વાર મને મળેલી તક મેં ... તત્ત, કંઈક કચવાતે મને પણ જતી કરી છે. પેલા આદર્શ શિક્ષક ગણાતા ભાઈ પોતે જેને ભણાવવા જતા એ કન્યાને લઈને ભાગી ગયા, મેં એ રીતે કોઈ કન્યાનું અપહરણ કરવાનો વિચાર કર્યો નથી. કદાચ મારા સંકુચિત માનસમાં

એવું વિચારવું જ પડ્યું હશે તો તેને ઊગવા દીધું નથી, જાગ્રત માનસ સુધી એને આવવા દીધું નથી. બદલાની આશા વગર મેં પારકાનાં કામો કરી આપ્યાં છે ને મેં કરેલા ઉપકારોનું વિસ્મરણ કરી મારા પ્રત્યે અપકાર કરનારાઓને પણ મેં જતા કર્યા છે. હું આળસુ છું એ સાચું ને તેથી મેં બહુ લખ્યું નથી એ પણ ખરું, પરંતુ હું લખવા માગું તો ગુજરાતના કોઈ પણ લેખક કરતાં ઘણું સારું લખી શકું. અત્યારના ઘણા યે કવિઓ કરતાં વધારે સારાં કાવ્યો હું રચી શકું એમ છું. આપણા લબ્ધપ્રતિષ્ઠ વિવેચકો કરતાં હું વધારે ઉચ્ચ કોટિના વિવેચનો લખી શકું અને નવલકથા હું જો ને જ્યારે લખીશ તો ને ત્યારે ગુજરાત આખું સ્તબ્ધ થઈ જશે. અલબત્ત, કોઈક વાર મારું મન ખરાબ વિચાર વડે કલુષિત બને છે પણ અગારા પરની રાખને ફૂંક મરી દૂર કરી નાખીએ, તેમ સદ્‌વિચારની સહાયથી હું એ દુર્વિચારોને દૂર કરી દઉં છું એકંદરે જોતાં હું સત્યપરાયણ છું, ન્યાયપ્રિય છું. માનવકલ્યાણની ભાવના સેવતો ઘણી વાર બને તે રીતે અન્યોનું ભલું પણ કરી છૂટું છું. હું સ્વાર્થી છું એની ના નથી પાડતો. પણ સ્વાર્થી કોણ નથી? મેં ભૂલો કરી છે, ઘણી કરી છે પણ ભૂલ ન કરી હોય એવો પૃથ્વીતલ પર કોઈ પુરુષ પાક્યો છે ખરો? વળી સ્વાર્થ સાધતાં પણ મે કોઈનું અહિત થાય એવી પ્રવૃત્તિ કદી યે ઉપાડી નથી. મારે હાથે ભૂલ થઈ હશે તો તે કબૂલ કરતા મેં કદી પણ આંચકો ખાધો નથી. હું મારે મોઢે મારા વખાણ નથી કરતો તેથી મારામા વખાણવા જેવું કંઈ નથી, એમ માનવાની કોઈએ, મારે પોતે પણ ભૂલ કરવી જોઈએ નહિ મારા કેટલાક અવગુણો કદાચ જગતથી છૂપા રહ્યા હશે પણ એથી યે ઘણા વધારે સદ્‌ગુણો મારા છૂપા રહ્યા છે તેનુ શુ? મારા નિકટના કુટુંબીઓ, મિત્રો ને પરિચિતો પણ મારા એ ગુણો જોઈ શકતા નથી, તેની કદર બૂઝતા નથી, તો દુનિયાને તો એની ખબર પણ શી રીતે પડે?

આ પ્રકારનું મારું મૂલ્યાકન હું કરું છુ.

આત્મનિંદા ને આત્મસ્તુતિ બનેમા હું આમ પ્રવૃત્ત થાઉં છું અને મારી પેઠે બીજા અનેક મનુષ્યોને પણ આવો જ અનુભવ થાય છે. છતા આત્મશ્લાઘા ગર્હણીય છે, આત્મનિંદા એ દીનતાની, નમ્રતાની, નિરભિમાનતાની પરાકોટિ છે એવી ભાવના પરાપૂર્વથી ચાલી આવે છે. પારકાના ગુણોને મોટા કરવા ને પોતાના ગુણોને નાના ગણવા એ સંત પુરુષોનું કર્તવ્ય છે એમ મનાય છે. ગમે તેવો મોટો માણસ પણ પોતાનાં વખાણ કરતો હોય છે તો તે સાંભળવું આપણને ગમતું નથી.

'હું કહેતો હતો તેમ જ બન્યું ને? હું હમેશ કહું છું તેમ જ થાય છે આનું પરિણામ આવું આવવાનું એમ મને અંતઃકરણમાંથી પ્રેરણા થાય છે પણ હું એ કહું છું ત્યારે કોઈ માનતું નથી ને કેટલાક તો મારી મજાક પણ કરે છે, આ પ્રકારની ફરિયાદ મારા એક ઓળખીતા સજ્જન ઘણુંખરું કરે છે મારો અનુભવ, માનસશાસ્ત્રનું મારું જ્ઞાન આચાર્યદાનો તોલ મારી કલ્પનાશક્તિ મારી બુદ્ધિ ઇત્યાદિ સર્વના એક પછી એક પ્રમાણ મળતા રહે છે છતાં એ વિષે હું કંઈ કહું છું તો લોકો મને બડાઇખોર ગણી કાઢે છે' એવી ફરિયાદ ઘણા માણસને મોઢેથી મે સાંભળી છે

'તમે આટલા વરસ મારી સાથે રહ્યા પણ હજી મને બરાબર ઓળખી નહિ?' 'ને હું પણ આટલા વરસથી તારી સાથે રહું છું પણ મારા ગુણની કિંમત તને હજી સમજાઈ નહિ!' વીસેક વર્ષથી દાંપત્યજીવનનો લહાવો લઈ રહેલા પતિપત્ની વચ્ચેનો સંવાદ સાંભળવાનો લાભ મને થોડા વખત પર જ પ્રાપ્ત થયો હતો

'મારા ગુણની કદર જોઈએ એવી થતી નથી' એવી ફરિયાદ લગભગ આપણે બધાને જ કરવાની હોય છે છતાં શરમના માર્યા આપણે એ કરી શકતા નથી બીજા ભલે ન કરે પણ આપણે તો આપણા ગુણની કદર કરવી જોઈએ, એમ માની આપણે આપણી જાતના યોગ્ય વખાણ કરીએ તો તે પણ લોકોને ગમે નહિ એ તો અન્યાયની પરિસીમા કહેવાય આત્મશ્લાઘા એ દુર્ગુણ છે એવો ખાલી ભ્રમ કોણ જાણે કોણે દુનિયામાં ફેલાવ્યો છે અને આપણે બધા જ એના ભોગ થઈ પડ્યા છીએ હું પોતે પણ કોઈ પોતાના વખાણ કરે તે ખમી શકતો નથી, ને એ જ રીતે હું મારા વખાણ કરીશ તો બીજાને નહિ ગમે એમ માની, મારી જાતના, ઘણી ઇચ્છા હોવા છતાં યે વખાણ કરી શકતો નથી હું સાધુ કે સંત નથી એટલે બીજા આગળ ખોટી કે ખરી રીતે આત્મનિંદા કરવામાં પ્રવૃત્ત થતો નથી આમ, મને આ દુનિયામાં જે વિષે સૌથી વધારે રસ છે તે મારી જાતના સંબંધમાં મારે મૌન પાળવું પડે છે અને મારા વખાણ જે હું નથી કરી શકતો તે બીજા કરે તે માટે સદાસર્વદા આતુર ને સોત્કંઠ રહું છું

પણ વધારે ઊંડો વિચાર કરતાં મને લાગે છે કે આત્મશ્લાઘા એ દુર્ગુણ નથી પોતાને મોટો માનવો ને બીજા પાસે મનાવવો એ મનુષ્યની સ્વાભાવિક આકાંક્ષા છે એ દૃષ્ટિથી જ પ્રેરાઈને મનુષ્ય મહાભારત કાર્ય માથે ઉપાડે છે, અને બીજાઓથી અદૃષ્ટ રહેલા પોતાના સદ્‌ગુણોને વ્યક્ત કરવાની એ મહેચ્છા

હમેશ સેવતો હોય છે. આત્મસ્તુતિ કરતાં જ્યારે એ અતિશયોકિત ને અસત્યનો આશ્રય શોધે છે, તે ઘણી વાર જગતની સમતુલા જાળવવા ખાતર. પોતાની જાતને જેટલી ઊંચે ચઢાવે છે તેટલા જ નીચે અન્યોને ઉતારી પાડે છે. જેટલા પ્રમાણમાં પોતાનામાં બુદ્ધિનું આધિક્ય છે તેટલા જ પ્રમાણમાં સાંભળનારમાં મૂર્ખતાનું પ્રાબલ્ય છે, એમ જ્યારે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે એ સૂચવે છે ત્યારે એની આત્મશ્લાઘા શ્રોતાઓને અપ્રિય થઈ પડે છે. પરંતુ તેથી એ વિવેકપુરઃસર ને યોગ્ય પ્રમાણમાં આચરવામાં આવતી આત્મશ્લાઘા હેય છે એમ સિદ્ધ થતું નથી. આત્મીયની પ્રશંસા એને આપણે કદી હેય ગણી નથી તો આત્મપ્રશંસા શા માટે હેય ગણવી જોઈએ ? પોતાનુ કુળ, પોતાની જ્ઞાતિ, પોતાનો દેશ, પોતાનો ધર્મ, પોતાની સંસ્કૃતિ એ સર્વ પ્રશંસા કરવા યોગ્ય અને એની પ્રશંસા કરવી તે મનુષ્યનો ધર્મ એમ ગણાય છે, તો ખુદ પોતાની જાત તેની પ્રશંસા કરવી તે અધમ કેમ કહી શકાય ?

પ્રાચીનકાળમાં જ્યારે કુટુંબભાવના વધારે સબળ રીતે પ્રસરેલી હતી ત્યારે આત્મપ્રશંસાની બહુ આવશ્યકતા નહોતી રહેતી. આત્મીયજનો પરસ્પર પ્રશંસા કરી ચલાવી લેતા. એક જ કુટુંબમાં મામા, કાકા, ભાણેજ, ભત્રીજા વગેરે રહેતા ને એકબીજાની કોઈકવાર પ્રશંસા તો કોઈક વાર નિંદા પણ કરતા. માંહોમાંહ્ય પ્રશંસા કરતાં નિંદાને વધારે અવકાશ રહેતો હશે, પણ બહાર તો પોતાના કુટુંબની આબરૂ સાચવવા ખાતર, ને એ આબરૂ કુટુંબીઓની આબરૂ વધાર્યા વગર વધારી શકાય એમ ન હોવાથી, એકબીજાની પ્રશંસા જ વધારે પ્રમાણમાં કરવામાં આવતી. આથી આત્મસ્તુતિની બહુ જરૂર પડતી નહિ. હવે જમાનો બદલાયો છે, કુટુંબભાવના કથળી ગઈ છે, ને વ્યકિતવાદ વિકાસ પામતો જાય છે. આત્મીયભાવ કરતા આત્મભાવ વધારે પ્રમાણમા પ્રસરતો જાય છે. અસલ ભત્રીજો કાકાનાં, ભાણેજ મામાનાં, કાકો ભત્રીજાના ને મામો ભાણેજના વખાણ કરતાં તે સુંદર પ્રથા હવે લગભગ લુપ્ત થઈ ગઈ છે. હવે તો ભત્રીજો કાકાને ને કાકો ભત્રીજાને, ભાણેજ મામાને ને મામો ભાણેજને કોઈ કોઈને દાદ દેતા નથી. એટલે સૌએ પોતપોતાના ગુણોની જાહેરાત જાતે કરવી પડે છે. આમ આત્મીય પ્રશંસા પરથી આપણને આત્મપ્રશંસા તરફ વળવું પડ્યું છે અને એમાં કંઈ ખોટું પણ નથી.

એક વિચારકે કહ્યું છે કે દુનિયામાં માણસો પોતાની પ્રશંસા ને બીજાની નિંદા કરે છે, તેને બદલે પોતાની નિંદા ને બીજાની પ્રશંસા કરતા રહે તો એ

કદી દુઃખી ન થાય. ભર્તૃહરિએ પણ આવી જ સલાહ આપી છે, પરંતુ ખરી રીતે જોતાં આ વસ્તુ બિનકુદરતી, બિનજરૂરી ને તેથી અહિતાવહ છે.

પોતાની નિંદા ને બીજાનાં વખાણ કરવાં તદ્દન બિનકુદરતી છે. માણસ પોતાના પર જેટલો પ્રેમ રાખે છે તેટલો બીજા પર રાખી શકે નહિ. અન્ય માટે જે પ્રેમ એને હોય છે તે, પોતાને માટેનો પ્રેમ ઊભરાઈ જઈને બહાર ઢળી જાય છે તેનો જ અંશ હોય છે. મોટા મોટા તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાં પણ આત્મરતિ કેળવવાની જ ભલામણ કરવામાં આવી છે. દેહ તરફથી પ્રીતિ ઓછી કરાવવા માટે પણ એ તત્ત્વચિંતકોને 'દેહ તારો નથી' એમ કહેવું પડ્યું છે. દેહને પારકો ગણ્યા પછી જ એના પ્રત્યેની પ્રીતિ ખેંચી લેવાની છે. એટલે પોતીકી વસ્તુ માટે અથવા પોતાને માટે પ્રીતિ ન રાખવી, એમ કહેવાની હિંમત તો કોઈ વૈરાગ્યપરાયણ સાધુ પુરુષો પણ કરી શક્યા નથી.

આત્મપ્રશંસાની વૃત્તિ કુદરતી છે એ ખરું, પણ કેટલીક વાર કુદરતી વસ્તુ દાબી દઈને બિનકુદરતી વસ્તુને સ્થાન આપવું પડે છે. દાખલા તરીકે શિખંડ, પૂરી ને ઢોકળાં બિનકુદરતી છે. નાના પ્રાણીને મારીને તેનું ભક્ષણ કરવું અથવા વનસ્પતિ પર નિર્વાહ કરવો એ કુદરતી છે. પણ તેને બદલે રસાસ્વાદને ખાતર આપણે રાંધીને ખાવાની બિનકુદરતી પ્રથા દાખલ કરી છે તે જ રીતે આત્મશ્લાઘાની વૃત્તિ ભલે કુદરતી હોય, પણ તેથી કંઈ તેને યથેચ્છ વિહાર કરવા દેવો ઉચિત છે એમ સિદ્ધ થતું નથી એમ કોઈ કહે તો તે યોગ્ય નથી. કારણ કે ખાદ્યપદાર્થો કુદરતી કે બિનકુદરતી છે એ સાથે આ સરખામણી ઘટતી નથી. ખાદ્ય પદાર્થ ગમે તે હોય, ખાવાની વૃત્તિ કુદરતી છે ને તેને સંતોષવાની છે એ હકીકત જ મહત્ત્વની છે. એ જ રીતે આત્મપ્રશંસા કરવાની ઇચ્છા કુદરતી છે, તેને માર્ગ કઈ રીતે આપવો એ જુદો સવાલ છે. એ ઉપરાંત શિખંડ, પૂરી આદિની વ્યવસ્થા રસાસ્વાદની તૃપ્તિને અર્થે આપણે કરીએ છીએ, તેમ આત્મનિંદા ને પરપ્રશંસા એ બિનકુદરતી વસ્તુનો વિકાસ કરવાથી આપણું કંઈ શ્રેય થાય એમ હોય તો જુદી વાત. પરંતુ વસ્તુસ્થિતિ એથી વિપરીત છે.

આત્મનિંદા કરવાથી આધ્યાત્મિક ઉન્નતિ સધાય છે એમ જો કોઈ માનતું હોય તો તે બરાબર નથી. એનાથી કોઈ પણ પ્રકારની ઉન્નતિ સાધી શકાતી નથી. એટલું જ નહિ પણ એને લીધે અધોગતિ થવાનો સંભવ છે. આપણે જાણીએ છીએ કે કોઈની પણ નિંદા કરવી સારી નહિ. હવે જે અનિષ્ટ હોય તે સર્વદા ને સર્વત્ર અનિષ્ટ જ રહેવાનું. સર્વસામાન્ય નીતિનાં

ઘોગણોને દિક્કાલની મર્યાદા હોઈ શકે નહિ. દાખલા તરીકે સાચુ બોલવુ એ ઉત્તમ છે અને સર્વ સ્થળે સર્વ પ્રસગે ને સર્વના વિષયમા એ ઉત્તમ રહેવાનુ. એ દૃષ્ટિએ જોતા કોઈની પણ નિંદા કરવી, પછી તે પોતાની હોય તો યે શુ ? —તે અનિષ્ટ છે ને કોઈની પણ સ્તુતિ કરવી પછી તે આત્મસ્તુતિ હોય તો યે વાંધો નહિ—તે સર્વથા ઇષ્ટ છે

માણસ પોતાની નિંદા કરવા પ્રવૃત્ત થાય તો યે પહેલા તો એ એમ અનિચ્છાથી જ કરશે પછીથી એનો અણગમો ઓછો થાય અને અતે એ આત્મનિંદાને ચાહતા પણ માંડે કેટલા ય સતો, ભક્તો, મહતો આમ આત્મ નિંદાને પથે ચઢી એમા કુશળ બની જાય છે 'મારા જેવો કુટિલ, ખલ, કામી કોણ ?' એમ કહે છે, 'હુ પાપીમા પાપી છુ' એવો એ ઉદ્ઘોષ કરે છે પણ તે વેળાએ એના અજ્ઞાત મનમા એમ હોય છે કે 'આ કોઈ માનવાનુ નથી ને હુ આમ કહુ છુ તે પણ મારો સદ્ગુણ જ લેખાશે દીનતા, નિરભિમાન, નમ્રતા વગેરે તરીકે જગત એના વખાણ કરશે' અને પાપી ખલ, કામી વગેરે પોતાને ગણાવતા પણ એ પોતાની જાતને એ વર્ગ પૂરતી તો શ્રેષ્ઠ કોટિમા મૂકે છે તે પણ જોવા જેવુ છે. એ ખરેખર જાણતો હોય કે એના કરતા વધારે મોટા પાપી, ખલ વગેરે છે છતા 'હુ મોટામા મોટો પાપી છુ' એમ કહી એટલનો દાવો કરે છે એ પણ પ્રકારાન્તરે આત્મશ્લાઘા જ છે આમ સાચી કે જૂઠી આત્મનિંદા તરફ પ્રીતિ ઉત્પન્ન થાય છે, એ પછી એમની નિંદાપ્રિયતાનુ ક્ષેત્ર વિશાળ થાય છે ને એ જનતા તરફ વળે છે અને અતે એ આખા જગતને વ્યાપી લે છે કેટલાક જ્ઞાનીઓ, કવિઓ ન ભક્તો તેમ જ સુધારકો ને કટાક્ષ લેખકો આખી દુનિયાને ને માણસજાતને, પોતે મહાપુરૂષ અથવા સદ્ગૃહસ્થ હોવા છતા, મહાપુરૂષ કે સદ્ગૃહસ્થને ન છાજે એવી રીતે વગોવે છે તે ઉપર્યુક્ત વૃત્તિનુ જ પરિણામ છે આમ આત્મનિંદા પરથી મનુષ્ય પરનિંદા તરફ સ્વાભાવિક રીતે જ વળે છે આ પરિણામ કોઈને સુભગ ને હિતકારક જણાતુ હોય તો ભલે, મને તો એમ લાગતુ નથી

આમ આત્મશ્લાઘાપરાયણ પુરુષ અતે બીજાની પ્રશસા કરતો થઈ જાય છે. પોતાના વખાણ ન કરી શકે તે બીજાના શુ કરવાનો હતો ? હવે કોઈ મનુષ્ય પોતાના વખાણ કરતો હોય છે ત્યારે મને, બીજા ઘણાઓને થાય છે તેમ દિલગીરી કે ક્ષોભ થતો નથી મને લાગે છે કે આ મનુષ્ય થોડા વખતમા હવે મારી પ્રશંસા કરવા માંડશે જો કે ઘણી વાર એમ બનતુ નથી પણ એમ

બનવાનો સંભવ મને હમેશ દેખાય છે. પોતાની કે પારકાની નિંદા કરનાર કરતા અન્યની ને સર્વની પ્રશંસા કરનાર વધારે સારો. એમાં શો સંશય? જાતજાહેરાતના આ જમાનામાં જુદી જુદી સંસ્થાઓ, કંપનીઓ, શાળા–પાઠશાળાઓ, વૈદો, ડૉક્ટરો ને રાજામહારાજાઓ પણ પોતાના વખાણ કરવા તેને કોઈ રીતે અધમ લેખતા નથી તો આપણે શા માટે એમ ગણવું જોઈએ? અને આત્મશ્લાઘાની તરફેણમાં સારામાં સારા દાખલા પણ આપણી પાસે મોજૂદ છે. ભવભૂતિ ને જગન્નાથ સમા પ્રાચીન તેમ જ બર્નાર્ડ શૉ સમા અર્વાચીન સાહિત્યસ્વામીઓ આપણા જ દેશના ને પ્રાંતના કેટલાક કવિવરો, કલાધરો ને પદવીધરો એ સર્વેએ આત્મશ્લાઘાને કદી અવમાની નથી; ખુદ શ્રીકૃષ્ણે પોતે જ ગીતામાં ક્યાં પોતાના ગુણ ઓછા ગાયા છે? 'મારું ભજન કર, મારી પાસે આવ, હું તને તારી દઈશ.' ઇત્યાદિ ઇત્યાદિ વાક્યો વડે એમણે પણ આત્મસ્તુતિ નથી કરી શું? તો જે પક્ષે સ્વયં ભગવાન હોય તે જ પક્ષે સત્ય પણ હોય એ સહેજે સમજાય એવું છે.



ચૂંટણી એ તો પ્રજાશાસનનો પ્રાણવાયુ છે. કેટલીક વાર એ પોતાનું પ્રાણવાયુ તરીકેનું રૂપ બદલી નાખી ને વંટોળિયાનું રૂપ ધારણ કરે છે ને પ્રાણપ્રદ થવાને બદલે પ્રાણહારક નીવડે છે એ ખરું, પણ એ તો અપવાદ તરીકે ગણી લેવું પડે. ચૂંટણી વિના પ્રજાનો અવાજ રજૂ ન કરી શકાય અને પ્રજાનો અવાજ રજૂ ન થઈ શકે તો પછી પ્રજાશાસનનું ટટ્ટુ ચાલે જ શી રીતે?

## ઇતિહાસદૃષ્ટિ

ઘણા વખત પર હું એક શાસ્ત્રી પાસે સિદ્ધાન્તકૌમુદી શીખવા જતો હતો. એકવાર મેં એમને પૂછયું: "પાણિની કયારે થઈ ગયા?"

"પાણિની કયારે થઈ ગયા તે જાણીને તારે શું કામ છે? તારે એનું શ્રાદ્ધ કરવું છે? તું તારે એનાં સૂત્રો શીખને એટલે બસ. બીજી પંચાત કરીને તારે શું કામ છે?"

મને થયું આપણામાં ઇતિહાસદૃષ્ટિ જ નથી.

થોડા વખત પર એક ઇતિહાસરસિક પંડિતમિત્રે મને પૂછયું: 'તમને સિક્કાઓનો શોખ છે ખરો?'

'હા, સિક્કાનો મને ઘણો શોખ છે. મારી મોટા ભાગની પ્રવૃત્તિ સિક્કાઓની પ્રાપ્તિને માટે જ હોય છે.' મેં જવાબ દીધો.

"મારી પાસે જૂના સિકકાઓ વિષેનું એક પુસ્તક આવ્યુ છે. તમારે વાંચવું હોય તો–"

"મને જૂના સિક્કાનો શોખ નથી. નવા સિક્કાનો છે, ને સિક્કા વિષેના પુસ્તક કરતાં મને સિક્કા જ વધારે ગમે છે" મેં એમને અધવચ્ચ અટકાવીને કહ્યું.

"તમને ઇતિહાસની વાતમાં રસ પડતો નથી." એમણે વાકય પૂરું કર્યું.

"હિંદુસ્તાનની પ્રજાની મોટામાં મોટી ખામી એ છે કે એનામાં ઇતિહાસ માટેનો સાચો આદરભાવ નથી. આપણા અત્યારના વિદ્વાનોમાં પણ ઐતિહાસિક દૃષ્ટિ કવચિત્ જ જોવામાં આવે છે. પ્રાચીનોમાં તો ઇતિહાસદૃષ્ટિ હતી જ નહિ." એમણે કંઈક દિલગીર થઈને કહ્યું.

કોણ જાણે કેમ પણ પહેલેથી જ ઇતિહાસ તરફ મને અભિરુચિ થઈ નથી. પાણીપતનાં યુદ્ધ કેટલાં, કયારે, શા માટે ને કોની કોની વચ્ચે થયાં એ મને કદી યાદ રહ્યું જ નથી. પ્લાસીનું યુદ્ધ ૧૭૫૫ માં થયું કે ૧૬૫૨

માં થયું એને મેં કોઈ પણ જાતનું મહત્ત્વ આપ્યું નથી. સિકંદર ને પોરસની કાલ્પનિક વાતો વાંચતા મને રસ પડતો, પણ સિકંદર ગ્રીસથી આવ્યો હતો કે આફ્રિકાથી એની પંચાત કરવાનું મને સૂઝ્યું નથી. નેપોલિયન ઘણો મોટો વિજેતા હતો, (જો કે છેવટે તો હારી જઈને પરાધીન દશામાં મૃત્યુ પામ્યો હતો.) અનેક દેશો એણે સર કર્યા હતા અને લડાઈ દરમ્યાન વખત મળતો તેમાં એ જોસેફાઈનને પ્રેમપત્રો લખતો એટલું જાણીને મને સંતોષ થઈ જાય છે, એના વિષે વધારે જાણવાની વૃત્તિ જ થતી નથી. હૂણ, શક, તક્ષક, હૈહય, પીન પામર્સ્ટન, ઓડોલિયો, એડોલ્ફ, મુજ, ઈત્યાદિ કંઈ કંઈ નામો મારા કર્ણ પર અથડાઈને મગજને જરાય અસર કર્યા વિના ચાલ્યા જાય છે. ૧૮૫૮ (કે ૫૭) ના બળવા વખતે કલાઈવ હાજર હતો કે નહિ એમ કોઈ સોગંદ પર પૂછે તો હું જરૂર ગભરાઈ જાઉં, એટલું જ નહિ, પણ આપણા ગુજરાતના જ મહાપરાક્રમી સમ્રાટ સિદ્ધરાજ જયસિંહને કેટલા ભાઈ હતા, તે દરેક ભાઈને કેટલા કાકા હતાં એ હું હજી યે જાણતો નથી. ખરું પૂછો તો એના બધા ભાઈ પરણેલા કે એકાદ કુંવારો રહી ગયેલો એ વિષય રસિક હોવા છતાં એ વિષે સંશોધન કરવાનું પણ મને મન થતું નથી.

આ વિષયમાં હું આપણા પૂર્વજોને પગલે ચાલું છું. ઇતિહાસના જાણકારો કહે છે કે આપણા પૂર્વજોમાં ઇતિહાસની દૃષ્ટિ જ નહોતી. ઇતિહાસ શબ્દ પ્રાચીનોએ વાપર્યો છે, પણ આપણે અત્યારે સમજીએ છીએ એવા અર્થમાં નહિ. ઇતિહાસને ને પુરાણને એમણે લગભગ એકાર્થવાચક શબ્દો માન્યા છે ઇતિહાસને બદલે દંતકથાને, હકીકતને બદલે અતિશયોક્તિને ને સત્યને બદલે કલ્પનાને જ આપણે ત્યાં પ્રાધાન્ય મળ્યું છે. ઇતિહાસ સબંધમાં આપણી આંખ પરદેશીઓએ ઉઘાડી છે; આપણે ત્યાં ભૂગર્ભમાં, સિક્કાઓ ઉપર ને શિલાલેખોમાં છુપાઈ રહેલી ઇતિહાસની સામગ્રીને પરદેશીઓએ પહેલવહેલી પ્રકાશમાં આણી છે જેના નામે સંવતો ચાલ્યા છે તેવા ચક્રવર્તી ને શકવર્તી રાજાઓના અસ્તિત્વ વિષે પણ આજે કેવળ શક જ વર્તી રહ્યો છે. નિરાધાર, અનૈતિહાસિક ને અતિશયોક્તિભર્યા ગપાષ્ટકોને સાચો ઇતિહાસ માની લેવાની વૃત્તિ હજી યે આપણામાંથી ગઈ નથી. આ પ્રકારના અનેક આક્ષેપો આપણા ઉપર કરવામાં આવે છે.

એ આક્ષેપો ખોટા નથી. પણ ઇતિહાસની ઉપેક્ષા કરવામાં આપણા પૂર્વજોએ કંઈ ખોટું કામ કર્યું હોય એમ મને લાગતું નથી. આપણા પૂર્વજો ખરેખરા realist–વાસ્તવવાદી હતા. ઇતિહાસદૃષ્ટિ એમનામાં નહોતી, તેનું કારણ

એટલું જ કે એવી કોઈ સાચી દૃષ્ટિ જ હોઈ શકતી નથી. ઇતિહાસનો અર્થ, એની વ્યુત્પત્તિ ઇતિ-હ-આસ જોતાં, 'આમ સાચે જ હતું' એવો થાય છે. અને આપણે પામર માનવજંતુઓ વર્તમાનકાળની ને આપણી અંગત બાબતમાં પણ આમ સાચું જ હતું એમ કહી શકીએ એવી સ્થિતિમાં નથી, તો ભૂતકાળની વાતો માટે આમ ખરેખર હતું જ એવું વિધાન શી રીતે કરી શકીએ?

હમણાં થોડા વખત પર મારું મકાન શોધતા એક ગૃહસ્થ મને મળવા આવ્યા હતા, તેમને મારા પાડોશીએ 'જ્યોતીન્દ્ર દવે નામનો કોઈ ઇસમ અહીં રહેતો નથી' કહી પાછા કાઢ્યા હતા. મારી બાજુમાં રહેનાર મારા પાડોશીને મારા અસ્તિત્વની ખબર નથી, તો હજારો વર્ષો પર બનેલી વાતનું આજે આપણે વિગતવાર વર્ણન કરીને, તેને ઇતિહાસ તરીકે શી રીતે ઓળખાવી શકીએ છીએ તે જ હું સમજી શકતો નથી. શિલાલેખો, તામ્રપત્રો, સિક્કાઓ, પ્રાચીન પ્રવાસી ને ઇતર ગૃહસ્થોનાં લખાણો વગેરે પરથી ઇતિહાસની રચના થઈ શકે છે એમ કહેવાય છે, પણ એ બધા પર આપણે પૂરેપૂરો આધાર શી રીતે રાખી શકીએ?

શિલાઓ ઉપર કોઈકે કંઈક કોતર્યું હોય, તે પ્રાચીનકાળનું હોય અને બહુ જ થોડાને ઊકલી શકે એવી લિપિમાં હોય તે પરથી એ લખાણ બની જતું નથી. પથ્થર પર, ઝાડ પર, ભીંત પર, જ્યાં ખાલી જગા દેખાય ત્યાં, કંઈને કંઈ ચીતરી કાઢવાની કુટેવ ઘણા માણસોમાં હોય છે, અને એવા લખનારાઓ પોતાના લખાણમાં ફાવે તેમ લખે છે ને ફાવે તેના નામોનો ઉલ્લેખ કરે છે. વર્તમાનપત્રમાં જે આવે તે સાચું જ કહેવાય, સંસ્કૃતમાં લખાયેલું હોય તે શાસ્ત્રનું વચન જ ગણાય એમ જેમ કેટલાક માને છે, તેમ શિલાઓ પર કંઈ પણ કોતરાયું હોય તે ઐતિહાસિક જ ગણાય એવો પણ ભ્રમ ઘણા સેવે છે. કોઈ નવરા માણસે કે પોતાના રાજાની પ્રશંસા કરવા માટે કોઈ ખુશામદખોરે, પથ્થર પર છીણી ને હથોડો લઈ ફાવે તેમ લખી નહિ માર્યું હોય એમ આપણે શી રીતે કહી શકીએ!

અને સિક્કા ઉપર વિશ્વાસ રાખવો એ તો એથીયે ખરાબ છે. સિક્કા જેવી અવિશ્વનીય બીજી એકે વસ્તુ નથી. સિક્કા ઉપરથી અમુક રાજાનાં નામ આપણે જાણીએ એ ખરું, પરંતુ એ રાજા કેવો હતો, એના રાજ્યનો વિસ્તાર ક્યાં સુધી થયો હતો ને કેટલા કાળપર્યંત એણે રાજ્ય કર્યું હતું, એ વિષે કંઈ પણ વિધાન સિક્કાની મદદથી થઈ શકે નહિ. ઉપરાંત ખોટા સિક્કાઓ પણ ક્યાં નથી હોતા? આજે યે આટઆટલા ખોટા સિક્કા પાડનારા પકડાવ

છે, તો જે જમાનામા છૂપી પોલીસ ને પ્રગટ પોલીસની આવી વ્યવસ્થા નહોતી તે જમાનામા ખોટા સિક્કાઓ કેટલા પડ્યા હશે ? અને એ ખોટા સિક્કાઓ ઉપર આધાર રાખી ખરો ઇતિહાસ રચવાની આશા રાખવી, એ ખોટા ગુણાકાર કરી સાચો જવાબ લાવવા ઇચ્છતા બાળકની મનોદશા સૂચવે છે

પરદેશી પ્રવાસીઓ ને અન્ય પુરુષોના લખાણ પર આધાર રાખવો એ જોખમકારક છે. હુએનત્સંગ અહીં આવી ગયો હતો એણે હિંદભરમા પ્રવાસ કરી તેની નોધ લીધી ને આપણા ઇતિહાસકારોને સુગમ પડે માટે પાછળ મૂકી ગયો પણ હુએનત્સંગે બધુ જોયુ તે બરાબર હતુ તેનો કોઈ પુરાવો નથી એણે જે જે જોયુ તે સર્વનુ યથાર્થ વર્ણન કર્યુ છે એમ કહી શકાય એમ નથી, અને એ રાગદ્વેષની પર હતો એમ ખાતરીપૂર્વક કહી શકાય તેમ નથી અને આજે યે આપણે જોઈએ છીએ કે પરદેશથી પ્રવાસીઓ અહીં આવી જાય છે ને અધૂરા અવલોકન ને છીછરા મગજથી કે પક્ષપાતથી ગેરઈને સાચીજૂઠી વાતો આ દેશ વિષે ફેલાવે છે. ખુદ આપણા જમાનાના આપણી આખ હેઠળ આ પ્રકારના જૂઠાણાઓનો પ્રચાર કરવામા આવે છે, તો પ્રાચીન કાળમા અમુક નોધો લખી જનાર વ્યક્તિઓએ સત્યનુ જ અનવલબન સ્વીકાર્યું હશે એમ કેમ માની શકાય? આપણો સમગ્ર અનુભવ એની વિરુદ્ધ છે કોઈકે યોગ્ય જ કહ્યુ છે કે નવલકથા અથવા દંતકથા અને ઇતિહાસ વચ્ચે ફેર એટલો જ છે કે નવલકથા અથવા દંતકથામા નામો ખોટા હોય છે પણ વાત સાચી હોય છે, જ્યારે ઇતિહાસમા નામો સાચા હોય છે પણ વાતો ને વિગતો ખોટી હોય છે

ખરી રીતે જોતા ઇતિહાસની જિજ્ઞાસા ખોટી છે પારકી વાતની આપણે શા માટે પચાત કરવી જોઈએ ? અમુક રાજા અમુકની સ્ત્રી ઉપાડી ગયો ને તેથી મોટુ યુદ્ધ થયુ બીજા એક રાજાએ, માણસને ઊભા રહેવા માટે દોઢ ફીટ, બેસવા માટે ચાર ફીટ ને સૂઈ રહેવા માટે સાડા છ ફીટ કરતા વધારે જમીનની જરૂર નથી એ મહા સત્ય ભૂલી જઈને વધારે જમીન મેળવવાના લોભમા પડીને અન્ય અનેક રાજાઓનો ને તેની પ્રજાઓનો ખોડો કાઢી નાખ્યો એવુ બધુ જાણીને આપણે શુ કામ છે ? પારકાની પચાત કરવાની વૃત્તિ માણસમા જન્મથી જ હોય છે પણ ડાહ્યા માણસો એને દાબી રાખે છે, તેને બદલે ઇતિહાસ રચીને વિદ્વત્તાને નામે આ ઇતિહાસકારો, આપણ જેણે જરાય નુકસાન કર્યું નથી અને જેની સાથે આપણે સ્નાન કે સૂતકનો યે સબધ નથી, એવા ભૂતકાળના ગર્ભમા વિલીન થઈ ગયેલાની આટઆટલી પચાત શા માટે કરતા હશે તે મારાથી સમજી શકાતુ નથી કૂથલી, પરનિંદા, કોઈની લડાઈમા રસ લેવો,

આપણને જેની સાથે નિસ્બત ન હોય તેમાં માથું મારવું એ સર્વ હમેશાં નિંદ્ય મનાયું છે. એમ છતાં ઇતિહાસને નામે એ સિવાય બીજું શું થાય છે? જંઘીસખાન ક્રૂર હતો, તૈમૂર લંગડો હતો, રોમ બળતું હતું ત્યારે નીરો 'ફિડલ' વગાડતો હતો, મહમદ તઘલખે દાંત પડી ગયો તેના પર કબર ચણાવી, એવું કહેવું એ પરનિંદા નથી તો બીજું શું છે? અને એ બધી વાતો સાથે આપણે જે પ્રકારનો ઇતિહાસ શીખીએ છીએ તે સાચો ઇતિહાસ નથી, ખોટી કુતૂહલવૃત્તિને, પરનિંદાની વૃત્તિને એ પોષે છે, એટલું જ નહિ, આપણામાં રહેલા હિંસક અને અન્ય અસદ્ ભાવોને પણ એ ઉત્તેજન આપે છે.

આપણો ઇતિહાસ એટલે બહુધા યુદ્ધોની વાતો; વિજેતાઓના યશોગાન; રાજાઓ, રાણીઓ, દીવાનો, સેનાપતિઓ ને બદમાશોના કાવાદાવા ને ખટપટોનું વર્ણન; પ્રજા પ્રજા વચ્ચેના, પિતા અને પુત્ર વચ્ચેના, પ્રજાના ભિન્ન ભિન્ન વર્ગ વચ્ચેના ખટરાગ ને કલહનો અહેવાલ; કોણે કોને માર્યો, કેટલા સૈનિકની સહાયથી માર્યો, ક્યાં માર્યો, કેવી રીતે માર્યો એ જ વાતનું જુદા જુદા પ્રકારે આવતું વર્ણન ઇતિહાસમા વાચી, આપણી સુષુપ્ત રહેલી હિંસાની વૃત્તિ જાગ્રત ન થાય તો શુ થાય? ઇતિહાસ એટલે કાવાદાવા, ખટપટ, વેરઝેર, ઈર્ષ્યા, અસૂયા, લોભ, મોહ, માયા, મદ, મત્સર, કામ, ક્રોધ, કલહ, કંકાસ, મારામારી, યુદ્ધ, વિનાશ ને પ્રલય. ઇતિહાસ વાંચીને મને થાય છે કે આ તે શુ મનુષ્યની સંસ્કૃતિનો ઇતિહાસ છે કે એની વિકૃતિનો? હા, થોડા સારા માણસોની વાતો પણ ઇતિહાસમાં આવે છે એની ના પડાય એમ નથી; પણ એવા સારા માણસો કેટલા થોડા હોય છે ને સાધુતા ને દુષ્ટતાનુ પ્રમાણ કેવું વિપરીત હોય છે, એ તો ઉપલક દૃષ્ટિથી પણ ઇતિહાસનું દર્શન કરનારને જણાઈ આવ્યા વિના નહિ રહે.

અને ઇતિહાસમાં મુખ્યત્વે રાજાઓ ને રાણીઓની કે વધુ થાય તો પ્રધાનોની વાતો જ શા માટે હોવી જોઈએ? લોકશાસનના પુરસ્કર્તાઓએ તો આ બધા ઇતિહાસનો બહિષ્કાર કરવો જોઈએ. ઇતિહાસદૃષ્ટિ એટલે શું રાજામહારાજાઓ, જેતાવિજેતાઓ ને ખટપટિયાઓને જ જોનારી દૃષ્ટિ? એ દૃષ્ટિ સંતોમહંતો, સાહિત્યકારો, સંગીતવેત્તાઓ, કલાકારો, શિલ્પવિદો, સ્થાપત્યકારો, સુવર્ણકારો, લોહકારો ઇત્યાદિ પ્રજાસમુદાયનાં મહત્ત્વનાં અંગોપાંગો પર પડતી જ નથી? અને પડે છે ત્યારે જાણે ન જોવાનું જોવાઈ ગયું હોય એમ તરત પાછી કેમ ફરી જાય છે?

ઇતિહાસે સમાજના નીચલા વર્ગને હંમેશ અન્યાય કર્યો છે. રાજા ભોજ ને ગાંગા તેલીને આપણે કહેવતમાં સાથે મૂક્યા છે, પરંતુ ભોજ વિષે જેટલું આપણે જાણીએ છીએ—અથવા જાણવાનો દાવો કરીએ છીએ-તેટલું ગાંગા તેલી વિષે જાણીએ છીએ? જાણવાની ઇચ્છા સરખી પણ રાખીએ છીએ!

મુમતાઝને અમર કરવા શાહજહાંને તાજમહેલ બંધાવ્યો તેની આપણે વાહવાહ પોકારીએ છીએ, અને એ તાજમહેલ સાથે મુમતાઝનું નામ જોડી આપણે કૃતકૃત્ય થઈએ છીએ, પણ તાજમહેલ બાંધનારા કડિયા, સુથાર, મિસ્ત્રી, મજૂર આદિનું શું? તાજમહેલના સાચા બાંધનાર તો એ હતા. પણ તેનો ઉલ્લેખ સરખોય ઇતિહાસમાં દેખાતો નથી. મુમતાઝને અમર કરવા શાહજહાંને તાજમહેલ બંધાવ્યો, તેમાં અદ્ભુત પ્રણયભાવનાનું દર્શન કવિઓ પણ કરે છે, ત્યારે દુનિયામાં કેટલો અન્યાય થઈ રહ્યો છે તેની મને પ્રતીતિ થાય છે. મુમતાઝ રાણી હતી ને રૂપાળી હતી, પણ તેથી કોઈ રાણી ન હોય ને રૂપાળી ન હોય તો શું અમર થવાનો તેને હક નથી? તાજમહેલ રૂપી 'પ્રણયનું મોતી' શું મહાકાળ મુમતાઝ પોતાના સુંદર શરીરે ધારણ કરી રાખશે અને અરૂપ, વિરૂપ, કુરૂપ કે સામાન્ય દેખાવની ને સામાન્ય સ્ત્રીને પતિના પ્રેમનું સનાતન સ્મારક કદી યે નહિ આપશે? પરંતુ ઇતિહાસ સામાન્યોને સામાન્ય રીતે ગણતો નથી

ઇતિહાસ એટલે ભૂતકાળની વાત. વર્તમાનને વીસરી ભૂતકાળમાં ગરકવું એ ડાહ્યા માણસનું લક્ષણ નથી. મૂળરાજે યજ્ઞ કરાવ્યો ને સિદ્ધરાજે દિગ્વિજય કર્યો, શિવાજીએ હિંદુપત પાદશાહી સ્થાપી ને બહાદુરશાહ ઝફરે બળવો જગાવ્યો એ વાતો બની ગઈ છે. એના પર મહાકાળનો પડદો પડી ગયો છે. એ પડદો ઉઘાડીને આપણે શો ફાયદો મેળવી શકવાના છીએ?

વીતેલી વાતોને સંભારીને આજે શું કામ છે? આપણે પ્રવાસ કરવો છે—પણ આગળ, પાછળ નહિ. ભૂતકાળનો ઇતિહાસ તો ઘડાઈને પૂરો થયો છે આપણે ભવિષ્ય ઘડવાનું છે. ઘરના મનુષ્યો મૃત્યુ પામે છે ત્યારે આપણે તેમને સંભારીને શોક કરીએ છીએ, તેમની પાછળ બારમા, તેરમા, માસિયા, શ્રાદ્ધ-સમચરી આદિ કરીએ છીએ. પણ તે પણ અમુક વખત સુધી જ પછી એ આપણે ભૂલી જઈએ છીએ. તો સદીઓ જેના થઈ ગયાને વીતી ગઈ છે તેને આજે સંભારી સંભારીને, તેમનાં બળી ગયેલાં કે દટાઈ ગયેલાં હાડકાંને શોધી કે ખોદી કાઢીને, એકનો હાથ, બીજાનો પગ ને ત્રીજાનું માથું

એ વડે ભયંકર હાડપિંજરો ઊભાં કરી, ઇતિહાસમંત્ર ફૂંકી, તેને સજીવન બનાવવાની આ હાસ્યાસ્પદ, નિરર્થક ને નિષ્ફળ ચેષ્ટા શા માટે?

આપણા પ્રાચીનો ડાહ્યા હતા. એ જાણતા હતા કે શુદ્ધ ઇતિહાસ જેવી કોઈ વસ્તુ જ નથી. એટલે એમણે ઇતિહાસ ને દંતકથાનું મિશ્રણ કરી આપણને મહાભારત, રામાયણ ને પુરાણ જેવી સુંદર કથાઓ આપી. એ જાણતા હતા કે દંતકથાને આધારે જ ઇતિહાસ થોડોઘણો પણ રહી શકે છે. આપણા અર્વાચીન ઇતિહાસમાં મોટા મોટા માણસોનો ઇતિહાસ હશે કદાચ, પણ ખરી માણસાઈનો ઇતિહાસ નથી. આપણા પૂર્વજોએ એવા માણસોનો ઇતિહાસ આલેખવાને બદલે માણસાઈનો ઇતિહાસ આલેખતાં પુરાણો ને આખ્યાનકો લખ્યાં છે. સ્થૂલ કરતાં સૂક્ષ્મનું મહત્ત્વ હંમેશાં વધારે હોય છે એ ન્યાયે શિલાલેખ, સિક્કા, દસ્તાવેજ આદિ સ્થૂલ સાધનો પર રચાયેલા ઇતિહાસ કરતાં, માનવની કલ્પનાશક્તિને આધારે રચાયેલી દંતકથા વધારે મહત્ત્વની છે. એથી વધુ માહાત્મ્ય મહાભારત, રામાયણ આદિનું છે. એના કરતાં બ્રાહ્મણ ગ્રંથોને આપણે શ્રેષ્ઠ માન્યા છે ને સર્વથી ઉચ્ચતમ સ્થાન આપ્યું છે શ્રુતિને; કારણ કે વેદ અપૌરુષેય છે, એનો કોઈ રચનાર નથી. ઇતિહાસ એને અડકી શકતો નથી. આ જ પ્રમાણે સમુદ્રગુપ્ત, અશોક, હર્ષ, બાબર, અકબર, હૈદર, ટીપુ, બાજીરાવ, રઝિયા, નૂરજહાં, લક્ષ્મીબાઈ, ઇત્યાદિ ઐતિહાસિક વ્યક્તિઓ કરતાં વિક્રમ, ભોજ, પરશુરામ, રામ, કૃષ્ણ આદિ, ઇતિહાસકારો જેને અનૈતિહાસિક કે અર્ધઐતિહાસિક વ્યક્તિઓ ગણે છે તેમનું સ્થાન આપણા જીવનમાં વધારે મોટું છે. આ સર્વ ઉપરથી સહેજે પ્રતીત થયા વિના નહિ રહે કે આપણા પૂર્વજોમાં ઇતિહાસદૃષ્ટિ નહોતી એમ કહેવું તે કરતાં આપણા પૂર્વજો જાણતા હતા કે ઇતિહાસદૃષ્ટિ જેવી કોઈ દૃષ્ટિ જ નથી, અને તેથી એવી ભ્રમણામાં એ ન પડ્યા તે બહુ યુક્ત જ હતું એમ કહેવું એ વધારે સાચું છે. કંઈ નહિ તો સત્યને નામે ઇતિહાસની વાતો કરનારાઓએ તો એટલું કબૂલ કરવું જ રહ્યું.

# સ્ત્રી અને સિગારેટ

ઘણી બાબતમાં, એ બન્નેને સરખાવી શકાય એમ છે એક વાર પુરુષ એના પાશમાં ફસાઈ જાય પછી એ હમેશનો ગુલામ બની જાય છે એના વગર એ રહી શકતો નથી એની ગેરહાજરીમાં એ વિહ્વલ અને કિંકર્તવ્ય-વિમૂઢ બની જાય છે સ્ત્રી અને સિગારેટ બન્નેના સંપર્કનું પરિણામ એકસરખું આવે છે આરંભમાં ભડકો પછી ધુમાડો ને અંતે રાખ બન્ને કાળજામાં દાહ ઉત્પન્ન કરે છે, મગજને ઉત્તેજિત બનાવે છે, રુધિરાભિસરણમાં વેગ મૂકે છે ને હૃદયની ગતિને અનિયંત્રિત બનાવે છે બળવું ને બાળવું દાઝવું ને દઝાડવું, ચમકવું ને ચમકાવવું એ બેઉનો સ્વભાવ છે એનું કરગ્રહણ કરતાં પુરુષની આંખમાં આર્દ્રતા મુખ પર ચમક, હોઠમાં આતુરતા, હૃદયમાં સ્પંદન વધે છે અને ધૂમ્રમય સૃષ્ટિ રચી એ અપૂર્વ રસનો ભોક્તા બને છે આમ અનેક બાબતમાં સ્ત્રી અને સિગારેટની સરખામણી કરી શકાય એમ છે પરંતુ એ જાતની સરખામણી કરવા માટે હું આ લેખ લખવા પ્રવૃત્ત નથી થયો

હમણાં થોડા વખત પર એક સામયિકમાં કોઈક કૉલેજકન્યાએ, પોતાના દાદી ને બીજા વૃદ્ધ સન્નારી, તમાકુ ખાતા તથા તપખીર સૂંઘતા અને 'અમે તો તબિયત ખાતર એમ કરીએ છીએ' એવું બહાનું કાઢતા, તે કરતાં અત્યારની તરુણીઓ 'અમે શોખ ખાતર સિગારેટ પીએ છીએ' એમ પ્રામાણિકપણે સ્પષ્ટ રીતે કહીને સિગારેટ પીએ એ કોઈ જ રીતે ખોટું નથી, એવી મતલબનો લેખ લખ્યો હતો અને તે વિશે જુદા જુદા લેખકો તરફથી લાંબી ચર્ચા ચાલી હતી એ બધી ચર્ચા વાંચીને મને થયું હતું કે, 'આ ની નજીવી બાબત માટે આ લોકો કેટલાં પાનાં બગાડે છે?'—(જો કે મેં એ બધી ચર્ચા વાંચવામાં વખત નકામો બગાડ્યો એવું મને લાગ્યું નહોતું ) પણ પછી એ વિષે વધારે વિચાર કરતાં મને લાગ્યું કે એ બાબત, હું ધારું છું તેટલી નજીવી નથી ખરી રીતે જોતાં સ્ત્રી સિગારેટ પીએ કે ન પીએ એ નજીવી બાબત છે પણ સ્ત્રી સિગારેટ પીએ તે સારું કે નહિ, તેની આટલી લાંબી ચર્ચા થાય એ વસ્તુ બિલકુલ નજીવી નથી એમાં ઘણા મહત્ત્વના મુદ્દા સમાયેલા છે અને તેથી જ હું આ લેખ લખવા પ્રવૃત્ત થયો છું

સ્ત્રી સિગારેટ પીએ કે ન પીએ તેમાં પુરુષોએ-સિગારેટ વેચવાનો જેનો ધંધો ન હોય એવા પુરુષોએ-શા માટે આટલો રસ લેવો જોઈએ તે જ મને સમજાતું નથી. સ્ત્રી અને સ્ત્રીને લગતી દરેક બાબતમાં પુરુષ રસ લે છે, એ રીતે સિગારેટ પીતી સ્ત્રી વિષે કુતૂહલ અનુભવે એ સ્વાભાવિક છે. પણ આ તો ખાસ ચર્ચાવિષય બન્યો છે. પુરુષો સ્ત્રી સિગારેટ પીએ તેનો વિરોધ કરે છે કારણ કે એ તેમનાથી ખમાતું નથી. કારણ કે સિગારેટ પીતી સ્ત્રી, પુરુષની સૌન્દર્યભાવનાને આઘાત પહોંચાડે છે. સિગારેટ પીતી સ્ત્રીના દૃશ્યથી પુરુષની સૌન્દર્યભાવના આઘાત પામે છે, કારણ કે એ સૌન્દર્યભાવના કૃત્રિમ છે, સ્ત્રી-પુરુષના ભેદભાવ પર રચાયેલી છે.

'સિગારેટ પીવાથી તબિયત બગડે છે અને તેથી સ્ત્રી સિગારેટ પીએ તેનો અમે વિરોધ કરીએ છીએ' એમ કોઈ કહે તો બરાબર નથી. સિગારેટ સ્ત્રીની જ તબિયત બગાડતી નથી, પુરુષની પણ બગાડે છે; અને સિગારેટ પીને તબિયત બગાડવાનો અધિકાર જો પુરુષને હોય તો સ્ત્રીને પણ હોવો જ જોઈએ. શરીરસ્વાસ્થ્યના દૃષ્ટિબિંદુથી સિગારેટનો વિરોધ કરવાનો હોય તો પુરુષને પણ સિગારેટ પીતાં અટકાવવો જોઈએ 'તમે સિગારેટ ન પીશો' એમ કેટલાક ડૉક્ટરો, સિગારેટ પીતાં પીતાં, પોતાના દર્દીઓને કહે છે એ ખરું; અને સ્ત્રીની તબિયત બાબતમાં પુરુષ આ જાતની કાળજી રાખે એ ઇષ્ટ છે. છતાં આની તબિયત બગડશે એવા ભયથી જ, પુરુષ, સ્ત્રી સિગારેટ પીએ તેનો વિરોધ કરતો નથી. ખરી રીતે જોતા સ્ત્રીની તબિયત કરતાં એનાથી પુરુષનો મિજાજ વધારે બગડે છે.

'સિગારેટ પીતી સ્ત્રી બહુ ખરાબ દેખાય છે. ધુમાડો કાઢતી સુંદરી મિલના ભૂંગળા જેવી લાગે છે. એ દૃશ્ય અસુંદર છે' એમ કહી કેટલાક વિરોધ કરે છે. તબિયતને નામે વિરોધ કરનારા કરતા આ વિરોધકો વધારે પ્રામાણિક છે, એ કબૂલ કરવું જોઈએ. પણ એની પાછળ પુરુષના આધિપત્યનો ભાવ સમાયેલો છે. સ્ત્રીએ સુંદર દેખાવું જોઈએ. પુરુષની આંખોને આનંદ આપવા માટે એનુ નિર્માણ થયુ છે. એ આનંદને ક્ષતિ પહોંચાડે એવુ કંઈ પણ કાર્ય એને હાથે થવું ન જોઈએ. આ પ્રકારની ભાવના પુરુષના હૃદયમા ઊંડે ઊંડે રહેલી હોય છે.

આ રીતે સ્ત્રીએ સુંદર દેખાવું જોઈએ જ એવો આગ્રહ સેવવાનો પુરુષને શો અધિકાર છે? પણ એ પ્રશ્નને બાજુએ મૂકી કેવળ સૌન્દર્યની દૃષ્ટિએ વિચાર

કરીએ તો પણ, સ્ત્રી સિગારેટ પીએ એ દૃશ્ય અસુંદર છે એમ કહેવું એ વાસ્તવિક છે? સિગારેટ પીતી વ્યક્તિ જો સુંદર હોય તો કેવળ સિગારેટ મોમાં મૂકવાથી ને હોઠ બહાર ધુમાડો કાઢવાથી એ અસુંદર બની જશે એવો ભય સેવવો અકારણ છે સિગારેટના સંપર્કમાત્રે નષ્ટ થઈ જાય એવું ક્ષણજીવી સૌન્દર્ય એ સૌન્દર્ય જ નથી તેમ જ તબિયત બગાડવાનો ગુણ સિગારેટમાં હશે, પણ સૌન્દર્યને વિકૃત કરવાનો પણ એનામાં ગુણ છે એમ કોઈ ડૉક્ટર, વૈદ્ય, હકીમ કે લેભાગુએ પણ કહ્યું નથી સુકુમાર નાજુક ને ગૌરીના મુખમાં રહેતી એવી જ નાજુક ને નાનકડી ગૌર વર્ણની સિગાર પોતે અસુંદર નથી સિગારેટમાંથી નીકળતા ધૂમ્રવલયો અસુંદર દેખાતા નથી, સિગારેટના ઝગક ઝગક થતા પ્રકાશમાં ચમકતું સ્ત્રીનું મુખ ને ધુમાડાની સેરને લીધે સંકુચિત ને વિકસિત થતાં એનાં આર્દ્ર નયનો, સિગારેટને એક ખૂણે આપી રહેતો એનો ઓષ્ઠસંપુટ અને કરાદિના હાવભાવ એ સૌ સૌન્દર્યની દૃષ્ટિએ રમણીય લાગે એવું છે, એમ પૂર્વગ્રહપીડિત નહિ હોય એવો કોઈ પણ પુરુષ કબૂલ કરશે ખરી રીતે જોતાં જેને સાચું સૌન્દર્ય વર્યું હોય તેને સર્વ કંઈ શોભારૂપ થાય છે સુંદરીને તો સિગારેટ પણ અલંકરણરૂપ બને છે **किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम्** (મધુર આકૃતિઓને શું નથી શોભાવતું?) એ ન્યાયે સિગારેટ એ સ્ત્રીના સૌન્દર્યમાં વૃદ્ધિ કરે છે—એને હાનિ પહોંચાડતી નથી. આમ છતાં કેટલાકને સિગારેટ પીતી સ્ત્રી અસુંદર લાગે છે કે એમને માટે એ દૃશ્ય નવું છે? સિગારેટનો ધુમાડો એમનાં નયનને ઝાંખાં બનાવે છે અને ધૂમ્રાચ્છાદિત એમની દૃષ્ટિથી સ્ત્રીનું સુંદર મુખ નથી દેખાતું અપરિચિત દૃશ્યથી જન્મતી મૂંઝવણ માત્ર એ અનુભવે છે એમની સૌન્દર્યની ભાવના સહસા દેખાતા અપરિચિત દૃશ્યે આંધળી બને છે

પણ વાસ્તવિક રીતે જોતાં પુરુષ સ્ત્રી સિગારેટ પીએ તેનો વિરોધ કરે છે તેનું ખરું કારણ જુદું જ છે સિગારેટ પીને સ્ત્રી પુરુષ સમાન બનવા માગે છે, સ્ત્રી ને પુરુષ વચ્ચે રહેલી ભેદક મર્યાદાનો એ લોપ કરે છે અને તે એમના બળવાન પુરુષ હૃદયને સખ્ત આઘાત પહોંચાડે છે

અભેદમાર્ગના પ્રવાસી હોવાનો દાવો કરતાં આપણે દરેક વિષયમાં ભેદ વધાર્યો છે બ્રાહ્મણ, ગાય, હાથી, શ્વપાક અને કૂતરો એ સર્વમાં અભેદદૃષ્ટિ રાખવાનો ગીતા આપણને બોધ કરે છે આપણાં ધર્મશાસ્ત્ર ને દર્શનનાં પુસ્તકો મનુષ્યો વચ્ચે જ નહિ, પણ જનાવર ને માનવી વચ્ચે, જડ ને ચેતન વચ્ચે

પણ ભેદભાવ ન રાખવા શીખવે છે. બહારથી દેખાતી ભિન્નતાની અંદર રહેલી એકતા સાધવા માટે આપણાં સાહિત્ય, સંસ્કૃતિ, સમાજશાસ્ત્ર આદિ સર્વ મથે છે–અથવા એવો દેખાવ કરે છે. આમ છતાં સંખ્યાતીત જ્ઞાતિઓનું નિર્માણ કરી, પ્રાંતપ્રાંતના ભેદો ઊભા કરી, ધર્મ ને કોમના ભેદભાવો જન્માવી, સ્ત્રી ને બાળક માટે શાળા, સભા, ટ્રામ ને ટ્રેઈનમાં 'અલાહેદી બેઠકો' રાખી આપણે ભેદભાવનાં મૂળ ઊંડે ને ઊંડે રોપતા ગયા છીએ.

'સ્ત્રીઓ ને બિલાડીઓ ઘરમાં રહે, પુરુષો ને કૂતરાઓ બહાર શેરીમાં રખડે', 'સ્ત્રીને માથે નરજાતિસૂચક ચોટલો ને પુરુષના શિર પર નારીજાતિસૂચક ચોટલી-એમ સ્ત્રીસમુદાય પર પુરુષપરિવારનું સામ્રાજ્ય ને પુરુષગણ પર નારી-વૃંદનું આધિપત્ય' એમ કહીને પુરુષે સ્ત્રીને પુરુષનાં કાર્યક્ષેત્રોથી વિમુખ રાખી. સ્ત્રી ને પુરુષ વચ્ચે કુદરતે જ ભેદ રાખ્યો છે, માટે એનો લોપ થવો જોઈએ નહિ, એમ કરીને જ્યાં ભેદભાવ રાખવો કુદરતી નથી ત્યાં પણ પુરુષે ભેદરેખાઓ આંકી દીધી છે. પુરુષ પહેરે તે કપડાં સ્ત્રીથી ન પહેરાય, પુરુષ શીખે તે શિક્ષણ સ્ત્રીને નકામું, પુરુષ કરે એ કાર્યો સ્ત્રી માટે અસ્વાભાવિક ગણાય, પુરુષ બોલે એ વાણી પણ સ્ત્રીથી કેટલીક વાર ન ઉચ્ચારાય. આમ પ્રત્યેક બાબતમાં પુરુષે સ્ત્રીને જુદી ગણી માનવ તરીકેની એની પ્રગતિને રૂંધી નાખી છે.

પણ આજે, મજૂર, બાળક, દલિતવર્ગ ને અન્યની સાથે સ્ત્રી પણ જાગ્રત બની છે પોતે શું કરવું ને શું ન કરવું એ નક્કી કરવાનો અધિકાર એણે પોતાના હાથમાં લીધો છે. સ્વાર્થી, સત્તાલોલુપ, નિર્દય ને નિષ્ઠુર પુરુષે આંકેલી કૃત્રિમ ભેદરેખાઓ, પોતાના નાજુક ને સુકોમળ ચરણો વડે એણે એક પછી એક ભૂંસવા માંડી છે આજે બિલાડી ને સ્ત્રી બંને ઘરનો ત્યાગ કરી શેરીમાં ફરવા નીકળી પડે છે ને કૂતરો ને પુરુષ ઘણી યે વાર ઘરમાં પુરાઈ રહે છે. માથા પર નાગરૂપી કેશાવલિને તિલાંજલિ આપી, ઉનાળામાં સુકાઈ ગયેલા કોઈક ખેતરમાં ઊગતા આછાપાતળા ઘાસ જેવા વાળ એણે રાખવા માંડ્યા છે. પુરુષે પચાવી પાડેલાં સર્વ ક્ષેત્રોમાં એ ધીરે રહીને દાખલ થઈ ગઈ છે, અને જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં એ પુરુષની સામે આવીને ઊભી રહી છે. પુરુષ સમોવડી થવામાં સ્ત્રીના આવા પ્રયત્નો કેટલીક વાર તો એટલી સફળતાએ પહોંચે છે કે અમુક વ્યક્તિ સ્ત્રી છે કે પુરુષ એ કોઈક વાર સમજી શકાતું નથી.

સ્ત્રી ને પુરુષના ભેગા બળથી રમાતી એક ક્રિકેટમેચ જોતી બે વ્યક્તિઓ રમનારાંઓની નિપુણતા વિષે ટીકા કરી રહી હતી. તેમાંના એકે બીજાને કહ્યું: "આ પેલો છોકરો બહુ સરસ રમે છે. કેવા સરસ ફટકા એ લગાવે છે!"

બીજી વ્યક્તિએ જવાબ દીધો: "એ રમે છે તે છોકરો નથી, છોકરી છે"

"તમે ક્યાંથી જાણ્યુ કે એ છોકરી છે? મને તો છોકરા જેવો દેખાય છે" પહેલી વ્યક્તિએ પૂછ્યું.

બીજી વ્યક્તિએ જવાબ દીધો: "હું કેમ ન જાણું? એ મારી છોકરી છે."

"ઓહો! મને ખબર નહિ, તમે એના પિતા હશો" પહેલી વ્યક્તિએ કહ્યુ

"હું એનો પિતા નથી, પણ માતા છું." બીજી વ્યક્તિએ જવાબ દીધો.

આશ્ચર્ય અનુભવતા પહેલી વ્યક્તિએ કહ્યુ "તમે મારી બાજુમા ઊભા છો છતા તમે સ્ત્રી છો એમ મારાથી કહી શકાયુ નહિ! કેવી નવાઈની વાત?"

"એમા કંઈ નવાઈ નથી તમારી પુરુષોની દૃષ્ટિ ટૂંકી હોય છે" બીજી વ્યક્તિએ પુરુષ પ્રત્યે કટાક્ષ કરતા કહ્યુ

"તમારી ભૂલ થાય છે." પહેલી વ્યક્તિએ જવાબ દીધો

"ના, મારી કશી ભૂલ નથી પુરુષોની આંખ સ્ત્રીના દર્શન કરી કરીને એટલી નબળી બની ગઈ છે કે હવે એનાથી બન્ને વચ્ચેનો ભેદ પણ દેખાતો નથી." બીજી વ્યક્તિએ કહ્યું.

"એ હશે, પણ તમારી વાત મને લાગુ પડતી નથી" કંઈક હસીને પહેલી વ્યક્તિએ કહ્યું. "કેમ?" એવા બીજી વ્યક્તિના પ્રશ્નના જવાબમા એણે ઉમેર્યું, "કારણ કે હું પુરુષ નથી, હુ પણ તમારા જેવી જ સ્ત્રી છુ!"

આ જાતની ભૂલ થવાના બહુ પ્રસંગો આવતા નથી, એ સાચું છે છતા ધીરે ધીરે સ્ત્રી પુરુષ સમોવડી થવાના સફળ યત્નો કરી રહી છે એ નિર્વિવાદ છે અને તેથી જ સ્ત્રી સીગારેટ પી શકે કે નહિ એ પ્રશ્ન મહત્ત્વનો બની જાય છે. આવી નાની નાની બાબતોમા સ્ત્રી આજે પુરુષોનુ અનુકરણ કરે છે, તો આવતી કાલે મોટી બાબતોમા પણ એ કરશે એવા સકારણ ભયથી પુરુષવર્ગ ભયવિહ્વલ બની ગયુ છે કેટલાક એમ કહે છે કે સ્ત્રી ભલે પુરુષનુ અનુકરણ કરે, પણ તે એણે એની સારી વસ્તુનુ કરવુ જોઈએ, આવી ખરાબ વસ્તુનુ નહિ પણ તે યોગ્ય નથી કારણ કે પુરુષના સદ્‌ગુણનું જ અનુકરણ કરવાનુ સ્ત્રી જો નક્કી કરશે તો એને કંઈ પણ કરવાનુ નહિ રહે.

પુરુષના અવગુણોનું અનુકરણ કરવાથી જ સ્ત્રી પુરુષ જેવી થઈ શકશે. એના સદ્‌ગુણોનુ, જે થોડાઘણા પણ છે તે સદ્‌ગુણોનું અનુકરણ કરશે, તો એ બહુ જ થોડે અંશે, દશસહસ્રાંશે જ પુરુષ સરખી થઈ શકશે પુરુષ એના અવગુણ વડે જ પુરુષ થઈ શક્યો છે સદ્‌ગુણ સાધીને તો એ એટલો ઓછો પુરુષ બન્યો છે.

આ બધુ જોતા જેઓ એમ ઇચ્છતા હોય કે સ્ત્રી ને પુરુષ વચ્ચે કૃત્રિમ ભેદ રહેવા ન જોઈએ, જે સ્ત્રીસમાનતાના ઉપાસક હોય ને જેની ન્યાયવૃત્તિ સ્વાર્થવૃત્તિ કરતા વધારે બળવાન હોય, તેમણે તો સ્ત્રીઓ સિગારેટ પીએ તે પ્રત્યે વિરોધ ન કરવો જોઈએ, એટલું જ નહિ, પણ સિગારેટ ખાસ વેચાતી લઈ આવી સ્ત્રીઓને તે પીવા માટે મોકલી આપવી જોઈએ

સિગારેટ પીવી એ સ્ત્રીનો જન્મસિદ્ધ નહિ તો ક્રમપ્રાપ્ત કે સસ્કૃતિપ્રાપ્ત અધિકાર છે એ અધિકારનો ભોગવટો કરતા ન કોઈ એને રોકી શકે કે ન કોઈ એને ટાળી શકે

પણ માત્ર સિગારેટ પીવાથી દુષ્ટ પુરુષે આકેલા ભેદભાવના મૂળિયા સળગી જશે એમ જો એ માનતી હોય તો તે એની ભૂલ છે ભેદવૃક્ષના ડાળાપાંખડા એનાથી સળગી ઊઠશે એ ખરુ, પણ એના મૂળ તો નજરે ન પડે એમ જમીન હેઠે ખૂબ ઊડે ઊડે દટાયેલા છે મહિલામડળો ને સ્ત્રીની ઉન્નતિ અર્થે સ્થપાયેલી અનેક સસ્થાઓ સ્ત્રીપુરુષ વચ્ચે રહેલા કૃત્રિમ ભેદને વિલોપવા અનેક પ્રયાસો કરી રહ્યા છે પણ સિગારેટ પીવાની પેઠે જ એ પ્રયાસો પણ શાખાશ ઉપનક્રિયા છે એ માટે છેક મૂળથી શરૂઆત કરવી જોઈએ અને એવી શરૂઆત ક્યાથી ને કઈ રીતે કરવી એ મને આકસ્મિક રીતે જડી આવ્યુ છે પણ તે માટે જુદા જ લેખની જરૂર છે અહીં તો એટલું જ કહેવું પર્યાપ્ત થશે કે પુરુષરચ્યા સમાજમા સ્ત્રી અને પુરુષ વચ્ચે જે અણઘડ કૃત્રિમ ને અકલ્યાણકર ભેદરેખાઓ આકવામા આવી છે, તેનો લોપ કરી સ્હેલી સિગારેટ પીતી સ્ત્રી સાચે પથે જ પ્રયાણ કરી રહી છે એ પથ દુર્ગમ છે, લાંબો છે, કાટાળો નહિ તો યે ધૂમાળો તો છે જ, છતા એ રસ્તે સિદ્ધિ જરૂર મળે એમ છે પુરુષની રચનામાથી છૂટા થવાનો એ પણ એક મુક્તિમાર્ગ છે



# નવાં મૂલ્યાંકનો

"સૂરત સુધરાઈના પ્રાથમિક શિક્ષકોએ તા. ૨૮મીએ શ્રી અરદેશર તલાટીના પ્રમુખપદે 'અન્યાયદિન' ઊજવ્યો હતો. શિક્ષકોની માગણીઓ મંજૂર નહિ થાય તો શિક્ષકો ૯મી ફેબ્રુઆરીથી હડતાલ પર જશે."

અહીંના એક વર્તમાનપત્રમા પ્રગટ થયેલા ઉપર મુજબના સમાચાર પર મારી નજર ફરતા, પ્રથમ તો મને થયુ કે આમા કંઈક છાપભૂલ હોવી જોઈએ. પણ પછી એના એ સમાચાર બીજાં પાચ-છ પત્રોમા પ્રગટ થયેલા જોઈને આમા કઈ ભૂલ નથી એવી મારી ખાતરી થઈ.

'અન્યાયદિન' ઊજવ્યો હતો એ વાક્યે મને મૂઝવણમા મૂકી દીધો. અન્યાયદિન ઊજવવાનો હોય? કોઈની વરસગાઠ હોય, કોઈએ વનપ્રવેશ કર્યો હોય, કોઈ સાઠીએ પહોચ્યા છતા એની બુદ્ધિ નાઠી ન હોય, અર્થાત્ પોતે સાઠ વર્ષનો થયો તે સદવ સમારભની ગોઠવણ કરવા, બીજાઓને પ્રેરણા કરવા જેટલી એની બુદ્ધિ ચોક્ખી રહી હોય તો તેની ઊજવણી થાય એ યોગ્ય છે પણ કોઈને પણ અન્યાય થયો હોય તો તેની ઊજવણી થાય એ જરા વિચિત્ર લાગે છે. કદાચ અન્યાય કરનાર એની ઊજવણી કરે—પણ તે ખાનગીમા કરે. પણ આ તો જેમને અન્યાય થયો છે તેઓ ઊજવણી કરવા નીકળ્યા છે! **सुखदुःखे समे कृत्वा । लाभालाभौ जयाजयौ ॥** સુખદુઃખ, લાભાલાભ, જયપરાજય આદિને સરખા ગણવાનો બોધ ગીતામા કર્યો છે. પણ આપણા પ્રાથમિક શિક્ષકો તો એથીએ વધ્યા.

ન્યાયને માત્ર સરખા જ ન ગણતા અન્યાયને ઊજવવા જેટલો એમણે પ્રેય માન્યો, એ એઓ કેવા મોટા તત્ત્વચિંતક ને ફિલસૂફ છે તે દર્શાવે છે. જગતમા જેમ ઝાડો ઊગી નીકળે છે તેમ હિંદુસ્તાનમા વેદાતીઓ પાકે છે એમ કોઈકે કહ્યું છે તે ખોટુ નથી. જેણે એવુ વિધાન કર્યું છે તેણે તો હિંદુસ્તાનને ઉતારી પાડવાના હેતુથી કર્યુ છે, પરંતુ એમના એ વચન નચે પણ હિંદવાસીઓએ તો વેદાતીની ઉપેક્ષાવૃત્તિ જ સેવી છે. પરંતુ આવું વેદાતીપણું એ તો

આપણું પરમ ભૂષણ છે. આપણે હજારો વર્ષથી જે સ્થિતિમાં રહ્યા ને જીવ્યા છીએ, તે સ્થિતિમાં દુનિયાની બીજી કોઈ પ્રજા જીવી શકી ન હોત. રાણીવાસમાં ને રણાંગણમાં, શાળાઓમા ને બજારોમાં, દુનિયામા દાખલ થતાં ને દુનિયાને છેલ્લી સલામ ભરતા—પરિણીત પત્નીને ઘેર લાવતા કે સંન્યાસી થઈને પત્નીનો ત્યાગ કરતા-સર્વ પ્રસંગે ને સર્વત્ર ભારતવાસીઓએ વેદાંતનો આશ્રય શોધ્યો છે. તો પછી પ્રાથમિક શાળાના શિક્ષકો આવી પ્રાથમિક બાબતમાં પાછા પડે એ તો બને જ નહિ એટલે એમણે અન્યાયદિન ઊજવ્યો એ આ દૃષ્ટિએ બરાબર છે.

પરંતુ એમા ખાસ વાંધો લેવા જેવું મને એ લાગે છે કે પ્રાથમિક શાળાના શિક્ષકો જ શા માટે અન્યાયદિન ઊજવે અને એક જ દિવસ અન્યાયદિન તરીકે જ શા માટે ઊજવાવો જોઈએ? અન્યાય શું પ્રાથમિક શાળાઓના શિક્ષકોને જ થાય છે? અન્યાય કોને નથી થતો?—નથી થયો? શું તમને અન્યાય નથી થયો? મને નથી થયો? હજારો નહિ, લાખો નહિ, કરોડો નહિ પણ અબજો મનુષ્યોને, પશુઓને ને પંખીઓને શું અન્યાય નથી થયો? જેને કદીય અન્યાય ન થયો હોય એવો કોઈ મનુષ્ય છે ખરો? તો પછી સૂરત શહેરની પ્રાથમિક શાળાના શિક્ષકો જ અન્યાયદિન કાં ઊજવે? એ પણ એક અન્યાય નથી?

આપણે સમસ્ત માનવો—પ્રાણીજાત ભેગા મળીને અન્યાયદિન કાં ન ઊજવીએ? અને એક અન્યાય કયે દિવસે નથી થતો? જે દિવસે જરા પણ અન્યાય ન થયો હોય, એવો એક પણ દિવસ આ ભૂમંડલ પર ઊગ્યો છે ખરો? અન્યાય તે હમેશ હર જગ્યાએ ને દરેક વ્યક્તિને થાય છે. તો પછી એક જ દિવસને અન્યાયદિન તરીકે ઊજવવો એ શું અન્યાય નથી? ખરી રીતે જોતા આપણે સૌએ ભેગા મળીને હમેશા અન્યાયદિન ઊજવવો જોઈએ. પણ એમ કરવા જઈએ તો પછી બીજું કંઈ પણ કામ કરવાનો વખત નહિ રહે, એટલે રોજ અન્યાય સૌને થાય એ તો તદ્દન સ્વાભાવિક વસ્તુ છે, એમ ગણી લઈને આપણે રોજિંદું કાર્ય કર્યા જઈએ છીએ

પોતાને થયેલો અન્યાય દૂર નહિ થાય તો શિક્ષકો હડતાળ પર જશે એમ વાચીને, હવે દુનિયા ઊંધી ચાલે છે એમ મે અગાઉ કહ્યું હતુ તે યાદ આવે છે. આ જમાનામા બધું ફેરવાઈ જવા માંડ્યુ છે. સ્ત્રી પુરુષ જેવી થતી જાય છે, પુરુષ સ્ત્રી જેવો બનતો જાય છે, તરુણ વૃદ્ધ બનતાં જાય છે ને વૃદ્ધો તરુણ બનતાં જાય છે. રાજાઓ પ્રજાને સ્થાને આવતા જાય છે ને પ્રજાઓ

રાજ્યની ધૂરા વહન કરતી જાય છે. અને વિદ્યાર્થીઓ શિક્ષક સમા થતા જાય છે ને શિક્ષકો વિદ્યાર્થી બનતા જાય છે. અમારા વખતમાં વિદ્યાર્થીઓ હડતાળ પાડતા અને 'હડતાળ પાડવી એ બહુ નઠારું કામ છે' એમ શિક્ષકો ઉપદેશ કરતા, તેને બદલે આજે શિક્ષકો પોતે હડતાળ પાડવા તત્પર થયા છે!

"અમે હડતાળ ન પાડીએ તો કરીએ શું? અમને કેટલો અન્યાય થઈ રહ્યો છે તે તમે જોતા નથી? અમે ને અમારાં બાલબચ્ચાં ભૂખે મરીએ છીએ. અમને જે પગાર મળે છે તેમાં શી રીતે પૂરું થઈ શકે તે કોઈ કહેશો?" એવી રીતની ફરિયાદો શિક્ષકો તરફથી વારંવાર કરવામાં આવે છે તે હું જાણું છું. પણ હડતાળ પાડવી એ એનો ઉપાય નથી. શિક્ષકો શું મિલના મજૂરો છે કે પગાર વધારવા માટે એમને હડતાળ પાડવી પડે?

શિક્ષક બંધુઓને એમના હિતેચ્છુઓએ કહેવું જોઈએ કે 'ભાઈઓ, તમારું સ્થાન મોટું છે. તમે વિદ્યાગુરુ છો. લક્ષ્મીને ને વિદ્યાને અસલથી બનતું નથી. વિદ્યા એ જ તમારું ધન છે. શબ્દકોષ એ જ તમારો કોશ છે, અને શબ્દાર્થ એ જ તમારો અર્થ છે આમ છતાં તમને અન્ય મનુષ્યની પેઠે અર્થપ્રાપ્તિ કરવાની ઇચ્છા થતી હોય તો એ ખોટી છે. તમને ઓછો પગાર મળે છે, તમને અન્યાય થાય છે એમ તમને લાગતું હોય તો બેશક એ અન્યાયને દૂર કરવા માટે પ્રયત્ન કરો. એ માટે કામનો ત્યાગ ન કરો પણ વધારે કામ કરો. પગાર ઓછો પડતો હોય તો પગાર લો જ નહિ, મફત કામ કરો. બિલકુલ પગાર લીધા વિના ચોવીસ કલાક વિદ્યાદાનનું કામ કરવા મંડી પડો. પછી જુઓ મગદૂર કોની છે કે તમને અન્યાય કરી શકે? તમને ઓછો પગાર આપી શકે? ન્યાયઅન્યાય, ઓછોવધતો એ સૌ સાપેક્ષ શબ્દો છે. જેને ન્યાયની પરવા નથી તેને અન્યાય શું સ્પર્શી શકવાનો હતો? જે કંઈ પણ લેતો નથી તેને ઓછું શું ને વધતું શું? તમે એ સૌ દ્વંદ્વથી પર છો!'

"પણ" તમે બોલી ઊઠશો, "એમ કેમ ચાલે? અમે બિલકુલ પગાર લઈએ તો અમારાથી દુનિયામાં રહી શકાય શી રીતે? અમે જીવી જ શી શકીએ?"

તમારી વાત બરાબર છે. પણ આમ કે તેમ આખરે મરવાનું જ છે. ઓછા પગારે, અડધે પેટે કામ કરીને, સ્વમાનહીન જિંદગી ગાળવા કરતાં—જીવતું મોત ભોગવવા કરતાં, પગાર ખોઈને પણ સ્વમાન સાચવીને, ભુખ્યે પેટે ને

ભરેલે મગજે, વિદ્યાદાન સમું પવિત્ર કાર્ય કરતાં કરતાં મૃત્યુ ભલે વહેલું આવે. એ મૃત્યુ કેવું ઉજ્જવળ હશે! અત્યારે વિદ્યા વેચીને જાતે વેચાઓ છો, ને તે પણ બહુ જ ઓછા ભાવે! એ કલંકમાંથી તો ઊગરી જશોને? અત્યાર સુધી તમે કેટલીયે વસ્તુ વગર, જીવનની જરૂરિયાતો વિના ચલાવ્યું છે તો શું થોડો વખત દ્રવ્ય સિવાય ચલાવી નહિ શકો! દ્રવ્ય વિના જીવનનિર્વાહ કરવો મુશ્કેલ છે એમ તમે કહેશો. પરંતુ એમાં કંઈ નવું નથી. એ તો બધા જ જાણે છે. તમારી પાસેથી તો દુનિયા કંઈક નવું જાણવાની આશા રાખે છે.

આ જાતની કોઈને શિખામણ આપવી એ મૂર્ખાઈભર્યું છે એમ ઘણાને લાગશે,અને તે સાચું છે. પણ મનેય ઘણી વાર આવી જ શિખામણ આપવામાં આવી છે અને તે પરથી બોધ લઈને હું પણ હવે આ જાતની શિખામણ આપું છું.

'કોઈ પણ વસ્તુ વિના ચલાવી લેતાં શીખો' એ આ લડાઈ દરમ્યાન આપણું મુખ્ય સૂત્ર બન્યું છે.

થોડા વખત પર મારે ત્યાં એક માહાનુભાવ પધાર્યા હતા. એમનો સત્કાર કરવા માટે મેં ચહા મૂકવાનો વિચાર કર્યો તો માલૂમ પડ્યું કે ઘરમાં ઘાસતેલ ને ખાંડ થઈ રહ્યા છે. આખરે બહારથી મંગાવીને એમને ચહા પાઈને પછી કહ્યું: "જુઓ સાહેબ, તમારે માટે મારે બહારથી ચહા મંગાવવી પડી, પાઉડરના દૂધવાળી! ઘરમા ખાંડ થઈ રહી છે, ઘાસતેલ ખૂટી ગયું છે ને પૈસા ખરચતાં પણ એ વસ્તુ આણી શકાય એમ નથી. આપણી આવી દશા થઈ ગઈ છે."

"હોય, કંઈ નહિ. જે ન મળે તેના વિના ચલાવી લેતાં શીખ" એમણે ચહાનો ઘૂંટડો ભરતા ગંભીર વદને કહ્યું.

"તે તો ચલાવી જ લઉં છું ને! એમ જુઓ તો મને કેટલીયે વસ્તુ નથી મળતી. પદ્વિ, પ્રતિષ્ઠા, પૈસો, વૈભવ, રાજપાટ ને સારી તબિયત; પણ એ બધા સિવાય ચલાવી લઉં છું ને!" મેં જવાબ દીધો.

"તને મજાક જેવું લાગતું હોય તો ભલે પણ મેં ક્યાંય વાંચ્યું છે, ને એ બહુ ગમી ગયું છે અને હું સૌને કહેતો ફરું છું" મહાનુભાવે એવા ને એવા જ ગંભીર ભાવે કહ્યું.

"શું!" મેં પૂછ્યું.

"કોઈ એમ કહે કે અત્યારે ટ્રેઈનમાં બહુ હાડમારી ભોગવવી પડે છે તો તેને હુ કહુ છું 'પચાસ વર્ષ પહેના ટ્રેઈન હતી? પચાસ વર્ષ પહેલા ટ્રેઈન વગર દુનિયાને ચાલતુ હતું તો આજે તમને કેમ ન ચાલે?' એ જ રીતે તમારી માફક ખાંડ, ઘાસતેલ વગેરે વિષે ફરિયાદ કરે છે ત્યારે હું તેને પૂછું છું 'બસો વર્ષ પહેલા ઘાસતેલ હતું?"

"તે તો કેમ કહેવાય?"

"નહોતુ," એમણે કહ્યુ ને ઉમેર્યું "પાંચસો વર્ષ પહેલા ખાંડ હતી? નહોતી. હજાર વર્ષ પહેલાં બટાકા હતા? નહોતા. તો તે વેળા દુનિયાને બટાકા વગર, ખાંડ ને ઘાસતેલ વગર ચાલ્યુ તો આજે કેમ નહિ ચાલી શકે?"

"તમારી વાત તો સત્તર આના ને બે પાઈ છે, પણ મને એક વિચાર આવે છે" મેં કહ્યું.

"શો?" એમણે પૂછ્યુ.

"જવા દો—તમને કદાચ ખોટું લાગે," મેં કહ્યું.

"નહિ લાગે તમે કહો," એમણે આગ્રહ કર્યો.

"મને એવો વિચાર આવે છે કે તમે જે રીતે વાત કરો છો તે સાભળીને કોઈ એમ પણ કહે કે—" એટલું કહીને હુ ચૂપ રહ્યો.

"બોલો, બોલો. તમારે જે કહેવું હોય તે કહો. મને ખોટુ નહિ લાગે" એમણે ફરી આગ્રહ કર્યો.

"આ તો હું દલીલ ખાતર કહુ છું." મેં કહ્યુ. "આપણી વાત આગળ લંબાવીએ તો એમ કહી શકાય—માફ કરજો, પણ તમને કેટલા વર્ષ થયા?" મેં પૂછ્યુ.

"સાઠ, પણ કેમ એવો સવાલ કરવો પડયો?" મારા પ્રશ્નથી આશ્ચર્ય પામી એમણે પ્રશ્ન કર્યો

"તો હું એમ કહું કે પચાસ વર્ષ પહેલાં હુ હતો? ને સિત્તેર વર્ષ પહેલાં તમે હતા? નહોતા. તો તે વેળા દુનિયાને તમારા વગર ને મારા વગર ચાલ્યું, તો આજે નહિ ચાલી શકે?" મેં કહ્યુ.

"ચાલી શકે, કેમ નહિ? પણ તેનું છે શું?" એમણે ગુંચવાઈ જઈને પૂછ્યું

"એ જ મુખ્ય વાત છે. દુનિયાને તો બધા વિના ચાલી શકે એમ છે. મારા ને તમારા વિના પણ એ ચલાવી શકે એમ છે, પણ આપણે એમ ચાલવા દેવું નથી" મેં ખુલાસો કરતાં કહ્યું.

એમને ગળે મારી વાત ઊતરી કે નહિ તે તો કોણ જાણે. પરંતુ મારે ગળે એમની વાત ઊતરી ગઈ છે. ખાસ કરીને બીજાઓને શિખામણ આપવાની હોય છે ત્યારે એમની વાત ઘણી ખપ લાગે છે. કોઈ પણ વસ્તુ વિના ચલાવી લેતા શીખવાની જરૂર છે, એમ આપણે બીજાને કહીએ છીએ ત્યારે એ વાત આપણે એના ભલા માટે જ કહીએ છીએ, એમ આપણે જાણીએ છીએ અને એણે પણ જાણવું જોઈએ. પરંતુ એના ને આપણા દુર્ભાગ્યે એ જાણતો નથી, જાણી શકતો નથી, એટલે એના ભલાની વાત પણ આપણે એને કહેતાં અચકાઈએ છીએ. આપણું ભલું શેમાં છે તે બીજાઓ જેટલું જાણે છે તેટલું આપણે પોતે ન જાણી શકીએ, એમ દુનિયાનો અનુભવ માથુ પછાડી પછાડીને આપણને કહી રહ્યો છે. પણ આપણે આંખ ને કાન બંધ કરી એને જોવા કે સાંભળવા માગતા જ નથી અને આપણા માથામા ખીલો ઠોકીને કોઈ આ વાત દાખલ કરવા પણ તૈયાર થતું નથી. તેથી જ જગતનો ઉદ્ધાર થતો નથી!



ચટણીમા બીજા અનેક સ્વાદ હોવા છતા જેમ તીખાશ અગ્ર ભાગ ભજવે છે, તેમ ચૂટણીમાં પણ તીખાશનુ સ્થાન આગળ પડતું હોય છે. એ તીખાશ વધારે પ્રમાણમા હોય તો માણસને ઊભો કરી દે ને તેથી યે વધારે હોય તો સુવાડી પણ દે.

ને મહાન પુરુષથી પરિચિત મનુષ્યોની સંખ્યા કરતા એનાથી અપરિચિત મનુષ્યોની સંખ્યા હમેશાં વધારે જ હોય છે.

આમ છતાં સ્થૂલ નહિ તો સૂક્ષ્મ રીતે, પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ રીતે, પ્રત્યેક લેખક કે વિચારકની દરેક કૃતિની અસર તેના વાંચનાર ઉપર જ નહિ, પણ જેણે ન વાચી હોય તેના પર પણ થાય છે. યોગસાધના દ્વારા શ્રી અરવિંદ અધ્યાત્મ જીવનની પરમોચ્ચ ભૂમિકા પ્રાપ્ત કરીને સૌને અસર પહોંચાડવા શક્તિમાન બને છે. તે જ રીતે સરસ્વતીની આરાધના દ્વારા, શબ્દબ્રહ્મની ઉપાસના મારફત, સાહિત્યજીવનની પરમ ઉચ્ચ ભૂમિકાએ પહોચીને, પ્રત્યેક લેખક એની કૃતિઓ દ્વારા વાચનાર ન વાચનાર સૌના પર પોતાની અસર પહોચાડવા શક્તિમાન થાય છે પોડીચરી જઈ આવેલા અમારા સાહિત્યરસિક મિત્રે આધ્યાત્મિક જીવનના પરમ રહસ્યનું જે જ્ઞાન અમને કરાવ્યુ છે, તે વડે હવે સમજી શકું છું કે અવાજ કરવા માટેનો જે લેખ મે લખ્યો હતો, તેની અસર એ લેખ વાચી ન શકે એવાં મનુષ્યો, બાળકો ને કૂતરાઓ પર પણ થઈ હતી.

આ વાતનું સમર્થન એક બીજી બાબતમાં પણ મને હમણા જ મળ્યું. ઘર છોડીને ભાગી ગયેલા કિશોરો ને બાળકોને કરુણ સાદે પાછા ફરવાની પ્રાર્થના કરતાં માબાપો ને અન્ય વડીલોનો આર્તનાદ હમણાં આપણા વર્તમાનપત્રો દ્વારા રોજ સાભળવા મળે છે.

" ભાઈ બાબુ, તુ જ્યારથી ઘર છોડીને ચાલ્યો ગયો છે ત્યારથી તારી માતાએ અનાજ છોડયું છે તારા પિતા પથારીવશ બની ગયા છે. તારી બહેનો ને તારા ભાઈ ઓ રડ્યા કરે છે. તું જ્યા ગયો હોય ત્યાંથી પાછો ચાલ્યો આવ. તારી બધી ઇચ્છાઓ અમે પૂરી કરીશુ. લિ. તારા વિયોગથી હિજરાતાં તારા માતાપિતા "

" ભાઈ કિશોરચંદ્ર, તારા કાકાના કહેવાથી તું અમને છોડીને જતો રહ્યો છે. પણ તારી કાકી ને તારી માતા તને નહિ જુએ ત્યાં સુધી પાણી પણ પીવાનાં નથી એ યાદ રાખજે. તું પાછો ફર. ભાઈ, તારા કાકા હવે તને કંઈ નહિ કહે લિ. તારા વગર ભૂખે પડેલો તારો ભાઈ."

" ચિ. ભાઈ બચુ, તને શબ્દવ્યૂહની હરીફાઈમા ભાગ લેવાની ના પાડી તેથી ખિજવાઈને તું જતો રહ્યો છે ત્યારથી અમે અન્નજળનો ત્યાગ કર્યો છે.

આમ એકાએક વાતાવરણ કેમ બદલાઈ ગયુ, શાંતિનું પરિવર્તન અશાંતિમા કેમ થઈ ગયુ તે હું ઘણા વખત સુધી સમજી શક્યો ન હતો, પણ ઉપર કહેલા સાહિત્યરસિક મિત્રે શ્રી અરવિંદ ઘોષ વિષે વાત કરી, તે વિષે મે ઊંડા ઊતરીને વાંચો વિચાર કર્યો ત્યારે મને આ વાતનો ખુલાસો પણ મળી ગયો. થોડા વખત પર જ એક સામયિકમા અવાજ વિષે મે એક લેખ લખ્યો હતો. મુંબઈમા અવાજ બહુ થાય છે તે ઓછો થવો જોઈએ એવી મતલબનુ કોઈકે વિધાન કર્યું હતુ, તેના જવાબમા મે એ લેખમા જણાવ્યુ હતુ કે દુનિયામા અવાજ કરવાની ઘણી જરૂર છે અવાજ કરનારનો જ વિજય થાય છે, માટે સૌએ બને તેટલો અવાજ કરવાનો પ્રયત્ન કરવો જ જોઈએ આ લેખ પ્રગટ થયા પછી જ મારા ઘરનુ તથા મહોલ્લાનુ વાતાવરણ બદલાઈ ગયુ, એટલે એ મારા લેખની અસરને લીધે જ થયુ છે એમ હવે હુ કહી શકુ છુ એ તો કાકતાલીય ન્યાયે, એટલે કાગનુ બેસવુ ને તાડનુ પડવુ, એ રીતે મારા લેખની પ્રસિદ્ધિ ને મારે ત્યા અશાંતિનું આગમન એ બે અકસ્માત એકસાથે થયા, તેથી તેમના વચ્ચે કાર્યકારણનો સબધ બાંધવો એ બરાબર નથી એમ પ્રથમ દૃષ્ટિએ કોઈકને લાગશે પણ ખરુ જોતા એ માત્ર અકસ્માત નથી, મારા વિચારની વાતાવરણમા થયેલી અસરનું જ પરિણામ છે.

અવાજ કરવા માટેનુ સમર્થન કરતો મારો લેખ કેટલા માણસોએ વાચ્યો હશે? ખાસ કરીને મારે ત્યા રમવા આવનાર પાડોશના નાના બાળકો, મારે ઉપરને મજલે રહેનાર, ગુજરાતી ભાષાથી અનભિજ્ઞ ભાઈઓ ને નોકરીમાના નોકરોએ તો એ લેખ જ નહિ વાચ્યો હોય ને તે છતા યે એ લેખની અસર એમના પર શી રીતે થઈ હશે તેની શકા સ્વાભાવિક રીતે થાય એમ છે.

બીજા લેખકોની પેઠે હુ પણ હમેશ એવી ઇચ્છા રાખુ છુ કે મારા બધા લેખ, બની શકે તો દુનિયાના બધા જ માણસો વાચે, એક વાર નહિ, બે વાર નહિ, પણ પાચ પાચ વાર વાચે; પણ હુ જાણું છુ કે દુનિયાના બધા માણસો તો શુ પણ ગુજરાતના થોડા માણસો પણ અનેક વાર નહિ પણ—એક વાર પણ મારા લેખ વાચતા નથી ઘણા વાચી શકતા નથી ને બાકીના વાચવા માગતા નથી. મારી કૃતિઓ અનેક સ્ત્રીપુરુષો વાચે છે એવુ અભિમાન કોઈ પણ લેખક કરવા જેવુ નથી દુનિયાના સૌથી વધારે લોકપ્રિય લેખકની સૌથી વધારે લોકપ્રિય કૃતિ જેટલા માણસો વાચી હશે, તેના કરતા એ નહિ વાચનારા માણસોની સખ્યા વધારે હશે જગતની ઉત્તમોત્તમ સાહિત્યકૃતિ કે દુનિયાના સૌથી વધારે જાણીતા

ને મહાન પુરુષથી પરિચિત મનુષ્યોની સંખ્યા કરતા એનાથી અપરિચિત મનુષ્યોની સંખ્યા હમેશા વધારે જ હોય છે.

આમ છતા સ્થૂલ નહિ તો સૂક્ષ્મ રીતે, પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ રીતે, પ્રત્યે લેખક કે વિચારકની દરેક કૃતિની અસર તેના વાચનાર ઉપર જ નહિ, પણ જેણે ન વાચી હોય તેના પર પણ થાય છે યોગસાધના દ્વારા શ્રી અરવિંદ અધ્યાત્મ જીવનની પરમોચ્ચ ભૂમિકા પ્રાપ્ત કરીને સૌને અસર પહોચાડવા શક્તિમાન બને છે તે જ રીતે સરસ્વતીની આરાધના દ્વારા, શબ્દબ્રહ્મની ઉપાસના મારફત, સાહિત્યજીવનની પરમ ઉચ્ચ ભૂમિકાએ પહોચીને, પ્રત્યેક લેખક એની કૃતિઓ દ્વારા વાચનાર ન વાચનાર સૌના પર પોતાની અસર પહોચાડવા શક્તિમાન થાય છે પોડીચરી જઈ આવેલા અમારા સાહિત્યરસિક મિત્રે આધ્યાત્મિક જીવનના પરમ રહસ્યનું જે જ્ઞાન અમને કરા યુ છે તે વડે હવે સમજી શકુ છુ કે અવાજ કરવા માટેનો જે લેખ મે લખ્યો હતો, તેની અસર એ લેખ વાચી ન શકે એવા મનુષ્યો, બાળકો ને ઢોરઢાંખરો પર પણ થઈ હતી

આ વાતનુ સમર્થન એક બીજી બાબતમા પણ મને હમણા જ મળ્યુ. ઘર છોડીને ભાગી ગયેલા કિશોરો ને બાળકોને કરણુ સાદે પાછા ફરવાની પ્રાર્થના કરતા માબાપો ને અન્ય વડીલોનો આર્તનાદ હમણા આપણા વર્તમાનપત્રો દ્વારા રોજ સાભળવા મળે છે

“ ભાઈ બાબુ, તું જ્યારથી ઘર છોડીને ચાલ્યો ગયો છે ત્યારથી તારી માતાએ અનાજ છોડયુ છે તારા પિતા પથારીવશ બની ગયા છે તારી બહેનો ને તારા ભાઈઓ રડ્યા કરે છે તુ જ્યા ગયો હોય ત્યાથી પાછો ચાલ્યો આવ. તારી બધી ઇચ્છાઓ અમે પૂરી કરીશુ લિ તારા વિયોગથી હિજરાતા તારા માતાપિતા ”

“ભાઈ કિશોરચદ્ર, તારા કાકાના કહેવાથી તુ અમને છોડીને જતો રહ્યો છે પણ તારી કાળ ને તારી માતા તને નહિ જુએ ત્યા સુધી પાણી પણ પીવાના નથી એ યાદ રાખજે તુ પાછો ફર ભાઈ, તારા કાકા હવે તને કઈ નહિ કહે લિ તારા વગર ભૂનો પડેલો તારો ભાઈ ’

‘ ચિ ભાઈ બચુ, તને શબ્દચૂડની હરીફાઈમા ભાગ લેવાની ના પાડી તેથી ખિજવાઈને તુ જતો રહ્યો છે ત્યારથી અમે અન્નજળનો ત્યાગ કર્યો છે.

તારે જે જે હરીફાઈઓમાં ભાગ લેવો હશે તે બધી હરીફાઈઓમાં અમે ભાગ લેવાં દઈશું. તારી ઇચ્છા વિરુદ્ધ અમે કંઈ પણ નહિ કરીએ. પણ તું જલદી ઘેર પાછો આવ. અથવા જ્યાં હોય ત્યાંથી તારી કુશળતાના સમાચાર મોકલ. તારે ખર્ચ માટે પૈસા જોઈતા હશે તો અમે તારથી મોકલીશું લિ તારાં દુઃખી માતાપિતા."

રોજ આવા પ્રકારની અનેક જાહેરખબરો વાંચીને મને થાય છે કે આપણાં બાળકોનાં હૃદય કઠિન ને નઠોર ને માબાપના હૃદય વધારે પડતાં સુકુમાર ને કોમળ થતાં જાય છે. નજીવી વાતમા ઘર છોડીને જતા રહેતા કિશોરોને પાછા બોલાવવા માટે, આટઆટલી કાકલૂદી કરવા કરતા કોઈક એમ કેમ નહિ લખતું હોય કે "ભાઈ બાબુ, તુ ચાર દિવસથી ઘર છોડીને જતો રહ્યો છે તેની ખબર મને ગઈ કાલે જ પડી. એ દિવસ હું એટલો કામમાં હતો કે તુ ઘરમા છે કે નહિ તે જોવા કે જાણવાનો પણ મને વખત નહોતો. દીકરા બાગ, તું એમ ન ધારીશ કે તુ ચાલ્યો ગયો છે તેથી અમે બધા રોજ રડી રડીને આંસુનો દરિયો વહાવી રહ્યા છીએ ને નિસાસા નાખી નાખીને ભૂખે મરી રહ્યા છીએ. હા, થોડો વખત જરા લાગ્યુ તો ખરું, પણ હવે તો તું ઘરમાંથી ગયો તેથી એવી શાંતિ ને નિરાત લાગે છે કે હવે તું પાછો ફરે તો અમને કદાચ ગમશે નહિ. તારી માતા મઝામા છે ને નિયમ મુજબ રોજ દેવદર્શને જાય છે. મારી તબિયત પહેલા કરતા સારી છે. તારાં ભાઈબહેનો તુ ઘર છોડીને ગયો તેની ખુશાલીમાં બે દિવસ નિશાળે ગયા નહોતા. પણ હવે અમે એમને ધમકાવીને મોકલીએ છીએ. એટલે તું ઘેર પાછો આવે ને થોડા દિવસ રહીને ફરી નાસી જાય એમ એઓ ઇચ્છે છે. અસલ પેઠે હમણાં પણ અમે રોજ દિવસમા ત્રણ વાર જમીએ છીએ ને ગઈ કાલે તો મિષ્ટાન્ન પણ કર્યું હતું. તારી ચિંતા અમે કરતા નથી, અમારી ચિંતા તું ન કરીશ લિ. તારો પિતા."

પણ આવી જાતની નિઃસ્પૃહવૃત્તિ કોઈ પણ માબાપ બતાવે એવો સંભવ અત્યારે તો દેખાતો નથી. એટલે માબાપની લાગણીનો લાભ લઈને છોકરાંઓ ઘર છોડીને ભાગી જાય છે. પછી તેમની પાસે પોતાનુ ધાર્યું કરાવે છે તે ચાલુ જ રહેશે એમ લાગે છે. પણ આપણાં બાળકો આમ ગૃહત્યાગ કરતાં કેમ થઈ ગયાં છે તે ગંભીર પ્રશ્ન છે. અત્યારનો જમાનો સ્વતંત્રતા ને વ્યક્તિવાદનો છે: એટલે આપણાં બાળકો શિસ્તના ભાન વિનાનાં, બિનજવાબદાર વૃત્તિવાળાં

ને સ્વચ્છંદી થઈ ગયા છે એમ કહેવુ પણ બરાબર નથી. કારણ કે જો સ્વચ્છંદી રીતે જ એમને વર્તવુ હોય તો ઘરમા તેમ ક્યા નથી થતું ? માબાપની આજ્ઞાનુ ઉલ્લંઘન કરીને પોતાનું જ ધાર્યું કરવા માટે ઘર છોડવાની કંઈ જરૂર નથી એમ ઘણા બાળકો અનુભવે જાણે છે.

પ્રાચીન કાળમા નરસિંહ મહેતાએ ભાભીનુ મહેણુ સહન ન થવાથી ગૃહત્યાગ કર્યો હતો, ને ગૌતમ બુધ્ધે સંસારનુ દુઃખ જોઈ ગૃહત્યાગ કર્યો હતો એટલે આપણા લોહીમા ગૃહત્યાગ કરવાનો ગુણ રહ્યો છે એમ કદાચ કહી શકાય. પણ એ પણ બરાબર નથી. કારણ કે ગૌતમ બુદ્ધે મોટી ઉંમર ને માબાપને નમાવવા માટે નહિ પણ દુનિયાનુ દુઃખ દૂર કરવા માટે તેમ જ નરસિંહ મહેતાએ પણ મોટી ઉંમરે ગૃહનો ત્યાગ કર્યો હતો.

અત્યારે આપણા કિશોરો ગૃહનો ત્યાગ માતાપિતાને ઠેકાણે આણવા માટે કરે છે, તે સરસ્વતીચદ્રની અસરનુ પરિણામ છે. સરસ્વતીચદ્રને પિતા તથા સાવકી માતા સાથે બનતું નહિ આવવાથી ઘર છોડી ગયો હતો. તે પછી તેનો પિતા દુઃખી દુઃખી થઈને કવિતા કરતો કરતો આખરે મૃત્યુ પામ્યો. એની અસર આપણા બાળકો પર આજે થવા માડી છે શરૂઆતમા સરસ્વતી-ચદ્રની અસર સાહિત્યકારો ને સાહિત્યશોખીનો પર થઈ એ બધા ઘેલા થઈ એના ગુણ ગાવા મડી પડ્યા પછી એની અસર મોટેરાઓ પર થઈ. એમણે પોતાના બાળકોના નામ સરસ્વતીચદ્ર, ચદ્રકાન્ત, કુમુદ, કુસુમ ઇત્યાદિ પાડવા માડ્યા ને હવે એ અસર બાળકો પર થવા માડી છે. 'સરસ્વતીચદ્ર' નામનુ કોઈ પુસ્તક છે કે નહિ તે પણ એઓ જાણતા નથી, પરંતુ તેથી કઈ એની અસર નહિ થાય એમ થોડું જ છે ?

આ રીતે સાહિત્યકારની કૃતિઓની અસર, એના જીવનમાં નહિ તો એના મૃત્યુ પછી, એણે ધારી હોય તેવી રીતની નહિ ને તેથી જુદી રીતની પણ થયા વગર રહેતી નથી. અને તેથી જ સાહિત્યકારને યોગી તથા જ્ઞાનીની પેઠે અજર અને અમર માન્યો છે.

*

## હું ને અમારું !

આપણા જૂના પાઠ્યપુસ્તકમાં એક વાત આવે છે. ' પિતાની કુહાડી લઈ બાળ નાનો ' ખેલતો ખેલતો ગામને પાદરે આવેલા તળાવ આગળ ગયો. તળાવમાં એની કુહાડી પડી ગઈ. શાથી પડી ગઈ તે કંઈ કવિએ કહ્યું નથી. પણ કદાચ કુહાડીથી લાકડું કપાય છે તેમ પાણી પણ કપાય છે કે નહિ તે જોવાનું બાળકને મન થયું હશે. તળાવના પાણી પર કુહાડીનો જોરથી પ્રહાર કરવા જતાં એના હાથમાથી કુહાડી પાણીમાં સરી પડી હશે એ જે હોય તે. કુહાડી પાણીમાં પડી ગઈ અને એ ' કુહાડી તો બાપાની હતી કુહાડી વગર ઘેર જઈશ તો બાપા મારી ચામડી ઉખેડી નાખશે ' એમ એને લાગવાથી બાળકે, કોઈ આવીને કુહાડી પાણીમાથી કાઢી આપે એવી ઇચ્છાથી રડવાનું શરૂ કર્યું. તળાવમાં રહેતાં દેવીને ત્યા આવી ને એણે ઉપર આવીને બાળકને પૂછ્યું : "છોકરા, કેમ રડે છે ?"

બાળકને બદલે કોઈ મોટી ઉંમરનો માણસ હોત તો એ તળાવની અંદરથી આમ અચાનક કોઈ સ્ત્રીને બહાર આવતી જોઈને, પહેલા આશ્ચર્યથી અવાક્ થઈ ગયો હોત અને પછી એની સાથે પ્રેમમાં પડ્યો હોત. પણ આ તો બાળક હતો. એટલે એને કંઈ નવાઈ ન લાગી. એણે રડતાં રડતાં કહ્યું : " મારી કુહાડી પાણીમા પડી ગઈ છે ને તે મને કોઈ કાઢી આપતું નથી."

દેવીએ પાણીમાં ડૂબકી મારીને અંદરથી રૂપાની કુહાડી લઈ આવી બાળકને આપીને કહ્યું : " લે, આ કુહાડી."

" ના, મારે એ નહિ જોઈએ." બાળકે જવાબ દીધો.

દેવીએ ફરી તળાવની અંદર ડૂબકી મારી ને સોનાની કુહાડી લઈ આવી બાળકને આપીને કહ્યું : " લે, આ ચાલશે ?"

" ઊંહું ! આ પણ નહિ. "મને તો ગમે મારી સારી કુહાડી." બાળકે જવાબ દીધો.

કોઈ પણ માણસના બાળકમા આવી પ્રામાણિકતા હોઈ શકે ખરી? એમ પોતાના મનમા સાશ્ચર્યાનંદ બોલતા દેવીએ ફરી પાણીમા ડૂબકી મારી. અદરથી લોઢાની કુહાડી લઈ આવ્યા ને બાળકને આપી.

"આ જ મારી કુહાડી." કહીને બાળકે એ લઈ લીધી.

દેવીએ બાળકની પ્રામાણિકતાથી પ્રસન્ન થઈને કહ્યુ "સુખસંપદ હોજો તને, મહેર કરે જગનાથ"

પહેલવહેલા મે આ કવિતા વાચી ત્યારે લાગ્યુ હતુ અને અત્યારે વિશે વિચાર કરુ છુ ત્યારે પણ લાગે છે કે કવિએ આમા કઈક ભૂલ કરી કવિના ખોટી છ ક અસ્વાભાવિક છે એમ નહિ, પરતુ વધારે પડતી—કવિ કહેવા માગે છે તેને માટે વધારે પડતી—સ્વાભાવિક ને સાચી છે. પ્રામાણિકતા નમૂના તરીકે કવિ એક બાળક આપણી આગળ ને દેવીની આગળ રજૂ કર માગે છે

દેવી તો કવિથી છેતરાઈ ગયા, પણ આપણે માણસ જેવા માણ છેતરાઈ જઈએ તે કેમ ચાલે?

સત્ય, ન્યાય, દયા, પ્રામાણિકતા ઇત્યાદિનો મહિમા ગાવા માટે ઘણી વાતો જોડાઈ છે વચન પાળવા ખાતર પત્ની પુત્રને વેચનાર હરિશ્ચ પિતાની કુહાડી વડે પિતાને પ્રિય એવા વૃક્ષનુ નિકદન કાઢનાર જ વૉશિગ્ટન અને ચપ્પુ વડે બાપાની પાઘડીના અગોપાગોનુ છેદન કરનારા ને લખી: એ સર્વની વાતો સત્યનો મહિમા સમજાવવા જોડી કઢાઈ છે. ખૂ વાત તો એ છે કે સત્યનો મહિમા સ્થાપવા માટે પણ આવી અસત્ય કથા કાઢવી પડે છે. પરતુ એ કથાઓ સત્યના મહિમાનુ પ્રતિદાન કરે છે એટ એના પરથી ચોક્કસ કહી શકાય છે. પણ પ્રામાણિકતાનો મહિમા સ્થાપવા જોડી કાઢવામા આવેલી ઉપલી કવિતા માટે તો તેમ પણ કહી શકાય એમ

પહેલા તો વચનપાલન, ન્યાયપરાયણતા, શિસ્ત, પ્રામાણિકતા, દય ઇત્યાદિ જે અનેક સદ્ગુણો માનવજાતમા હોવા જોઈએ એમ કહેવામા આ છે અને હોતા નથી એવી ફરિયાદ કરવામા આવે છે, તે બધા ગુણો જન્મથી આવતા નથી. બીજ રૂપે એમાના કેટલાક બાળકમા પણ હોય છે એ ખરું, પ દરેક મનુષ્યે પોતે ભાનપૂર્વક જાગ્રત રહીને એ ગુણોનો પોતાનામા વિક કરવાનો હોય છે. આપણે જેમ સન્નારીઓ ને સદ્ગૃહસ્થો કહીએ છી.

દરેક માણસ ઇચ્છનો હોય છે. કોઈ 'અહીં ઘર કરતાં સારો ખોરાક મળશે' એમ એને કહે તો એ એને છેતરવા માગે છે એવો એને વહેમ પડે છે. પોતાનું તે બધું જ સારું નથી હોતું, એમ જાણવા છતાં દરેક માણસના મનમાં પોતાનું તે સારું જ હોય છે એવો ભ્રમ ઊંડે ઊંડે પણ રહેલો જ હોય છે, અને તેનો જ મેં લાભ લીધો છે." વીશીવાળાએ જવાબ દીધો.

પિતાની કુહાડી લઈને ખેલવા નીકળેલા બાળક વિષે કવિતા જોડનાર કવિ કરતાં, આ વીશીવાળાનું માનવસ્વભાવનું જ્ઞાન વધારે ઊંડું ને સચોટ છે એમ કહેવું જોઈએ.

માનવજીવનની એ અદ્‌ભુત વિષમતા છે કે જે એને મળ્યુ હોય છે તેનાથી એને અસંતોષ થાય છે. જે મહેનતથી મળી શકે એમ હોય તે માટે એને બહુ ઇચ્છા થતી નથી પરંતુ જે મળવું અત્યંત મુશ્કેલ છે તે માટે એ ઝૂરી મરે છે! અને કદાચ એ મળે તો મળ્યા પછી "આને માટે મેં આટઆટલી મહેનત કરી. હું પણ કેવો મૂરખ?" એમ એને થાય છે. પોતાની વસ્તુ માણસને ગમતી નથી ને બીજાની લેવા માટે એ આકાશપાતાળ એક કરે છે. આપણો પણાનો આવો અનુભવ હોવા છતાં બીજે પક્ષે માણસને જે મળ્યુ છે, જેને એ પોતાનુ ગણતો હોય છે, તેમાંથી એને કદાચ અસંતોષ થતો હોય તો પણ, એનાથી વિમુખ થવુ કે એનો સંપૂર્ણ ત્યાગ કરવો એ એનાથી બની શકતુ નથી. એ તેની પાસે હોય છે, ત્યારે એનાથી એ મનુષ્ય અસંતુષ્ટ થાય છે, પણ જ્યારે એ એનાથી દૂર જાય છે ત્યારે મનુષ્ય બેચેન બની જાય છે એના વિના એનાથી રહી શકાતુ નથી.

ટાગોરે સ્ત્રી અને પુરુષ વિષે એક વાત લખી છે. બ્રહ્માએ પહેલા પુરુષને ઘડ્યો. પુરુષને એકલુ લાગવા માંડ્યુ એટલે એને સાથ આપવા માટે એણે સ્ત્રીને સરજાવી. થોડો વખત સ્ત્રી સાથે રહીને પુરુષ કંટાળી ગયો. બ્રહ્મા પાસે જઈને એણે કહ્યુ: ' મારે આ સ્ત્રી નથી જોઈતી. તમે પાછી રાખી લો.'

"ભલે" કહીને બ્રહ્માએ સ્ત્રીને પોતાની પાસે રાખી. વળી થોડો વખત થયો એટલે પુરુષ બ્રહ્મા પાસે ગયો ને કહેવા લાગ્યો: "પેલી સ્ત્રીને મને પાછી સોંપી દો."

"તારાથી એની જોડે રહેવાતુ' નથી ને પાછી માગવા કેમ આવ્યો?" બ્રહ્માએ પૂછ્યું.

એ હતી ત્યારે એમ લાગતુ હવે એની ગેરહાજરીમાં મને બિલકુલ ગમતું નથી એના વગર મારાથી રહી શકાતુ નથી" પુરુષે જવાબ દીધો.

બ્રહ્માએ એ સ્ત્રી એને સોંપી થોડો વખત સાથે રહ્યા પછી વળી પાછો પુરુષ સ્ત્રીથી કંટાળ્યો, ને બ્રહ્મા પાસે જઈને એ બોલ્યો: "એ ભાઈ, આ બના તો મારે નહિ જોઈએ. એના વિના જે દુઃખ પડશે તે હું સહન કરીશ. પણ મારી પાસે રહીને મને એ જે દુઃખ દે છે તે મારાથી સહન થતુ નથી."

બ્રહ્માએ પુરુષને કહ્યુ: "ફરી પાછો કંટાળ્યો? તુ એ સ્ત્રીને પાછી સોંપવા આવ્યો છે, પણ મારી ખાતરી છે કે થોડા જ વખતમાં તું એકલો રહીને કંટાળી જઈશ કે તરત પાછો સ્ત્રીને માગવા આવીશ, માટે હવે તો તું

જ એને રાખ. લાંબો વખત તમે બંને સાથે રહેશો એટલે તમારા વચ્ચે એવી મમતા બંધાઈ જશે કે એક બીજા વગર તમારાથી રહી શકાશે નહિ."

આ વાતમા ટાગોરે સ્ત્રીપુરષ વચ્ચેના ભાવનું જ માર્મિક આલેખન કર્યું છે એમ નથી; પણ મનુષ્યને જે જે વસ્તુ પ્રાપ્ત થઈ હોય છે, તે હોય ત્યારે તેનાથી અસંતોષ ને તેની ગેરહાજરીમાં તેના વિના કેટલી બેચેની થાય છે તે પણ એ વાત પરથી સમજાય છે.

મનુષ્યને સુંદર વસ્તુ જોઈને તેનું આકર્ષણ થાય છે. એ વસ્તુને એ પોતાની બનાવવા માગે છે. કારણ કે આત્મીય બન્યા વિના કોઈ પણ પ્રાણી કે પદાર્થ મનુષ્યનો સતત સ્નેહભાવ પામી શકતો નથી. મનુષ્ય જેને જેને ચાહે છે તેને એ પોતાનું બનાવવા માગે છે સ્થૂળ દષ્ટિએ તેને એ પોતાનુ બનાવી શકતો નથી તો કલ્પનામાં એ તેની સાથે આત્મીય ભાવ કેળવીને રાચે છે, ને જેને એ પોતાનું બનાવે છે તેને ચાહ્યા વિના રહી શકતો નથી. કોઈ પુરષ અમુક કન્યાના પ્રેમમા પડે કે કોઈ કન્યા પુરષથી આકર્ષાય એટલાથી વાત પતતી નથી. બંને લગ્ન કરીને એકબીજાનાં થવા ઇચ્છે છે. આનું કારણ પણ એટલું જ છે કે માણસની પ્રેમભાવના ગમે તેવી ઉદાર હોય તો પણ પરકીયને એ સ્પર્શતી નથી. કદાચ સ્પર્શે તો ત્યા એ ટકી શકતી નથી. પ્રેમી અને પ્રેમના વિષયને સાંકળનારી કડી તે મમત્વની લાગણી છે. પ્રિયજન એ સ્વજન ન થાય ત્યા સુધી પ્રેમ અસંતુષ્ટ ને અપુષ્ટ રહે છે.

માણસને પોતાની વસ્તુ, પછી તે ગમે તેવી હોય, તો પણ બહુ જ પ્રિય હોય છે. તેનો સારામા સારો દાખલો તે આપણાં શરીર છે. દરેકને પોતાના શરીર માટે કેટલો બધો ભાવ હોય છે તે જાણીતું છે. મારો જ દાખલો આપું તો મારા શરીરમા એવુ ખાસ કંઈ નથી કે એને માટે કોઈને પક્ષપાત થાય. બીજા સાથે સરખાવવામા આવે તો એ શરીરનુ સ્થાન ઘણું નીચે જાય. આમ છતા એને માટે મને કેટલી લાગણી થઈ આવે છે! એના પ્રત્યેનો મારો ભાવ હુ શબ્દો દ્વારા વ્યક્ત કરી શકુ એમ નથી. એને માટે મે શુ નથી કર્યું ને શું નહિ કરું? આટલો આટલો પ્રેમ એને માટે મને છે તેનુ કારણ માત્ર એટલું જ છે કે એ મારું શરીર છે. એ શરીર બીજા કોઈનુ હોત તો હું એના સામું આંખીને જોત પણ નહિ. બાહ્ય દષ્ટિએ જોતાં તદ્દન નિરપેક્ષ રીતે વિચાર કરતા એ શરીરનુ કશુ જ મૂલ્ય નથી. પણ એ મારું છે એટલી હકીકત એને મૂલ્યવાન, દુનિયાની કોઈ પણ વસ્તુ કરતા વધારે મૂલ્યવાન, બનાવે છે.

આપણે આપણા પૂર્વજો માટે આપણી સંસ્કૃતિ કે ધર્મમાં રહેલી ગુણસમૃદ્ધિને લીધે નહિ, પણ એ સર્વ આપણા છે તેટલા માટે અભિમાન રાખીએ છીએ આ બધી વસ્તુ માટે બહુ જ અભિમાન રાખનારા અનેક માણસોને પોતાના પૂર્વજો કોણ હતા, પોતાની સંસ્કૃતિ કયા પ્રકારની હતી, ને જેને એણે પોતાનો ધર્મ માન્યો હોય તેના મૂળ સિદ્ધાંતો શા છે તેની પણ ખબર હોતી નથી આમ છતાં એમનો એ વસ્તુ તરફનો પ્રેમ ને તે માટેનું અભિમાન જરા પણ ઓછાં થતાં નથી, કારણ કે પ્રેમ ને અભિમાન માટે એના વિષય બનેલા પદાર્થ કે પ્રાણીની યોગ્યતા જોવાની હોતી નથી એનો આધાર તો કર્તા ઉપર જ હોય છે પહેલા પુરુષ સર્વનામની પહેલી ને છઠ્ઠી વિભક્તિ— હું ને મારું—એનું મહત્ત્વ જેટલું વ્યાકરણમાં છે તેના કરતાં ઘણું વધારે જીવનમાં છે સાચો પ્રેમ મનુષ્યને એક જ વ્યક્તિ માટે થાય છે ને તે વ્યક્તિ એ પોતે અખંડ ને સાચો પ્રેમ તે આત્મપ્રેમ જ છે એ આત્મપ્રેમ ઊભરાઈ જાય છે ત્યારે આત્મીયો ઉપર ઢોળાય છે માણસને પોતાનું બધું એટલું બધું સારું લાગે છે કે નબળાઈ કે ખામી જો પોતાનાં હોય તો તે પણ એને વહાલાં લાગે છે બીજાના તિરસ્કારપાત્ર જણાતા અવગુણો પોતાનામાં હોય તો તિરસ્કાર યોગ્ય નથી લાગતા, એટલું જ નહિ પણ વખાણવા યોગ્ય પણ લાગે છે કારણ કે એ અવગુણોએ જે આધારસ્થાન શોધ્યું હોય છે તે એ મનુષ્યના પરમપ્રેમનું પાત્ર હોય છે દુનિયા આપણને ગમે છે કારણ કે એ મારી દુનિયા છે' એમ આપણને લાગે છે જેને દુનિયા પ્રત્યે મમત્વ થતું નથી તેઓ વૈરાગ્યનો બોધ કરી એને જતી કહે છે 'આપ મૂએ પીછે ડૂબ ગઈ દુનિયા' એમ કવિએ કહ્યું છે તે સાચું જ છે તત્ત્વચિંતકોએ પણ 'અહં બ્રહ્માસ્મિ' હું જ બ્રહ્મ છું કહીને 'હું'ને એટલો વિશાળ બનાવી મૂક્યો કે આ દુનિયા જ નહિ, સમસ્ત બ્રહ્માંડનો એ માલિક બની ગયો 'આ મારું' 'આ મારું' એમ નજીવી વસ્તુ માટે આગ્રહ રાખે તે પામર માણસ—પણ આખી દુનિયા મારી, સમસ્ત બ્રહ્માંડ મારું—મારાથી જુદું કંઈ જ નહિ એમ કહે તે પરમ તત્ત્વચિંતક



## કૂતરાઓના બચાવમાં

મુંબઈ શહેરની શેરીઓમાં રખડતા કૂતરાઓને પકડીને તેમનો નાશ વીજળીની મદદથી પહેલાં કરવામાં આવતો ને તે માટે ખર્ચ ઘણો ઓછો આવતો. પણ હવે આ રીતે કૂતરાને મારવા કોઈ તૈયાર થતું નથી. એટલે ઝેરી વાયુ છોડીને તેમને મારવાની ગોઠવણ કરવી પડશે અને તે માટે ખર્ચ ઘણો વધારે આવે એમ છે, એટલે આ વખતના અંદાજપત્રકમાં મ્યુનિસિપાલિટીએ કૂતરા મારવા માટે વધારે ખર્ચની જોગવાઈ કરવી એવી ભલામણ મ્યુનિસિપલ કમિશ્નરે કરી છે. આવી મતલબના સમાચાર થોડા વખત પર વર્તમાનપત્રોમાં પ્રગટ થયા હતા.

આ વાંચીને એક વયોવૃદ્ધ ગૃહસ્થ બોલી ઊઠ્યા : "અરે ભગવાન! શો કળજુગ આવ્યો છે."

"કેમ કાકા! શું થયું?" કોઈકે એમને પૂછ્યું.

"અરે, આ ભણેલાઓ ને સારા માણસો ભેગાં થઈને કૂતરા મારવાની વાત કરે છે ને તમે પૂછો છો કે શું થયું?"

"તેમાં ખોટું શું?" મેં પૂછ્યું.

એમણે અકળાઈને જવાબ દીધો : "ખોટું શું? મૂગા પ્રાણી માટે પાંજરાપોળ બાંધવાની કોઈ વાત કરતું નથી ને ઊલટા તેને મારી નાખવાની વાત કરે છે! આજે કૂતરા મારવાની વાત કરો છો, કાલે અમને મારવા પણ તૈયાર થશો!"

"અરે, એમ તે હોય કાકા?" મેં કહ્યું.

એમણે જવાબ વાળ્યો : "બધું એમ જ થતું આવ્યું છે, ભાઈ, ધીરે ધીરે કરતાં આ સુધારકોએ નેવનાં પાણી મોભે ચઢાવ્યાં છે."

રસ્તે રખડતાં કૂતરાં માટે મને પક્ષપાત નથી. મ્યુનિસિપાલિટી એવાં કૂતરાંને રખડવા કેમ દે છે, તેને મારી નંખાવતી કેમ નથી એવી ફરિયાદ પણ

છીએ. તેમ આપણી એક પણ શેરી કૂતરાવિહોણી ન રહે તેની કાળજી આપણે ગખીએ છીએ. મારા એક પાડોશી છે તે હમેશ કૂતરાને રોટલો નાખ્યા વિના જમતા નથી. ઘરમાં કોઈ જમવાનું ન હોય, પત્ની માંદી હોય તો યે કૂતરા ખાતર રોટલો ઘડાવ્યા વગર એમને ચેન પડતું નથી.

અસારે આપણામા હિંસાવૃત્તિ બહુ વધી ગઈ છે. લોકો જરા વારમા ઉશ્કેરાઈને તોફાન કરવા મંડી પડે છે. આપણા નેતાઓ એ વિષે વારંવાર નિવેદનો બહાર પાડી અહિંસાનુ પાલન કરવા ભારપૂર્વક ભલામણ કરે છે. પરંતુ કૂતરાઓને મારવાની ચર્ચા ખેધડક જાહેર સંસ્થાઓમાં ચાલે છે તે તરફ કોઈનુ ધ્યાન ખેચાતુ નથી એ નવાઈ જેવું છે!

અહિંસાનુ પાલન કરવુ હોય તો એક માણસ બીજા માણસને મારી શકે નહિ એટલુ જ કરીને સંતોષ માનીશું તો તેથી કંઈ વળશે નહિ. પરંતુ બધાં જ પ્રાણી પ્રત્યે અહિંસા કેળવવી પડશે. જેમણે આપણું જરા પર નુકસાન નથી કર્યું એવા કૂતરાઓને મારવાથી આપણી હિંસાવૃત્તિ વગર કારણે ઉશ્કેરાશે ને પછી કુતરાથી સંતોષ ન માનતા આપણે બીજા પ્રાણીઓને પણ મારવા લાગીશું.

કૂતરાએ આપણા પર એટલા બધા ઉપકાર કર્યા છે કે આજે તે આપણને યાદ પણ આવતા નથી. શ્રી દત્તાત્રયે કુતરાને પણ ગુરુ બનાવ્યો હતો એમ કહેવાય છે. પણ ખરું જોતા કુતરો એ આખી માનવજાતનો ગુરુ છે. આપણે જે કંઈ શીખ્યા છીએ તે કૂતરા પાસેથી જ શીખ્યા છીએ. આપણી આખી સંસ્કૃતિ કૂતરાને આભારી છે

આપણે ઈશ્વરને ભજીએ છીએ, તે ગોપી ભાવે, દાસ ભાવે, પુત્ર ભાવે કે બીજા કોઈ ભાવે નહિ પણ કુક્કુર ભાવે કૂતરો માર ખાય, ભૂખે મરે છતા શેઠથી બીતો રહે છે. એના પર પ્રેમ રાખે છે. પોતાનો શેઠ ધારે તે કરવા સમર્થ છે એમ એ માને છે. એને જ લીધે પોતે જીવે છે ને જમે છે એમ એ માને છે તેવી જ વૃત્તિ ભક્ત ભગવાન તરફ રાખે છે સાધુઓ ને સંતો ઘેર ઘેર ફરીને ભિક્ષા માગે છે તે પણ કૂતરાએ શીખવ્યુ છે.

એક મહોલ્લાનો કૂતરો બીજા મહોલ્લાના કૂતરાને જોતા જ ભસવા છે. બીજા મહોલ્લાના કૂતરાને પોતાના મહોલ્લામા સ્થિર થઈને રહેવા દેતો. કૂતરાની એ વૃત્તિ આપણા સમાજના ઘણા વર્ગોમા પણ જોવામા આવે એકબીજા તરફ, પાસેથી ન બને તો આઘેથી પણ ભસીને વિરોધ ક રણે જ આપણને શીખવ્યુ છે. આવી આવતી સ્થિતિમાં જગપણું ફેરફાર

વાતાવરણમાં જરા પણ ક્ષોભ ઉપજતા, શોરબકોર ને રોકકળાણ કરી મૂકવાનુ એની પાસેથી જ આપણે શીખ્યા છીએ. મતભેદનો પ્રસંગ આવતાં પરસ્પર યુદ્ધ કરી જે જીતે તે સાચો એ ન્યાય પણ એની પાસેથી જ આપણે ગ્રહણ કર્યો છે.

કૂતરો ભૂખ્યો થાય છે ત્યારે લાડ કરે છે, પૂછડી પટપટાવે છે, પેટ બતાવે છે ને રોટલાનો ટૂકડો જોઈ નાચવા મંડી પડે છે. રોટલાના ટૂકડાથી સંતોષ નથી થતો ત્યારે ફરી દયામણે મુખે દાતા સામું જુએ છે. ને ફરી પાછી કાકલુદીભરી વિનંતિ બીજા ટૂકડા માટે કરે છે પોતાને મળેના ટૂકડામા બીજો કોઈ કૂતરો ભાગ પડાવવા આવી પહોચે, તો આ ગરીબ ને લાચાર દેખાતો કુતરો એકદમ વીરરસના દર્શન કરાવવા તૈયાર થઈ જાય છે. દાતા પ્રત્યે સાધારણ રીતે એ અહોભાવ ને આદર ભાવ જ દર્શાવે છે, પરંતુ કવચિત તેની સામે થવા પણ યત્ન કરે છે તેની સામુ ભસે છે કોઈક વાર ડાકું ભરવા જાય છે ને ભરે છે પણ ખરો, પણ દાતા એને સોટી અથવા લાતનો સ્વાદ ચખાડે છે એટલે એ તરત પાછો ઠેકાણે આવી જાય છે. ક્રાંતિ, બળવો ને સ્વમાનની વાત ભૂલી દઈને એ પાછો ગરીબ ને નમ્ર બની જાય છે. જે ટૂકડો મળે તેનાથી સંતોષ ને આનંદ માની લે છે. ખુશામદ ને ભક્તિથી મળતું હોય તો માલિકની સામા થવુ નહિ, પરંતુ વીરશ્રીનો છેક લોપ ન થઈ જાય માટે કોઈક વાર સામા થવાનો પ્રયત્ન કરી જોવો અને ખાસ કરીને માહોમાહે તો લડતા જ રહેવુ એ એનો નિત્ય ધર્મ છે

માનવજાતનો આખો ઇતિહાસ તપાસી જોઈશુ તો આથી વધારે કઈ પણ જાણવાનુ મળે એમ નથી એક પક્ષે લાત, સોટી ને રોટલાનો ટૂકડો, બીજે પક્ષે ખુશામદ, આજીજીભરી પ્રાર્થના, કવચિત વિરોધ ને રોષનુ પ્રદર્શન અને પરસ્પર નિત્ય ઝગડો, એ આપણા જીવનની મુખ્ય વસ્તુઓ કૂતરા પાસેથી જ આપણે શીખ્યા છીએ.

આવા, આપણા ગુરુ સમા કૂતરાનો વધ કરીને આપણે કયે મોઢે દુનિયામા રહી શકીશુ ? 'સબ હી ભૂમિ ગોપાલકી' એમા કૂતરો ભલે ફરે, ભલે આપણી ઊંઘ બગાડે, ભલે કરડે, ભલે રોગ ફેલાવે ! કાલ નિરવધિ છે, પૃથ્વી વિશાળ છે. તેમા માણસ ને કૂતરા બન્ને માટે જગા છે, એમા બન્ને ભલે નિરાતે ફરે.

★

# સીતા રામની સાથે કેમ ગયાં ?

એક વાર એક ઉપર બીજી પત્ની કરવા વિષે મેં લખ્યું હતું તે વાંચી એક ભાઈએ માગ પર પત્ર લખ્યો છે. એ પત્રમાં શ્રી રામચંદ્ર અને સીતા વિષે જુદા જુદા દષ્ટિબિંદુથી લખ્યું છે. રામચંદ્રે એકપત્નીવ્રત પાળ્યું તે માટે એમના યશોગાન સૌ કોઈ ગાય છે. સીતાની પ્રિય સખી વાસંતી રામે અકારણ સીતાનો ત્યાગ કર્યો જાણી રોષે ભરાય છે અને અશ્વમેધ કરવાના છે એમ જાણે છે ત્યારે ધિક્કારે છે' 'બીજી વાર પરણ્યા પણ ખરા ' એમ કહી તિરસ્કાર વર્ષાવે છે, પણ જ્યારે એને ખબર પડે છે કે અશ્વમેધ માટે પત્ની જોઈએ તેને સ્થાને એમણે સીતાની સોનાની મૂર્તિ બેસાડી છે, ત્યારે રામે સીતાનો વગર કારણે ત્યાગ કર્યો હતો એ વાત પણ એ ક્ષણ વાર ભૂલી જાય છે, અને 'વજ્રથી પણ કઠોર ને ફૂલથી પણ કુમળા એવા મહાત્માના હૃદયને કોણ સમજી શકે ?' એમ કહીને રામચંદ્ર પ્રત્યે એ આદરભાવ વ્યક્ત કરે છે.

રામ અને સીતા ધર્મભાવના, પ્રેમભાવના ને સતીત્વના પ્રતીક સમાં છે, એમ આપણે માનતા આવ્યા છીએ. રામનું પત્નીવ્રત ને સીતાનું પતિવ્રત એ બંને પરમ આદર્શ રૂપ લેખવામા આવે છે સામાન્ય માણસોને લાગુ પડે તે કરતા જુદા જ ધોરણે એ બન્નેના કાર્યોનું આપણે અવલોકન કરીએ છીએ. પરંતુ ઉપર્યુક્ત પત્રના લખનાર ભાઈએ નવા જ દષ્ટિબિંદુથી, અસામાન્ય નહિ પણ સામાન્ય મનુષ્યોને લાગુ પાડી શકાય એવા ધોરણથી, એમની–ખાસ કરીને સીતાના કાર્યની–તુલના કરી છે. એમનુ એ લખાણ ઢાલની બીજી બાજુ રજૂ કરે છે. એ બાજુ જોવાની જરૂર નથી એમ કદાચ કેટલાકને લાગશે, પરંતુ એમનુ દર્શન એ કેવળ વિપરીત દર્શન છે એમ કહી શકાય એમ નથી અને એમના લખાણમા સૌને રસ પડે એવુ ઘણું છે, એટલે એ પત્રનો મહત્વનો ભાગ રજૂ કરું છું :

બજારમાં વેચાતો હશે તે જ વખતે હું દાદરમાં 'રામરાજ્ય' નો સિનેમા જોતો હતો. ધોબીના મહેણાંને લીધે શ્રી રામચંદ્રજીએ સીતાજીનો ત્યાગ કર્યો અને પત્નીની ગેરહાજરીમાં અશ્વમેધ યજ્ઞ થઈ શકે નહિ એવો શાસ્ત્રાર્થ નીકળતાં, શ્રી રામચંદ્રજીને બીજી પત્ની કરી લેવાની સૂચના કરવામાં આવે છે, પણ શ્રી રામચંદ્રજી એ સૂચના અમલમાં મૂકવા ના પાડે છે એ પ્રસંગ આવતાં મારા મનમા તમારા એ લેખમાં જણાવેલા વિચારો ઘોળાવા શરૂ થઈ ગયા. અને એના પિતા શ્રી દશરથ રાજાએ ત્રણ પત્નીઓ કરી હતી તે પગલે ચાલીને "રઘુકુળ રીતિ સદા ચલી આઈ" એ વાકયની શ્રી રામચંદ્રજીને કોઈએ શા માટે યાદ ન આપી તે અજાયબ લાગ્યું. મને એમ લાગે છે કે 'એકપત્નીવ્રત' નું તૂત ઊભુ કરનાર આપણા શાસ્ત્રોમા શ્રી રામચંદ્રજી પડેલા જ છે અને એનુ ખરું કારણ એ હોવુ જોઈએ કે શ્રી રામચંદ્રજી ઘણા ભોળા સ્વભાવના હોવા જોઈએ, અને સીતાજી ઘણાં જ 'જાલિમ' ધણીઆણી હોવાં જોઈએ. શ્રી રામચંદ્રજી પોતાના વડીલને પગલે ચાલીને એક ઉપર બીજી પત્ની કરે, તો એ નવી પત્નીને એ જંપીને ઠરવા નહિ દે એવો રામચંદ્રજીને સંભવ લાગ્યો હોવો જોઈએ. વનવાસમાં સકતા તરીકે રહેતાં સીતાજીથી પણ શ્રી રામચંદ્રજી અતિશય બીતા અને ધ્રૂજતા હોવા જોઈએ.

"સીતાજીના જાલિમપણાનો બીજો દાખલો એ મળે છે કે શ્રી રામચંદ્રજીને વનવાસનો હુકમ એમના પિતાશ્રીએ કર્યો, તે વખતે સીતાજી શ્રી રામચંદ્રજી સાથે જંગલમા જવા નીકળ્યા. આનુ ખરું કારણ તો એ હોવુ જોઈએ કે સીતાજીને માથે ત્રણ ત્રણ સાસુઓ હતી, અને શ્રી રામચંદ્રજીની સાથે નહિ જતાં એ ઘેર રહ્યાં હોત, તો ત્રણ ત્રણ સાસુઓ સાથે સીતાજી જેવી બાઈ કેમ રહી શકતે? આજકાલ એક સાસુ સાથે દેશમાં નહિ રહેતાં, ધણીને પચાસ રૂપરડીનો પગાર મુંબઈમા મળતો હોય તો તેની સાથે ભૂલેશ્વરમાં 'પાંચ બાય પાંચ' ની રૂમમા રહેવા પત્નીઓ તૈયાર થાય છે અને પોતે હેરાન થાય અને ધણીને હેરાન કરે. એ જ મનોદશા સીતાજીની પણ હોવી જોઈએ, એમ મને લાગ્યા કરે છે. સીતાજીની જગ્યાએ બીજી કોઈ 'ડાહ્યી' ધણીઆણી રામચંદ્રજીને મળેલી હોત, તો વનવાસ વખતે રામચંદ્રજીને એકલા જવા દઈ, વૃદ્ધ સાસુઓની તથા સસરાની સેવા કરતી એ અયોધ્યામાં રહી હોત અને ભયંકર હત્યાકાંડમાથી હિંદુસ્તાન બચી જાત, અને રામચંદ્રજીનો વનવાસ શાંતિથી અને નિર્વિઘ્ને પતી જાત. પણ સ્રીની જીકર અને હઠ આગળ શ્રી રામચંદ્રજી જેવા પણ લાચાર. શ્રી રામચંદ્રજી અને સીતાજી દેવદેવી ગણાઈ ગયાં

એટલે એમના જીવનની આ 'સાર્થક' ઠકાઈ ગઈ ધણી પ્રત્યે લાગણીના નામે અને ધણીના સુખદુઃખમાં ભાગિણી થવાના ઓઠા હેઠળ, સીતાજી વનવાસમાં રામચંદ્રજીના સહચારિણી થયાં એ તો ઉપજાવી કાઢેલી વાત લાગે છે વનવાસમાં જઈને ત્યાં પણ <u>સુવર્ણ</u> મૃગ પકડી લાવવાની ખોટી જીદ કરી અને ધણીને માથે નહિ દુઃખનું દુઃખ ઊભું કરવું અને તેમાંથી ભાગ ન મળે તો સીતાજી ક્યાં જાય? પેટ ચોળીને શૂળ ઊભું કરે તેને શૂળનું દર્દ ભોગવ્યે જ છૂટકો"

એકથી વધારે પત્ની કરવાનો રિવાજ ક્ષત્રિઓમાં, ખાસ કરીને રાજકુટુંબના નબીરાઓમાં હોવા છતાં, અને ત્રણ પત્ની કરી ચૂકેલા પોતાના પિતાનો દાખલો નજર આગળ હોવા છતાં, રામચંદ્રે બીજી પત્ની કેમ ન કરી અને સઘળાની આનાકાની છતાં રામની સાથે વનમાં જવાની સીતાએ જીદ કેમ કરી, તેનાં કારણો આ પત્રના લેખક ભાઈએ જણાવ્યાં છે તે ખોટાં છે, એમ કહેવાની હું હિંમત કરી શકું એમ નથી પરંતુ એમણે લખ્યું છે કે 'એક પત્નીવ્રતનું વ્રત શ્રીરામચંદ્રે શરૂ કર્યું' તેની સાથે હું સંમત થઈ શકતો નથી રામચંદ્રે એક પત્ની કરી, બીજી પત્ની બીજાઓના આગ્રહ છતાં ન જ કરી એ સાચું, પરંતુ એમણે એકપત્નીવ્રતનું વ્રત ઊભું નહોતું કર્યું બીજા ઘણા માણસોની પેઠે કેવળ અંગત કારણોસર બીજી પત્ની કરવાનું એમણે મુનાસબ ન માન્યું પણ 'એકપત્નીવ્રત જ પાળવું જોઈએ એક ઉપરાંત બીજી પત્ની કોઈએ કરવી જ ન જોઈએ' એવો બોધ એમણે કદી કોઈને કર્યો નથી એ પોતે રાજા હતા, મહારાજા હતા, છતાં એક કરતાં વધારે પત્ની ન થઈ શકે એવો કાયદો કરવાનો પણ એમણે વિચાર નહોતો કર્યો આપણામાં કહેવત છે કે 'ગુરુ ભાગ કરતાં ગધેડા ડાહ્યા' તેમ ઘણી વાર ગુરુ કરતાં તેના શિષ્યો ને સંતો કરતાં તેમના ભક્તો વધારે ડાહ્યા નીકળે છે એ ન્યાયે રામચંદ્રજી કરતાં વધારે ડાહ્યા એવા એમના ભક્તોએ પાછળથી એકપત્નીવ્રતનું વ્રત ઊભું કર્યું હતું

અત્યાર સુધી બીજાઓની પેઠે હું પણ એમ માનતો હતો કે પ્રાચીન કાળમાં થઈ ગએલી સન્નારીઓમાં સીતા જેવી કોઈ ભોળી, ભલી ને નરમ સ્વભાવની ને દ્રૌપદી સમી મિજાજમાન ને તેજસ્વી સ્ત્રી નહોતી પણ ઉપર્યુક્ત પત્ર વાંચ્યા પછી લાગે છે કે બહારથી ભલે નરમ સ્વભાવની દેખાતી હોય પણ અંદરથી તે સીતા પણ ખૂબ આગ્રહી ને કદાચ જીદ્દી પણ કહી શકાય એવા સ્વભાવની હતી વૃદ્ધ સસરા ને ત્રણ ત્રણ સાસુઓની સેવા ઉઠાવવા કરતાં પતિની સાથે જંગલમાં જવાનું પસંદ કરીને, એણે કુટુંબભક્તિને બદલે પતિભક્તિ દાખવી એ વખાણવા યોગ્ય કે બાર બાર વર્ષો સુધી પતિનો વિયોગ વેઠી

લક્ષ્મણની પત્ની ઊર્મિલાએ સાસુસસરાની સેવા કરી તે વધારે વખાણવા યોગ્ય, એ વિષે કોઈએ ચર્ચા કરી નથી, પરંતુ કરવા જેવી છે એમ મને લાગે છે. રામની સાથે સીતાએ વનમાં જવાનું પસંદ કર્યું તેનું બીજું કારણ કદાચ એમ પણ હોય કે એ રીતે રામને સીતા એકલા જવા દેવા નહોતી માગતી. રાજાઓ ને રાજકુમારો પ્રવાસે ઊપડતા, લડવા જતા, કે યજ્ઞાદિના કાર્યમાં ભાગ લેવા જતા, ત્યારે એકાદ સ્ત્રી પરણી લાવતા એ વાતની સીતાને ખબર હોવી જોઈએ. અને રામ જો એકલા જશે તો કદાચ એકાદ લફરું લેતા આવશે એવા ભયને લીધે પણ એણે રામને એકલા ન જવા દેવાનો નિશ્ચય કર્યો હોય.

એ જે હોય તે, પરંતુ રામે બીજી પત્ની ન કરી તેથી પુરુષના એકથી વધારે પત્ની કરવાના અબાધિત અધિકારને ખાસ નુકસાન પહોચ્યુ હોય એમ જણાતું નથી. એકપત્નીવ્રતના ઉપાસક રામને આપણે દેવનો અવતાર ગણીએ છીએ, પરંતુ એમને અંશાવતાર—અધૂરો અવતાર—જ ગણવામાં આવે છે અને અનેક પત્નીઓના લાડીલા પતિ શ્રી કૃષ્ણચંદ્રને પૂર્ણાવતાર લેખવામા આવે છે. ગાર્ગી અને મૈત્રેયી એ બે સ્ત્રીઓના પતિ યોગીશ્વર યાજ્ઞવલ્કયની સ્મૃતિનો આજે પણ કાયદાના પ્રમાણભૂત પુસ્તક તરીકે સ્વીકાર કરવામાં આવે છે.

ખરી રીતે જોતા પ્રાચીનકાળમા જેઓ એક જ પત્ની કરીને સંતોષ માની લેતા તેમને પોતાની અંગત મર્યાદાઓને કારણે એમ કરવુ પડતું. એમાં એમની બહાદુરી નહોતી, પણ કંઈક અંશે સ્વભાવની કે ભાવની નબળાઈ હતી. રામ અને બુદ્ધ જેવા ભગવાનના અવતારનો જ દાખલો લો બંનેએ એક જ પત્ની કરી હતી, પણ તેનો પણ તેમણે ત્યાગ કર્યો. રામે ધોબી જેવા ક્ષુદ્ર માણસના અકારણ આક્ષેપવચનથી દોરાઈ જઈને સીતાનો ત્યાગ કર્યો ને બુદ્ધે રોગી માણસ ને શબ જોયા એટલે બસ પોતાની વ્હાલસોયી પત્ની ને પુત્રને એણે છોડી દીધા એટલે સાચી રીતે જોતા એ લોકો પરણવાને યોગ્ય નહોતા. એક પત્ની પણ એમને વધારે હતી, તો પછી બીજી પત્ની કરવાનો પ્રશ્ન જ એમના સંબંધમા કોઈ ઊભો થતો નથી. એથી ઊલટ પક્ષે જેમણે અનેક પત્નીઓ કરી હતી તેમના દાખલા જુઓ. એમણે પત્નીનો કદિ ત્યાગ નહોતો કર્યો. એકથી વધારે પત્ની સાથે સુખચેનમા દિવસો ગાળી તેઓ પોતાનું ને દુનિયાનું કંઈને કંઈ ભલુ કરી ગયા છે. રામનુ જીવન તો દુઃખને માટે જ નિર્માણ એમ એ પોતે કહે છે ને દુનિયામાં દુઃખ સિવાય બીજું કશુ નથી, બધું જ છે એવી નિરાશાવાદથી ભરેલી ફિલસૂફી ભગવાન ગૌતમ બુદ્ધે શોધી કાઢી

એટલે કુદરતી રીતે જ એમનામા જે શક્તિ નહોતી—એકથી વધારે પત્ની કરવાની—તે ન કરવા બદલ એમના યશોગાન ગાવા એ કોઈ રીતે યોગ્ય નથી કેટલાકને એક પત્ની પણ વધારે પડે છે તો કેટલાકને બાર પત્ની પણ ઓછી લાગે છે એ તો જેવી વૃત્તિ ને શક્તિ

અનેક પત્ની કરનારાઓના ઘરમા હમેશ વિખવાદ ચાલ્યા કરે છે ને એક પત્નીવાળાનો સસાર સુખી હોય છે એમ કેટલાક માને છે ને મનાવવા માગે છે તે પણ વસ્તુસ્થિતિથી ઊલટુ છે નર્મદને બે પત્ની હતી પણ તેમના વચ્ચે વિખવાદ નહોતો થયો નર્મદના મરણ પછી પણ બને સાથે રહેતી દલપતને ત્રણ સ્ત્રીઓ હતી છતા એમનો ગૃહસસાર કલેશમય હતો એમ કહી શકાય એમ નથી ઊલટુ એક પત્નીવાળાઓને ઘણી વાર પોતાની પત્ની સાથે બનતુ નથી ને પત્નીને તેમની સાથે ફાવટ આવતી નથી એવી ફરિયાદ આપણે વારવાર સાભળીએ છીએ

એકપત્નીવ્રતનુ તૂત ગમે તે એમના ભક્તોએ કદાચ ઊભુ કરવા પ્રયત્ન કર્યો હશે પણ એ તૂત આપણા દેશમા ચાલ્યુ નથી પરતુ પાછળથી સામ્યવાદ, સમાજવાદ નાઝીવાદ, અને બીજા ઘણા વાદની પેઠે એકપત્નીવાદ પણ પશ્ચિમમાથી જ આપણે ત્યા આવ્યો છે અને હવે તો યુદ્ધને લીધે પુરુષની સખ્યા કમી થઈ જતા ત્યા પણ વિચારકોને એકથી વધારે પત્ની કરવાની છૂટ હોવી જોઈએ એમ લાગવા માડ્યુ છે ત્યારે આપણે એ પરદેશી વાદના મોહમા અંજાઈ જઈએ એ કેટલુ ખોટુ છે એ કહેવાની જરૂર નથી

☆

## શા માટે લખું છું ?

હું શા માટે લખું છું તે, સાચું કહું તો હું પોતે જ બરાબર જાણતો નથી. જગતને આપવા માટે મારી પાસે કોઈ સંદેશો નથી. મનમાં દબાવી રાખેલી વૃત્તિને સ્વપ્ન દ્વારા કે કલાત્મક સર્જન દ્વારા વ્યક્ત થવાનો માર્ગ ન મળે, તો માણસ ગાંડો થઈ જાય એમ અભિનવ માનસશાસ્ત્રના જાણકારો કહે છે, તેમ મારી કોઈ દબાવી રાખેલી વૃત્તિને માર્ગ આપવા ખાતર પણ હું લખતો નથી. કારણ કે મને સ્વપ્ના આવે છે ને સારા પ્રમાણમાં આવે છે. એટલે જો હું લખાણ દ્વારા મારી નિરુદ્ધ વૃત્તિઓને માર્ગ ન આપુ તો ગાંડો થઈ જાઉં એવો ભય, અત્યાર સુધી તો, રાખવા માટે કોઈ કારણ નથી. મોટા ભાગના માણસો જે કારણસર પરણી જાય છે તે જ કારણસર હું લખું છું—મોટે ભાગે દેખાદેખીથી ને કંઈક અંશે અન્યોના આગ્રહને લીધે. આ જ લેખ મારી પાસે લખાવવા તમે આગ્રહ રાખ્યો ન હોત તો હું એ લખવાનો હતો ? આરંભમાં લખવાનું મન થતું. સમર્થ લેખકોનાં લખાણો વાચી મને પણ કંઈક લખી નાખવાની ઇચ્છા થતી અને એમ દેખાદેખીને કારણે મેં લખવાનો આરંભ કર્યો. પણ હવે લખવાનું ખાસ મન ભાગ્યે જ થાય છે હમણાં તો લખવું પડે છે—ગયે જન્મે દેવું કર્યું હોય અને આ જન્મે એ ભરપાઈ કરવા લેણદારે તકાદો કર્યો જ કરતા હોય, એ રીતે તમારા જેવા આવીને પીછો પકડે છે—એટલે લખ્યા વગર ચાલતું નથી નથી લખતો ત્યારે ઘણી વાર કેટલાક ને કેટલીકવાર ઘણા પૂછે છે: 'હમણાં લખતા કેમ નથી ?' તેવા માણસોને જવાબ દેવાની તકલીફમાંથી બચવા ખાતર લખું છું. શક્તિ, નિપુણતા ને અભ્યાસ એ ત્રણને સાહિત્યસર્જનની પ્રવૃત્તિના હેતુ તરીકે મમ્મટે ગણાવ્યા છે ને તેમાં શક્તિને પ્રથમ સ્થાન આપ્યું છે. મારી બાબતમાં લખવાનું મુખ્ય કારણ શક્તિ નહિ પણ અશક્તિ છે. તમારા જેવા 'માંગણો'ને ના પાડવાની અશક્તિને લીધે હું લખું છું. લખવા પાછળનો મારો ઉદ્દેશ, આ ઉપરથી સમજાશે કે, ખાસ કંઈ

નથી; સ્થૂળ રીતે જોતાં મુખ્યત્વે પાનાં ભરવાનો ને મિત્રોને રાજી કરવાનો હોય છે. હવે તો એ રીતે થોડાઘણા—અથવા ઘણા થોડા—પૈસા પણ મળી રહે છે, એટલે એટલા પૂરતો સર્જનવ્યાપાર છેક હીણકમાઉ—નવરાના ધંધા જેવો—નથી લાગતો, અને એથી નિયમિત મળતી આવકમાં વધારો કરવાનો મારો સ્વાભાવિક ઉદ્દેશ પણ સધાય છે, અને સૂક્ષ્મ રીતે જોતાં એ બધા ઉપરાંત 'હું પણ કંઈક છું' એમ મારી અહંવૃત્તિને સંતોષવાનો ઉદ્દેશ પણ એ કાર્યથી સારી રીતે સધાય છે, અને મને લાગે છે કે કદાચ લખવા માટે ખરેખરો પ્રેરક હેતુ એ જ હશે.

## કોને માટે લખું છું?

કોઈને માટે નહિ. હું જે લખું છુ તે પત્રો નથી કે કોઈને ઉદ્દેશીને લખવાની જરૂર પડે. ચોક્કસ વ્યક્તિ કે વર્ગને ઉદ્દેશીને હું લખતો નથી; પણ ફક્ત લખું છું. કેદખાનામાં પુરાએલી વ્યક્તિ બારી કે બાકોરામાથી એકાદ ચિઠ્ઠી લખીને બહાર ફેંકી દે—જે કોઈના હાથમાં આવશે તે એ વાંચશે એવા ઉદ્દેશથી—તે જ પ્રમાણે પહેલા તો હું લખી નાખું છું ને પછી જેની માગણીને લીધે એ લખ્યું હોય છે તેને પ્રસિદ્ધિ માટે આપી દઉં છું. એ પછી જેના હાથમાં એ લખાણ આવી ચઢે તે વાંચે—અથવા ઘણું ખરું. ન પણ વાંચે; પણ એ કોણ વાંચે છે તેની મને હંમેશ ખબર પડતી નથી. એટલું જાણું છું કે દુનિયામાં હિંદુસ્થાનમા જ નહિ, પણ ખુદ ગુજરાતમાં પણ મારાં લખાણો વાંચનારા રતાં ન વાંચનારાની સંખ્યા ઘણી જ મોટી છે એથી આગળ વધીને કહું તો ારાં કુટુંબમાં પણ મારા લખાણો ન વાંચનારાઓની સંખ્યા, વાંચનારા કરતાં ાટી છે. મારું પોતાનું નામ પણ પહેલા વર્ગમા આવે છે. બીજા ગમે તેને માટે હું ખતો હોઈશ—મારે માટે તો નથી જ લખતો એ હું બરાબર જાણું છું. પેલા ટૂચકાાં આવે છે કે કોઈ ગામડિયાને એક પંડિતે પૂછ્યું: "અલ્યા, તું લખી—વાંચી ાકે છે ખરો?"

ગામડિયાએ જવાબ દીધો: "લખી શકું છું, વાંચી શકતો નથી."

"લખી બતાવ, જોઉં!" કહી પંડિતે એના આગળ કાગળ ને ાન્સિલ મૂક્યાં.

પેન્સિલ વડે કાગળ પર થોડાંક ચિતરડા કાઢી ગામડિયાએ એ પંડિતના માં મૂક્યો

વિચિત્ર ચીતરામણ જોઈ નવાઈ પામી પંડિતે પૂછ્યું : " આ શું ? આ શું લખ્યું છે તે ?"

" તે હું શું જાણું ? મેં કહ્યું ને કે હું લખી શકું છું, વાંચી શકતો નથી." ગામડિયાએ જવાબ દીધો.

એ પ્રમાણે હુ મારાં લખાણો પરત્વે કહી શકું કે હુ એ લખી શકું છું ખરો, વાચી શકતો નથી. એક વાર છપાઈ ગયા પછી હું મારું લખાણ ભાગ્યે જ વાચુ છું. હા, પ્રૂફ્સ કેટલીક વાર વાચવાં પડે છે, પણ તેની પાછળ તો કેવળ ભૂલો શોધી કાઢીને તે સુધારવાનો પવિત્ર ઉદ્દેશ જ રહેલો હોય છે–લખાણ વાચીને એમાંથી રસ મેળવવાનો નહિ ઘણી વાર મને થાય છે, કે મારું લખાણ હું જ વાંચી શકતો નથી તો બીજાઓ કેમ વાચી શકતા હશે ? પણ ગુજરાતના ઘણા વાચકોની રમવૃત્તિ મારા જેટલી ઊંચી નથી એમ જાણી મને સંતોષ રહે છે.

મારું લખાણ હુ ફરીથી વાંચી શકતો નથી એમ એક લેખકમિત્રને વાત કરી ત્યારે એમને ઘણી નવાઈ લાગી અને એમણે કહ્યુ : " એ કેમ બને ? દરેક લેખક છાપામા કે બીજે ગમે ત્યા પોતાનુ લખાણ પ્રસિદ્ધ થએલું જુએ કે બીજાં બધા કામ પડતાં મૂકીને એ પહેલવહેલો પોતાનો લેખ વાચી જવાનો. એમા અપવાદ મને હજી સુધી જડ્યો નથી."

" હુ આ બાબતમા અપવાદરૂપ છુ," એમ કહીશ તો મને જરૂર જૂઠો ગણી કાઢશે એમ લાગવાથી હું કાંઈ બોલ્યો નહિ; પણ પ્રયત્ન કરવા છતા પણ મને મારા છપાયેલા લેખો વાચવાનુ મન નથી થતુ જ્યારે જ્યારે હુ મારા લેખો વાચવાનો યત્ન કરું છુ, ત્યારે મને થાય છે : " આ તો હુ જાણતો હતો, આમા નવુ શુ છે ?" અને હુ જે જાણતો જ હોઉં તે, અને તે પણ એના એ જ શબ્દોમા, છપાયેલું વાચતા કંટાળો આવે છે; પણ આને લીધે, છપાએના લેખો ગ્રંથસ્થ કરું છું, ત્યારે એક મોટો ગેરલાભ એ થાય છે કે લેખોની ચૂંટણી વિવેકપુરઃસર થઈ શકતી નથી અને લખાણમા ભૂલો રહી જાય છે. એટલું જ નહિ, કેટલીક વેળા અગાઉ એકાદ લેખમા આવી ગએલા વિચારો હુ બીજા લેખોમા પણ, અગાઉ આ વિષે મેં લખ્યુ છે તે ભૂલી જઈને, પ્રગટ કરું છું; અને આ કારણે મારા લખાણોમા પુનરુક્તિ ને પિષ્ટપેષણ, સહેલાઈથી દૂર થઈ શકે એમ હોવા છતાં , દાખલ થઈ જાય છે.

## લખના માટે કયો સમય ફાવે છે?

મોટે ભાગે રાતનો વખત વધારે અનુકૂળ પડે છે પરસેવા માટે દિવસ અને પ્રેરણા માટે રાત—અર્જનાત્મક પ્રવૃત્તિ માટે દિવસ, સર્જનાત્મક પ્રવૃત્તિ માટે રાતનુ નિર્માણ કુદરતે કર્યું હોય એમ મને લાગે છે દિવસે ટેબલખુરશીનો આધાર લઈને લખના કરતા નાઠી રાતે હીંચકા પર બેસીને લખવુ વધારે ફાવે છે, પણ આપાન, ધર્માચરણ અને પૈસા મેળવવાની પ્રવૃત્તિ માટે બધો જ વખત અનુકૂળ માનવામા આવે છે, તેમ લખનપ્રવૃત્તિ માટે પણ મારે બધા જ વખતને અનુકૂળ બનાવવો પડે છે,

## પ્રેરણા શી રીતે મળે છે?

લખવાની બાબતમા 'ધીરજના ફળ મીઠા' એ સૂત્રને હુ ગુપ્તપણે અનુસરુ છુ ખાસ કરીને હુ સામયિકો માટે લખુ છુ અને સામયિકોના લેખો અમુક સમય પહેલા તૈયાર થવા જ જોઈએ—જો કે સામયિકો પોતે નક્કી કરને સમયે બહાર પડવુ જ જોઈએ એ નિયમનો ઘણી યે વાર સવિનય અનાદર કરે છે ઓપરેશન કરવાનુ હોય ત્યારે દરદી એ વાત બને ત્યા સુધી ટાળે છે ને નિરુપાયે જ એનો આશ્રય લે છે તે પ્રમાણે લેખ લખવાનુ છેવટની ઘડી સુધી હુ મુલતવી રાખુ છુ. એટલે ગમે તે વખતે, ગમે તે સ્થળે, અને ગમે તેવી પરિસ્થિતિમા (અહીં 'ગમે'નો અર્થ કોઈ ને પણ ન ગમે એમ, આપણી ભાષાની રૂઢિને બળે સમજવાનો છે) મારે લખવા બેસવુ પડે છે.

કેટલી યે વાર બહારગામના સામયિકો માટેના લેખો મે પોસ્ટ ઑફિસમા જઈ ત્યાના બાંક પર બેઠા બેઠા લખીને 'લેટ—ફી' ભરીને મોકલ્યા છે 'ખોટી બે આની', માદગી', એ લેખો તથા ગુજરાત સાહિત્ય સભાના વાર્ષિક અહેવાલનો કેટલોક ભાગ મે ટ્રેનમા લખ્યા હતા; પણ હવે એ બની શકે તેમ રહ્યુ નથી ટ્રેનમા પનાટી વાળી, તે પર કાગળનો થોકડો મૂકી લખવાની સગવડ મેળવી હોય તો મારે સ્પેશિયલ સલૂન દોડાવવાની વ્યવસ્થા કરવી પડે, અને રાજકુટુબમા જન્મેલો ન હોવાથી એ સગવડ હુ મેળવી શકુ એમ લાગતુ નથી.

પાચમો કે છઠ્ઠો ફેરો ખાઈને લેખ માગવા આવેલા, વાટ જોતા મિત્રને લેખ આપવા ખાતર, કેટલીક વાર મે રજાને દિવસે બપોરે ત્રણેક વાગ્યે જાગી ઊઠીને, અબોટિયુ પહેરીને પાચ લેખો લખી નાખ્યા છે સવારમા વહેલા ઊઠીને લખીએ તો થોડા વખતમા ઘણુ અને સારુ લખાય છે, સવારે તન અને મનની સ્ફૂર્તિ સારી રહે છે—એવુ મે ઘણે ઠેકાણે વાચ્યુ છે અને એ મતલબની શિખા-

મણુ પણ મને ઘણી વેળા આપવામાં આવી છે. પણ પ્રથમ તો સવારે વહેલા ઊઠવું જ મુશ્કેલ પડે છે. પચીસત્રીસ વાર પ્રયત્ન કરું ત્યારે એકાદ વાર માંડમાંડ રોજ કરતાં પા—અર્ધો કલાક વહેલા ઊઠી શકાય છે, અને જે દિવસે રોજ કરતાં કંઈક વહેલો ઊઠું છું તે દિવસે તન અને મનની સ્ફૂર્તિ તો ઘેર ગઈ, પણ ચહાના બે વધારાના કપની પૂર્તિ કર્યા પછી પણ, તરતના લાઠી-ચાર્જમાંથી માંડમાંડ મુક્તિ મેળવતાં હોય એવી એ બન્નેની સ્થિતિ બપોર સુધી રહે છે; એટલે વહેલા ઊઠવાના અખતરા હવે હું કરતો નથી.

## પ્રેરણા શી રીતે મળે છે?

પ્રેરણા, એના લાક્ષણિક અર્થમાં, ભાગ્યે જ મને મળે છે. જીવનના રહસ્યનું અવનવું દર્શન મને સાંપડયુ હોય એમ મને લાગતું નથી. [ કોઈ પણ વખત એમ નથી લાગતું એમ કહેવુ જરા વધારે પડતું છે. જીવનનું ઊંડામાં ઊંડું રહસ્ય મને હાથ લાગ્યું છે, અને જગતના તત્ત્વદર્શનના સાહિત્યમાં અપૂર્વ ઉમેરો કરવાની તક મને મળી છે એમ કોઈક કોઈક વાર મને થઈ આવે છે ખરું; પરંતુ અપચા કે ઉજાગરાને લીધે થયેલી એ ખાલી ભ્રમણા છે એમ થોડી જ વારમાં મને સમજાઈ જાય છે. ] કોઈક નવીન 'વાદ' પ્રસરાવવાની મને જરાય ઉત્કંઠા નથી. સૌંદર્યનાં ( કુદરતનાં કે કામિનીનાં સૌંદર્યનાં ) દર્શને મને આનંદ થાય છે, પણ કવિતા લખ્યા વગર જેનો ઊભરો શમે જ નહિ એવો ઉત્કટ એ આનંદ હોતો નથી. દારિદ્રનાં, અન્યાયનાં, જુલ્મનાં લાચારીનાં દર્શનથી મારુ હૃદય દ્રવે છે; પણ દૂર-સુદૂર કૈલાઈને બીજાઓને પણ પલાળી મૂકે એવો યોગ દ્રવવાની એ ક્રિયામા હોતો નથી. એટલે હું પ્રેરણાની અસર હેઠળ લખું છું એમ ભાગ્યે જ કહી શકાય. પરંતુ પ્રેરણાનો મૂળ અર્થ ધક્કા મારવા-થોંચપરોણા કરવા-એવો થાય છે. એ અર્થ મુજબ હું પ્રેરણા વગર લખતો જ નથી, એટલે કે કોઈ તાકીદ કરીને મારી પાસે લખાવે તો જ હું લખું છું. એ જાતની પ્રેરણા મને મિત્રો જાતે આવીને કે પત્રો દ્વારા પાઠવતા જ રહે છે, એટલે પ્રેરણા શી રીતે મળે છે એનો મારે વિચાર જ કરવાનો રહેતો નથી. ઊલટું, આ પ્રેરણા શી રીતે ન મળે તે માટે કેટલીક વાર વિચાર કરવો પડે છે.

લખવા માટે ઓછામા ઓછો વખત હોય અને બીજાં કામનું દબાણ ઘણું હોય ત્યારે લખવાની પ્રેરણા આળસ મરડીને જાગી ઊઠે છે. ઘણુંખરું તો વખત થઈ જાય પછી જ લખવાનું મને ફાવે છે. આગ લાગે અને બરાબર જામે ત્યારે જ પ્રેરણા પોતાના કૂવામાંથી પાણી આપે છે.

કોઈક વાર અમુક બનાવને લીધે લખવાની સ્ફુરણા થાય છે.

ભાઈ બન્સેરજી ભરુચા વર્તમાનપત્રોમાં જેનેતેને ખુલ્લા પત્રો લખે છે તે જાણીતુ છે. એવો એમનો એક પત્ર હુ વાચતો હતો તે વખતે મારો ઘાટી 'શેટ, ઊઠો કચરા કાઢનાચ્છયે' કહીને ત્યાં આવ્યો ને મને એણે ઉઠાડ્યો. હુ ઊઠ્યો તે સાથે પ્રેરણા પણ જાગી ઊઠી મનમા ને મનમા મે કહ્યું: 'બન્ચા, તે વાચતો ઉઠાડ્યો, પણ હુ તને 'ખુલ્લો' પત્ર ન લખુ', તો મારુ નામ નહિ' આવી ભીષણ પ્રતિજ્ઞા લઈને મે થોડા જ સમયમા–ત્રણ ચાર મહિના પછી–તેનુ પાલન કર્યું. "ઘાટીને ખુલ્લો પત્ર" નામનો લેખ લખીને છપાવ્યો સદ્ભાગ્યે ઘાટીએ એ વાચ્યો નથી. મારા લખાણોની બાબતમા–ને કોઈ કોઈ વાર તો કાગળોની બાબતમા પણ–એવુ બને છે કે જેને માટે હુ તે લખુ છું તે વાચતા નથી, અને જેને માટે લખાયા નથી હોતા તે એ વાચે છે

હજામ પર મે એક કવિતા લખી છે એક સ્થળે હજામનુ વર્ણન પણ કર્યું છે,–પણ એકે હજામે એ કવિતા કે લેખ–વાચવાની તસ્દી લીધી હોય એમ હુ ધારતો નથી. એ જ રીતે 'પ્રશ્નચિહ્ન' વાળો લેખ એક ભાઈ મને વારવાર પ્રશ્નો પૂછીને સતાવતા હતા, તેના પર ખાર કાઢવાના ઉદ્દેશથી લખ્યો હતો, પણ આજ સુધી એમણે એ લેખ વાચ્યો નથી.

### લેખકજીવનમાં કોણ ખેંચી લાવ્યું?

કરોળિયો. ભીંત પરનો નહિ, પણ પાઠ્યપુસ્તકની કવિતામાંનો.

> 'કરતાં જાળ કરોળિયો, ભોંય પડી ગભરાય,
> વણતૂટેલે તાંતણે ઉપર ચઢવા જાય.'

આપણા જૂના પાઠ્યપુસ્તકમા આ પક્તિથી શરૂ થતી એક કવિતા શીખવાની ને મોઢે કરવાની આવી કોણ જાણે કેમ પણ આ બે લીટી મને બહુ ગમી ગઈ. એમા ય ખાસ કરીને '–રાય' અને 'જાય'ના પ્રાસ મારા મનમા રમી રહ્યા. એ પછી આ જાતનું કંઈક લખવા માટે મને પણ મન થયુ.

એ પછી દલપતરામના અતલીપિકા અને બાલલાપિકાના કેટલાક દોહરાઓ વાચવામાં આવ્યા ને કોઈક ઊગતા કવિએ, પોતાની માતાના મૃત્યુ વિષે લખેલી નિવાપાજલિ વાચીને, મારી માતા વિષે અજ્ઞાની સૃષ્ટિમા એને મૃત્યુ પામેલી માની લઈને, દરેક લીટીનો પહેલો અક્ષર લેતા એનું નામ અને વચલો અક્ષર લેતા, મારું નામ વચાય એવી કરુણ રસની કવિતા મે લખી કાઢી. અલબત્ત, એમા કાવ્યત્વ ને કરુણરસ બન્નેનો પૂરેપૂરો અભાવ હતો, પણ રસ ભલે કરુણ

ન રહ્યો, પરિણામ તો કરુણ આવ્યું. હોંશથી ને ઉમંગથી સરસ્વતીની આરાધનાનું આ પ્રથમ ફળ મેં માતાને અને વડીલો આગળ ધર્યું તો મને સરપાવ મળ્યો : "અરે મૂરખ! કવિતા કરવા માટે માને મારી નાખી!"

પણ આથી હતાશ ન થતાં પાઠ્યપુસ્તકમાંના કરોળિયાની પેઠે મેં પણ કવિતા–મુખ્યત્વે કરુણરસની કવિતા–લખવાના પ્રયત્નો ચાલુ જ રાખ્યા, અને અંતે કરોળિયો પ્રથમનાં જાળાં તૂટી જતાં નવું જાળું બાંધી ઉપર ચઢ્યો, તેમ કરુણ-રસની કવિતાના કાચા તાંતણા તૂટી જતા, હાસ્યના ગદ્યતંતુઓ નીપજાવીને હું પણ તમારા જેવા મારી પાસે 'તમે કેમ લખો છો? કોને માટે લખો છો ?' એવા એવા પ્રશ્નો પૂછી લખાવવા તૈયાર થાય, એવે સ્થાને પહોંચ્યો ખરો.

**એકી બેઠકે કેટલું લખી શકો ? શું લખેલું ? ક્યારે લખેલું ?**

એ તો બેઠક ને લેખ બન્નેના પ્રકાર પર આધાર રાખે છે. મોટે ભાગે એકી બેઠકે એક લેખ પૂરો કરી નાખું છું. શું લખેલું ને ક્યારે લખેલું તે અત્યારે બરાબર યાદ નથી.

**કયી જાતનાં કાગળ, કલમ, શાહી વાપરવાં ગમે છે ?**

સારી જાતના કાગળ ફૂલસકેપ, કલમ ફાઉન્ટેન પેન અને શાહી ક્વીન્કની હોય તો મને વધારે ફાવે

**લેખકજીવન ગમે છે ? ગમતું હોય તો શા માટે ? ન ગમતું હોય તો શા માટે !**

'લેખકજીવન' એટલે શું ? માનવજીવન કરતાં લેખકજીવન કઈ રીતે જુદું છે? 'લેખકજીવન' એટલે લેખનના ઉપર જ જીવનનિર્વાહ માટે આધાર રાખતા લેખકોનું જીવન, એવો તમારા મનમાં અર્થ હોય તો આ પ્રશ્ન મને બહુ લાગુ પડી શકે એમ નથી. લેખનના કાર્યમાંથી હું જીવનનો નિર્વાહ તો શું, પણ મહિનાની દવાનો ખર્ચ પણ ભાગ્યે જ કાઢી શકું. 'લેખક-જીવન' એટલે જે જે લેખકો હોય તેનું જીવન, એવો અર્થ જો અભિપ્રેત હોય તો આ પ્રશ્ન મને લાગુ પડે. પરંતુ હું લખું છું ને તે છપાય છે, તેટલા પરથી લેખકજીવન જેવું કોઈક વિશિષ્ટ પ્રકારનું જીવન હું જીવતો હોઉં એમ મને નથી લાગતું. દાખલા તરીકે પત્રો–કાગળો પણ લખું છું–લેખો કરતાં વધારે પ્રમાણમાં લખું છું, પણ તેથી 'ટપાલ–જીવન' એવું કોઈ વિશિષ્ટ પ્રકારનું જીવન હોઈ શકે એમ મને લાગતું નથી.

તમારા પૂછવાની એમ મતલબ હોય કે લેખો લખવાનું મને ગમે છે કે નહિ તો એનો જવાબ દઈ શકાય. પહેલાં લેખો લખતાં મને આનંદ આવતો. હવે તો કંટાળો આવે છે એનાં બે કારણો હોય એમ મને લાગે છે.

પહેલું : લખતાં જે શારીરિક શ્રમ પડે છે તે. લખતાં પણ હું થાકી જાઉં છું અને મને શ્રમ જેવું લાગે છે તેનું કારણ શારીરિક નિર્બળતા નથી, પણ લખવામાં શરીર અને મન બન્નેની ચંચલતા પર સારી પેઠે કાબૂ રાખવો પડે છે તેનું, તથા કાગળ ને કલમ જેવી ક્ષુદ્ર વસ્તુઓની મદદ વડે જ મારા વિચારોને હું વ્યક્ત કરી શકુ છું તેનુ ભાન મને ખેદ ઉપજાવે છે. એ ખેદને લીધે બહુ મહેનત ન પડતી હોવા છતાં હુ ભારે પરિશ્રમનું કામ કરી રહ્યો હોઉં એમ લખતી વેળા મને લાગે છે.

એ સિવાય વાડકામા પુરાએલો મંકોડો, વાડકો ઉપાડી લીધા પછી પણ વાડકાની હદની અંદર થોડી વાર સુધી ગોળગોળ ફર્યા કરે છે, તેમ લખણ પૂરું થઈ ગયા પછી પણ મારું મગજ એ વિષયના વર્તુલમાં ફરે છે, અને મોટે ભાગે મોડી રાતે લખતો હોવાથી, લેખ લખી રહ્યા પછી જ ચકરે ચઢી જવાને લીધે ઊંઘ રિસાઈ જાય છે. આથી બીજે દહાડે થાક લાગે છે.

લખવાનો કંટાળો આવવાનું બીજું અને મહત્ત્વનું કારણ તે એનાથી વાચનમાં વિક્ષેપ પડે છે એ છે. " જીવીશ બની શકે તો એકલાં પુસ્તકોથી." એમ ફક્ત ઊધઈ કહી શકે, પરંતુ કલાપીએ એમ પોતાને માટે કહ્યું છે અને મને પણ એવી ઇચ્છા તો થાય છે—જો કે એ બની શકે એમ નથી એ હુ જાણું છુ. વાંચવાનું મને લગભગ ગાંડપણ છે. લગભગ દુર્વ્યસન કહેવાય એવી એ ટેવ પડી ગઈ છે. અવ્યવસ્થિત રીતનુ, ઢંગધડા વગરનુ, કોઈ પણ વિષય પરત્વેનુ નહિ, એવું મારું વાચન મને પંડિત કે અભ્યાસી બનાવી શકતું નથી પણ આળસુ તો જરૂર બનાવે છે. સૂતા પહેલાં કંઈ ને કંઈ તો વાંચવુ જ જોઈએ. એક વખત હુ પરગામ ગયો હતો ત્યાં વાંચવા માટે મને કંઈ ન મળ્યું ત્યારે "દેશી હિસાબ"ની ચોપડી એક નાનકડા બાળક પાસેથી લઈને, સૂતા પહેલાં મારે તે વાચવા બેસવું પડ્યુ હતુ. આ વાચનકાર્યમાં લેખ લખવા બેસું છુ તો ભારે વિક્ષેપ પહોંચે છે અને તેથી લખવા પર કંટાળો આવે છે. એ ઉપરાંત આટલું બધું વાંચવાનું પડ્યું છે તેમાં મારે ઉમેરો શા માટે કરવો એમ થાય છે.

### લખતી વેળા કંઈ ખાસ ટેવ, જે વિના ચાલે જ નહિ?

ખાસ ટેવ તો કોઈ નથી. પાન ખાઉં છું ખરો. પણ તે ફક્ત લખતી વેળા જ ખાતો નથી. હજામત, સ્નાન, ભોજન ને શયનના સમયને બાદ કરતાં

લગભગ આખો વખત હું પાન ખાયા કરું છું, તેમ લખતી વેળા પણ ખાઉં છુ. પણ તેના વિના ચાલે જ નહિ એમ નથી.

મોટા તકીઆ પર કાગળનો થોકડો મૂકી, હીંચકા પર બેસીને લખવું મને વધારે ફાવે છે. પણ મેં આગળ કહ્યું તેમ મારે ગમે ત્યારે, ગમે તેવી સ્થિતિમાં લખવું પડે છે, એટલે લખવા માટે આ તો જોઈશે જ ને તેના વિના તો નહિ જ ચાલે એવો આગ્રહ રાખવો મને પાલવે એમ નથી.

## વક્તા તરીકે તમને વધારે ફાવે છે કે લેખક તરીકે ?

વક્તા તરીકે, કારણ કે લખવા કરતાં બોલવાનું હું પાંચસાત વર્ષ વહેલો શીખ્યો હતો. તે પછી પણ લખવા કરતા બોલવાનો અભ્યાસ મે વધારે રાખ્યો છે, એટલે બોલવાના કામમાં સહેજે વધારે સફળતા મળી શકે છે. ઉપરાંત, બોલતી વેળા મને શ્રમ પડે છે, તો શ્રોતાઓને સાંભળવાનો શ્રમ પડે છે એ હુ નજરે જોઈ શકું છું, અને આ કાર્યથી હું એકલો જ હેરાન થતો નથી એવો સંતોષ હુ અનુભવી શકું છુ. લખતી વેળા મને મહેનત પડે છે પણ એ લખેલું વાંચવાની કોઈ મહેનત લેશે કે નહિ તેની મને ખબર પડતી નથી. છોકરીને 'સાપનો ભારો' ગણવામાં આવે છે, કારણ કે તેને સાચવવી પડે છે તથા સારો વર શોધી કાઢી એને પરણાવવી પડે છે ને તે પછી જમાઈની મરજી સાચવવા કંઈ કંઈ મહેનત કરવી પડે છે. છોકરા માટે તેવું કશું હોતું નથી. તેજ પ્રમાણે બોલવાના કાર્યને છોકરા સાથે ને લખવાની ક્રિયાને છોકરી સાથે સરખાવી શકાય. ભાષણ કર્યા પછી મને કોઈ ચિંતા રહેતી નથી એ પતી ગયું એટલે બસ. પણ લખ્યા પછી તો એને છપાવવાની, લેખો ભેગા કરી એનો સંગ્રહ કરવાની અને એ સંગ્રહ પ્રકાશકને પહોંચાડવાની એ બધી ખટપટ કરવી પડે છે. જો કે મારા પ્રકાશક શ્રી નટવરલાલ વીમાવાળા, સ્નેહલગ્નના ઉપાસકો જાતે જ કન્યા ખોળી લઈને પરણી જાય છે ને દીકરીનાં માબાપને ચિંતામુક્ત કરે છે તે રીતે, મારા લેખો છપાયા હોય ત્યાંથી ભેગા કરી તેમને ગ્રંથસ્થ બનાવવાની ખટપટ પોતે કરી લે છે એટલે મોટે ભાગે મને નિરાંત રહે છે. તો પણ મને કે મારા પ્રકાશકને-કોઈકને ય-એટલી તકલીફ તો લેવી જ પડે છે એટલા પૂરતું એ કામ મને બોલવા જેટલું સુતરું લાગતું નથી.



હમણા થોડા વખત પર હુ બ્રામમા ઊભો ઊભો મુસાફરી કરી રહ્યો હતો. મારી આગળ ઊભેલા એક સ્થૂલકાય ગૃહસ્થને આચકો લાગતા એ જરા પાછળ હઠ્યા ને પછી પોતાના પગ મારા પગ પર મૂકીને સ્વસ્થતા મેળવી ઊભા રહ્યા મારા પોતાના વજન ઉપરાત વધારે બોજો–અને તે યે આવો જબરદસ્ત બોજો– ઉપાડવા માટે મારા પગ કોઈ રીતે તૈયાર ન હતા 'મારા પર વધારે પડતો ભાર મૂકવામા આવ્યો છે' એવી ફરિયાદ એમણે મારા મગજને પહોચાડી ને મે પેલા જાડા મહગૃહસ્થને કહ્યુ 'મહેરબાન, સહેજ ખસો તો ઠીક તમે મારા પગ પર ઊભા છો."

"અરે! માફ કરો બહુ દિલગીર છુ." કહીને એ જરા હમીને સહેજ ખસ્યા.

"દિલગીરી તો મને થાય છે દુઃખ મારે વેઠવુ પડ્યુ, તમારા મો પર તો સ્મિત ચમકે છે તમે દિલગીર છુ એમ શા માટે કહો છો?' એમ પૂછવાનુ મને મન થયુ પણ મારી દિલગીરી તે એમની જ દિલગીરી છે એમ માની લઈને મન વાળ્યુ

એટલામા એક જબરજસ્ત આચકો આવ્યો, બસ એકાએક ઊભી રહી ને મારી પાછળ ઊભેલા ગૃહસ્થ જોરમા મને ભેટી પડ્યા "તમને એકાએક આટલો બધો ઉમળકો ક્યાથી થઈ આવ્યો?" એમ પૂછવા હુ જરા પાછો ફર્યો પણ એટલામા આવુ દૃશ્ય જોવા કરતા તો ઉપરથી પડતુ નાખી આપઘાત કરવો સારો એમ લાગવાથી, નાક પર રહેલા ચશ્માએ જોરમા જમીન પર ઝપલાવ્યુ જમીન પર પડવા માટે જગા જ નહોતી એટલે એ પડ્યા, મને અકસ્માત ભેટી પડેલા ગૃહસ્થના અચાનક પહોળા થએલા પગની વચ્ચે. 'ઓહ! ઓહ!' કરીને એમણે ચશ્માના કાચ પર જોરમા પગ મૂક્યો અને પછી એક ભાગેલો કાચ ને બે તૂટેલી દાડી સાથે ચશ્માની ફ્રેમ હાથમા લઈ મને પાછી આપતા એ બોલ્યા 'Sorry! very sorry–pardon me!" ('દિલગીર છુ બહુ દિલગીર છુ. મને માફ કરો")

"દિલગીર તો દીકરા, મારે થવાનુ છે તારે શુ છે? વીસ પચીસ નાની વગર કારણે ઉડાડી ને ઉપરથી 'દિલગીર છુ' એમ કહે છે!" હુ મનમા બોલ્યો, અને પછી ખિન્ન હૃદયે ભાગેલા ચશ્માને ગજવામા મૂકી એમને કહ્યુ "હોય, કઈ નહિ–ચશ્મા તો બીજા આવશે તમને વાગ્યુ તો નથી ને!"

કેવા પ્રકારની ભાષાનો પ્રયોગ વધારેમાં વધારે કરે છે, સામાન્ય વ્યવહારમાં કેવી જાતના વાક્યપ્રયોગ એ કરે છે, એ જોવાજાણવાની જરૂર છે.

"તમારા પોતાના પગ પર ઊભા રહેતાં શીખો" એમ મને વડીલો ને શિક્ષકો તરફથી ઉપદેશ કરવામાં આવતો. એ વિદ્યા તો હું નાનપણમાંથી જ શીખ્યો છું–બીજાના પગ પર, ઇચ્છા હોય તો પણ ઊભા રહી શકાય એમ છે જ નહિ, તેમ છતાં આ લોકો આવો બોધ કેમ કરતા હશે તે મને સમજાતું નથી.

"હું મારા પગ પર જ ઊભો છું. તમારા પગ પર ઊભો નથી એટલું જ નહિ, જ્યારે જ્યારે હું ઊભો થાઉં છું ત્યારે ત્યારે મારા જ પગ પર ઊભો થાઉં છું. તમે પણ એમ જ કરતા હશો એમ માની લઉં છું. તો પછી 'તમારા પોતાના પગ પર ઊભા રહેતા શીખો' એવો તમે ઉપદેશ આપો છો તેનો શો અર્થ?" એમ મેં એક ગુરુજનને એક વખત પૂછ્યું.

એમણે જવાબ દીધો: "મૂરખ થા માં!"

'નહિ થાઉં–" મેં કહ્યું: "પણ તમે સમજાવો તો ખરા."

"પોતાના પગ પર ઊભા રહેવું એનો શબ્દાર્થ લેવાનો નહિ, પણ ભાવાર્થ સમજવો જોઈએ એનો અર્થ એટલો જ કે સ્વાશ્રયી બનો. બીજાના પર આધાર ન રાખો" એમણે સ્પષ્ટતા કરતા જણાવ્યું, અને પછી ઉમેર્યું: "શબ્દાર્થ પ્રમાણે જોતા પણ એ બરાબર છે. તમારા પોતાના પગ પર ઊભા રહેશો તો બરાબર ઊભા રહી શકશો. બીજાના પગ પર ઊભા રહેવા જશો તો ગબડી પડશો–એ ધક્કો મારીને તમને ફેંકી દેશે."

પરંતુ હું અનુભવે શીખ્યો છું કે "બીજાના પગ પર ઊભા રહેતાં શીખો–સુલાયમ રીતે બીજાને ખબર પણ ન પડે કે મારા પગ પર કોઈ ઊભું છે, એ રીતે ઊભા રહેતા શીખો" એવો બોધ દેવાની વધારે જરૂર છે.

તમે બીજાના પગ પર નહિ ઊભા રહો, તો બીજો તમારા પગ પર ઊભો રહેશે. આ જગતમા આપણે કેવળ સ્વાશ્રયી થઈને રહી શકીએ એ અસંભવિત છે. નાનામાં નાની વસ્તુ માટે પણ બીજાનો આધાર લીધા વિના છૂટકો જ નથી કેવળ શબ્દાર્થની દૃષ્ટિએ જોઈએ તો પણ આ સાચું છે. અત્યારે ટ્રામ, બસ, ટ્રેન ઇત્યાદિમાં એટલી ભીડ રહે છે કે મોટે ભાગે આપણે ઊભા રહેવું પડે છે અથવા તો આપણા પગ પર કોઈ બીજો ઊભો રહે છે.

# માફ કરો; દિલગીર છું !

વ્યક્તિ અથવા પ્રજાની સંસ્કૃતિનું માપ એની ભાષા દ્વારા થઈ શકે છે નીચ કુળમાં ઉત્પન્ન થએલા પુરુષને માથે શિંગડાં નથી હોતાં ને ખાનદાન કુટુંબના નબીરાના હાથમાં કમલનું ચિહ્ન નથી હોતું એ તો કોઈ પુરુષ જ્યારે બોલે છે ત્યારે જ એના જાતિ કુલનું—એની ખાનદાનીનું પ્રમાણ મળે છે એમ એક સંસ્કૃત કવિએ કહ્યું છે તે યોગ્ય જ છે

ઉત્ક્રાન્તિક્રમ પ્રમાણે જોતાં પણ આ વાત સિદ્ધ થઈ શકે છે જંતુ કે જાનવરમાંથી ધીમે ધીમે મનુષ્ય ઉત્ક્રાન્તિક્રમના ઉત્તરોત્તર પગથિયાં ચઢતાં જન બન્યો—હેવાનમાંથી ઇન્સાન બન્યો—તેમ તેમ વાગ્વ્યાપાર વિકાસ પામતો ગયો વાણી પર એનું પ્રભુત્વ વધતું ગયું જડ વસ્તુ કશો પણ અવાજ કરતી નથી સિવાય કે આપણે તેની સાથે જોરમાં અથડાઈએ જંતુ અને જાનવરો અવાજ કરી શકે છે, એથી તે જડ વસ્તુ કરતાં શ્રેષ્ઠ ને વધારે સંસ્કારી છે પરંતુ એમનો અવાજ પ્રાણીની સહજ વાસના—કેવળ લાગણીના ઉદ્‌ગાર સમો હોય છે એથી વધારે અર્થ તેમાં હોતો નથી

પણ મનુષ્ય જે અવાજ કાઢે છે તે અર્થપૂર્ણ હોય છે બોલે છે તો બધાં જ પ્રાણીઓ કૂતરાં બિલાડાં ઘોડા, ગધેડા, ને માણસો—બધાં બોલે છે પરંતુ મનુષ્યની વાણીનું પૃથક્કરણ થઈ શકે છે—જનાવરની વાણીનું થઈ શકતું નથી વ્યાકરણની દૃષ્ટિએ જોતાં મનુષ્ય જે વાક્ય બોલે છે તેમાં નામ સર્વનામ, ક્રિયાપદ વિશેષણ આદિ જુદા જુદા પ્રકારના શબ્દોનો ભેદ કરી શકાય છે કૂતરાં બિલાડાં બોલે છે તેમાં નામ, વિશેષણ આદિ છૂટાં પાડી શકાતાં નથી, બહુ બહુ તો જાનવરો કેવળપ્રયોગી અવ્યયનો ઉપયોગ કરે છે એમ કહી શકાય

આમ મનુષ્ય પ્રાણીમાત્રમાં સૌથી વધારે સંસ્કારી છે, કારણ કે એ દરેક પ્રકારના ભાવ ને વિચાર ભાષા મારફતે દર્શાવી શકે છે અને મનુષ્યોમાં પણ જે શિષ્ટ સુઘડ ને સંસ્કારી ભાષાનો ઉપયોગ કરી શકે તે વધારે સંસ્કારી, કુળવાન ને ખાનદાન ગણાય છે આટલા માટે સુસંસ્કૃત પ્રજા અથવા મનુષ્ય

કેવા પ્રકારની ભાષાનો પ્રયોગ વધારેમાં વધારે કરે છે, સામાન્ય વ્યવહારમાં કેવી જાતના વાક્યપ્રયોગ એ કરે છે, એ જોવાજાણવાની જરૂર છે.

"તમારા પોતાના પગ પર ઊભા રહેતાં શીખો" એમ અને વડીલો ને શિક્ષકો તરફથી ઉપદેશ કરવામાં આવતો. એ વિદ્યા તો હું નાનપણમાંથી જ શીખ્યો છું–બીજાના પગ પર, ઇચ્છા હોય તો પણ ઊભા રહી શકાય એમ છે જ નહિ, તેમ છતાં આ લોકો આવો બોધ કેમ કરતા હશે તે મને સમજાતું નથી.

"હું મારા પગ પર જ ઊભો છું. તમારા પગ પર ઊભો નથી. એટલું જ નહિ, જ્યારે જ્યારે હું ઊભો થાઉં છું ત્યારે ત્યારે મારા જ પગ પર ઊભો થાઉં છું. તમે પણ એમ જ કરતા હશો એમ માની લઉં છું. તો પછી 'તમારા પોતાના પગ પર ઊભા રહેતા શીખો' એવો તમે ઉપદેશ આપો છો તેનો શો અર્થ ?" એમ મેં એક ગુરુજનને એક વખત પૂછ્યું.

એમણે જવાબ દીધો: "મૂરખ થા માં !"

'નહિ થાઉં–" મેં કહ્યું: "પણ તમે સમજાવો તો ખરા."

"પોતાના પગ પર ઊભા રહેવું એનો શબ્દાર્થ લેવાનો નહિ, પણ ભાવાર્થ સમજવો જોઈએ એને અર્થ એટલો જ કે સ્વાશ્રયી બનો. બીજાના પર આધાર ન રાખો" એમણે સ્પષ્ટતા કરતાં જણાવ્યું, અને પછી ઊમેર્યું : "શબ્દાર્થ પ્રમાણે જોતાં પણ એ બરાબર છે. તમારા પોતાના પગ પર ઊભા રહેશો તો બરાબર ઊભા રહી શકશો. બીજાના પગ પર ઊભા રહેવા જશો તો ગબડી પડશો–એ ધક્કો મારીને તમને ફેંકી દેશે."

પરંતુ હું અનુભવે શીખ્યો છું કે "બીજાના પગ પર ઊભા રહેતાં શીખો–મુલાયમ રીતે બીજાને ખબર પણ ન પડે કે મારા પગ પર કોઈ ઊભું છે, એ રીતે ઊભા રહેતાં શીખો" એવો બોધ દેવાની વધારે જરૂર છે.

તમે બીજાના પગ પર નહિ ઊભા રહો, તો બીજો તમારા પગ પર ઊભો રહેશે. આ જગતમાં આપણે કેવળ સ્વાશ્રયી થઈને રહી શકીએ એ અસંભવિત છે. નાનામાં નાની વસ્તુ માટે પણ બીજાનો આધાર લીધા વિના છૂટકો જ નથી કેવળ શબ્દાર્થની દૃષ્ટિએ જોઈએ તો પણ આ સાચું છે. અત્યારે ટ્રામ, બસ, ટ્રેન ઇત્યાદિમાં એટલી ભીડ રહે છે કે મોટે ભાગે આપણે ઊભા રહેવું પડે છે અથવા તો આપણા પગ પર કોઈ બીજો ઊભો રહે છે.

હમણાં થોડા વખત પર હું બસમાં ઊભો ઊભો મુસાફરી કરી રહ્યો હતો. મારી આગળ ઊભેલા એક સ્થૂલકાય ગૃહસ્થને આંચકો લાગતાં એ જરા પાછળ હટ્યા ને પછી પોતાના પગ મારા પગ પર મૂકીને સ્વસ્થતા મેળવી ઊભા રહ્યા. મારા પોતાના વજન ઉપરાંત વધારે બોજો–અને તે યે આવો જબરદસ્ત બોજો–ઉપાડવા માટે મારા પગ કોઈ રીતે તૈયાર ન હતા. 'મારા પર વધારે પડતો ભાર મૂકવામાં આવ્યો છે' એવી ફરિયાદ એણે મારા મગજને પહોંચાડી ને મેં પેલા જાડા સદ્‌ગૃહસ્થને કહ્યું: 'મહેરબાન, સહેજ ખસો તો ઠીક. તમે મારા પગ પર ઊભા છો."

"અરે! માફ કરો; બહુ દિલગીર છું." કહીને એ જરા હસીને સહેજ ખસ્યા.

"દિલગીરી તો મને થાય છે. દુઃખ મારે વેઠવું પડ્યું, તમારા મોં પર તો સ્મિત ચમકે છે. તમે દિલગીર છું એમ શા માટે કહો છો?' એમ પૂછવાનું મને મન થયું. પણ મારી દિલગીરી તે એમની જ દિલગીરી છે એમ માની લઈને મન વાળ્યું.

એટલામાં એક જબરજસ્ત આચકો આવ્યો, બસ એકાએક ઊભી રહી ને મારી પાછળ ઊભેલા ગૃહસ્થ જોરમાં મને ભેટી પડ્યા. "તમને એકાએક આટલો બધો ઉમળકો ક્યાંથી થઈ આવ્યો?" એમ પૂછતા હું જરા પાછો ફર્યો. પણ એટલામા આવું દશ્ય જોવા કરતા તો ઉપરથી પડતું નાખી આપઘાત કરવો સારો એમ લાગવાથી, નાક પર રહેલા ચશ્માએ જોરમાં જમીન પર ઝંપલાવ્યું' જમીન પર પડવા માટ જગા જ નહોતી એટલે એ પડ્યા, મને અકસ્માત ભેટી પડેલા ગૃહસ્થના અચાનક પહોળા થએલા પગની વચ્ચે. 'ઓહ! ઓહ!' કરીને એમણે ચશ્માના કાચ પર જોરમા પગ મૂક્યો. અને પછી એક ભાંગેલો કાચ, ને બે તૂટેલી દાંડી સાથે ચશ્માની ફ્રેમ હાથમાં લઈ મને પાછી આપતાં એ બોલ્યા : "Sorry! very sorry-pardon me!" ("દિલગીર છું. બહુ દિલગીર છું. મને માફ કરો.")

"દિલગીર તો દીકરા, મારે થવાનું છે. તારે શું છે? વીસ પચીસ રૂપિયાની વગર કારણે ઉઠાડી ને ઉપરથી 'દિલગીર છું' એમ કહે છે!" હું મનમાં બોલ્યો, અને પછી ખિન્ન હૃદયે ભાંગેલા ચશ્માને ગજવામાં મૂકી એમને કહ્યું : "હોય, કંઈ નહિ–ચશ્મા તો બીજા આવશે. તમને વાગ્યું તો નથી ને!"

એ જ દિવસે બપોરે થોડાક મિત્રો સાથે એક 'રેસ્ટોરાં'માં હું ચા પીતો બેઠો હતો.

'પાઉડરવાળી ચા માટે સ્ત્રીઓ જ જવાબદાર છે, કારણ કે મુખ પર, પાઉડરનો મહિમા એમણે વધારી મૂક્યો ન હોત તો દૂધનો પાઉડર બનાવવાનું કોઈને સૂઝત પણ નહિ' આ પ્રકારની અર્થશૂન્ય ચર્ચા અમારા વચ્ચે ચાલી રહી હતી એટલામાં સામે મોટે અવાજે વાત કરતું તરુણીવૃંદ આવી પહોંચ્યું.

रम्याणि वीक्ष्य मधुरांश्च निशम्य शब्दान् पर्युत्सुकीभवति यत्सु खितोऽपि जन्तु (રમ્ય પદાર્થો જોઈને ને મધુર શબ્દો સાંભળીને સુખી જીવડો પણ ઉત્સુક બની જાય છે—કોઈક જાતનું દર્દ અનુભવે છે) એ કવિવર કાલિદાસના વચન પ્રમાણે મારી બાજુમાં બેઠેલા મિત્ર એ રમણીઓને જોઈને તથા તેમનો મધુર કલ્લોલ નાદ સુણીને બેચેન બની ગયા. પ્રથમ એમના હૃદયમાં કંપ થયો, પછી કંપ્યો એમનો હાથ, અને એ કંપતા હાથમાં રહેલા પ્યાલાની અંદર પુરાએલી ચાને બહાર શી ધમાલ મચી છે, તે જોવાનું મન થયું. એ ઉછળીને બહાર આવી, ને હિમાલય પરથી ગંગા મહાદેવના મસ્તક પર ઊતરી તેમ પ્યાલામાંથી ચા આવીને મારા કોટ પર પડી.

"Very sorry! very sorry—pardon me!" (બહુ દિલગીર છું. માફ કર) મારા મિત્રે આંખ હજી યે તરુણીવૃંદ તરફ જ રાખીને કહ્યું.

"તું આ કોને કહે છે?" મેં પૂછ્યું.

"કોને કેમ વળી? તને" એણે મારા સામું જોઈને જવાબ દીધો.

"હું કંઈ બોલ્યો નહિ. જરા નરમ પડીને એણે મને પૂછ્યું "Really, I am very sorry (ખરેખર હું દિલગીર છું) તને ખોટું લાગ્યું?"

"ના મને ખોટું નથી લાગ્યું" મેં જવાબ દીધો.

'ત્યારે બોલતો કેમ નથી?" મારા મિત્રે પૂછ્યું.

"એ તો હું વિચાર કરું છું" મેં કહ્યું.

"બહુ ખોટું. હવે આ ઉંમરે એવી ટેવ ન પાડે તો નહિ ચાલે?" મારા મિત્રે કહ્યું.

"શી ટેવ?" મેં પૂછ્યું.

"આ વિચાર કરવાની. એ ખરાબ ટેવ છે. ઘણા માણસ એથી ગાંડા થઈ ગયા છે." મારા મિત્રે જવાબ દીધો.

"તારે ગભરાવાની જરૂર નથી. તને એવો જરા પણ ભય નથી." મેં કહ્યું.

"એટલે ?" ન સમજવાથી મારા મિત્રે પ્રશ્ન કર્યો.

"વિચાર કરવાથી માણસ ગાંડો થઈ જાય છે એ કદાચ ખરું હશે. પણ તેનો તારે ભય રાખવાની જરૂર નથી. કારણ કે વિચાર કરવા માટે મગજની જરૂર પડે છે." મેં કહ્યું.

"ને મારે મગજ નથી એમ જ ને !" મારા મિત્રે પૂર્તિ કરી.

"હા." મેં જવાબ દીધો.

"જો તું ખરેખર ખિજવાયો છે. I am really very sorry, old man-(દોસ્ત ! હું ખરેખર બહુ દિલગીર છું.) તારાં કપડાં બગડ્યાં તે બદલ ઘણો જ દિલગીર છું." મારા મિત્રે ફરી દિલગીરીનું પ્રદર્શન કર્યું.

"હું આ જ વિચાર કરતો હતો" મેં કહ્યું.

'ઓહો ? આમાં શી મોટી વાત છે ? બીજાની લાગણીને માન આપવું એ દરેક સંસ્કારી પુરુષનો ધર્મ છે I am sorry—હું દિલગીર છું એ પ્રયોગ આપણે પશ્ચિમની સંસ્કારી પ્રજા પાસેથી શીખ્યા છીએ એ તો ઠીક, પણ I am sorry—હું દિલગીર છું એમ કહેવાનો સંસ્કારી વર્ગમાં રિવાજ છે એ તું નથી જાણતો ? અરે ! બહુ ઊંચા કુટુંબના સંસ્કારી સ્ત્રી પુરુષો તો ભિખારીને પૈસો ન આપવો હોય ત્યારે અથવા ધાટીને રજા આપતા પણ I am sorry—હું દિલગીર છું એમ કહે છે, સમજ્યો ?'' મારા મિત્રે મને સમજણ પાડી.

વાત સાચી છે દિલગીરીનો ભાર ન અનુભવવા છતાં—માફી માગવાની જરા જેટલી ઇચ્છા ન હોવા છતાં—'દિલગીર છું—માફ કરો' એમ કહેવું તેમાં દંભ નથી, પણ સભ્યતા છે, સંસ્કારિતા છે, વિનય છે.

અંગ્રેજીમાં એ જ રીતે I am afraid 'મને ભય છે' નો પ્રયોગ થાય છે કોઈને આપણે વખત પૂછીએ તો કહેશે· 'I am afraid I have no watch મને ભય છે કે મારી પાસે ઘડિયાળ નથી ' કોઈની કને ઈંડિપેન કે બીજી વસ્તુ ઊછીની માગીએ ત્યારે પણ એ એમ જ કહેશે, 'I am afraid I have not got it મને ભય છે કે મારી કને એ વસ્તુ નથી ' 'પણ ભલા માણસ ? એમાં ભય રાખવાનું કારણ શું છે ?' એમ એને કોઈ પૂછતું નથી. ભય ઉત્પન્ન થાય એવો પ્રસંગ જ ત્યાં ઉપસ્થિત થતો નથી તો યે વિવેકને ખાતર 'I am afraid (મને ભય છે) એમ કહેવું પડે છે.

મનુષ્ય અને પશુ વચ્ચે આ વિવેક—અથવા વિવેકપ્રદર્શન—નો જ તફાવત છે. આહાર—નિદ્રા—ભય વગેરે મનુષ્યો અને પ્રાણીઓ વચ્ચે સામાન્ય છે. પરંતુ **एको विवेको ह्यधिको मनुष्ये**—એક વિવેક મનુષ્યમાં વધારે છે. અને એ વિવેક એના ભાષા દ્વારા—વર્તન કરતાં વધારે વાણી મારફત—વ્યક્ત થાય છે. સુસંસ્કૃત મનુષ્ય કે પ્રજા બીજા મનુષ્ય કે બીજી પ્રજાને હેરાન પરેશાન કરે છે ત્યારે પણ એ કામ વિવેકપૂર્વક કરે છે 'અમે દિલગીર છીએ કે અમારે આમ કરવું પડે છે' એમ કહીને એ સામી વ્યક્તિને ગરદન મારે છે પશુઓમાં આવું જોવામાં નથી આવતું

બિલાડી ઉંદરને પકડતી વેળા કહે 'અરે ! નાનકડા ઉંદરડા ! હું બહુ દિલગીર છું. મારે તને ખાઈ જવો પડશે મને બહુ ભૂખ લાગી છે મને માફ કરજે.''

અને ઉંદરડો જવાબ આપે ''આભાર થયો, મિનીબાઈ ! હું પણ દિલગીર છું કે મારાથી તમારી ક્ષુધા સંતોષી શકાય એમ નથી મારું જીવન કંગાળ

કે પણ કમગબ્ત જીવવાનો લોભ કેમે કરીને છૂટતો નથી. એટલે મારે દગ્મા લગાડી જવું પડે છે અને માફ કરજો"

આમ પશુસૃષ્ટિમાં બનતું નથી માનવસૃષ્ટિમા, એટલે કે સુધરેલા ને મરકાગ્મપન્ન માનવોની સૃષ્ટિમા—બને છે અને તેથી જ માનવજાત સૃષ્ટિને શોચે વિગાજે છે

અતમાં આ લાંબુ પુરાણુ વાંચીને તમે કંટાળ્યા હશો, તો મારે એટલું જ કહેવાનું છે 'I am sorry—pardon me—દિલગીર છું, મને માફ કરો" અને તમારે કદાચ મને કહેવું હોય તો એટલું જ કહેશો કે 'અમે દિલગીર છીએ અમે એ પૂરું વાંચ્યું જ નથી'

ચટણી તૈયાર કરતા જેમ ભારે પૂર્વતૈયારીઓ કરવી પડે છે, કોઈક વસ્તુ વાટવી પડે છે, કેટલીક તળવી પડે છે કેટલીક ખાંડવી પડે છે, કેટલીક વસ્તુ ઝાટકવી પડે છે તેમ ચૂંટણી માટે પણ ઘણી તૈયારી કરવી પડે છે કોકિને વાળવા પડે છે, કોકિને વાંકી નાખવા પડે છે ઘણાને ઝાટકી નાખવા પડે છે અને છેવટે બધુ કરીને કંઈક ઉકાળી બતાવવું પડે છે

## મારી વ્યાયામસાધના

અહીંના એક અખાડાના સ્નેહસંમેલન અંગે મને મુખ્ય મહેમાન તરીકે નિમંત્રણ મળ્યું હતું. અખાડામાં જવાના મેં ઘણી વાર અખાડા કર્યા છે, પણ આ તો મુખ્ય મહેમાન તરીકે જવાનું હતું અને તે પણ સ્નેહસંમેલન અંગે, એટલે મેં એ નિમંત્રણનો સહર્ષ સ્વીકાર કર્યો.

આ જાતના સંમેલનોમા મુખ્ય મહેમાનનું મુખ્ય કર્તવ્ય ભાષણ કરવાનું હોય છે, તે પ્રમાણે મે પણ ત્યા જઈને ભાષણ કર્યું. એ વિષય પર બોલવાની મારી યોગ્યતા વિષે ઉલ્લેખ કરીને, પછી હું અખાડાની પ્રવૃત્તિ ને વ્યાયામ વિષે બોલ્યો. અંતમા મારો ઉપકાર માનવા માટે અખાડાના સંચાલક, પહેલવાન જેવા લાગતા એક ભાઈ, ઊભા થયા. એમના બોલવા પરથી એમણે શરીરને જેટલુ કસ્યુ હતુ, તેટલી જીભને કસી નહોતી એમ દેખાઈ આવ્યું. કસરત એમને કરતા આવડતી પણ એ વિષે બોલતા બહુ ફાવતું હોય એમ લાગ્યુ નહિ. એમણે મારે માટે થોડાક સ્તુતિવચનો કહીને પછી ઊમેર્યું, 'અમારા કેટલાક ભાઈઓને લાગતું'તું કે કોઈ કસરતબાજને મહેમાન તરીકે બોલાવવા, પણ અમે આ ભાઈના પર પસંદગી ઉતારી. એમણે આવીને અમને મજા કરાવી. પણ એમનુ શરીર જોઈને અમને દયા આવે છે. એમણે નાનપણમાં જો કસરત કરી હોત, તો એ પણ મારા જેવા મજબૂત ને સંગીન બનત.'

મારી બાબતમા બીજા ઘણા ભ્રમો પ્રવર્તે છે, તેમાં એક આ પણ છે કે મેં કોઈ દહાડો કસરત કરી નથી. વ્યાયામનો હુ વિરોધ કરતો આવ્યો છુ. અખાડે હું કદી પણ ગયો નથી. શરીર બળવાન બનાવવાની બાબતમા હું હમેશા બેદરકાર ને બેપરવા રહ્યો છુ.

હું કબૂલ કરું છુ કે મહેનત કરવી મને ગમતી નથી નાનપણથી જ એ દુર્ગુણ મારામાં દાખલ થઈ ગયો છે હજી યે એ ગયો નથી. જાય એવો સંભવ પણ દેખાતો નથી પરસેવો પાડીને રોટલો રળવાનો સિદ્ધાંત મોઢેથી કદાચ

મે માન્ય રાખ્યો હશે, પણ હૃદયપૂર્વક હું કદી એનો સ્વીકાર કરી શક્યો નથી. તાવ આવ્યો હોય ત્યારે પરસેવો થાય ને હવે તાવ ઊતરી જશે, એવી અનુભવને આધાર થયેલી પ્રતીતિને કારણે મને પરસેવો આવકારપાત્ર લાગે છે. બાકી બીજી કોઈ પણ અવસ્થામા પરસેવાને હુ આવકારયોગ્ય ગણી શકતો નથી

આમ છતા કસરત પ્રત્યે મે કદી વાંધો લીધો નથી વ્યાયામ કરવાથી શરીર સુધરે છે, એ બીજાઓના દાખલા પરથી હું સમજી શક્યો છું. અને તે પરથી મારે વ્યાયામની સાધના કરવી જોઈએ એમ એક નહિ, અનેક વેળા મને લાગ્યુ છે પોતાના શરીરને સુધારવાનો પ્રત્યેક માણસનો ધર્મ છે, એ વિષે મને કદી પણ સશય થયો નથી બીજા કરતા મારે એવી જરૂર ઘણી વધારે છે, એમ ઘણાઓએ મને ટોકીટોકીને કહ્યુ ન હોત, તો પણ હુ જાણી શકત

હુ પહેલવાન નથી. એ દિશામા આગળ વધવા માટે મે પ્રયત્ન પણ નથી કર્યા પણ અમારા છગનકાકા કહેતા કે, 'ભલે પરણ્યો નથી પણ જાનમા ગયો હોઈશ ને!' તેમ હુ પણ પહેલવાન ભલે નહિ હોઉ, પણ મે પહેલવાનો જોયા છે એમને વ્યાયામની સાધના કરતા પણ જોયા છે. કેટલાકના તો હું પરિચયમા પણ આવ્યો છું. મારા જેવાએ કેવી જાતની કસરત કરવી જોઈએ તેનું જ્ઞાન એમના તરફથી મને પ્રાપ્ત થયુ છે. અને એ જ્ઞાન થયા પછી તેને આચરણમા મૂકવા સારુ મે પ્રયત્નો પણ કર્યા છે.

નાનપણમા મને વ્યાયામનુ મહત્ત્વ સમજાયુ નહોતું. પરતુ એ મહત્ત્વ સમજે એવા મારા વડીલ હતા અને એમણે મને અખાડે જઈને કસરત કરવા આગ્રહ પણ કર્યો હતો તે વેળા સુરતમા ચારપાચ સારા અખાડા હતા. એમાના એક અખાડાના ઉસ્તાદ મારા વડીલના ઓળખીતા હતા એમણે જાતે અમારે ત્યા આવીને મારા વડીલને મને અખાડે મોકલાવવા માટે સૂચન કર્યુ અને મને પૂછ્યા વિના મારા વડીલે એમની વાતનો સ્વીકાર પણ કરી લીધો

'અલ્યા એઈ, કાલથી તારે જમનાવેણીના અખાડે જવાનુ છે,' મારા વડીલે મને કહ્યુ.

'પણ એ અખાડો ક્યા આવ્યો છે તે હું જાણતો નથી' મે કહ્યુ

'આપણી પાડોશમાના ગગારામના છોકરા જાય છે તેની જોડે જજે.'

'પણ ત્યા જઈને મારે કરવાનું શુ?"

'દડ ને બેઠક'

'દંડ ને બેઠક તે શું તે હું જાણતો નથી.'

'તને ઉસ્તાદ શીખવશે.'

'પણ ક્યાં સુધી એ કરવાનું ?'

'પરસેવો થાય ત્યાં સુધી. પરસેવો પાડતાં નહિ શીખો તો માયકાંગલા રહી જશો.'

બીજે દહાડે વડીલની આજ્ઞાને માન આપીને હું ગંગારામના સુપુત્રો સાથે અખાડે ગયો.

'આવી પહોંચ્યો ? ચાલ, સારું થયું. બેસ અહીંઆ.' કહીને ઉસ્તાદે મને બોલાવીને એમની પાસે બેસાડ્યો. પછી પૂછ્યું, 'લગોટબંગોટ લાવ્યો છે કે નહિ ?' 'ના,' મેં કહ્યું. 'કાલથી લેતો આવજે,' કહીને એમણે મને ખમીસ કાઢીને ધોતિયાનો કછોટો મારવાનું કહ્યું. એમની આજ્ઞા અનુસાર એકવસન બની હું તૈયાર થયો.

'બોલ, હવે શું કરવું છે ?'

'અખાડામાં છેલ્લું શું કરવાનું હોય ?'

'કુસ્તી.'

'તો મારે કુસ્તી કરવી છે'

મારો જવાબ સાભળી ઉસ્તાદને આશ્ચર્ય થયું. 'કુસ્તી' અત્યારથી કુસ્તી ના હોય. કુસ્તી તો છેક છેલ્લે આવે.'

'પણ મારે તો કુસ્તી જ કરવી છે.' મેં મારો આગ્રહ જારી રાખ્યો.

'પણ તારું શરીર તો જો. આ શરીરે તું કુસ્તી કરી શકશે ?'

'કરી શકીશ. તમે શીખવજો.'

'પહેલાં દંડબેઠક–મલખમ કર, ને શરીરને તૈયાર બનાવ. પછી કુસ્તીનો વારો આવશે.'

'ના, મારે તો કુસ્તી જ કરવી છે.'

'ઠીક, ત્યારે કુસ્તીના કોડ પૂરા કર.' એમ કહીને એમણે બૂમ મારી. 'અરે નંદુ ! જરા આમ આવ તો.'

અમે બેઠા હતા ત્યાંથી જરાક દૂર એક લબચોરસ ને ત્રણેક ફૂટ ઊંડો ખાડો હતો. એમાં મારા કરતાં કંઈક મોટી ઉંમરનો એક છોકરો પાવડા વડે ધૂળ ખોદતો હતો. એ બૂમ સાંભળીને તે પાવડો પડતો મૂકી કૂદકો મારીને આવી પહોંચ્યો ને 'જી' કરીને હાંફતો હાંફતો ઊભો રહ્યો. પરસેવા ને ધૂળના મિશ્રણ વડે એના શરીરનો રંગ હતો તેથી યે વધારે કાળો ને કંઈક ચળકતો પણ લાગતો હતો. મને બતાવીને ઉસ્તાદે એને કહ્યું: 'જો, આને જરા દાવપેચ શીખવ.' 'જી,' કહીને એ સીસમરંગી છોકરાએ મારા સામું જોયું. આશ્ચર્ય ને તિરસ્કારની મિશ્રિત લાગણીથી એણે મારા આખા શરીર પર નજર ફેરવી લીધી ને પછી કહ્યું, 'ચાલો અખાડામાં.'

અખાડામાં તો હું હતો જ. હવે આ અખાડામાંથી બીજા ક્યા અખાડામાં જવાનું છે તે ન સમજાયાથી, હું એના ને ઉસ્તાદના સામું વારાફરતી જોઈ રહ્યો.

'જાઓ બચ્ચા! ઊતરો અખાડામાં, બજરંગબલીની જે!' ઉસ્તાદે કહ્યું.

'ચાલો,' કહીને પેલા છોકરાએ મને ખેંચીને અખાડામાં ઉતાર્યો.

'આ અખાડો?' મેં એને પૂછ્યું.

મારા અગાધ અજ્ઞાનથી આશ્ચર્ય પામી આંખો પહોળી કરીને એણે પ્રતિપ્રશ્ન કર્યો, 'અખાડો નહિ તો બીજું શું?'

ખાડાને આ લોકો અખાડો કહેતા હશે એવી કલ્પના પણ મને શી રીતે આવે?

'ચાલો, થાઓ તૈયાર,' સીસમરંગી બોલ્યો ને પછી જરાક દૂર ખસી બંને જાંઘ પર બે હાથ વડે પ્રહાર કરી, બે ઘન ને નક્કર પદાર્થો અથડાયા હોય એવો અવાજ કર્યો.

આને તૈયારી કહેવાતી હશે એમ ધારી મેં પણ એ ક્રિયાનું અનુકરણ કરી, બે હાથ વડે મારી જાંઘ પર પ્રહાર કર્યો. ખાસ અવાજ થયો નહિ. એણે જમણા હાથને કોણી આગળથી ખભા તરફ વાળીને, ડાબા હાથ વડે સુજી આવીને ગઠ્ઠા જેવા થઈ ગયેલા ભાગને દબાવીને કહ્યું, 'જોયો આ ગોટલો?'

મેં પણ મારા જમણા હાથને કોણી આગળથી ખભા તરફ વાળ્યો ને પછી એના જેવો ગોટલો જમણા હાથ પર ઊપસી આવ્યો છે કે નહિ તે જોયું. પણ જે ભાગ જરાક ઊપસી આવ્યો હતો તે ગોટલા જેવો નહિ પરંતુ પાકી

કેરી જેવો હતો. છતાં મેં પણ, આ પણ તૈયાર થવાની ક્રિયાનોજ કોઈ ભાગ હશે એમ માની કહ્યું: 'જોયો આ ગોટલો?'

એકાએક એ હસી પડ્યો.

હું યે હસ્યો–એ પણ તૈયારીની વિધિ હશે એમ માનીને.

'હસો છો શું? ચાલો, આવી જાઓ. હોશિયાર! ખબરદાર!' એમ કહીને એ મારા તરફ ધસી આવ્યો ને મારી બોચી પર બળપૂર્વક હાથ વડે ઘસરકો માર્યો. મને લાગ્યું કે મારું ડોકું ધડથી છૂટું પડી ગયું. પવનનો ઝપાટો આવે ને દીવો હોલવાઈ જાય તેમ એકાએક મારું જ્ઞાન વિલુપ્ત થઈ ગયું. એ ફરી પાછું જાગ્રત થાય તે પહેલાં તો એણે મારા પગ પર ખૂબ જોરથી ટાંગ મારી. ઉપર ને નીચે એમ બેવડો આઘાત સહન ન થવાથી મારું શરીર પડી ગયું. 'મારું શરીર પડી ગયું,' કારણ કે હું તો ક્યારનો પડી–ઊપડી ગયો હતો બોચી પર થયેલા પ્રથમ પ્રહારેજ મારું અહંભાવનું જ્ઞાન જતું રહ્યું હતું. પણ શરીર પડ્યું તેની સાથેજ એ હુંપણાનું ભાન જાગ્રત થઈ ગયું ને હું ઊભો થઈ ગયો.

'આમ એકાએક મારામારી પર ઊતરી પડીને તમે કરવા શું માગો છો?' મેં એને પૂછ્યું.

'ચીત' એણે કહ્યું.

'વાતચીત?' મેં પૂછ્યું, 'પણ એમાં મારામારી કરવાની શી જરુર છે?'

'વાતચીત નહિ, ચીત!' એણે જવાબ દીધો.

'એટલે?'

'એટલે મારે તમને ચત્તા નાંખી દેવા છે.'

'ઓહ! એમ! ત્યારે એમ કહેતા કેમ નથી?'

'કરી બતાવે એ બીજા, હું તો કરી બતાવું છું.' એમ કહીને એ જરા દૂર હટી ફરીથી જંઘા ઠોકી મારી સામે ધસી આવ્યો. પણ એ મને સ્પર્શ કરી શકે તે પહેલાં હું આસ્તેથી ચત્તો સૂઈ ગયો.

'આ શું?' નવાઈ પામીને એણે પ્રશ્ન કર્યો.

'ચીત!' મેં જવાબ દીધો

'એમ ન ચાલે ચાલો ઊભા થઈ જાઓ' એણે કહ્યું

'હું ઊભો થયો એ પાછો જરા દૂર હટ્યો ને પેંતરા ભરતો મારી તરફ ધસી આવ્યો ફરીથી હું, એ મને અડકી શકે તે પહેલા, સમાલીને મને વાગે નહિ એ રીતે, ચત્તો સૂઈ ગયો

'આ શુ કરો છો?!'

'કુસ્તી'

'આનુ નામ કુસ્તી ન કહેવાય હુ તમને અડકુ તે પહેલા સૂઈ કેમ જાઓ છો?'

'તમે મને ચીત કરવા માગો છો ખરુ ને?'

'હા'

'તો તમારી ઇચ્છાને માન આપીને હુ ચીત થઈ જાઉ છુ'

'પણ મારે તમને ચીત કરવાના છે, તમારી મેળે તમારે ચીત થવાનુ નથી'

'આમે મારે ચીત થવાનુ જ છે, તમે મને મારીને ઇજા કરીને ચીત કરો, તે કરતા હુ મારી મેળે સમજીને ચીત થઈ જાઉં, એમા મને વધારે સલામતી લાગે છે'

'પણ એ કુસ્તી ન કહેવાય મને આમા કઈ મજા આવતી નથી'

'મને આવે છે'

'હુ તમને દાવ નહિ શીખવુ'

'ઉસ્તાદે હુકમ કર્યો છે તમે એમના હુકમ પ્રમાણે નહિ કરો, તો મારે ફરિયાદ કરવી પડશે'

'પણ આમા મને કઈ સમજ પડતી નથી તમે કોઈ બીજા કને શીખો'

'એમ કેમ થાય? ઉસ્તાદે તમને કહ્યુ છે'

'પણ મને આ ન ફાવે મને જવા દો'

'એક શરતે જવા દઉં તમે કબૂલ કરો કે હુ હાર્યો'

'હું હાર્યો એમ કબૂલ કરું? તમારાથી હારી ગયો એમ?'

'કબૂલ ન કરવુ હોય તો ફરી આવી જાઓ હુ તૈયાર છુ'

'ભલે, કબૂલ કરું છું.'

પછી એને લઈને હું ઉસ્તાદ પાસે ગયો. ઉસ્તાદે મને પૂછ્યું, 'કેમ કરી કુસ્તી?'

'હા, જી. આ હારી ગયા.' મેં કહ્યું.

'શું!' ખૂબ નવાઈ પામીને ઉસ્તાદે પૂછ્યું ને પછી પેલા તરફ જોઈને કહ્યું. 'આ શું કહે છે? તું હારી ગયો આનાથી?'

'હા, જી,' ઊતરેલે ચહેરે એણે જવાબ દીધો.

'તું દાવપેચ જાણે છે?' ઉસ્તાદે મને પૂછ્યું.

'આપની મહેરબાની છે,' મેં જવાબ દીધો ને બહુ જ ધીરેથી મનમાં બોલ્યો, 'એ શરીરના દાવપેચ જાણતો હશે તો હું મગજના જાણું છું.'

અખાડેથી વિજય મેળવી હું ઘેર પાછો ફર્યો, ત્યારે મારા વડીલે પૂછ્યું, "અખાડે જઈ આવ્યો? શું કર્યું?"

'કુસ્તી' મેં જવાબ દીધો.

'કુસ્તી? શરૂઆતથી જ કુસ્તી! કુસ્તી હમણાં નહિ કરવાની. હમણાં તો દંડબેઠક કરવાના. કાલથી દંડબેઠક કરજે.'

બીજે દહાડે અખાડે જઈને મેં ઉસ્તાદને કહ્યું, 'મને ઘેરથી દંડબેઠક કરવાનું કહ્યું છે.'

'તો કરવા માંડ. એ જ બરાબર છે. દાવપેચ પણ તને આવડે છે એટલે દંડબેઠક તો આવડતાં જ હશે.'

'હાથમાં દંડ લઈને બેઠક પર શાંતિથી બેસી રહેવાનું એ જ ને? એ મને આવડશે, પણ હું દંડ લાવ્યો નથી.'

ઉસ્તાદને પહેલાં તો લાગ્યું કે હું એમની મજાક કરું છું. પણ મારા મુખ સામું જોતાં એવો કોઈ ભાવ એમને જણાયો નહિ એટલે એમણે કહ્યું, "અલ્યા! તને તો કંઈ જ ખબર નથી. પહેલા પેલા લોકો દંડ ને બેઠક કરે છે તે બરાબર જોઈ લે. પછી કોઈકને તને શીખવવાનું કહીશ.' એમ કહીને એમણે મને કેટલાક જણા દંડ પીલતા હતા ને બીજા કેટલાક બેઠક કરતા હતા, તેની પાસે જઈ બરાબર નિરીક્ષણ કરવાનું કહ્યું.

જે ભાઈઓ દંડ પીલતા હતા તેમની પાસે જઈને હું ઊભો રહ્યો. ભાનમાં હોય એવો કોઈ પણ માણસ ન કરે એવી ક્રિયા એ કરતા હતા. બંને હાથની હથેલી ને પગના અંગૂઠા વડે જમીનનો ટેકો લઈને, ઊંધે મોંએ ઊંચા

થઈને, પછી જરા નીચા વળી બને હાથની વચમાની જગામાથી ડોકુ લાબુ કરીને બહાર કાઢી, વળી પાછા ઊચા થઈને, એની એ ક્રિયા કરતા એ માણુસોને જોઈને, એ કરવા શુ માગે છે તે મારાથી સમજી ન શકાયુ એ લોકો આ અકકલ વગરની ક્રિયામાથી પરવારીને ઊભા થશે ત્યારે પૂછી જઈશ, એમ વિચાર કરીને હુ બેઠક કરતા હતા તેમની બાજુએ ગયો એ લોકો જે કરતા હતા, તે ક્રિયાને બેઠક શા માટે કહેતા હશે તે મને સમજાયુ નહિ એ એકની બેઠક નહોતી બેઠક ઊઠક બને હતા ઊભો રહેવો બેસુ 'ન બેસુ' એનો નિશ્ચય કરી શકતો ન હોય તેથી, કે કમરના હાડકાને તથા કરોડરજ્જુમા કઈક વાધો હોય તેથી, સામાન્ય માણસની પેઠે તરત ન બેસી જતા, ઊભા ઊભા જ ધીમે ધીમે બેસવાનો યત્ન કરતો હતો એમ કરતા એને ખૂબ મહેનત પડતી હતી, તે એના તગ થઈ ગયેલા મુખના ને ઉતર સ્નાયુ પરથી દેખાતુ હતુ પણ ઘણી મહેનત પછી એ ક્રિયા એ લગભગ પૂરી કરતો, ત્યા તો એનો વિચાર ફરી જતો અને જમીન પર બરાબર બેસી જવાને બદલે, પાછો એ જ રીતે કષ્ટાતો અમળાતો એ ઊભા થવાનો પ્રયત્ન કરતો બરાબર ઊભા થઈ ગયા પછી ફરી પાછો એનો વિચાર બદલાઈ જતો ને બેસવુ જ ઠીક છે એમ એને લાગતુ આ જે દડ ને બેઠક કહેવાય છે તે કરનારા માણસોના શરીર મજબૂત છે, પણ મન ચચળ ને નિર્બળ છે એમ મને લાગ્યુ એમને આમ ખૂબ પરિશ્રમ કરતા હુ થોડી વાર સુધી જોઈ રહ્યો અને મને પરસેવો થઈ ગયો'

પરસેવો થયો એટલે હુ ઘેર પાછો ફર્યો મારા વડીલે મને પૂછ્યુ, 'દડબેઠક કર્યા ?'

'હા, દડબેઠક કર્યા', મે કહ્યુ હુ અસત્ય નહોતો બોલ્યો વાક્યમા કર્તા અધ્યાહાર હતો કોણે કર્યા એ મે કહ્યુ નહોતુ. અને એમા કહેવા જેવુ પણ શુ હતુ ? હુ કરુ કે બીજો કોઈ કરે. 'હુ કરુ, હુ કરુ એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે' એ નરસિંહવાક્યને સ્મરીને મે કર્તૃત્વનુ અભિમાન ધારણ કર્યા વિના માત્ર દડબેઠક કર્યા એટલુ કહ્યુ

'કેટલાક કર્યા—ક્યા સુધી કર્યા ?' વડીલે બીજો પ્રશ્ન પૂછ્યો

'પરસેવો થાય ત્યા સુધી'

આ પ્રમાણે મે વ્યાયામ-સાધનાનો આરભ કર્યો અને વચ્ચે એમા લાબા વખત સુધી વિક્ષેપ આવ્યો વળી પાછા પદરેક વર્ષ રહીને મે એ સાધના આગળ ચલાવી પણ એનુ નોધવા જેવુ કોઈ પરિણામ આવ્યુ નહિ

★

આપણી અંદર રહેલો જઠરાગ્નિ તો શું, પણ બહારનો અગ્નિ પણ પેટાવવો એ પ્રથમ દૃષ્ટિએ દેખાય છે તેટલું સહેલું કામ નથી. મંદ થઈ ગયેલા અગ્નિને ફૂંક મારવાથી એ ઉદ્દીપ્ત થાય છે, પણ મંદજ્યોત બનેલા દીપકને ફૂંક મારવાથી એ હોલવાઈ જાય છે. ફૂંક મારવાથી ભડકો થાય ને થયેલો ભડકો હોલવાય પણ ખરો. એ જ પ્રમાણે સગડીમાંનો દેવતા, પોતાને શરીરે ભસ્મ ચોળી સંન્યાસધર્મ સ્વીકારવાની તૈયારી કરતો હોય એમ લાગે ત્યારે, કુલાંગના એની આગળ કોલસાનાં પ્રલોભનો ધરી, સગડીના સંસાર પ્રત્યે એને ફરી આરક્ત કરે છે, એ ઉપરથી દેવતા હોલવાવા લાગે ત્યારે સગડીમાં કોલસા નાખવા એ સત્ય હું નાનપણમાં જ શીખ્યો હતો. પણ જરા મોટી ઉંમર થતાં એ સત્યને આધારે, સગડીમાંનો દેવતા ઠંડો પડી જતો હોય એવું લાગતાં મેં બે મૂઠી ભરીને સગડીમા કોલસા નાખ્યા, ને હજી તો પાંચસાત દિવસ ખેંચી કાઢશે એવી આશા કે ભીતિ આપતો, મૃત્યુશય્યા પર સૂતેલો દરદી એકાએક ને અણચિંતવ્યો સ્વધામ સિધાવી જાય, એમ હજી થોડો વખત બળતા રહી શકશે એવા દેખાતા અંગારા પણ તરત હોલવાઈ ગયા! એટલે મંદ થતા અગ્નિને ફરી સતેજ કરવા કેવી જાતના પ્રયત્ન કરવા જોઈએ, એ અગ્નિ કેવી જાતનો છે ને મંદતાની કેવી સ્થિતિએ પહોંચ્યો છે તેના પર આધાર રાખે છે. જેવું બ્રહ્માંડમાં તેવુ જ પિંડમાં એ ન્યાયે, આ સત્ય આપણી અંદર રહેલા જઠરાગ્નિને પણ લાગુ પાડી શકાય. અને તેથી માનવશરીરમા રહેલો જઠરાગ્નિ મંદશક્તિ બને તો તેને ફરી સતેજ કરવા માટેના દેશકાળ ને વ્યક્તિની પ્રકૃતિ અનુસાર જુદા જુદા નુસખાઓ આપણા આયુર્વેદાચાર્યોએ દર્શાવ્યા છે.

એમાંના કેટલાક વાંચી ગયા પછી મારી નજર એક સહેલામાં સહેલા, સોંઘામાં સોંઘા ને છતાં ઘણા અકસીર પ્રયોગ પર ઠરી अजीर्णे भेषजं वारि। અજીર્ણ થાય, અર્થાત જઠરાગ્નિની મંદતાને કારણે ખાધેલું બરાબર પચે નહિ, ત્યારે તે માટેનું ઔષધ તે પાણી છે.

મને આ બરાબર સમજાયું નહિ. संशयात्मा विनश्यति। સંશય કર્યા કરનાર વિનાશ પામે છે, એવું ભગવાન શ્રીકૃષ્ણનું વચન સ્મરણમાં હોવા છતાં મને સંશય થયા વિના રહ્યો નહિ. પાણીથી અગ્નિ પ્રદીપ્ત થાય? કેવી વિચિત્ર વાત! ભડભડ બળતો અગ્નિ પણ ઉપર પાણી રેડવાથી શાંત પડી જાય છે. ભયંકર આગને પણ પાણીના મારા વડે હોલવી શકાય છે, તો આ જઠરાગ્નિ તે કઈ વાડીનો મૂળો છે? પણ આ વાડી ને મૂળાનું સ્મરણ થતાં મારા મનમાં એક બીજો જ વિચાર ઝબકી ઊઠયો. ઘી જેમ બે જાતનાં આવે છે, પ્રાણિજ ઘી અને વનસ્પતિ ઘી, તેમ આ અગ્નિ પરત્વે પણ કેમ નહિ હોય? સામાન્ય વ્યવહારમા અગ્નિનું જે સ્વરૂપ આપણને પ્રતીત થાય છે, કાષ્ઠાગ્નિ, કોલસાગ્નિ, વિદ્યુદગ્નિ, વાસ્વગ્નિ ઇત્યાદિ–તે એક પ્રકારનું, અને જઠરમાં રહેલા અગ્નિનું સ્વરૂપ ભિન્ન પ્રકારનુ એમ કેમ ન હોય? જઠરાગ્નિને આપણે વનસ્પતિ–અગ્નિ કહી શકીએ. વનસ્પતિ જેમ પાણી પીને પ્રફુલ્લ બને છે, તેમ જઠરાગ્નિ પણ પાણીનુ પાન કરીને પુષ્ટ થતો હોય તો ના ન કહેવાય. ખાધા પછી આપણને તરસ લાગે છે એનું કારણ પણ આથી સમજી શકાય છે. પોતાને આંગણે ઊતરી આવેલા આહારનો નિકાલ કરી નાખવા માટે શક્તિ મેળવવા સારુ, જઠરાગ્નિને 'ટોનિક'ની જરૂર પડે છે અને પાણી એને માટે 'ટોનિક'ની ગરજ સારે છે: અને મારો અંગત અનુભવ પણ આ સિદ્ધાંતને પુષ્ટિ આપે એવો લાગ્યો. નાહી રહ્યા પછી મને હમેશ ભૂખ લાગે છે. ખરેખર ભૂખ લાગે છે એમ કદાચ ન કહી શકાય, પણ ભૂખ લાગી હોય એવુ લાગે છે ખરું. એટલે જઠરાગ્નિ પાણી પીવાથી પ્રદીપ્ત થાય છે એવા આપ્તવચન વિષે શંકા કરવી યોગ્ય નથી; અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા માટે મારે હવે જલપાનનો પ્રયોગ કરવો એવો મેં નિર્ણય કર્યો

એક અઠવાડિયા સુધી એ નિર્ણયને પાકો થવા દઈને પછી મેં એને અમલમાં મૂક્યો. બને તેટલું પાણી પીવુ. સવારમા મોડા ઊઠીને હું પહેલાં પણ પાણી પીતો. હવે ઊંઘમાથી વચ્ચે જાગી જઈને પણ પાણી પીવાનુ નક્કી કર્યું. દિવસના ભાગમાં જ્યા હોઉં ત્યા કલાકમાં ત્રણેક વાર બેચાર પ્યાલા પાણી પી નાંખવાનું રાખ્યું. અમારા ઘરમા એક મોટી ગોળી પાણીની ભરેલી રહેતી. પણ મે પાણીનો પ્રયોગ શરૂ કર્યો તે પછી દિવસમા ત્રણથી ચાર વાર ગોળી ભરવી પડતી

પણ આ પ્રયોગ બહુ લાંબો ચાલ્યો નહિ. અમારા સુરત શહેરમાં આમે પાણીની તંગી હતી. નળ તો હું જન્મ્યો તે પહેલાંના સુરત ખાતે આવી ગયા

હતા. પણ એ નળરાજા મોટે ભાગે રિસાયેલા ને રિસાયેલા રહેતા. અર્ધે વસ્ત્રે દમયંતીને છોડી ગયેલા પોતાના પૂર્વજની પેઠે, એ નળરાજા પણ અર્ધે ઘડે માનિનીઓને છોડીને ચાલ્યા જતા. પણ રાતનાં બધાં નિરાંતે સૂતાં હોય ત્યારે દેમાર કરીને એ પાણી વહેવડાવવા લાગતા. અને જરા જરામાં ઝબકી ઊઠતાં મારાં દાદી. 'કોણ જાણે ક્યાંથી ટેવ પડી છે તે નળ ખુલ્લો મૂકીને જ સૂઈ જાય છે!' કહેતાં બબડતાંફફડતાં ઊઠતાં ને અંધારામાં બેએક નિર્દોષ ખુરશીઓને પગ ને માથા વડે પ્રહાર કરી નળ બંધ કરી આવતાં. રાજપાટનો ત્યાગ કરીને નળરાજાએ હવે યોગીનો ધર્મ સ્વીકાર્યો હતો. બધાં સૂતાં હોય ત્યારે એ કાર્યપ્રવણ બનતા ને સૌ જાગતાં હોય ત્યારે એ નિદ્રસ્થ બની જતા.

અને પાણીની આવી પ્રવર્તમાન તંગીની વચ્ચે મેં પાણીનો પ્રયોગ આદર્યો. થોડા વખતમાં પાણીની તંગી એકદમ વધી ગઈ. રાતના ભાગમાં પણ નળરાજા પોઢી જવા લાગ્યા. આખા દિવસમાં માંડ દોઢેક કલાક પાણી મળી શકે એવી વ્યવસ્થા ઘણી મહેનતે સત્તાવાળાઓ કરી શક્યા. અલબત્ત, મારા જલપાનના પ્રયોગ અને શહેર ખાતેની પાણીની તંગી વચ્ચે કોઈ કાર્યકારણભાવનો સંબંધ નહોતો, છતાં કોણ જાણે કેમ, મને એવો ભ્રમ થવા માંડ્યો. બીજું કશું નહિ તો પણ આખા મહોલ્લાને મળી શકે એટલું પાણી એકલો હું પી જાઉં છું અને એ રીતે છેક સમાજદ્રોહી નહિ, મહોલ્લા-દ્રોહી તો બનું જ છું એમ મને લાગતું. આમ છતાં પ્રયોગ અધવચ છોડી ન દેવો એવો મેં નિશ્ચય કર્યો. સારા પ્રમાણમાં પાણી પીધે રાખવાથી જઠરાગ્નિની શક્તિ વધી કે નહિ તે બરાબર ન સમજાયું, પણ એનો વિસ્તાર વધ્યો હોય એમ મને પેટના વધતા જતા પરિઘ પરથી લાગ્યું. થોડા વખત પછી તો, પેટ નથી, પણ પીપ છે અને હું માણસ નથી, પણ મ્યુનિસિપાલિટીનો બંબો છું—એવી ભ્રમણા પણ કોઈક વાર મને થવા લાગી.

થોડા દિવસ પછી મારા જઠરાગ્નિ ને મારી વચ્ચે, સૂર્ય ને સમુદ્રની પેઠે પાણીનો આપ-લેનો વહેવાર શરૂ થયો. હું ઉપરથી એના પર પાણી પધરાવું ને એ ઉદ્દીપ્ત બનીને પાણીની વરાળ બનાવી ઊંચે ચડાવે. એ વરાળ ઉપર આવતાં આવતા ઠંડી થઈ ને સળેખમનું રૂપ ધારણ કરી નાસિકાનો માર્ગ શોધે થોડીક વરાળ ઠેઠ ઉપર સુધી ચડી જઈને માથામાં ભરાઈ બેસે. જઠરાગ્નિ પ્રદીપ્ત થતાં મારી ખાવાની શક્તિ એકદમ વધી ગઈ, પણ અનાજ ખાવાની નહિ; છીંક ખાવાની. છ વરસમાં નહિ ખાધી હોય એટલી છીંક મેં એ એક અઠવાડિયામાં ખાધી. દુનિયાના છીંક ખાનારાઓ વચ્ચે એકસામટી વધારેમાં વધારે

મને આ બરાબર સમજાયું નહિ. संशयात्मा विनश्यति। સંશય કર્યા કરનાર વિનાશ પામે છે, એવું ભગવાન શ્રીકૃષ્ણનું વચન સ્મરણમાં હોવા છતાં મને સંશય થયા વિના રહ્યો નહિ. પાણીથી અગ્નિ પ્રદીપ્ત થાય? કેવી વિચિત્ર વાત! ભડભડ બળતો અગ્નિ પણ ઉપર પાણી રેડવાથી શાંત પડી જાય છે. ભયંકર આગને પણ પાણીના મારા વડે હોલવી શકાય છે, તો આ જઠરાગ્નિ તે કંઈ વાડીનો મૂળો છે? પણ આ વાડી ને મૂળાનું સ્મરણ થતાં મારા મનમાં એક બીજો જ વિચાર ઝબકી ઊઠયો. ઘી જેમ બે જાતનાં આવે છે, પ્રાણિજ ઘી અને વનસ્પતિ ઘી, તેમ આ અગ્નિ પરત્વે પણ કેમ નહિ હોય? સામાન્ય વ્યવહારમાં અગ્નિનું જે સ્વરૂપ આપણને પ્રતીત થાય છે, કાષ્ઠાગ્નિ, કોલસાગ્નિ, વિદ્યુદગ્નિ, વાયવગ્નિ ઇત્યાદિ–તે એક પ્રકારનું, અને જઠરમાં રહેલા અગ્નિનું સ્વરૂપ ભિન્ન પ્રકારનું એમ કેમ ન હોય? જઠરાગ્નિને આપણે વનસ્પતિ–અગ્નિ કહી શકીએ. વનસ્પતિ જેમ પાણી પીને પ્રફુલ્લ બને છે, તેમ જઠરાગ્નિ પણ પાણીનું પાન કરીને પુષ્ટ થતો હોય તો ના ન કહેવાય. ખાધા પછી આપણને તરસ લાગે છે એનું કારણ પણ આથી સમજી શકાય છે. પોતાને આંગણે ઊતરી આવેલા આહારનો નિકાલ કરી નાખવા માટે શક્તિ મેળવવા સારુ જઠરાગ્નિને 'ટૉનિક'ની જરૂર પડે છે અને પાણી એને માટે 'ટૉનિક'ની ગરજ સારે છે; અને મારો અંગત અનુભવ પણ આ સિદ્ધાંતને પુષ્ટિ આપે એવો લાગ્યો. નાહી રહ્યા પછી મને હમેશ ભૂખ લાગે છે. ખરેખર ભૂખ લાગે છે એમ કદાચ ન કહી શકાય, પણ ભૂખ લાગી હોય એવુ લાગે છે ખરું. એટલે જઠરાગ્નિ પાણી પીવાથી પ્રદીપ્ત થાય છે એવા આપ્તવચન વિષે શંકા કરવી યોગ્ય નથી; અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા માટે મારે હવે જલપાનનો પ્રયોગ કરવો એવો મેં નિર્ણય કર્યો

એક અઠવાડિયા સુધી એ નિર્ણયને પાકો થવા દઈને પછી મેં એને અમલમાં મૂક્યો. બને તેટલું પાણી પીવું. સવારમાં મોકા ઊઠીને હું પહેલાં પણ પાણી પીતો. હવે ઊંઘમાંથી વચ્ચે જાગી જઈને પણ પાણી પીવાનું નક્કી કર્યું. દિવસના ભાગમાં જ્યા હોઉં ત્યા કલાકમાં ત્રણેક વાર બેચાર પ્યાલા પાણી પી નાંખવાનું રાખ્યું. અમારા ઘરમાં એક મોટી ગોળી પાણીની ભરેલી રહેતી. પણ મેં પાણીનો પ્રયોગ શરૂ કર્યો તે પછી દિવસમાં ત્રણથી ચાર વાર ગોળી ભરવી પડતી

પણ આ પ્રયોગ બહુ લાંબો ચાલ્યો નહિ. અમારા સુરત શહેરમાં આમે પાણીની તંગી હતી. નળ તો હુ જન્મ્યો તે પહેલાના સુરત ખાતે આવી ગયા

એક સંન્યાસી પ્રાચીન વેદાંતને બહુ ઉત્તમ રીતે ઘટાવતા હતા. એટલે વેદાંતનું નામ સાંભળી, એ અક્ષર કાન પર પડશે તો પણ પુણ્ય થશે એમ માનતી વૃદ્ધ સન્નારીઓથી માંડીને, આધુનિક વિજ્ઞાનનું નામ સાંભળી કંઈક નવું સાંભળવાની ધગશવાળા તરુણો સુધી, જાતજાતના લોકો એમનું વ્યાખ્યાન સાંભળવા ભેગા થતા. મારા એક મિત્રના આગ્રહથી હું પણ એક દિવસ એમના વ્યાખ્યાનમાં ગયો. આગલે દિવસે એમણે ન્યૂટનના ગુરુત્વાકર્ષણના સિદ્ધાંત ને આઈન્સ્ટીનના સાપેક્ષવાદના સિદ્ધાંત સાથે જૈનના સ્યાદ્વાદની સમીક્ષા કરી હતી. આજનો વિષય ભૌતિકશાસ્ત્ર ને માયાવાદનો હતો. વિદ્વાન સંન્યાસીએ પ્રથમ ભૌતિકશાસ્ત્ર એટલે શું તે સમજાવવા માંડયું. 'ભૌતિક' શબ્દ 'ભૂતિ' પરથી નીકળ્યો છે, અને 'ભૂતિ'નો સંબંધ 'ભૂ' સાથે છે, એટલે આપણે પ્રથમ 'ભૂ'નો વિચાર કરીશું. આવી મતલબનું એમણે કહ્યું.

'ભૂ' શબ્દ સાંભળી, મને 'બાળપોથી'માં હું શીખેલો 'ભા, ભૂ પા' તે યાદ આવ્યું. એ સાથે પાણીનો પ્રયોગ સાંભર્યો ને જળપ્રયોગની સ્મૃતિ જાગ્રત થતાં જ જઠરાગ્નિ પણ જાગ્રત થઈ ગયો. એણે પાણીની વરાળ ગનાની ઊંચે ચડાવી. મને છીંક આવી. નાક પર રૂમાલ દઈ, માથું નીચું રાખી મેં જેમતેમ ખાઈ લીધી. બીજી આવી, ત્રીજી આવી ને પછી તો પરંપરિત છીંકો શરૂ થઈ ગઈ હું કોઈનું ધ્યાન ખેંચવા માગતો નહોતો, પણ સંન્યાસીનાં વ્યાખ્યાનનું શ્રવણ કરતાં બધા જ શ્રોતાઓનાં ડોકાં મારા તરફ વળ્યાં. 'હવે મારે છીંક ન ખાવી જોઈએ, બધા મને જુએ છે' એવું ભાન થતાં છીંકનું જોશ વધ્યું. મારી બાજુમાં બેઠેલાઓનાં શરીર પણ મારી છીંકના આવેગથી ડોલવા લાગ્યાં. સંન્યાસી પણ બોલતા અટકીને મારી છીંક પૂરી થવાની વાટ જોવા લાગ્યા; પણ આ કંઈ સામાન્ય છીંક નહોતી. એ તો ચાલી, પાંચ, સાત, દશ મિનિટ–પછી અટકી. સંન્યાસીએ વ્યાખ્યાનનો તૂટેલો દોર ફરી સંભાળી લીધો. પાંચેક મિનિટમાં વ્યાખ્યાન મૂળ પાટા પર આવી ગયું. શ્રોતાઓ થોડાક અપવાદ બાદ કરતાં, મારા તરફ જોવાનું બંધ કરી સંન્યાસીના સામું ધ્યાનપૂર્વક આંખો માંડી સાંભળવા લાગ્યા. એટલામાં કોણ જાણે કેમ, સંન્યાસીને પોતાને પણ છીંક આવી. 'હું અહીં બેઠો છું ને બીજો છીંક ખાય. એમ?' મારા સુષુપ્ત માનસમાં અભિમાન જાગી ઊઠયું ને મારા શરીરના ઊંડા ઊંડાણમાંથી અનેક છીંકો એકસામટી ધસી આવી. એનો વેગ એવો તો પ્રબળ હતો કે મારે લગભગ અડધા ઊભા થઈ જવું પડયું. આવતી છીંકોને કોઈ રીતે અટકાવી શકાય એમ

હતું નહિ. માથું મારું લગભગ લબડી પડયું. એને ટટાર રાખવાની માગમાં શક્તિ ન રહી. જોડે બેઠેલા સદ્‌ગૃહસ્થના ખભા પર મે માથું ટેકવ્યું. એણે હાથથી હડસેલી દીધું બીજી બાજુના ગૃહસ્થના ખભા પર મેં ટેકવી જોયું. ત્યાંયી પણ એને જાકારો મળ્યો. આ વખતે તો ગજવામાંથી રૂમાલ કાઢવાનો પણ મને અવકાશ મળ્યો નહોતો. આજુબાજુ બેઠેલા ગૃહસ્થોએ પોતપોતાના ખિસ્સામાંથી રૂમાલ કાઢી માગ મોંથી થોડે દૂર ધરી રાખ્યા. છીંકનો પ્રકોપ કંઈક શમતા હું ત્યાંથી ઊભો થઈ ને થોડે થોડે અન્તરે છીંકો ખાતો ખાતો, સભાસ્થાન છોડીને ચાલ્યો ગયો.

બીજે દિવસે મને આગ્રહ કરીને વ્યાખ્યાનમાં લઈ જનાર મિત્ર મારે ત્યાં આવ્યો 'તને કાલે થયું'તું શું? આખું વ્યાખ્યાન મારી નાખ્યું!'

'છીંક આવતી'તી, તે તેં જોયું નહોતું?'

'અરે! મે શું બધાએ જોયું'તું. પણ એવું હતું તો ત્યાં આવ્યો જ શું કરવા?'

'મને શી ખબર કે......'—હાક્‌છી! હું વાક્ય પૂરું કરું તે પહેલાં છીંકો પાછી શરૂ થઈ.

'તું તારે નિરાંતે છીંક ખા,' કહીને મારા મિત્રે જવાનો ચાળો કર્યો, પણ એ ગયો નહિ.

છીંકો બંધ થતા, મે મારા જળપાનના પ્રયોગની એને વાત કરી.

'તું તો ખરેખર, ગધેડો છે. ઠંડુ પાણી તે કોઈ પીએ?'

'હું તો માનું છું કે બધા જ ઠંડુ પાણી પીએ છે.'

'તારું તે પેટ છે કે ગાગર? આટઆટલું ઠંડું પાણી પેટમાં પધરાવે તે શરદી ન થાય?'

'પણ આયુર્વેદના ગ્રંથમાં...'

'ચૂલામાં ગયો તારો આયુર્વેદનો ગ્રંથ! એમ ગ્રંથ વાચીને વૈદ થઈ જવાતું હોત તો—'

'ત્યારે હવે કરવું શું?'

'અરે! ભલા માણસ, પેટ બરાબર ન હોય ત્યારે ઠંડું નહિ, પણ ગરમ પાણી પીવું જોઈએ.'

અને પછી મેં ગરમ પાણીનો પ્રયોગ શરૂ કર્યો.

★

## હવાફેર : નક્કી કરીએ છીએ

હું નાનો હતો ત્યારે સારાસારા લોકોને હવાફેર કરવા જતા જોતો ને મને તેમની અદેખાઈ આવતી. મારી સાથે શાળામા ભણતા વિદ્યાર્થીમિત્રનું કુટુંબ દર ઉનાળે કોઈ ને કોઈ સ્થળે હવાફેર માટે જતુ. મહિના અગાઉ એ માટે એ લોકો તૈયારી કરવા મંડી જતા હવાફેર માટે કયા જવું તેની ચર્ચા ચાલતી અને સ્થળ નક્કી થયા પછી, કુટુંબની જુદીજુદી વ્યક્તિઓ માટે કપડાં સિવડાવવામાં આવતા, સામાન ખરીદવામા આવતો અને હવાફેર કરી આવ્યા પછી એ મિત્ર, મારી આગળ એ સ્થળના જે રસભર્યા વર્ણનો કરતો, તે પરથી મને થતુ કે *બીજુ કંઈ થઈ ન શકે તો પણ જિંદગીમા એક વાર તો હવાફેર કરવા જવુ જ.*

આપણા પ્રાચીન ઋષિમુનિઓ અને પાશ્ચાત્ય દેશના અર્વાચીન માનસશાસ્ત્રીઓએ કહ્યુ છે તેમ દૃઢ સંકલ્પ કદી ફળ્યા વિના રહેતો નથી. કોઈ સંકલ્પ કદાચ ફળે નહિ તો એ દૃઢ નહોતો એમ માની લેવુ. ભલે તમે ગમે તેટલા મક્કમ મને સંકલ્પ કર્યો હોય, પણ એ વિફળ જાય તો એ બહાર ગમે તેટલો સંગીન દેખાતો હોય, પણ અંદરથી પોલો હતો, અને બિલકુલ દૃઢતા વિના કરેલો સંકલ્પ એકાએક સફળ બને તો એ નિર્બળ દેખાતો સંકલ્પ ખરેખરી રીતે જોતા સબળ હતો એમ માની લેવુ.

બધા જ દૃઢ સંકલ્પો ફળે છે ખરા, પરંતુ એમની ફળવાની રીતો ને ફળવાના સમય ભિન્નભિન્ન પ્રકારના હોય છે. હવાફેર કરવા જવા ઉપરાંત બાલ્યકાળમાં તેમ જ કિશોરાવસ્થામા મેં બીજા પણ કેટલાક દૃઢ સંકલ્પો કર્યા હતા, અને તે પણ કોઈને કોઈ સમયે ફળ્યા વિના રહ્યા નથી. સાદા પાણી દ્વારા તૈયાર કરવામા આવેલા ભોજ્ય પદાર્થોનું ભોજન કરતા પહેલા, દરેક વખતે સ્નાન કરવું જ જોઈએ એવા જ્ઞાતિનિયમને કારણે, નાહવાની ખટપટ ન કરવી પડે તેટલા સારુ, રાત્રે અમારે ત્યાં કેળના પાણીથી રસોઈ કરવામાં આવતી, એટલે રાત્રિના વાળુમા ભાતદાળ મળી શકતાં નહિ. મને કોણ જાણે કેમ છેલ્લે ભાત ખાધા વિના જમ્યો હોઉં એમ લાગતુ જ નહિ. એટલે મેં સંકલ્પ કર્યો હતો કે પરણ્યા પછી રોજ રાત્રે 'એ'ની પાસે ભાત કરાવીને આરામથી આરોગીશ.

અને મારો એ સંકલ્પ ફળ્યો પણ ખરો, પરંતુ મેં ધાર્યું હતું તે કરતાં જુદી જ રીતે બગડવાની નિરંતર ધમકી આપતી હોજરી એક વખત ખરેખર બગડી બેઠી અને પછી ત્રણ મહિના માટે એકલા ભાત પર રહેવાનો પ્રસંગ આવ્યો દિનના તેમ જ રાત્રિના ભોજનમાં મને ત્યારે ભાત જ મળતો બીજો એક સંકલ્પ મેં કર્યો હતો અમારા પાડોશમાં રહેતા એક કંજૂસ ગૃહસ્થને જોઈને પૈસા સંઘરવાનો એમનો લોભ એ અમારી શેરીમાં બધાને માટે કુતૂહલ ને મજાકનો વિષય બન્યો હતો પૈસા બચાવવા માટે તેઓ કેવીકેવી યુક્તિપ્રયુક્તિઓ કરે છે, તેની અનેક વાતો—કેટલેક ભાગે સાચી ને મોટે ભાગે જૂઠી એની લોકો કરતા એ બધું સાંભળીને મેં મનમાં નક્કી કર્યું હતું કે 'આપણે પૈસા સંઘરવા નથી' એ સંકલ્પ મેં દૃઢતાપૂર્વક નહોતો કર્યો, પણ મને લાગે છે કે જેમ કેટલાક બાળકો જન્મથી જ મજબૂત હોય છે, જાતે કસરત કર્યા વિના અથવા માબાપની ખાસ કાળજી વિના પણ એ શરીરે સંગીન રહે છે, તે જ પ્રમાણે કેટલાક સંકલ્પો, ભલે કરનારે એને ઢચુપચુ મનથી કર્યા હોય છતાં, જન્મથી જ દૃઢતા લઈને અવતરે છે પૈસા ન સંઘરવાનો મારો નિશ્ચય કદાચ પ્રકૃતિથી જ દૃઢ સંકલ્પરૂપ બન્યો હશે એ માટે હવે મારે કશો પ્રયત્ન પણ કરવો પડતો નથી, આપોઆપ એ સંકલ્પ ફળે છે તે ફળ્યા જ કરે છે ભૂલેચૂકે થોડોક સંઘરો થઈ જાય તો તરત પેલો સંકલ્પ માથું ઊંચકી ઊભો થાય છે ને સંઘરો એકદમ ઘટી જાય છે

અને આ જ રીતે હવાફેર કરવા જવા માટેનો મારો સંકલ્પ, એના જન્મકાળ પછી લગભગ વીસેક વર્ષે ફળ્યો

રોગો અને પરોણાઓ વચ્ચે ઘણું સામ્ય છે કેટલાક પહેલેથી ખબર આપીને આવે છે એમના રહેવાની મુદ્દત પણ ચોક્કસ હોય છે અને જાય છે ત્યારે એ હવે પાછા ભાગ્યે જ આવશે એવી યજમાનને ખાતરી થાય છે કેટલાક કંઈ પણ ખબર આપ્યા વિના એકાએક આવી પડે છે આવે છે ત્યારે તદ્દન નિરુપદ્રવી લાગે છે ને થોડા વખતમાં જ પાછા સ્વસ્થાને ચાલ્યા જશે એમ લાગે છે, પણ ધીરેધીરે એ પોતાનું સ્વરૂપ પ્રગટાવે છે, 'હવે આ તો ચીટક્યો' એમ યજમાનને થાય છે એ પોતે ચીટકી બેસે છે પણ યજમાનને જરા પણ બેસવા દેતો નથી હેરાનપરેશાન કરી મૂકે છે, અને એ જાય છે ત્યારે પણ ફરી પાછા ગમે ત્યારે આવી પહોંચવાની ધમકી આપીને જાય છે

એક દિવસ શ્રીમતીને પગે ખજવાળ આવી પગે કે શરીરના કોઈ પણ ભાગ પર ખજવાળ આવે એ કંઈ મોટી વાત નથી, પણ આ તો મોટી વાત

નીવડી. ખંજવાળ આવે, બહુ આવે ને બહુ લાંબી ચાલે તો પણ એકાદબે કલાકથી વધારે ચાલે નહિ, પણ આ તો સાતેક દિવસ સુધી આવ્યા જ કરી દિવસે ન આવે તેટલી રાતે આવે ને રાતે ન આવે તેટલી દિવસે આવે. દુનિયામાં ખંજવાળવા સિવાય બીજું કોઈ કામ નથી એવી જાણે દૃઢ પ્રતીતિ થઈ ગઈ હોય તે રીતે શ્રીમતી, જ્યારે જોઈએ ત્યારે એક હાથે પગ પકડીને, બીજે હાથે તલ્લીનતાથી ખંજવાળતી જ હોય. સાતસાત દિવસ સુધી નખાગ્રથી વિંધાઈને પછી પગે રડવા માંડયું–એક કે બે આંખે નહિ, પણ પાંચપાંચ આંખે; ને સતત રુદન ચાલુ રાખ્યું. ડૉક્ટરને બતાવ્યું. 'ખરજવું છે–લીલું,' એણે નિદાન કરીને કહ્યું. દવાદારૂ શરૂ થયાં. રડતું બાળક થાકીને મૂગું થાય છે, પણ એનાં ડૂસકાં ચાલુ રહે છે તેમ ખરજવું પણ અંતે થાકીને રડતું અટક્યું : એનાં આંસુ સુકાયાં પણ ડૂસકાં ચાલુ રહ્યાં. એ પણ ત્રણચાર મહિને અટક્યાં. અને પછી લગભગ વરસેક સુધી એ પાણું દેખાયું નહિ. બીજે વર્ષે ખંજવાળની શરૂઆત થતાં જ ઉપચારો શરૂ કર્યા, પણ પેલા રંગીન ગઝલકારનો ગુના માટેનો શોખ, જેમજેમ સજા થતી ગઈ તેમતેમ વધતો જ ગયો હતો તેમ, ખરજવાનો ઉપદ્રવ પણ ઉપચારો થતા ગયા તેમ તેમ વધતો ચાલ્યો. આખરે અમારાથી ડૉક્ટર અને ડૉક્ટરથી અમે કંટાળ્યાં, ને એક નામાંકિત વૈદ્યની પાસે ગયાં. વૈદ્યરાજે અંદરથી નાડીની ને ઉપરથી ખરજવાની પરીક્ષા કરી અને પૂછ્યું : 'કોઈ ડૉક્ટર પાસે ગયા હતા?'

'હા જી, ડૉક્ટરની ઘણી દવા કરી, પણ કંઈ વળ્યું નહિ, એટલે આપની પાસે આવવું પડયું છે,' મેં જવાબ દીધો.

'તેમા જ રોગે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું છે ડૉક્ટર દવા આપી રોગને દબાવી દે છે, એના કારણનો ઇલાજ કરતો નથી.' વૈદ્યરાજે કહ્યું.

'તો આપ હવે એ કારણનો નાશ કરો.' મેં કહ્યું.

'જરૂર. કારણ જતાં કાર્ય પણ નહિ રહે એ તો તમે સમજો જ છો ને?' એમણે કહ્યું

'હા, પણ કારણ જશે કે કેમ તે સમજાતું નથી.' મેં કહ્યું.

'જશે–એ પણ જશે બધા રોગો પ્રજ્ઞાપરાધથી થાય છે એ જાણો છો?' એમણે પ્રશ્ન કર્યો.

'ના જી,' મેં ઉત્તર આપ્યો.

'તો જાણી લો કે આહારવિહારમાં યમનિયમાદિનું પાલન ન કરવાથી, દિનચર્યા, ઋતુચર્યામાં વિવેકપૂર્વક ન વર્તવાથી, શરીરસ્થ ધાતુઓ કુપિત થાય છે ધાતુપ્રકોપને કારણે મળ કુપિત થાય છે અને આપણા શાસ્ત્રકારોએ તો કહ્યું જ છે, 'सर्वेषामेव रागाणां निदान कुपिता मला !' બધા જ રોગનું મૂળ કારણ કુપિત થએલ મળ છે' એમણે મને સમજણ પાડતા કહ્યું.

થોડીક બીજી શાસ્ત્રચર્ચા સાંભળ્યા પછી મે કહ્યું 'તો હવે શું કરવાનું છે તે આપ કહો'

જુઓ, શરીરમાં રહેલ રોગોને કેવળ ઔષધોપચારથી મટાડવા શક્ય નથી પણ ઔષધની સાથે પથ્યની પણ યોજના કરવી પડે છે શાસ્ત્રમાં તો એટલે સુધી કહ્યું છે કે પથ્ય પાળતો હોય તેને ઔષધની શી જરૂર છે? અને પથ્ય ન પાળતો હોય તેને પણ ઔષધની શી જરૂર છે?' વૈદરાજે કહ્યું

'એટલે પથ્ય પાળો, કે ન પાળો, ઔષધની કંઈ જરૂર છે જ નહિ એમ ને?' મે પૂછ્યું.

'ના ના એમ તો છેક નહિ એ તો પથ્યની કેટલી જરૂર છે તે દર્શાવવા એમણે એમ કહ્યું છે એટલે ઔષધ સાથે પથ્ય પણ પાળવું પડશે એમની પથ્ય પાળવાની તૈયારી હોય તો હું ઔષધ આપું, નહિ તો કોઈ બીજા વૈદ્ય કે ડૉક્ટર પાસે જાઓ' એમણે કહ્યું

'પથ્ય શું, તમે કહો તે પાળવા તૈયાર છીએ' મે જવાબ દીધો

'તો તેલ, મરચું, ખટાશ એકદમ ઓછા કરી નાખવાના, તળેલું બિલકુલ ખાવાનું નહિ મીઠા વિનાનો સાદો ખોરાક લેવાનો' એમણે કહ્યું

'રાંધેલું ખવાય કે નહિ?' મે પૂછ્યુ

એટલે? રાંધ્યા વિના શી રીતે ખવાય? હું ઉપવાસ તો નથી કરતા એમ ધારી જરા કતરાતી આંખે મારા તરફ જોઈને એમણે કહ્યું

'નહિ નહિ હું તો એમ પૂછું છું કે ફક્ત દૂધ, દહીં, છાશ ને ફળો ઉપર રહેવાનું કે રાંધેલું અન્ન પણ ખાઈ શકાય?' મે કહ્યું

જુઓ, આટલી વારમાં તમે ભૂલ કરી દૂધ ચાલે. પણ દહીં ને છાશ શી રીતે ખવાય? એમાં ખટાશ નથી? અને ફળો પણ ખાટાં ન હોય તો જ લઈ શકાય બાફેલું બધું ખવાય, પણ મરીમસાલા બહુ જ ઓછા, બિલકુલ ન હોય તો ઉત્તમ,' એમણે કહ્યું

'પથ્ય કેટલોક વખત પાળવું પડશે?' મેં પૂછ્યું.

'દવા ચાલે ત્યાં સુધી,' એમણે જવાબ દીધો.

'દવા ક્યાં સુધી ચાલશે?' મેં સવાલ કર્યો.

'રોગ મટે ત્યાં સુધી.' એમણે કહ્યું.

'રોગ મટતાં કેટલોક વખત લાગશે?' મેં પ્રશ્ન કર્યો.

'કંઈ કહેવાય નહિ, ત્રણેક મહિના તો થશે જ કદાચ છ મહિના પણ થઈ જાય. અને નસીબ પાધરું ન હોય તો વરસ બે વરસ સુધી પણ લંબાય. રોગ જીર્ણ થઈ ગયો છે. તેમા વળી તમે ડૉક્ટર પાસે જઈને એને વકરાવી મૂક્યો છે, એટલે પહેલાં તો ડૉક્ટરે કરેલી વિક્રિયા મટાડવી પડશે અને પછી જ રોગ મટશે.' એમણે જરા પણ બંધાઈ ન જવાય એ રીતે કહ્યું.

ત્રણને બદલે પાંચ મહિના સુધી અમે વૈદ્યરાજની દવા કરી. પથ્ય પણ શ્રીમતીએ બહુ ચીવટાઈથી પાળ્યુ. પાંચ મહિનાને અંતે ખરજવુ અને શ્રીમતી બંને નરમ થઈ ગયા. ત્યાર પછી શક્તિની દવા વૈદ્યરાજે આપવા માંડી. બીજા ત્રણેક મહિના પછી શ્રીમતીની તબિયત પહેલા જેવી થઈ ગઈ અને ખરજવું નામશેષ બની ગયુ.

ચારેક મહિના અમે—મે અને શ્રીમતીએ—એ વૈદ્યરાજનાં ને આયુર્વેદનાં ગુણગાન ગાયાં, અને ઓળખીતાંપાળખીતાંઓમા વગર પૈસે એમની જાહેરાત કરી. એટલામા ખરજવું પાછું આવી પહોંચ્યુ. એક વાર આવેલો મહેમાન વારંવાર આવે એટલું જ નહિ, પણ પછી તો પોતાની સાથે કુટુંબીઓને પણ લેતો આવે, તે રીતે આ વખતે તો ખરજવુ એકલું જ ન આવ્યુ, પણ તાવ, પાક અને અશક્તિને પણ જોડે જ લેતુ આવ્યુ. આ વખતે વૈદ્યરાજને ત્યાં જવાય એવી સ્થિતિ શ્રીમતીની રહી નહોતી, એટલે વૈદ્યરાજને ઘેર તેડાવવા પડ્યા. એમણે આવીને પાછી શાસ્ત્રચર્ચા કરી, પથ્ય બરાબર નહિ પળાયુ હોય એમ જણાવ્યું.

'પથ્ય તો બહુ જ ચીવટાઈથી એણે પાળ્યુ છે, છતા આમ કેમ થયું?' મે પૂછ્યુ.

'કંઈ નહિ, એ તો રોગના જવાની નિશાની. ઓલવાતા પહેલા દીવો કેવો ભભૂકી ઊઠે છે' તેવું જ રોગની બાબતમા પણ બને છે' એમણે આશ્વાસન આપ્યું.

પણ આ દીવો ઓલવાયો નહિ. ઉત્તરોઉત્તર ભભૂકતો જ ગયો. પેલા ખાયોકેમિકવાળા કહે છે કે, 'રોગ હજાર પણ ઔષધ બાર' એ સાચું હોય કે નહિ તે તો કોણ જાણે, પરંતુ રોગ એક અને ઔષધ અનેક એ સૂત્ર સાચું છે એમ અનુભવે અને જણાયું.

વૈદ્યને છોડી અમે હોમિયોપથીનો આશ્રય શોધ્યો. એમણે ત્રણેક વર્ષ સુધી કુદરતી ઔષધિના (અં. કૉન્સ્ટિટ્યૂશનલ) પ્રયોગો કર્યા. એ પછી એક નેચરોપેથ પાસે પહોચ્યાં. એમણે બસ્તિ, વમન, ઉપવાસ ને આહારના પ્રયોગો કરી જોયા. સંગીતમાં જેમ માર્ગી અને દેશી અર્થાત્ શાસ્ત્રીય તેમ જ સામાન્ય લોકસમૂહની પદ્ધતિઓ છે તેમ, ઉપચારના વિષયમાં પણ આ શાસ્ત્રીય 'પથી'ઓ ઉપરાંત ડોશીમાની લોકપદ્ધતિ છે. અમે હવે શાસ્ત્રનો રાજમાર્ગ છોડી લોકમાર્ગની ગલીકૂંચીઓનો આશ્રય લેવાનું નક્કી કર્યું. સવારે નરણે કોઠે અમુક કરીને રાત્રે સૂતા પહેલા અમુક કરવાનુ. એવું બધું કર્યું; એ ઉપરાંત અમુક દિવસે વાવનુ પાણી લઈ આવી તેના ખરજવા પર છાંટા નાખવાના. ગાયનું છાણ ચોપડવું, બટાકો અડધો કાપીને ખરજવા પર ઘસવો, ઇત્યાદિ ઉપચારો અજમાવી જોયા. એક જણે જણાવ્યું કે, 'ખરજવા પર રાત્રે તાંબાના વાસણમાં રાખેલું દહીં મૂકી, કાળી કૂતરી પાસે ચટાડવાથી મારા દાદાને વીસ વરસનું ખરજવું મટી ગયું હતું.' તે ઉપરથી એ પ્રયોગ પણ અમે કરી જોયો, પરંતુ એ પ્રયોગ કરતાં મુશ્કેલી બહુ પડી હતી. તાંબાના વાસણમા રાતભર દહીં રાખી મૂકવું એ કંઈ મુશ્કેલ નહોતું. એ દહીં ખરજવા પર રાખી મૂકવાનું જરા મુશ્કેલ પડયું ખરું. મોટા ભાગનું સરી જતું અથવા ખરજવામાંથી નીકળતાં, પાણી ને રસીની સાથે એકરસ થઈ વહેવા માંડતું; પણ એથીય મોટી મુશ્કેલી તો કાળા કૂતરાને શોધી કાઢતાં પડી પ્રથમ તો કાળું કૂતરું જ મળતું નહિ. પગ પર દહીં રાખીને શ્રીમતી કેટલીય વાર બેસી રહે ને હું કાળા કૂતરાની તપાસમાં નીકળું. કોઈક ઠેકાણે કાળું કૂતરું મળી જાય, પણ તે મારી જોડે આવવા તૈયાર થાય નહિ. કાળું કૂતરું અમારી પાસે ન આવે તો અમારે કાળા કૂતરા પાસે જવું એમ નક્કી કરીને, એક વાર લાગ જોઈને કાળા કૂતરા પાસે અમે જઈ પહોચ્યાં. કૂતરાને બિસ્કિટ નાખીને, લલચાવીને ઊભું રાખ્યું. બિસ્કિટ ખાઈ રહીને બીજા માટે એણે મોં ઊંચું કર્યું, એટલે શ્રીમતીએ દહીંવાળો પગ એની સામે ધર્યો. કૂતરું ભડકીને નાઠું! જેમતેમ સમજાવીને બીજાં બે બિસ્કિટ એની આગળ નાખીને મેં એને શાંત કર્યું. બે બિસ્કિટ પૂરાં કર્યા પછી એણે ડોકું ઊંચું કર્યું, એટલે એને પંપાળીને દહીંવાળો પગ ધીરે રહીને એની સામે ધર્યો; આ

વખતે કૂતરું નાસી ન ગયું. અમને આશા જન્મી. એણે પગ પરતું દહીં સુંઘ્યું, મોઢું ત્યાંથી ખસેડી લીધું, અને બિસ્કિટ માટે મારા તરફ નજર કરી. ઘણી સમજાવટ છતાં એણે દહીં ન જ ખાધું. એ પછી આઠેક દિવસ સુધી કાળા કૂતરાનો પત્તો ન ખાધો. બીજી વાર કાળા કૂતરાનો યોગ થતાં દહીં પર બિસ્કિટ મૂકી તેની પાસે દહીંવાળું બિસ્કિટ ખવડાવ્યું. આમ અમે ઘણી મહેનત અને યુક્તિપ્રયુક્તિ પછી કાળા કૂતરા પાસે દહીં ખવડાવવા શક્તિમાન થયાં, છતાં ખરજવાએ સહેજ પણ મચક ન આપી પેલા સૂચના કરનાર ભાઈને મેં કહ્યું કે, 'તમારો ઉપાય કારગત ન નીવડયો.' એમણે પૂછ્યું, 'તમે જે કૂતરા પાસે દહીં ખવડાવ્યું તે કૂતરો હતો કે કૂતરી ?'

'એ તો ખબર નથી ' મેં જવાબ દીધો.

'કૂતરો હશે. કૂતરો ન ચાલે, કૂતરી જોઈએ,' એમણે કહ્યું.

આમા યે જાતિભેદ! આમ તો ખરજવું નાન્યતર જાતિનું છે, એને નારી જાતિ પ્રત્યે પક્ષપાત હોવાનુ શું કારણ? એ જે હોય તે, પણ મૂળ તો કાળું કૂતરું મળવું મશ્કેલ, મળે તો તેની પાસે દહીં ખવડાવવું એથી યે મુશ્કેલ, તેમાં કાળી કૂતરી શોધી સ્રીહઠનો સામનો કરી તેને સમજાવવી એ તો અત્યંત કપરું કામ. અને એ બધું કર્યા પછી પણ ખરજવું મટશે તેની ખાતરી નહિ, એટલે એ પ્રયોગ કરવાનુ અમે માંડી વાળ્યું.

આમ ને આમ વીસ વર્ષ વહી ગયાં. એ આખો વખત ખરજવાએ શ્રીમતીનો સંગ છોડયો નહિ હા, વચ્ચેવચ્ચે વરસમાં બેત્રણ મહિના માટે એ જરા ફરવા જઈ આવતું અંતે વૈદ્ય ને ડૉકટર બંનેની ભેગી સૂચનાથી હવાફેર માટે જવાનુ અમે નક્કી કર્યું. વૈદ્યે દરિયાકાંઠે જવાનુ સૂચવ્યું, ડૉકટરે 'હિલ-સ્ટેશન'ની ભલામણ કરી. બંને વચ્ચે મતભેદ થતાં અમે નેચરોપેથને પુછયું.' એમણે 'હિલ-સ્ટેશન સારું પડશે' એમ કહ્યુ. એક હોમિયોપેથે તો એટલે સુધી કહ્યુ કે, 'દરિયાકાંઠે જશો તો ખરજવું વધી જશે.' એટલે બહુમતીના નિર્ણયને માન આપીને અમે કોઈક 'હિલ-સ્ટેશન' પર હવાફેર કરવા માટે જવાનુ નક્કી કર્યું.



# હવાફેર : માંડી વાળીએ છીએ

નિષ્ણાતોની વધુમતીના અભિપ્રાયને માન આપીને અમે કોક 'હિલ-સ્ટેશન' પર જવાનું નક્કી કર્યું. હવે કયું 'હિલ-સ્ટેશન' તે નક્કી કરવાનું હતું.

પૈસા ખરચતી વેળા અંતઃકરણનો અવાજ જેને આડે આવતો ન હોય એવા મોટા માણસો, અને જેની સામે એ પૈસા ખરચવાનો વિચાર કરે ત્યારે, અંતઃકરણનો અવાજ ઉશ્કેરાઈને પોકાર કરી ઊઠે છે, તેવા આપણા જેવા સામાન્ય માણસો વચ્ચે, એક મોટો ફેર એ છે કે, બીજી ઘણી બાબતોની પેઠે, હવાફેર માટેના સ્થળની પસંદગી કરવાના વિષયમાં મોટા માણસોને પોતાની વિવેકશક્તિને કસવી પડતી નથી. આપણા જેવાઓને એ બાબતમાં ઘણો વિચાર કરવો પડે છે. ઝાઝો વિચાર કર્યા વિના એ નિર્ણય કરી લે છે અને નિર્ણય કર્યા પછી તેને અમલમાં પણ મૂકી શકે છે. આપણે ખૂબ વિચાર કર્યા પછી પણ નિર્ણય કરી શકતા નથી. કવચિત્ નિર્ણય કરીએ છીએ ત્યારે તેને અમલમાં મૂકી શકતા નથી. એક નહિ તો બીજું કોઈ સ્થળ તેઓ સહેલાઈથી પસંદ કરી શકે છે અને એક વર્ષે એક, તો બીજે વર્ષે બીજું એમ જુદાં જુદાં બધાં સ્થળો એ નિગતે જોઈ શકે છે, પણ સાધારણ માણસોને હવાફેર કરવા જવાનો પ્રસંગ આવી પડે ત્યારે તેને બહુ વિચાર કરવો પડે છે જીવનમાં એવા મહત્ત્વના પ્રસંગો એને વારવાર પ્રાપ્ત થતા નથી. 'જીવ્યા કરતાં જોયું ભલું' એમ એ મનમાં ગમે તેટલું માનતો હોય તો પણ 'જોયા કરતાં જીવ્યું સારું' એ સૂત્રનો જ એને સ્વીકાર કરવો પડે છે, કારણ કે જોવા માટે જીવનની જરૂર છે અને જીવવા માટે પૈસાની જરૂર છે. એ જરૂરિયાતની વસ્તુનો ઉપયોગ જોવા માટે કરવો કે જીવવા માટે કરવો એ જ વિકલ્પ એની સામે આવીને ઊભો રહે છે. અને વ્યાકરણશાસ્ત્રમાં વિકલ્પો ગમે તેટલા હોય, પરંતુ વાક્યમાં તો એમાંનું એક જ પદ વાપરી શકાય છે, તેમ આ સૈદ્ધાંતિક વિકલ્પ છતાં, એને તો જીવવા માટે દ્રવ્યને રહેવા દેવાના એક જ માર્ગનું સામાન્ય રીતે અવલંબન કરવું પડે છે.

પરંતુ જ્યારે માત્ર જોવા ખાતર નહિ, પણ જીવવા ખાતર કે સ્નેહીજનને જીવાડવા ખાતર આ પ્રકારનો ખરચ કરવાનું આવી પડે, ત્યારે કોઈ વિકલ્પ એની

પામે રહેતો નથી. કોઈ પણ સ્થળે જવાનું એને નક્કી કરવું જ પડે છે. અને એ નક્કી કરતાં, મોટાઓ માટે આ વિષય સાથે સંબંધ રાખતી છતાં, ગૌણ ને આનુષંગિક ગણાય એવી વિગતોને એને પ્રાધાન્ય આપવું પડે છે.

પ્રથમ તો, વારવાર હવા ખાવા માટે જવાવાનું નથી, માટે હવા બહુ સારી હોય, તે ઉપરાંત જોવા જેવું પણ જ્યાં ઘણું હોય તેવું સ્થળ પસંદ કરવાની ઇચ્છા થાય છે. પૈસા ખરચવા જ બેઠા છીએ, તો થોડોઘણો વધારે ખરચ ભલે થતો, પણ કોઈ સારે ઠેકાણે જ જઈએ, ફરીફરી આપણે કંઈ હવાફેર માટે જવાના નથી, એવા પ્રકારની સૂચના, જેને કમાવાની ચિંતા હોતી નથી, અને જીવવા કરતાં પણ જોવાનો ઉત્સાહ જેમનામાં અધિક હોય એવા કુટુંબના કિશોરવર્ગ તરફથી કરવામાં આવે છે.

કોઈક ' હિલ-સ્ટેશન ' પર હવાફેર માટે જવાનુ અમે નક્કી કર્યું, ત્યારે પહેલવહેલી આ જ પ્રકારની ભલામણ કેવળ કુટુંબના કિશોરવર્ગ તરફથી નહિ, પણ કેટલાક મોટી ઉમરના મિત્રો તરફથી પણ કરવામા આવી : ' કોઈક પહાડી મથકે જવુ હોય તો પછી દહેરાદૂન કે નૈનિતાલ જાઓ. ત્યાની હવા એવી સરસ છે કે તમે ઘોડા જેવા થઈને આવશો અને કુદરતનુ સૌંદર્ય તો ત્યાં એટલું બધુ વેરાયેલુ પડ્યું છે કે તમે જોઈ જોઈને ગાડા થઈ જશો ' એક પ્રવાસના શોખીન મિત્રે મને કહ્યું.

' પણ સહકુટુંબ ત્યા જવા આવવાનો ખરચ કેટલોક થાય ?' મેં પૂછ્યુ.

' ખરચ તો થાય જ ને !' એણે જવાબ દીધો.

' અલબત્ત, થાય જ પણ કેટલો થાય, એમ હુ પૂછુ છું.' મે કહ્યુ

' જો બધા જ જાઓ તો બેઅઢી હજાર જેટલો તો થાય; પણ એ કઈ બહુ ન જ કહેવાય.'

' એ તો કહેનાર પર આધાર રાખે છે.'

' પણ તમારા કે ભાભીના કરતા એ વધારે છે ?'

' નહિ જ, અને હોય તો પણ કહેવાય કે ?'

' ત્યારે મારું માનીને વિચાર કરી નાખો.'

' જરૂર, કરી નાખીશ.'

પણ એમાં વિચાર કરવાની કંઈ જરૂર જ નહોતી. દહેરાદૂન કે નૈનિતાલ જવા માટે રેલવે ભાડામાં જ, હવાફેર માટે ખરચી શકાય તે કરતાં યે વધારે રકમ ખરચી નાખવી પડે એવી સ્થિતિ હતી, અને માંદા માણસ માટે હવાફેર કરવા જવુ, એ સહેલગાહ નથી પણ કપરી જરૂરિયાત છે એમ માની, રેલવેના અધિકારીઓ અમને મફત લઈ જવા ને પાછા લાવવા માટે બંદોબસ્ત કરે એવો કોઈ સંભવ નહોતો; એટલે આગ મિત્ર માટે મને ગમે તેટલું માન હોવા છતાં એમની આ સૂચના માટે મને ખાસ માન થયું નહિ.

આવી જ બીજી સૂચનાઓને આ રીતે મનમાં દૃઢ સ્થાન લેતાં મેં જરા બળ કરીને પણ અટકાવી. બાકી એક વાર તો, થોડું દેવું કરીને પણ, દહેરાદૂન કે નૈનિતાલ તો શું પણ કાશ્મીર ને હિમાલય અને બને તો સ્વિટ્ઝરલૅંડ સુધી સહકુટુંબ જઈ આવવાનો મને વિચાર આવેલો, પરંતુ એ પ્રદેશના રહેવાસીઓનાં નસીબમા અમારી સંગતિનો લાભ લખાયેલો જ નહિ એટલે થાય શું ?

ઘણા વિચારને અંતે અમે નક્કી કર્યું કે મુંબઈથી બહુ દૂર ન હોય, હવાપાણી સારા હોય, હરવાફરવાની છૂટ હોય, જ્યાનું જીવન ઘણું ખર્ચાળ ન હોય, જ્યા જોવા જેવાં સ્થળો હોય એવા કો'ક સ્થળે જવું તપાસ કરતાં જણાઈ આવ્યુ કે એવાં બે ચાર સ્થળો, મહાબળેશ્વર, માથેરાન, લાનોલી, દેવલાલી આદિ મુંબઈની નજીકમા જ છે.

અમે પ્રથમ પસંદગી મહાબળેશ્વરને આપી. બીજા બધા કરતાં એ ઊંચું ને મોટું છે. માત્ર સ્થૂળ રીતે જ નહિ, બધી રીતે મોં ભરાઈ જાય એવું એનુ નામ પણ કેટલું શ્રદ્ધા ને ભક્તિભાવનુ પ્રેરક છે! પ્રથમ શ્રવણે જ એ કોઈ તીર્થધામ હશે એમ લાગે ને એના પ્રત્યે ભક્તિભાવ પ્રેરાય છે. ઉપરાંત નિર્બળને એ ફરી બળ આપશે એવો પણ ધ્વનિ એના નામમાં રહ્યો છે.

મહાબળેશ્વરમા જઈને ક્યા ઊતરવું એ પ્રશ્ન એ પછી આવ્યો. અમારાં કોઈ ઓળખીતાં કે સગાવહાલા મહાબળેશ્વરમાં રહેતાં નહોતાં. અત્યાર સુધી આ કરુણ સ્થિતિનું અમને ભાન પણ નહોતું થયુ. પણ જ્યારે ત્યાં જવાનો વિચાર કર્યો ત્યારે થયુ કે આપણા કોઈ ને કોઈ સગાંવહાલાં કે મિત્રો હવા ખાવાને સ્થળે રહેતાં હોય એ બહુ જરૂરનું છે. આઠેક વાર મહાબળેશ્વર જઈ આવેલા એક મિત્રે તપાસ કરીને જણાવ્યુ, 'હોટેલો બધી ભરાઈ ગઈ છે. બંગલો પણ કોઈ ખાલી નથી.' અને આ સમાચારથી અમારા સુકોમળ હૃદયને જરૂર કરતાં વધારે મોટો આઘાત ન પહોચે એટલા સારુ તા. ક. કરીને એમણે ઉમેર્યું હતું :

'ત્રણેક મહિના પહેલાં પ્રયત્ન કર્યો હોત તો કદાચ કો'ક ઠેકાણે સગવડ થઈ શકત.'

માથેરાન ને દેવલાલી સંબંધમાં પણ આવી જ પરિસ્થિતિ પ્રવર્તતી હોવાનું જણાયું. આખરે એક ડોક્ટર મિત્રે લાનોલી માટે નક્કી કરી આપવાનું બીડું ઝડપ્યું. 'અઠવાડિયામાં તમે અહીંથી નીકળી શકશો.' એમ કહીને અમને બધી તૈયારી કરવાની એમણે સૂચના આપી. છઠ્ઠે દિવસે એ મને મળવા આવ્યા.

'સેનિટોરિયમ કે હોટલમાં તો જગા નથી. બહુ મહેનત કરી પણ ત્યાં કંઈ વળે એમ નથી.' એમણે ઉત્સાહપૂર્વક કહ્યું.

'તો પછી માંડી વાળીએ.' મેં હતોત્સાહ બનીને જવાબ દીધો.

'અરે ? એમ માંડી તે કેમ વળાય ? લાનોલીમાં શું ફક્ત સેનિટોરિયમ ને હોટેલો જ છે ? બંગલાઓ નથી ?

'હશે, પણ તે શા ખપના ?'

'ખપના કેમ નહિ ? આપણા ખપમાં ન આવે તો એનો ઉપયોગ પણ શો ? મેં એક બંગલાનું નક્કી કરી દીધું છે. તમે અહીંથી ઊપડો એટલી જ વાર.'

'એમ ?' મેં ઉત્સાહમાં આવી જઈને પૂછ્યું, કોનો બંગલો છે ? સગવડ કેવીક છે ? કેટલા વખત માટે મળશે ? ક્યારથી મળી શકશે ? સ્ટેશનથી બહુ દૂર છે ?'

'એક સામટા કેટલા સવાલો પૂછો છો ? બંગલો અહીંના પ્રતિષ્ઠિત વેપારી કરમચંદનો છે. સ્ટેશનની નજીક જ છે. સગવડ તમને અહીં મુંબઈના તમારા મકાનમાં મળે છે તે કરતાં ઘણી વધારે મળે એમ છે. જોઈએ તો મહિનો રહો, બે મહિના રહો કે ચાર મહિના રહો; પણ મહિના માસ પછી વરસાદ શરૂ થશે એટલે ત્યાં રહી શકાશે નહિ. આજે જવું હોય તો આજે પણ જઈ શકો છો'

'આજે તો શી રીતે જઈ શકાય ? જરા તૈયારી કરતાં પણ વખત લાગે ને ? ત્રણેક દિવસમાં જઈશું.'

'ઠીક ત્યારે. હું શેઠ પાસેથી કૂંચી લઈને કાલબાલ આવીશ. એમની પાસે ત્યાંના માળીને લખી દેવડાવીશ'

મેં શ્રીમતીને આ શુભ સમાચાર કહી સંભળાવ્યા ત્યારે એ રાજી થઈ. શું શું લઈ જવું પડશે તેની એણે યાદી બનાવવા માંડી. યાદી બનાવતાં વચ્ચે જ

એ અટકી ગઈ ને પેન્સિલની અણી મારા તરફ ધરી બોલી ઊઠી: 'તમે તો હમેશા એવા ભૂલકણા જ રહ્યા.'

'શી ભૂલ કરી આ વખતે મેં?'

'ખરચ કેટલો થશે તે તો કંઈ બોલ્યા જ નહિ.'

'થઈ થઈને કેટલો ખરચ થવાનો હતો? મુંબઈથી લોનાવલા થોડા જ કલાકનો રસ્તો છે, એટલે રેલવે ભાડું તો નજીવું જ. બીજું ત્યાં ખાવાપીવાનો ખરચ એવો તે કેટલોક આવવાનો હતો? મુંબઈ કરતાં તો મોંઘવારી વધારે નહીં હોય ને! ને કોઈ જરૂરની ચીજ બહુ મોંઘી હશે તો અહીં મુંબઈથી લઈ આવવામા મુશ્કેલી પણ શી છે?'

'પણ બંગલાનું ભાડું?'

'ભાડું? બંગલાનું? ભાડું કંઈ નહિ. આપણા ડૉક્ટરના ઓળખીતા શેઠ ને બંગલો છે, એટલે ભાડું શેનું આપવાનું હોય?'

'તો તો બહુ સરસ, પણ ડૉક્ટરને ભાડા વિશે પૂછ્યું હતું ખરું?'

ના, એ તો હું ભૂલી જ ગયો ઘણી વસ્તુ પૂછી, પણ એ તો મને સૂઝ્યું જ નહિ'

'તમે અસલથી જ ભૂલકણા છો ખરી વસ્તુ જ ભૂલી જાઓ છો.'

'પણ ભાડાની વાત શેઠ સાથે થઈ હોત તો ડૉક્ટર પોતે જ કહેત નહિ? હું ભૂલકણો હોઈશ...!'

'હોઈશ શું, છો જ.'

'હું, પણ ડૉક્ટર કંઈ ભૂલકણા નથી. આવા મોટા શેઠને વળી ભાડાના પચાસસાઠ રૂપિયાની એવી શી તમા હોય? એ તો ડૉક્ટરે કહ્યું હશે એટલે "આ માગો બંગલો ખાલી જ પડ્યો છે ને! ભલે, તમારા મિત્ર આવે" એમ કહી દીધું હશે.'

'પણ પહેલેથી ચોખવટ કરી લેવી સારી.'

'એ તો કરી જ લઈશું. એમ કંઈ હું ભૂલી જાઉં એમ નથી.'

બીજે દિવસે ડૉક્ટર કોઈક કારણસર આવી શક્યા નહિ, એટલે ત્રીજે દિવસે યાદીઓ બનાવવાના કામમાં ગુંચવાયેલી હોવા છતાં, વખત કાઢીને, ચારપાંચ વાર શ્રીમતીએ એ પ્રત્યે મારું ધ્યાન દોરી, ડૉક્ટરને ત્યાં જઈ આવવાનું સૂચન કરવાથી હું એમને મળવા ગયો.

'હું આજે જ તમારે ત્યાં આવવાનો હતો, પણ કૂંચી હજી સુધી શેઠ પાસેથી આવી નહોતી એટલે જરા વાટ જોતો હતો,' ડૉક્ટરે મને જોઈને, હું કંઈ પણ પૂછું તે પહેલાં જ કહ્યું.

'કંઈ વાંધો આવ્યો છે?'

'વાંધો શો ને વાત શી? હા, પણ જતાં પહેલાં તમારે એક કામ કરવાનું છે'

'શું?'

'શેઠ આખી સિઝન માટે જ બંગલો આપે છે, પંદર દહાડા કે મહિના માટે નહિ. આમ તો બીજા પાસેથી આખી સિઝનના ભાડા માટે નવસો રૂપિયા લે છે, પણ મારા દબાણને વશ થઈને તમારી પાસેથી એમણે ફક્ત ૭૦૦ રૂપિયા લેવાનું કબૂલ કર્યું છે. બીજા પાસેથી તો એ પહેલેથી જ ભાડાની બધી રકમ લઈ લે છે, પણ આ તો તમે મારા મિત્ર છો, એટલે તમારી પાસેથી અગાઉથી ફક્ત અડધી રકમ લેવાનું એમણે કબૂલ કર્યું છે. એટલે તમે હમણાં એમને સાડા-ત્રણસો રૂપિયા પહોંચાડી દો અને બાકીની રકમ ત્યાંથી પાછા આવો ત્યારે આપજો. બંગલાના ત્રણ નોકરો ને માળીને તમારે કશું આપવાનું નથી, પણ અવારનવાર ચાપાણીના પૈસા આપતા રહેશો તો એ તમારું કામ હોંશથી કરશે, નહિ તો વેઠ ઉતારવા જેવું કરશે એ જરા યાદ રાખજો.'

ઉદાસ હૈયે પણ મુખ પર સ્મિત આણવાનો પ્રયત્ન કરતાં મેં કહ્યું, "ફક્ત સાતસો રૂપિયા–એક મહિનાના ભાડાના?"

'બહુ ઓછું છે. એક મહિના માટે કોઈ બંગલો ત્યાં ભાડે મળતો નથી. આખી સિઝન માટે મળે છે. આ તો નવસોથી ઘટીને એણે સાતસો કર્યા છે. અને બીજાઓ પાસેથી તો નોકર ને માળીને પણ એ પૈસા અપાવે છે. ખરું પૂછો તો તમને આ બહુ ઓછામાં લાભ મળી જાય છે.'

'ઠીક, વિચાર કરીને જણાવીશ.' એમ કહીને મેં એની રજા લીધી.

શ્રીમતી આગળ આ સમાચાર શી રીતે કહી શકીશ એમ મને થયું. નબળી તબિયતે એનાથી આ આઘાત કેમ જીરવી શકાશે એવો ભય મને લાગ્યો અને એથી યે મોટો ભય એ લાગ્યો કે 'તમે પહેલેથી જ પૂછી કેમ ન જોયું? પહેલેથી જ પૂછ્યું હોત તો મારે આ યાદી કરવાની ને સામાન તૈયાર કરવાની

ઊહવેર ફરી પડી તે ન પડી હોત ને?' એમ એ મારો જવાબ મળી ગયા પછી પણ પૂછ્યા જ કરશે તો એનું હું સમાધાન શી રીતે કરી શકીશ?

'પણ આવી કશી મુશ્કેલી મને નડી નહિ હુ ઘેર ગયો એટલે શ્રીમતીએ મને પૂછ્યું : 'બંગલાનું નક્કી થઈ ગયું?'

'હા–ના, ના. તદ્દન નક્કી તો હજી ન કહેવાય, પણ ..'

'તો, તો ના જ પાડી દો.'

'કેમ?'

'હમણા સરોજ મને મળવા આવી હતી.'

'સરોજ કોણ?'

'મારી બહેનપણી છે. નિશાળમા મારી જોડે ભણતી હતી હું બજારમાં ગઈ હતી ત્યા ત્રણ વર્ષે મને એ અચાનક મળી ગઈ. વાતમા ને વાતમા અમે લાનોલી જવાના છીએ એમ મે એને કહ્યુ. સાભળતાની સાથે એણે મને કહ્યુ, 'તારે નાના છોકરા છે?' મે કહ્યુ કે 'છે' ..'

'પણ એ બધી વાતને આપણા લાનોલી જવા સાથે શો સબંધ છે?'

'સાભળો તો ખરા એણે કહ્યુ, કે 'લાનોલીમા સાપ બહુ નીકળે છે મોટા ઝેરી નાગ દિવસમા બે ત્રણ વાર તો નીકળે જ. અને અવાવરા બંગલામા તો એ રાફડો બનાવીને પડી રહે.' એ બે વરસ પર લાનોલી ગઈ હતી. પણ છોકરાઓને સાપ ન કરડે તેની સભાળ રાખતા રાખતા એનો દમ નીકળી ગયો'તો. તે તબિયત સુધરવાને બદલે ઊલટી બગડી ગઈ મારે તો લાનોલી નથી જવુ આપણો બાબો કેટલો તોફાની છે? સાચ્ચો સચવાય એવો નથી કોઈ ઠેકાણે સ્થિર થઈને બેસી શકતો જ નથી હુ તે એની પાછળ કયા કયા દોડુ?'

'વારુ તો લાનોલીનુ માંડી વાળ્યુ.'

ડૉક્ટરને મે જણાવ્યુ કે ઓછે ભાડે બંગલો રાખીને, અમે કોઈ પ્રતિષ્ઠિત સજ્જનને અન્યાય કરીએ, તો આવતે જન્મે એ ઋણ ચૂકવી આપવુ પડે એટલે લાનોલીનો વિચાર માંડી વાળવો પડ્યો છે

આમ ટાઢે પાણીએ આ ખસ તો ગઈ, પણ હવાફેર માટે જવુ કયા? એ સવાલ પાછો આવીને ઊભો રહ્યો



## ઓળખાણ

એક વાર એક સભામાં મારે ભાષણ કરવાનું હતું. ત્યાં મારો પરિચય કરાવતાં પ્રમુખે જણાવ્યું: 'એમને કોણ નથી ઓળખતું? ગુજરાતમાં એમનું નામ નહિ સાંભળ્યું હોય એવા કોઈક જ હશે. હવે હું ભાઈ–' એટલું બોલી એ જરા અટક્યા ને પછી બાજુમાં બેઠેલા સભાના કાર્યકરને મારું નામ પૂછી બોલ્યા: 'હવે ભાઈ જ્યોતીન્દ્ર દવેને એમનું ભાષણ શરૂ કરવા વિનંતી કરું છું.' હું સમજી શક્યો કે 'ગુજરાતમાં એમનું નામ નહિ સાંભળ્યું હોય એવા કોઈક જ હશે' એમ કહેનાર ખુદ પ્રમુખને પોતાને મારા નામની ખબર નહોતી; છતાં એમણે કરેલી પ્રશંસાથી હું જરા ફુલાયો. તે દિવસે ઘેર ગયા પછી પણ હું જાણે બહુ મોટો માણસ હોઉં એમ મને લાગ્યા કર્યું. સામાન્ય રીતે આપણાથી ઊતરતી પંક્તિના કે આપણાં પ્રિયજન સાથે આપણે સ્પર્ધા કરતા નથી. છતાં કોણ જાણે કેમ તે દિવસે મને મારા ઘાટીને જોઈને થયું: 'મને આખું ગુજરાત ઓળખે છે, આને બિચારાને કોણ ઓળખતું હશે!' મારી પત્નીને જોઈને પણ મને એવો વિચાર આવ્યા વિના ન રહ્યો કે 'મને સૌ ઓળખે છે ને આને કેટલા ઓળખતા હશે!'

બીજે દિવસે સવારે હું હીંચકા પર બેઠોબેઠો કંઈક વાંચતો હતો. ત્યાં બહારથી કંઈક અવાજ સંભળાયો. કોક મારું નામ દઈને પૂછતું હોય એમ લાગ્યું. બારણાં ઉઘાડીને હું બહાર નીકળ્યો તો મારા નિવાસસ્થાનની શોધ કરતા દૂર ગામથી આવી પહોંચેલા મારા મિત્રને મેં જોયા.

'ઓહો! તમે ત્યારે અહીં જ રહો છો?' મિત્ર મને જોઈને આશ્ચર્ય ને આનંદથી બોલી ઊઠ્યા.

'હા, આવો, આવો. ક્યારે હમણાં જ આવ્યા?' મેં પૂછ્યું.

'ના, આવ્યો છું તો ક્યારનો. પણ તમારું મકાન શોધતાં બહુ વાર લાગી.' એમણે કહ્યું.

'કેમ, સરનામું તો તમને બરાબર આપ્યું'તું!' મેં કહ્યું

'હા. પણ આ મકાન આગળ એક વાર આવી જઈને ફરી બીજે તપાસ કરવા ગયો.' એમણે કહ્યું.

'એમ કેમ?' મેં પૂછ્યું.

'કારણકે અહીં આવીને નીચે મેં તપાસ કરી તો કોઈને ખબર નહોતી. બીજે માળે પૂછી જોયું તો કોઈએ જવાબ જ ન દીધો. ત્રીજે માળે આવીને તમારા પાડોશીને પૂછ્યું, તો કહે: જ્યોતીંદ્ર દવે નામનો કોઈ માણસ આ મકાનમાં રહેતો જ નથી. એટલે બીજું કોઈ મકાન હશે એમ ધારીને હું જુદા જુદા મકાને રખડી આવ્યો! આખરે આ મકાનમાં બધા જ બ્લોકમાં ફરી તપાસ કરી જોવી એમ કરીને અહીં આવ્યો ને ટપાલી ઉપરથી ઊતરતો સામે મળ્યો. તેને મેં તમારું નામ દઈ પૂછી જોયું. એટલામાં તો તમે જાતે જ બહાર નીકળી આવ્યા.' એમણે ખુલાસો કરતા જણાવ્યું.

ગુજરાતમાં મને બધા ઓળખે છે એવો આગલા દિવસનો મારો ગર્વ ઓગળી ગયો; અને એકાએક તાવ ઊતરી જાય ને માણસ ટાઢો થઈ જાય એમ હું ટાઢો થઈ ગયો. હું જે મકાનમા રહું છું એ જ મકાનમાં રહેનારા માણસો, અરે! ખુદ મારા પાડોશી પણ મને ઓળખતા નથી ને 'ઓહો! મને કેટલા બધા માણસો ઓળખે છે!' એમ હું મનમાં ખાંડ ખાઉં છું. મને ઓળખનારા કરતાં મને ન ઓળખનારા આટલા બધા મારી નિકટમાં વસે છે, એનું ભાન મને તે દિવસે થયું.

આમ આપણને ઓળખનારા ઘણા ઓછા હોય છે તેમ જ આપણે પણ ઘણા ઓછાને ઓળખતા હોઈએ છીએ. આપણે જેને બહુ સારી રીતે ઓળખીએ છીએ એમ માનતા હોઈએ છીએ, તેવા નિકટના માણસોને પણ ખરી રીતે બરાબર ઓળખતા હોતા નથી.

એક માણસની પત્ની એના રસોઈયા સાથે નાસી ગઈ, ત્યારે મિત્ર આગળ એ વિષે વાત નીકળતાં એણે કહ્યું: 'આજ દસ વર્ષથી એ રસોઈઓ અમારે ત્યાં હતો. મને એનામાં પૂરેપૂરો વિશ્વાસ હતો. એ આવો નીકળશે એમ મેં ધારેલું નહિ હું એને ઓળખી ન શક્યો.'

મિત્રે કહ્યું : 'એ તો ઠીક, રસોઇયાને તમે ન ઓળખી શકયા એ તો સમજાય એવું છે, પણ પંદરપંદર વરસથી તમે તમારી સ્ત્રી સાથે રહ્યા, પણ એને યે ન ઓળખી શકયા તે નવાઈ જેવું નથી ?'

'હા, એ પણ ભાઈ નવાઈની વાત છે. આટઆટલાં વરસ અમે સાથે રહ્યાં પણ હું એને ન ઓળખી શક્યો અને એ મને ન ઓળખી શકી.' પેલા ગૃહસ્થે જવાબ દીધો.

અન્યને ઓળખવાથી કલેશકંકાસ દૂર થાય છે, એવું એક પ્રાચીન સૂત્ર છે. પણ અન્યને ઓળખવા એ એવુ સહેલુ કાર્ય નથી. બાહ્ય આકૃતિઓ વડે આપણે માણસોને ઓળખી શકીએ છીએ, એ એવું દુષ્કર કાર્ય નથી. છતાં એમાં ય કેટલીક વાર ભૂલ થઈ જાય છે! એક વાતમાં આવે છે કે એક રસિક માણસ પોતાની આગળ ચાલી જતી કોક સ્ત્રીને જોઈને, પોતાની ગતિ વધારી એની પાસે જઈ પહોંચ્યો ને કાંઈ અણછાજતાં વેણ એણે કાઢયાં. પેલી સ્ત્રીએ મોઢું જરા પાછળ ફેરવ્યુ ને એની સામે જોયું, એ તો આભો જ બની ગયો, કંઈ બોલી ન શકયો. એ એની સાસુ હતી! આ જાતનો અનુભવ આપણામાંના ઘણાને નથી થતો; કારણ કે આપણામાથી મોટા ભાગના લોકો ઉપર કહેલા માણસ જેવા રસિકવૃત્તિના હોતા નથી ને જે થોડાક હોય છે તેમનામાં એના જેવી હિંમત હોતી નથી; પરંતુ ચહેરા પરથી માણસને ઓળખવામા આપણે પણ અનેક વાર ભૂલ કરી બેસીએ છીએ. આમ અન્યની આકૃતિની ઓળખાણમા પણ ભૂલ થાય છે, તો તેની કૃતિ વિષે તો આપણે કંઈ પણ શી રીતે કહી શકીએ? કોઈ પણ માણસ કયારે શુ કરશે એ જાણવુ અત્યંત મુશ્કેલ છે. માણસના બહારના આકાર પણ આપણને છેતરે છે, તો એની અંદરની વૃત્તિઓ ને પ્રવૃત્તિઓ વિષે આપણે ભુલાવામા પડીએ એમા શી નવાઈ?

પરાયાંની વાત ન કરીએ તો પણ આપણે પોતીકાંઓને પણ કયાં પૂરેપૂરાં પિછાનીએ છીએ? પતિ, પત્નીને ઓળખી શકતો નથી. વીસત્રીસ વર્ષથી સાથે રહેવા છતાં પોતાની પત્નીને કયુ શાક સૌથી વધારે ભાવે છે, તેની ખબર ન હોય એવા પતિઓ અનેક છે, અને પતિને કયુ પુસ્તક સૌથી વધારે પ્રિય છે, એની માહિતી આપી શકે એવી પત્નીઓ પણ થોડી જ હશે. પુત્ર પિતાને ઓળખી શકતો નથી. સાઠ વર્ષ સુધી પહોંચ્યા વિના પણ 'સાઠી બુદ્ધિ નાઠી'ની ઉક્તિ લાગુ પાડી શકાય એવા વર્ગમાં, એ પોતાના પિતાને મૂકે છે અને જન્મથી જ જેનો પરિચય સાધેલો, એવા પુત્રને પિતા પણ ઓળખી શકતો નથી. તેમ

કઈ કન્યા એને ક્યારે ને કેમ ગમશે એનું એને જરા પણ ભાન રહેતું નથી અને પુત્રને વિવાહ કરવા માટે યોગ્ય કન્યાઓ એ બતાવવા માંડે છે, ને પુત્ર એક પછી એકની ના પાડતો જાય ત્યારે એની બુદ્ધિ બહેર મારી જાય છે.

આથી આગળ વધીને કહીએ તો પત્ની ને પુત્ર કરતાં યે આપણાં નિકટનાં સાથી એવાં આપણાં પોતાનાં મન ને ઇંદ્રિયને આપણે ઓળખી શકતા નથી.

જન્મની શરૂઆતથી જ અથવા તેથી યે થોડા મહિના પૂર્વેથી આપણો સાથ કરનાર, અને મરણ સુધી એ સાથ સાચવી રાખનારા આપણા શરીરને પણ આપણે કેટલું ઓળખી શકીએ છીએ! એક ડોસીમાને વૈદે સૂચના આપી હતી: 'માજી, તમારાં આંતરડાં ખરાબ છે માટે ખાવાનું જરા ઓછું રાખજો' ત્યારે માજીએ એના પર ટીકા કરતાં કહ્યું હતું: 'મારાં આંતરડાંની વાત એ મૂર્ખો શું જાણે? મારા આંતરડાને હું ઓળખું કે એ ઓળખે?' એવું આપણે કોઈ કહેતા નથી, પણ શરીરમાં જરા પણ વિક્રિયા થતાં ડૉક્ટર પાસે દોડી જઈએ છીએ અને આપણા પોતાના શરીરના ધર્મનું આપણને કંઈ જ્ઞાન નથી, એવો મૂગો સ્વીકાર કરી લઈએ છીએ. આ જ ચાળીસ–પિસ્તાળીસ વર્ષથી હું જાતજાતની વાનગી જમતો આવ્યો છું, પણ બટાકા મને માફક આવે છે કે નહિ, મગ ભારે પડે છે કે નહિ, ભજિયાં, પાતરાં, મમરા, સેવ, ચેવડો ઇત્યાદિ સહેલાઈથી પચે છે કે લાડુ, કસાર, વેડમી વગેરે, તે હું અનેક પ્રયોગોને અંતે પણ નક્કી કરી શક્યો નથી. કોઈક વાર એક વસ્તુ ઠીક પડે છે તો બીજી વાર એ જ વસ્તુ માફક નથી આવતી. એક વાર કોઈ ખાદ્ય પદાર્થ નડ્યો હોય, તો બીજી વાર એ માફક આવી જાય છે વસ્તુમાં કશી વિક્રિયા થતી નથી પણ મારું શરીર વારંવાર પોતાના રંગના ઢંગ બદલે છે. ક્યારે એ શું કરશે તે આટઆટલાં વર્ષોનો મારો ને એનો પરિચય છતાં હું હજી સમજી શક્યો નથી.

જે ઇંદ્રિયો દ્વારા આપણે આખો વખત કામ લઈએ છીએ તેને પણ આપણે બરાબર ઓળખી શકતા નથી બધી જ બાબતમાં બહુ ચોકસ એવા એક સુશિક્ષિત, સુપ્રતિષ્ઠિત ને વૃદ્ધ વયના ગૃહસ્થને એમના એક ઓળખીતાની એક આંખ એકાએક ચાલી ગઈ એમ ખબર પડી, ત્યારે એક આંખે કેમ જોઈ શકાય તેનો પ્રયોગ કરવાનું એમને મન થયું. ડાબી આંખ બંધ કરીને જમણે [illegible] તો જરા ઝાંખું પણ બધું દેખાયું ખરું. પછી જમણી આંખ બંધ કરીને ડાબી આંખે જોવા પ્રયત્ન કર્યો તો બધે અંધારું. કંઈ જ દેખી શકાયું નહિ. એ ગભરાયા. બે–ત્રણ વાર પ્રયોગ કરી જોયો પણ પરિણામ એનું એ આવ્યું. આખરે

એ આંખના નિષ્ણાત પાસે ગયા. નિષ્ણાતે આંખ તપાસી જણાવ્યું ; 'તમારી ડાબી આંખે મોતિયો ઊતર્યો છે ને તે પૂરો પાકી ગયો છે અને જમણી આંખમાં મોતિયાની શરૂઆત થઈ છે.'

'કેટલા વખતમાં આ થયુ હશે ?' એમણે પૂછ્યું.

'ઓછામાં ઓછાં પાંચ વરસથી તમને ડાબી આંખે દેખાતું બંધ થયું હશે.' ડૉકટરે જણાવ્યું.

'હેં ? શું કહો છો ? પાંચ વરસથી મારી ડાબી આંખ કામ કરતી બંધ થઈ ગઈ હતી ને તે હું જાણી પણ ન શક્યો ? આ તો આજે અચાનક એક આંખથી કેવું દેખાય છે તે જોવાનું મને મન થઈ આવ્યું, તેથી મેં એ પ્રયોગ કરી જોયો ત્યારે મને ખબર પડી. નહિ તો હજીયે હું જાણત નહિ !' અસંત આશ્ચર્ય વ્યક્ત કરતાં એ ગૃહસ્થે કહ્યું. વર્ષો થયાં એમની એક આંખે દેખાતું બંધ થયું હતું, છતાં એની એમને ખબર પણ પડી શકી નહિ. આંખ જેવી નિકટની ને બહુ જ કાર્યશીલ તથા ઉપયોગી ઇંદ્રિય, રોજ પોતાના મોં પર જ બેસીને હડતાલ પર ઊતરી હોય, તેની પણ માણસને કેટલીક વાર ખબર પડતી નથી, તો એની અંદરની રચના ને એના ગુણધર્મોનું જ્ઞાન તો એને ક્યાંથી જ થાય ?

આપણી ઇંદ્રિયોને ઓળખવી મુશ્કેલ છે તો આપણા મનને ઓળખવું એ તો એથી પણ મુશ્કેલ છે—લગભગ અશક્ય જેવું છે. બહુ જ સામાન્ય વાતમાં પણ મનનું વલણ પકડી શકાતું નથી. કોઈક વસ્તુ ખરીદવા દુકાને ગયા હોઈએ ત્યા પાંચછ વસ્તુઓ દુકાનદાર બતાવે, ત્યારે એમાંની કઈ ખરીદવી ને કઈ નહિ, તે વિષે નિશ્ચય કરતાં આપણને કેટલી મુશ્કેલી પડે છે, તે સર્વના અનુભવની વાત છે. મનને અસંત ચંચળ ગણાવ્યું છે પણ તે હમેશ ચંચળ હોય છે એમ પણ નથી. એકાદ કોઈક વસ્તુ કે વિષય પ્રત્યે જો એ ખેંચાય છે તો ત્યાંથી પછી ખસતું જ નથી. ચંચળ મન તે વેળા એવું નિશ્ચળ થઈ જાય છે કે હિમાલયને ખસેડવો સહેલો પડે, પણ મનને એના પ્રિય વિષય તરફથી સહેજ પણ આઘું કરી શકાય નહિ.

અમુક પ્રસંગે આપણે અમુક રીતનું જ વર્તન કરીએ એવો ખ્યાલ આપણને સાધારણ રીતે હોય છે. કોઈ કે લાંચ લીધી છે એવુ સાંભળીએ ત્યારે આપણે વિચારીએ છીએ: 'હું એ માણસની જગ્યાએ હોત તો કદાપિ લાંચ લેત

નહિ.' ઈશ્વરકૃપાથી મોટે ભાગે કોઈ આપણને લાંચ લેવા લલચાવે એવો પ્રસંગ આવતો જ નથી, પણ નસીબજોગે એવો પ્રસંગ આવી જાય ને ત્યારે આપણી આર્થિક ને કૌટુંબિક સ્થિતિમાં ભારે પરિવર્તન થઈ ગયું હોય, તો આપણી બુદ્ધિ કે આપણા મનનું પણ પરિવર્તન ન જ થાય એવો સંભવ ઓછો રહે છે આ તો મોટી વાત છે. પણ નજીવા પ્રસંગો માટે પણ આપણે ક્યારે શું કરીશું તે કહી શકાય એમ નથી. ચાલતી ટ્રામને પકડવાનો પ્રયત્ન કરવા બદલ મેં મારા બાળકને બહુ લાંબો બોધ આપ્યો: 'હવેથી કોઈ દહાડો ચાલતી ટ્રામ પર ચડવા ન જઈશ.' અંતે મેં કહ્યું.

'તે ભાઈ, તમને મોડું થઈ જતું હોય તો તમે ચાલતી ટ્રામ પર ચઢો કે નહિ ?' એણે મને પૂછ્યું.

'ના, કોઈ દહાડો નહિ ભલે મોડું થઈ જતું હોય. એવું જોખમ હું વેઠું જ નહિ' મેં જવાબ દીધો.

એ વાતને અઠવાડિયું પણ નહિ થયું હોય ને મારે એક સભામાં જવું હતું. વખત ઘણો વીતી ગયો હતો ને ટ્રામના સ્ટેશન પર પહોંચું તે પહેલાં ટ્રામ ઊપડી ચૂકી હતી. આજુબાજુનો કંઈ પણ વિચાર કર્યા વિના ઘોડદોડની શરતમાં ઊતર્યો હોઉં એમ મેં જોસભેર દોડવા માંડ્યું. આખરે ટ્રામ પકડી એમાં બેઠો. તે પછી હાશ જ્યારે જરા નરમ પડી ત્યારે મેં મારા બાળક આગળ શી વાત કરી હતી તે યાદ આવ્યું.

'આ પ્રશ્ન પર પુખ્ત વિચાર કરીને, બધી બાજુએથી એને પૂરેપૂરી તપાસ કરીને અને જેની જેની સલાહ લેવી યોગ્ય લાગી તે તે સૌની સલાહ લીધા પછી મેં આ નિર્ણય કર્યો છે. હવે હું મારા વિચાર કે મારો નિર્ણય ફેરવવાનો નથી.' આમ બહુ દૃઢતાથી કહેનાર થોડા જ વખતમાં પોતાનો મત ફેરવે છે, એના જોઈએ તેટલાં દૃષ્ટાંત મળી શકે એમ છે. નિશ્ચયાત્મિકા બુદ્ધિ મનના પ્રમાણમાં કંઈક વધારે વિશ્વાસપાત્ર છે, પરંતુ એને પણ ઓળખવી એ બહુ કઠિન કામ છે. એ પોતાના નિશ્ચયો શી રીતે ઘડે છે તે જાણી શકાતું નથી. નિશ્ચયને ઘણા પછી કેટલો વખત એને વળગી રહેશે તે પણ કહી શકાતું નથી; અને મન તો સૌને શિખરે વિરાજે છે. એ છે એટલું જ એના વિષે કહી શકાય. એ કેવું છે, કેવું રહેશે, શું ઇચ્છે છે ને શું કરશે; ડાહ્યું રહેશે કે ગાંડા કાઢવા માંડશે, મૂઢ બનશે કે પ્રતિભાયુક્ત નીવડશે, એ કંઈ પણ એના વિષે કહી શકાતું નથી. આપણા મનનો મોટામાં મોટો ભાગ તો હંમેશ અજ્ઞાત જ રહે છે, એવી

શોધ આધુનિક માનસશાસ્ત્રીઓએ કરી તેમાં કંઈ સુધારો કરવો હોય તો એટલો જ કરી શકાય કે મનનો મોટો ભાગ નહિ, પણ બધો જ ભાગ.

આપણે આપણી શારીરિક તેમ જ માનસિક શક્તિ–અશક્તિને પણ ઓળખી શકતા નથી. મારાથી ચાર માઈલ પણ ભાગ્યે જ ચાલી શકાય એમ હું લાંબા વખત સુધી માનતો હતો. અમે કેટલાક મિત્રો સહેલગાહ કરવા ઊપડ્યા હતા, ત્યારે બાર માઈલ ચાલવું પડેલું. પણ તેનો મને નહિ જેવો થાક લાગ્યો હતો. હું આટલું ચાલી શકું એમ છું, એમ તે દિવસે જ સમજી શક્યો હતો. 'ઓહો! આમા શું? એ તો હું ઝટ કરી શકીશ' એમ કેટલાક કાર્યો માટે પહેલેથી આપણે ધારીએ છીએ, પણ જ્યારે એ કામ હાથ પર લઈએ છીએ, ત્યારે એક પછી એક જે ગૂંચવણો ને મૂંઝવણો ઊભી થતી જાય છે, તે જોઈને હતાશ થઈને કહીએ છીએ: 'પહેલેથી મેં જાણ્યું હોત કે આ કામ આવું કપરું છે, તો એ હાથમા લેત જ નહિ' પણ ખરી રીતે જોતા કાર્ય કે કાર્યનું સ્વરૂપ બદલાઈ જતુ નથી. આપણે એ કાર્યને સમજવામા કેટલેક અંશે ભૂલ્યા હોઈએ છીએ એ સાચું. પણ આ ભૂલ થવાનુ મોટું કારણ તો આપણે શક્તિની મર્યાદા સમજ્યા નથી હોતા, તે જ હોય છે.

આમ આપણે બીજાઓને તો બરાબર નથી જ ઓળખી શકતા; પરંતુ આપણી પોતાની જાતને પણ ઓળખી શકતા નથી આપણને ઓળખવા માટેનુ જે સાધન મળ્યું છે તે બહુ અધૂરું છે. આપણી નજર જેમ ભીંતની આરપાર જોઈ શકતી નથી, આપણા કાન જેમ ખૂબ દૂરથી આવતા ધ્વનિને ગ્રહણ કરી શકતા નથી, આપણા હાથ ને પગ પણ મર્યાદિત ક્ષેત્રમા જ પ્રવૃત્તિ કરી શકે છે; તેમ આપણી બુદ્ધિ પણ અમુક કક્ષાથી કદી આગળ જઈ શકતી નથી. અને જે થોડુ ઘણું કાર્ય એ કરી શકે છે, તે કોઈક બીજી શક્તિના પ્રતાપથી. આંખ ધારે છે કે હુ બધું જોઈ શકુ છુ પણ સૂર્યચંદ્ર કે બીજા કોઈ પરકીય પ્રકાશની મદદથી જ એ જોઈ શકે છે એમ બુદ્ધિ પણ પરપ્રકાશિત છે અને એ 'પર' છે, તે 'પર' નથી પણ સાચો 'સ્વ' છે, એ જ ઓળખનાર છે પણ એને કોઈ ઓળખનારું હોતું નથી અને એ કોઈથી ઓળખાતો નથી, એટલે જ ઓળખાણની આવી ભુલભુલામણી ચાલ્યા કરે છે.

★

# વીમા અંગે થોડું તત્ત્વચિંતન

મારા એક મિત્રે એક વાર મારી પાસે આવી વીમો ઉતરાવવાથી થતા ફાયદાનું વર્ણન કરવા માંડયું

"વીમો ઉતરાવવાના ફાયદા તો જાણે સમજ્યો પણ એ ફાયદાનું વર્ણન કરવાથી તમને કઈ ફાયદો થાય એમ છે?" મેં પૂછયું

'જરૂર, નહિ તો હું અમસ્થો જ આટની તસ્દી શું કરવા લઉં?" એમણે કહ્યું

"તમને શો ફાયદો થાય એમ છે?"

"હું અહીંની એક જાણીતી વીમા કંપનીનો એજન્ટ બન્યો છું અને હું તમારા જેવાનો વીમો એ કંપનીમાં ઉતરાવી શકું તો મને મારું કમિશન મળે'

"એટલે તમે મને વીમો ઉતરાવવા માટે સમજાવવા આવ્યા છો એમ?'

"હા. તમારા લાભની જ વાત છે"

"મારા કે તમારા લાભની?"

"આપણા બંનેના" એમ કહીને એમણે ફરીથી વીમો ઉતરાવવાથી થતા લાભ ગણાવવાની શરૂઆત કરી

"ફરીથી એની એ વાત કરવાની જરૂર નથી" મેં એમને અધવચ અટકાવીને કહ્યું, "મોટામાં મોટા ગેરફાયદાની વાત તો કરી નહિ"

"ગેરફાયદો? શો ગેરફાયદો?"

'પ્રીમિયમ દર વર્ષે ભર્યા કરવું પડે તે"

'પણ પ્રીમિયમ ભર્યા વિના પૈસા કોણ આપે?"

"એ જ વાત છે ને! એવી કોઈ કંપની નીકળે ને તેના તમે એજન્ટ થાઓ ત્યારે જરૂર મારી પાસે આવજો"

"પણ તમે બે ત્રણ પ્રીમિયમ ભર્યા પછી ધારો કે ન કરે નારાયણ ને ગુજરી જાઓ તો કેટલો ફાયદો થાય તેનો વિચાર કર્યો?"

"કોને ફાયદો થાય?"

"કેમ? તમને."

"મને શો ફાયદો થાય? હું મરી જાઉં પછી મને થોડા પૈસા મળવાના હતા?"

"તમને નહિ ને તમારા કુટુંબને મળે."

"પણ તેમાં મને શો લાભ?"

"તમારા કુટુંબીઓને લાભ થાય તે તમને થયો ન કહેવાય?"

"મારા મરવાથી મારા કુટુંબીઓને લાભ થાય એને હું ઉત્તમ સ્થિતિ માનતો નથી."

"મર્યા પહેલાં પણ વીમાના પૈસા મળે એવી યોજના છે. પણ તે માટે પ્રીમિયમ વધારે ભરવું પડે."

"એથી શો લાભ? ભર્યા હોય તેટલા જ–કે તેથી ઓછા–પૈસા મળે."

"આમ જુઓ તો એમાં લાભ જેવું નહિ દેખાય. પણ એ રીતે પરાણે બચાવ થાય છે. પૈસા હાથમાં રહે તો ખરચાઈ જાય અને વીમો ઉતરાવો તો દર વર્ષે થોડા બચાવીને પણ પ્રીમિયમ ભરવું પડે અને જેટલી મુદતનો વીમો ઉતરાવ્યો હોય તે મુદત પૂરી થતાં સામટી રકમ હાથમાં આવે."

"પણ ભવિષ્યમાં પૈસા મળે તે ખાતર વર્તમાનમાં પૈસાની તંગી ભોગવવી પડે તેનું શું?

"એ તો ખરાબ વખત માટે બચત રહે એ ખાતર જરા તંગી વેઠવી જ પડે."

"તમે ભોજરાજાની વાત સાંભળી છે?"

"ના, પણ અત્યારે સાભળવાનો મને વખત નથી. બીજી કોઈ વખત કહેજો."

"અત્યારે જ કહેવાનો વખત છે. ભોજરાજા દાનમાં મોટી રકમો આપી દેતા તે જોઈને એના મંત્રીએ કહ્યું, ''आपदर्थे धनं रक्षेत् (આપત્તિના સમય માટે પૈસા બચાવવા જોઈએ).' ભોજે જવાબ દીધો, 'श्रीमतां कुत आपदा! (શ્રીમાનને વળી આપદા કેવી?)' મંત્રીએ કહ્યું, 'कदाचित् कुप्यते दैवम् (કદાચ દેવનો કોપ ઊતરે)'. ભોજરાજાએ જવાબ દીધો, 'संचितमपि नश्यति (તો તો

બેશુ ન્રેતું પણ ઘસડાઈ જાય)' આ વિદ્વાન નૃપતિ ને એના વહેવારુ બુદ્ધિનાળા મ ત્રી વચ્ચેના સંભાષણ પરથી તમે સમજી શ યા હશે। કે પૈસા રહેવાને। હોય તો રહે છે, નહિ તો બેગો કર્યા છતા પણ જતો રહે છે! મારો વીમો ઉતારવાની તમે વાત કરો છો, પણ કંપનીનો વીમો ઉતાર્યો છે?"

"કંપનીનો વીમો!"

"હા, કંપની જ કદાચ સૂઈ નહિ જાય? મારા અને મારા જેવા અનેકના પૈસા લઈ કંપનીના કાર્યકર્તાઓ રફુચક્કર નહિ થઈ જાય તેની શી ખાતરી?"

"કંપની સદ્ધર છે આટલો અણભરોસો રાખવાની જરૂર નથી"

"વીમાનું બધું કામકાજ જ અણભરોસા પર ચાલે છે ને? માણસ ક્યારે મરી જશે, ક્યારે એ દરિદ્ર થઈ જશે એની ખબર ન હોવાને લીધે જ, કોઈક વીમા કંપનીમાં પ્રીમિયમ પર પ્રીમિયમ ભરી છેવટે મોટી રકમ મળે તે ખાતર મથે છે ને?"

"ત્યારે તમારે વીમો નથી ઊતરાવવો એમ જ ને?"

"એમ જ. નાની રકમનો વીમો ઊતરાવવાનો કંઈ અર્થ નથી. મોટી રકમનો વીમો ઉતરાવું તો પ્રીમિયમ ભારે ભરવા પડે એટલા પૈસા દર વરસે બચાવી શકું એમ છું નહિ કદાચ પેટે પાટા બાંધી એવા પ્રીમિયમ ભરું ને થોડા જ વરસમાં ધનાય નમ થઈ જાઉં તો તમારી કંપનીને ખોટ જાય અને જો જીવતો રહીને પ્રીમિયમ ભર્યા જ કરું તો મને– તમારા મિત્રને ખોટ જાય આવી ખોટની બાજી ખેલવી એ મારા જેવા સારા ખેલાડીને શોભે નહિ"

"ઠીક તમારી જેવી મરજી કદાચ વિચાર ફરે ને વીમો ઊતરાવવાની ઇચ્છા થાય તો મને કહેજો"

"વિચાર ફરે એવું લાગતું તો નથી કદાચ એમ બનશે તો જરૂર તમને જણાવીશ"

માનવી જીવનની ક્ષણભંગુરતા ને માનવી મનની આડાઈ વિષે થોડાક જ્ઞાનવચનો સંભળાવી મારા મિત્રે વિદાય લીધી.

"કાઈને નહિ ને મને શીશામાં ઉતારવા આવ્યા છો! પણ એમ શીશામાં ઊતરે એ બીજા, હું નહિ" એમ એમની પીઠ ફરતા હું બબડ્યો.

એમને કંઈક વહેમ પડયો. પાછા ફરી મારી સામું જોયું, પણ હું કંઈ બોલ્યો નહિ એટલે એમણે ચાલવા માંડ્યું.

આ વાતને બેત્રણ મહિના પણ નહિ થયા હોય ને હું મારા મિત્રને શોધતો ગયો, અને એમની કંપનીમાં વીમો ઉતરાવવાની ઇચ્છા એમના આગળ વ્યક્ત કરી.

"આખરે ઠેકાણે આવ્યા ! વીમો ઊતરાવવામાં લાભ છે એમ હવે સમજાયું કેની ?' એમણે જરા નવાઈ પામી પણ ખુશ થઈને કહ્યું.

"ના, હજી પણ લાભાલાભો–જયાજયો–વિષે મારી પાકી ખાતરી નથી થઈ.' મેં જવાબ દીધો.

"ત્યારે વીમો ઉતરાવવા માટે આમ સામા ચાલીને કેમ આવ્યા ?"

'એનું કારણ જુદું જ છે.'

"શું ?"

"અંગત છે."

"વીમો ઉતરાવવાનું કારણ હંમેશાં અંગત જ હોય છે. પણ ખાનગી રાખવું હોય તો મારે જાણીને કામ નથી.'

"ખાનગી જેવું કશું નથી, પણ વીમો ઉતરાવવાથી લાભ થશે એવી ગણતરીથી હું અહીં નથી આવ્યો."

"ત્યારે ગેરલાભ થશે એવી ગણતરી કરીને આવ્યા હશો ?"

"ના, એમ પણ નહિ. પણ તમારા જેવા એક મિત્રે ટોણો માર્યો ને ભાભીના ટોણાથી નરસિંહ મહેતા વનમા વિચર્યા, તેમ હું એ ટોણાનો માર્યો તમારા આગળ આવી પહોંચ્યો છું."

"શો ટોણો માર્યો ?"

"તમે મને વીમો ઊતરાવવાનુ સમજાવવા આવ્યા હતા તેની એમના આગળ પ્રસંગોપાત્ત વાત નીકળી ત્યારે એમણે મને કહ્યુ, 'અરે ! તમારો ને વીમો કોણ ઉતારે ? તમારા મિત્રે નકામી તસ્દી લીધી.'

'કેમ મારો વીમો ન ઉતારે ?' મેં એમને પૂછ્યું.

આ તમારું શરીર જુઓ.' એમણે જવાબ દીધો.

'જોયું.' મેં કહ્યું.

'એમાં કશી ભલીવાર છે? આવા પાપડપહેલવાનનો વીમો ઉતારવાનું જોખમ ખેડે એવી કોઈ કંપની હોય ખરી? કાચની શીશીનો વીમો કદાચ કોઈ ઉતારે, પણ તમારો ઉતારવા તૈયાર ન થાય.' એમણે મને ચીડવવાના ઉદ્દેશથી કહ્યું.

'એમ જોવું છે?' આહ્વાન કરતો હોઉં તેમ મેં કહ્યું.

'હા.' એમણે મારું આહ્વાન સ્વીકારતાં જવાબ દીધો.

'બોલો, શી શરત?' મેં પૂછ્યું.

'તમારો વીમો કોઈ ઉતારે તો પહેલું પ્રીમિયમ આપણે આપવું.' એમણે કહ્યું અને એમને બતાવી આપવા માટે હવે હું તમારી પાસે આવ્યો છું. હું પૈસા બચાવવા ખાતર કે બીજા કોઈ લાભની આશાએ નહિ, પણ કેવળ ઘવાએલા અહંભાવને સંતોષવા ખાતર વીમો ઊતરાવવા તમારી પાસે આવ્યો છું.'

મારા મિત્રે વીમો ઊતરાવવા માટેનો બધો વિધિ પતાવ્યો ને પછી મને કંપનીના ડૉક્ટર પાસે એ લઈ ગયો. ડૉક્ટરે મારા શરીરની બરાબર તપાસ કરી અને સંતોષ વ્યક્ત કર્યો. પણ પછી જ્યારે વજન લીધું ત્યારે એનું મોં ઊતરી ગયું. કાળબળની સામે ટકી રહેવાની મારા શરીરની શક્તિ માટે ભારે સંશય એના મનમાં પેદા થયો. મેં મારી વાચાળતાનો પૂરેપૂરો ઉપયોગ કરી એ સંશયાત્માના સંશયને દૂર કરવા પ્રયત્ન કર્યો પણ એનો સંશય ગયો નહિ. આખરે મેં એમને કહ્યું, 'ડૉક્ટર, મરણને શરીર સાથે સંબંધ છે, શરીરના વજન સાથે નહિ. ઓછા વજનવાળો વહેલો મરે, ભારે વજનવાળો મોડો, એવો કોઈ નિયમ યમદેવ પાળતા નથી. મારા કરતાં વધારે વજનવાળાને આ ખાંધ પર ઊંચકીને હું સ્મશાન પહોંચાડી આવ્યો છું. અહીં આપણે ત્રણ ઊભા છીએ. એમાં મારું વજન સૌથી ઓછું છે. મારા મિત્રનું મારાથી વધારે છે ને તમારું સૌથી વધારે હોય એમ દેખાય છે. પણ આપણા ત્રણમાંથી કોણ પહેલું જશે એ કહી શકાય એમ નથી. (ભાગ્યયોગે એ ડૉક્ટર જ પહેલા સિધાવ્યા!) એટલે એ વિષેની ચિંતા દૂર કરી તમે કંપનીને પણ નચિંત કરો.'

આખરે અમુક વધારાની રકમ નક્કી કરી મારો વીમો ઉતારી શકાય એવો પ્રબંધ કરવામાં આવ્યો.

જેની જોડે મેં શરત કરી હતી તે મિત્રને મળી મેં મારું પહેલું પ્રીમિયમ ભરી દેવા એને કહ્યું. 'પણ વધારાની રકમ તમારે આપવી પડશે એટલે આપણી શરત બરાબર પળાઈ નથી.' એમ કહીને એ પોતાની જવાબદારીમાંથી છટકી ગયા.

મારો વીમો ઉતારનારી કંપનીએ મને પત્ર લખીને મારા દીર્ઘાયુષ માટેની કામના વ્યક્ત કરી ત્યારે મને બહુ સારું લાગ્યું. હું લાબું જીવું એવી ઇચ્છા બહારનાઓ પણ રાખે છે એ જાણી મારી આત્મગૌરવની લાગણીને સંતોષ થયો. પ્રીમિયમ ભલે ભરવાં પડે પણ મારા દીર્ઘ જીવનની કામના એક મોટી સંસ્થા રાખે એ કંઈ સાધારણ વાત ન કહેવાય. હું કદાચ પૂરેપૂરાં પ્રીમિયમ ભર્યા પહેલાં જગતમાંથી વિદાય લઉં તો કંપનીને ખોટ જાય. માટે મારા દીર્ઘ જીવનની એ ઇચ્છા એના સ્વાર્થ ખાતર જ રાખે છે એમ કહી શકાય. પણ એ રીતે જોતાં પણ મારા અકાળ મૃત્યુથી કોઈક મોટી સંસ્થાને ખોટ જાય એ વાત શું મારા અભિમાનને ઓછી પોષક છે? ઘરનાંઓ તો રડે પણ મોટી કંપની પણ મારા જવાથી ખોટ ભોગવે, એવી શ્રીમંતાઈ ને સિદ્ધિ મેં પ્રાપ્ત કરી એ મારે માટે ઓછા ગૌરવની વાત નથી.

આમ તો વીમા વિષે વિચાર કરવાનો મને વખત જ નહોતો મળ્યો. પણ આ પ્રસંગને લીધે વીમાવાળાઓ જે ઉત્તમ કાર્ય કરી રહ્યા છે તે તરફ મારું ધ્યાન ગયું. પ્રાચીનકાળના સાધુસંતો ને ભક્ત કવિઓ મરણનો ડર બતાવી આપણને ઈશ્વરાભિમુખ થવાની પ્રેરણા આપતા લોકોને ધર્મમાંથી શ્રદ્ધા ઘટી ગઈ, એટલે એ મૃત્યુનો આ પ્રકારનો સામાજિક ઉપયોગ કરવાની તક એમના હાથમાંથી જતી રહી પણ એ તકને વીમાવાળાઓએ બરાબર ઝડપી લીધી. પોતાના મતનો પ્રચાર એ પ્રાચીનકાળના સતજનો મૃત્યુની ભીતિ બતાવીને કરતા, હવે વીમાના એજંટો પોતાના ધંધાનો પ્રચાર મૃત્યુની મદદ વડે કરી રહ્યા છે. જીવન ક્ષણભંગુર છે માટે વીમો ઉતરાવો એવો નવો ધ્વનિ આજે સંભળાઈ રહ્યો છે અને તત્ત્વચિંતનના સબળ સાધન સમું મૃત્યુ, ધંધાદારી ધોરણે ચાલતી કંપનીઓના સંચાલન માટે પણ એવું જ બળવાન સાધન બની શક્યું છે.

જીવિતે ચાંચલે સતિ (જીવન ચંચળ છે ત્યારે) શું કરવું એ પ્રશ્ન પ્રાચીનોને ઊઠતો ત્યારે જાણકારો તરફથી જવાબ મળતો; 'ભજન કરો;' આજે અર્વાચીનોના મનને એ પ્રશ્ન સતાવે છે ત્યારે રહસ્યભેદુઓ કહે છે, 'વીમો ઉતરાવો.' ગમે તેમ પણ સંચય કરો–ધર્મનો કે ધનનો.

સદેહે મુક્તિ મળે કે મૃત્યુ પછી જ મુક્તિ મળે એવો આપણા તત્ત્વજ્ઞાનનો એક કૂટ પ્રશ્ન છે. જ્ઞાનમાર્ગના ઉપાસકને માટે જીવન્મુક્તિ મળી શકે છે, ભક્તિમાર્ગના અનુયાયીઓ માને છે કે મૃત્યુ પછી જ મુક્તિ મળી શકે, જીવતા નહિ. આ બને બની શકે એમ છે એમ મને વીમો ઉતરાવતી વેળા સમજાયું. જો ઓછા પ્રીમિયમ ભરીએ તો મૃત્યુ પછી વીમાની રકમ મળે ને વધારે પ્રીમિયમ ભરીએ તો જીવતા પણ વીમાની રકમ મળી શકે એ જ રીતે જ્ઞાન ને વૈરાગ્યના પ્રીમિયમ ભરનારને જીવતા મુક્તિ મળે, ભક્તિનું પ્રીમિયમ ભરનારને મરણોત્તર મુક્તિ મળે.

આમ જીવનની ચંચળતા, મૃત્યુની નિશ્ચિતતા, દ્રવ્યાદિની અસ્થિરતા ને જીવન્મુક્તિ ને મરણોત્તર મુક્તિ એ બંનેની સંભવિતતા: આવા આવા માનવ-જીવનના ગૂઢ ને રહસ્યભર્યા પ્રશ્નોનું સમાધાન એ જેમ તત્ત્વચિંતનનો વિષય છે, તેમ વીમાનો પણ વિષય છે અને એ રીતે જોતા વીમો ઉતરાવવા માટેનો ઉપદેશ કરનારાઓ આપણા પ્રચ્છન્ન ને ધંધાદારી તત્ત્વચિંતકો છે—જો કે એ વાત એ પોતે કે આપણે કોઈ પણ જાણતા નથી.



અતિશય ખાવાથી ખોરાક પરની રુચિ ઘટી જાય છે તે જ રીતે જીવનના સર્વ વ્યવહારમાં કોઈ પણ વસ્તુનો અતિરેક થતા તે માટેનો રસ ઓછો થઈ જાય છે આથી જ જગતમા પાપાચાર જેમ જેમ વધતો જશે તેમ તેમ પાપ માટેની જગતની પ્રીતિ ઓછી થતી જશે

## ત્રીજું સુખ

અનેક માણસોના અનુભવના અર્ક સમું, બહુ જ ટૂંકાણમાં પણ સચોટ રીતે કોઈક વહેવારુ સત્યનો બોધ કરતું વાક્ય કહેવત રૂપ બની જાય છે જમાને જમાને ભાષાનું સ્વરૂપ બદલાય છે, પરંતુ કહેવત રૂપ બનેલાં વાક્યો તો લગભગ એના એ જ રૂપમાં ચાલ્યાં આવે છે. પ્રજાને પેઢી દર પેઢી વારસામાં મળતી આ વડીલોપાર્જિત સામુદાયિક સહીઆરી મિલ્કતમાં કોઈક વાર દેશકાળ ને સંજોગોને અનુસરી થોડાઘણા ફેરફાર કરવાનું જરૂરી બને છે, ત્યારે કુટુંબમા વૃદ્ધિ થવાને કારણે કેટલાક જેમ મૂળ મકાનના સ્વરૂપમાં ફેરફાર કર્યા વિના, અંદરની રચનામાં કામચલાઉ ફેરફાર કરીને, અથવા મૂળ મકાનની જોડે જ નવીન રચના કરીને પોતાનું ગાડું ગબડાવે છે, તેમ મૂળ કહેવતનું બાહ્ય સ્વરૂપ અખંડિત રાખી તેમા આવશ્યક ફેરફાર કરવામાં આવે છે, અથવા મૂળ કહેવતના જેવી જ તેની જોડે બેસે એવી નવી કહેવતની યોજના કરવામા આવે છે.

આ દુનિયામાં સુખી થવા માટે શેની જરૂર છે તેનો નિર્દેશ કરતી આપણામા એક જૂની કહેવત છે. 'પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ ઘેર દીકરા, ત્રીજું સુખ ગુણવંતી નાર, ચોથું સુખ કોઠીએ જાર.' સંતતિનિયમનના અને જગાની તંગીના આ જમાનામાં ઘેર દીકરા હોય, તે સુખ ને સગવડનાં સાધનરૂપ થવાને બદલે દુઃખ ને અગવડમા જ વધારો કરે છે, તેમ જ મોંઘવારી ને તંગીના આ સમયમાં કોઠો ભરાય એટલી જાર મળે તેને ગનીમત માનવી પડે છે ત્યાં કોઠી ભરવાની વાત તો થાય જ શી રીતે?

આપણામા એક બીજી કહેવત છે કે 'ગ્હેણી એવી કહેણી કરે'. એ કહેવત મુજબ આપણી ગ્હેણી ફેરવાઈ છે, એટલે સુખનાં સાધનોનો નિર્દેશ કરતી એ કહેવતમા પણ સંજોગ અનુસાર ફેરફાર કરવાની જરૂર ઊભી થઈ છે.

ઘણા વખત પર હું એક વૈદ્યને ત્યા ગયો હતો ત્યાં એમની પાસે દવા લેવા એક ગૃહસ્થ આવ્યા. વૈદ્યે એમને તપાસીને કહ્યું: 'તમને કોઈ રોગ હોય એમ દેખાતું નથી. તમને માનસિક ઉપાધિ હોય એમ લાગે છે. ચિંતા કરવી છોડી દો તો તમે તરત સારા થઈ જશો.'

'ચિંતા તો શી રીતે છૂટે, વૈદ્યરાજ? હું તો બહુ યે મહેનત કરું છું. પણ બૈરી એવી આખો દહાડો બકબક કરનારી મળી છે કે એની જીભને ને મારા કાનને ઘડીની નવરાશ મળતી નથી. અને એની વાત પણ બધી ફિકર ને ચિંતાથી જ ભરેલી, બોલો, આમાં હવે હું શું કરું?'

'શું કરું કેમ? કંઈ પણ કરો. પહેલું આપણું શરીર પછી બીજી વાત. જાણો છો ને કે પહેલું સુખ તે જાતે નર્યા?'

'એ તો ખરું છે. પણ બૈરીનો બકબકાટ બંધ ન થાય ત્યાં સુધી જાતે નર્યા કયાંથી થવાય? એ તો મૂગી થઈ જાય અથવા હું બહેરો થાઉં તે સિવાય બીજો કોઈ ઉપાય નથી.'

એમના ગયા પછી મે કહ્યું: 'પહેલું સુખ તે જાતે નર્યા', એવી જે આપણામા કહેવત છે તેને બદલે આ ગૃહસ્થ હમણાં આવી ગયા તેમને માટે જુદી જ કહેવત મારા મગજમા આવી છે.'

'તમે કોઈ નવી કહેવત બનાવી કાઢી?'

'હા એમને માટે કહેવુ જોઈએ કે પહેલું સુખ તે મૂગી નાર. બીજું સુખ બહેરો અવતાર. ત્રીજું સુખ મગજ તલવાર. ચોથું સુખ તે ઘરની બહાર. પત્ની મૂગી હોય અથવા મૂગી થઈ જાય તે સૌથી મોટું સુખ. તે ન બને તો માણસ પોતે બહેરો થાય એ બીજું સુખ. બંનેને અભાવે પુરુષ તરવાર જેવું તેજ મગજ રાખીને સ્ત્રીને બોલતી અટકાવી શકે તો યે સુખી થાય. અને એમાનું કંઈ ન બને તો મોટે ભાગે એ ઘરની બહાર રહે તો જ કંઈક સુખ એને મળી શકે'

વર્ષો પૂર્વે સુખના સાધન વિષેની જૂની કહેવતમા મેં સૂચવેલો આ ફેરફાર, અમુક વ્યક્તિને ને તે પણ ખાસ પ્રસંગ પૂરતો જ લાગુ પડે એવો છે. હવે એ કહેવતમા સૌને સમાન રીતે લાગુ પડે એવો ફેરફાર કરીને કોક વિચક્ષણ બુદ્ધિના મનુષ્યે નવી કહેવત બનાવી છે: 'પહેલું સુખ તે પૈસો રળ્યા, બીજું સુખ ના ઘેર દીકરા, ત્રીજું સુખ રૂપવંતી નાર, ચોથું સુખ તે તકને સાધ.'

આ રીતે હવે ત્રીજા સુખ—એટલે રૂપવંતી નાર વિષે વિચારીએ. રૂપવતી નાર વિષે લખવાનું ને વાચવાનુ કોને ન ગમે? 'કરવી—સુણવી ગમે ન કોને રસની કે રસિકાની વાતડી?' પણ એવી વાત કરવામા—અને કંઈક અંશે સાભળવામા પણ જોખમ રહેલું છે. પરતુ આ પ્રકારનું જોખમ ખેડવા જેવુ છે

એમ છેક પ્રાચીન કાળથી મનાતું આવ્યું છે. અને સામાન્ય વિશેષ–ભાવનો વિવેક કરવાથી આ જોખમ હળવું બની જાય છે. કોઈક અમુક–જેને ઓળખી કે ઓળખાવી શકાય તેવી–વ્યક્તિવિશેષને રૂપવંતી નાર તરીકે વર્ણવવામાં જોખમ રહેલું છે. પરંતુ ગમે તે કોઈને લાગુ પડે એમ સામાન્ય ભાવે રૂપવંતી નાર વિષે વાત કરવામાં ખાસ જોખમ જેવું નથી.

મૂળ કહેવતમાં ત્રીજા સુખ તરીકે 'ગુણવંતી' અથવા 'સુલક્ષણી' નારને ગણાવી છે. અહીં, આ નવી કહેવતમાં 'ગુણવંતી'ને બદલે 'રૂપવંતી'ને સ્થાન મળ્યું છે ગુણના પક્ષપાતીઓને આ ફેરફાર ઉચિત નથી એમ લાગશે.

રૂપ કરતાં ગુણનું સ્થાન ઊંચું છે એમ સૌ સમજુ માણસો કહે છે. ખરી રીતે જોતા આમાં ઊંચા નીચા સ્થાનનો સવાલ આવતો જ નથી. રૂપનું સ્થાન સર્વત્ર છે–રૂપ આખા શરીરને વ્યાપીને રહે છે. અને ગુણનું સ્થાન તો મનની અંદર રહે છે. આમ છતાં ગુણનું સ્થાન રૂપ કરતાં ઊંચું છે એ કબૂલ રાખીએ તો પણ બાધ આવે એમ નથી. જૂની તેમ જ નવી બંને કહેવતો વિષે વિચારતાં એક વાત સ્પષ્ટ રીતે જણાઈ આવે છે કે એમા મનુષ્યના સુખની વાત કરી છે અને એ સુખ તે ભૌતિક–દુન્યવી સુખ છે. એમા આધ્યાત્મિક ઉન્નતિની કે આત્માના ઉચ્ચ પ્રકારના સુખની વાત નથી. આ બંને કહેવતો બનાવનારની નજર કેવળ સ્વાર્થપરાયણતા તરફ રહી છે. પહેલી કહેવત અનુસાર માણસની પોતાની તબિયત સારી હોય, ઘેર દીકરા હોય, પત્ની સદ્‌ગુણી હોય અને ધાન્યના ભંડાર ભરેલા હોય એમાં જ સુખ રહેલું છે. નવી કહેવત રચનારને મતે માણસ પૈસા રળતો હોય, એના ઘરમાં છોકરાંછૈયાંની ઉપાધિ ન હોય, એની પત્ની, બીજાઓને જોઈને અદેખાઈ ઉત્પન્ન થાય એવી રૂપ રૂપના ભંડાર સમી હોય અને દરેક તકનો લાભ લેતા એને આવડતું હોય તો એના સુખની સીમા ન રહે.

સાચું સુખ તો સદ્‌ગુણની પ્રાપ્તિમાં જ રહેલું છે એમ ડાહ્યા માણસો ભારપૂર્વક કહે છે. તેનો સિદ્ધાંત તરીકે વિરોધ કર્યા વિના કહી શકાય કે મહાનુભાવ, આપની વાત સાચી છે. પરંતુ સદ્‌ગુણી માણસ પોતે સુખી થાય છે, એના ગુણથી બીજા સુખી થતા નથી, ઘણી વાર ઊલટા દુઃખી થાય છે. ગુણવંતી નાર પોતે કદાચ સુખી થઈ શકે–જો કે બહુ સંદિગ્ધ વસ્તુ છે, પણ ગુણવંતીનો પતિ સુખી થાય જ એવો નિયમ નથી. ઘણી વાર પત્નીના સદ્‌ગુણો આગળ એના સામાન્ય ગુણ નિર્ગુણ ને નિસ્તેજ થઈ જાય છે. એના સામાન્ય અવગુણ

મોટા દુર્ગુણ જેવા ને એના દુર્ગુણ દાનનતા જેવા દેખાય છે એને પરિણામે એ થવા જોઈએ તેથી પણ વધારે દુખી થાય છે

સદ્ગુણ એ ડુગર સમા છે—અડગ ઉન્નત ને ભવ્ય દૂરથી એ મોહક ભાસે છે, પણ પાસે જતા ગભરાટ છૂટે છે એની નિકટ જઈ શકાય છે, પણ એના સાન્નિધ્યમા વસવાટ કરવો દુખકર થઈ પડે છે મનુષ્યના હૃદયમા એ અહોભાવ ને આદરભાવ જન્માવે છે, મનુષ્ય એના સ્તુતિગાન ગાય છે, પણ એનાથી એ ભય પણ પામે છે સૌદર્ય એ પુષ્પ સરખુ છે—નાજુક, નમણું ને આકર્ષક જે કોઈ એને જુએ છે, તે એની પાસે જવા લલચાય છે દેવને મસ્તકે એ ચડે છે ને કોઈ રસિક કે સિફાના કે હાર બનીને પણ વિરાજે છે જ્યા જાય છે ત્યા એ સૌદર્યથી દષ્ટિને આકર્ષે છે, તે પરિમલ વડે વાતાવરણને મહેકતુ બનાવે છે એનુ સાન્નિધ્ય સૌ કોઈને સુખકર થઈ પડે છે

કદાચ એવી દલીલ કરવામા આવે કે રૂપ ક્ષણજીવી છે, વીજળીના ઝબકારાની પેઠે ક્ષણભર ચમકીને એ ચાલ્યુ જાય છે રૂપનુ સ્વરૂપ પણ નિશ્ચિત નથી, એને માટેનુ કોઈ ધોરણ નથી એકને જે રૂપાળુ લાગે તે બીજાને ન પણ લાગે એટલુ જ નહિ પણ આજે જેને જે રૂપાળુ લાગતુ હોય તેને કાલે તે જ રૂપવિહોણુ પણ લાગે ઉપરાત રૂપ સાપેક્ષ છે એકની સરખામણીમા જે સ્વરૂપવાન લાગતુ હોય તે અન્યની સરખામણીમા રૂપવાન પણ ન લાગે રૂપ મોટે ભાગે જોનારની દષ્ટિ પર આધાર રાખે છે એનુ સ્વતત્ર અસ્તિત્વ હોતુ નથી રૂપ આમ વસ્તુનિષ્ઠ નહિ, પણ વ્યક્તિનિષ્ઠ હોઈ, વ્યક્તિ વ્યક્તિએ એના ધોરણ બદલાતા હોય છે અને તેથી એના પર કોઈ આધાર ગણી શકાતો નથી ઉલટ પક્ષે ગુણ એ ક્ષણજીવી વસ્તુ નથી રૂપસપત્તિની પેઠે ગુણસપત્તિનો કાળની અસરથી કે વ્યયને કારણે વિનાશ થતો નથી પરતુ એમા ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે ગુણનુ સ્વરૂપ મોટે ભાગે સુનિશ્ચિત હોય છે માણસે માણસે એનું ધોરણ બદલાતુ નથી જે એકને સદ્ગુણ લાગે તે અન્યને અવગુણ ભાસે એવુ ભાગ્યે જ બને કદાચ એવુ બને તો ત્યા નિરીક્ષકનો જ દષ્ટિદોષ હોય છે ગુણનો પ્રકાશ વીજળીના ચમકારા જેવો નહિ પરતુ સૂર્ય કે ચદ્રના જેવો સ્થિર અને પ્રેરક હોય છે ક્ષણભર આખને આજી નાખી પછી અધારે અથડાવે એવો એ નથી પરતુ માર્ગભૂલ્યાને સાચા પથનુ દર્શન કરાવી તેને સન્માર્ગે પ્રેરે એવો એ હોય છે આથી એનો આધાર લેનાર કદી નિરાશ થતો નથી

પ્રથમ દર્શને આ દલીલ બહુ વજનવાળી લાગે છે પરતુ જરા ઊડા ઊતરીને વિચાર કરતા જણાઈ આવશે કે ગમે તેટલી સારી છતા આ પ્રકારની

દલીલ અહીં અપ્રસ્તુત છે. હોશિયારમાં હોશિયાર સુથાર એ કુંભારનું કામ ન કરી શકે, તેમ બહુ સુંદર આ દલીલ રૂપવંતી નારનાં આકર્ષણ આગળ ફીકી પડી જાય છે. ગુણના સમર્થનમાં ને રૂપના વિરોધમાં જે દલીલ કરવામાં આવી છે તે આ નવીન કહેવતનું સમર્થન છે.

રૂપ ક્ષણજીવી છે એ તદ્દન સાચું. માટે જ એનો મોહ સૌથી વધારે રહે છે. અમુક ઋતુમાં જ મળનારાં ફળ ને શાકભાજીનો ભાવ હંમેશ મળી શકતાં ફળ ને શાકભાજી કરતા વધારે હોય છે. આરોગ્યની દૃષ્ટિએ પાપડી કરતાં કોબિજ વધારે ગુણકારી છે, પરંતુ સામાન્ય રીતે લોકો પાપડી પ્રત્યે જેટલો પ્રેમ રાખે છે તેટલો કોબિજ તરફ રાખતા નથી. પોંક કરતા બાજરી વધુ પૌષ્ટિક છે. પણ 'પાર્ટીઓ' પોંકની અપાય છે—બાજરીની નહી. ગુલાબનું ફૂલ આવળના ફૂલ કરતાં ઓછું ટકે છે પણ વેણીમાં વિરાજીને સુંદરીના કેશકલાપને શોભાવવાનું સદ્‌ભાગ્ય એને જ સાંપડે છે.

ગુણ આત્મનેપદી છે, રૂપ પરસ્મૈપદી છે. અર્થાત્ ગુણ એના અધિષ્ઠાનમાં —ગુણીજનમા વસે છે, રૂપ જોનારની આખમાં રહે છે. પણ કોઈ ક્યાં રહે છે એ મહત્ત્વની વાત નથી—એ રહે છે એ જ બસ છે. એટલું જ નહીં પણ ગુણ ગુણીજનમાં જ વસતા હોવાને કારણે, એના સમાગમમા આવનારને ઉપકારક થઈ શકતા નથી. રૂપ જોનારની દષ્ટિમા રહેલું હોવાથી એ અન્યને પણ આનદ આપી શકે છે.

ગુણ એ બહુ ઉચ્ચ કોટિની વસ્તુ છે, એમા વારંવાર પરિવર્તન થતું નથી, એ ચચલ નથી, તેથી એ આધાર રાખવા યોગ્ય છે અને રૂપ ચંચલ છે, એનુ સ્વરૂપ વારંવાર બદલાય છે તેથી એ આધાર રાખવા યોગ્ય નથી એમ કહેવું તે બરાબર નથી. ખરી રીતે જોતાં આપણે જે સુખની વાત કરીએ છીએ તે સુખ પોતે જ બહુ આધાર રાખવા લાયક ન હોય તો તેમાં કંઈ ખોટું નથી. આકાશ બહુ ઊંચુ છે. એમાં ઝાઝા પરિવર્તન થતાં નથી. એ હમેશ સ્થિર રહે છે અને પૃથ્વીમાં સતત ફેરફાર થયા કરે છે, કયાક ધરતીકંપ થાય છે, કયાક રેલ આવે છે, કયાંક જ્વાળામુખી ફાટી નીકળે છે, આમ છતાં લોકો આકાશમાં ઘર બાંધતા નથી, પૃથ્વી પર જ બાંધે છે.

સર્વ ભૌતિક સુખો ઈન્દ્રિયગ્રાહ્ય છે. આંખ, કાન, નાક આદિ ઇન્દ્રિયો વડે એ સુખ પ્રાપ્ત કરી શકાય છે. નાક દ્વારા સુંદર સુવાસનો અનુભવ કરી, કાન મારફત મીઠાં સંગીતનું શ્રવણ કરી, તેમ જ આંખો વડે અપૂર્વ સૌન્દર્યનું

દર્શન કરી આપણે સુખાનુભવ કરીએ છીએ. ગુણની બાબતમાં તેમ થઈ શકતું નથી. ગુણને ગ્રહણ કરવા માટે ભગવાને કોઈ ઇન્દ્રિય જ આપણને આપી નથી. રૂપ તો આંખે ઊડીને વળગે છે, ગુણને ગુણવડે–અર્થાત્ દોરી વડે પકડીને ખેંચીએ તો પણ એ હાથમાં આવતા નથી.

સૃષ્ટિના આરંભકાળથી માણસ રૂપની ઝંખના કરતો આવ્યો છે. પ્રાણીમાં ને પદાર્થમાં, આકાશમાં ને પૃથ્વી પર, કલ્પનામાં ને સ્વપ્નામાં સર્વત્ર એણે સૌન્દર્યને શોધ્યું છે. પ્રાચીન કાળમાં થઈ ગયેલા કાલિદાસથી માંડીને અર્વાચીન કાળના ગઈ કાલે મધરાતે બે સોનેટ લખીને સૂઈ ગયેલા કવિ સુધીના બધા જ કવિઓએ નાયિકાના સૌંદર્યનું વર્ણન કર્યું છે. સર્વ દેશના ને સર્વ કાળના મોટા નાના બધા જ કવિઓ ને વાર્તાકારોએ પોતાની નાયિકાની ગુણસમૃદ્ધિનું નહિ પણ તેની રૂપસંપત્તિનું જ વર્ણન કર્યું છે. નાયકો–કથા ને કવિતાના તેમ જ આ દુનિયાના—પ્રેમમા પડે છે તે નાયિકાના રૂપને જોઈ ને—એના ગુણની પરીક્ષા કરીને નહિ નાયકોને જ નહિ, વાચકોને જેટલો રસ નાયિકાના રૂપવર્ણનમા પડે છે તેટલો તેના ગુણદર્શનમા પડતો નથી

રૂપ અને ગુણ એ બે વિરોધી વસ્તુ નથી એ બને સાથે પણ રહી શકે, પરંતુ શ્રી અને સરસ્વતીની પેઠે એનો સહવાસ બહુ વિરલ હોય છે રૂપવતી તેમ જ ગુણવતી પત્ની મેળવવી એ કોઈ પણ પુરુષને માટે અત્યત કઠિન વસ્તુ છે. પ્રથમ તો પત્ની–કોઈ પણ જાતની પત્ની–મેળવવામાં થોડીઘણી મુશ્કેલી પડે છે ગુણવતી પત્ની મેળવવામા એથી વધારે મુશ્કેલી પડે છે રૂપવંતી નારના પતિ થવાનું અત્યંત મુશ્કેલ છે અને ગુણ અને રૂપ બનેના ભંડાર સમી સૌભાગ્યવતીના પતિ થવાનુ સૌભાગ્ય તો કો'ક વિરલ નરને જ સાંપડે છે.

બ્રહ્માની સૃષ્ટિમા રૂપવતી હોય ને ગુણવતી પણ હોય એવી સ્ત્રીની અછત છે. સાહિત્યકારની સૃષ્ટિમા એવી સ્ત્રીઓ મળી આવે છે એ ખરું, પણ એ સૃષ્ટિમા પણ ગુણ વિનાની પણ રૂપરાશિ સમી નાયિકાઓ જેટલી આકર્ષક લાગે છે–તેટલી નિરૂપ પણ ગુણવંતી સ્ત્રીઓ લાગી શકે ખરી? એવી સ્ત્રીનુ વર્ણન કોઈ પણ કવિએ કે વાર્તાલેખકે કર્યું નથી, પરન્તુ કોઈ ગુણપક્ષપાતી ચારુતવાદી લેખક–બદસૂરત પણ ખૂબસૂરત અર્થાત્ રૂપવિહોણી પણ ગુણશાલિની એવી નાયિકાનુ વર્ણન કરતા લખે કે 'એ આધેડ વયની સ્ત્રી પ્રભુપરાયણ ને જાડી હતી બંને આંખે બાડી એવી એ સ્ત્રીની આંખમાથી સૌને માટે સમાન રીતે સ્નેહભાવ નીતરતો. દાંત વિનાના એના બોખા મોઢામાથી અસત્ય વાણી

નીકળતી નહિ. નાક એનું ચીબું હતું. પણ સ્વભાવે એ ચીબાવલી નહોતી. ગંટા પગથી ચાલતી ત્યારે કીડી પણ ન ખુંદાય તેની સંભાળ રાખીને એ ડગલાં ભરતી, કોડિયા જેવા એના કપાળ પર વિધાતાએ સદ્‌ગુણની રેખાઓ અંકિત કરી હતી. જાડી, ટૂંકી ને ચપટી આંગળીઓવાળા હાથ વડે એણે અનેક યાચકોને દાન આપ્યું હતું. શીળીના ચાંઠાવાળું એનું ફસકી ગયેલા મોટા જમરુખ જેવું મોં પતિદર્શને પ્રફુલ્લ થઈને પહોળું થતું, ત્યારે નાનકડી ગુફાનું દ્વાર કોઈકે ખોલ્યું હોય એમ લાગતું. ટાલ પડેલા માથા પર એ હંમેશાં પારકી ચિંતાનો ભાર ઉપાડતી. લોકો એના શરીરમાંથી છૂટતા પરસેવાની વાસથી દૂર ભાગવા મથતા, પણ એ તો તેમની પાસે જઈ તેમનાં કામ કરી આપી પોતાના આત્માની સુવાસ ફેલાવતી. સદ્‌ગુણોથી ઠાંસીઠાંસીને ભરેલી ગુણ જેવી એ આધેડ વયની સ્ત્રી પ્રભુપરાયણ ને જાડી હતી.' આવું વર્ણન કોઈક કરે તો તે કેવું લાગે ?

'બસ'ની વાટ જોતા ઊભેલા એક ગૃહસ્થે દૂરથી કોઈ બદસૂરત સ્ત્રીને જોઈને પોતાની બાજુમાં ઊભેલા બીજા ગૃહસ્થને કહ્યું : 'કેટલી બદસૂરત બૈરી છે ! એને કોણ પરણ્યું હશે ?'

'હું એને પરણ્યો છું. ભાઈ, એ મારી પત્ની છે.' પેલા બીજા ગૃહસ્થે જવાબ દીધો.

'માફ કરજો. મારી ભૂલ થઈ.' પહેલા ગૃહસ્થે જરા છોભીલા પડીને કહ્યું.

'ના જી, તમારી નહિ, ભૂલ તો મારી થઈ.' પહેલા ગૃહસ્થે જવાબ દીધો.

આમ બદસૂરત સ્ત્રી સાથે લગ્ન કરવાં એ ભૂલ કરવા જેવું છે એમ કેટલાકને લાગે છે. એથી ઊલટું કોઈક સુંદર પત્નીને સાથે લઈને ફરવા નીકળ્યાં હોય તો તેની જોનારાઓ અદેખાઈ કરે છે ને મોટેથી નહીં તો મનમાં પણ કહે છે, 'ખરો નસીબદાર માણસ ! કાગડો દહીંથરું લઈ ગયો.' આવી ટીકા કરનાર દહીંથરાં માટેની ન્યાયભાવના કે સહાનુભૂતિથી પ્રેરાઈને આમ કહેતા નથી, પણ દહીંથરું લઈ જનાર કાગડા તરફની અદેખાઈને લીધે જ કહેતા હોય છે.

આ બધા પરથી સમજાશે કે રૂપવંતી નાર પ્રાપ્ત કરીને કોઈ પણ પુરુષ પોતાને સુખી માને તો તે કેવળ સ્વાભાવિક છે પણ અહીં કદાચ કોઈ એમ પૂછી શકે 'રૂપવંતી નારનું સુખ ત્રીજું કેમ ગણાવ્યું હશે ?' કેટલાકને

મન તો પહેલું ને છેલ્લું સુખ પણ એ જ છે પરંતુ એને ત્રીજું સ્થાન શા કારણ આપવામાં આવ્યું છે. પૈસો રળવો એ પહેલું સુખ, ઘેર દીકરા ન હોય એ બીજું સુખ પૈસા મેળવ્યા વગર આ જમાનામાં રૂપવતી નાર મળવી મુશ્કેલ છે, અને કદાચ મળે તો પણ તેનું રૂપ ટકાવી રાખવા માટે પફ પાવડર ક્રીમ આદિ શૃંગારના ખર્ચાળ સાધનો જોઈએ તે ન મળી શકવાને કારણે રૂપવતીનું રૂપ રહેતું નથી અને સંતતિને તો પુત્રપ્રાપ્તિને ઉત્સવ સમાન માનનાર આપણા સંસ્કૃત કવિઓએ પણ માતૃયૌવનહર માની જુવાનીનો નાશ કરનાર ગણાવી છે પૈસાના પ્રભાવમાં ને બાળકના અભાવમાં જ રૂપવતીનું રૂપ ખીલે છે અને તે કારણે એ બેને એની પહેલાં સ્થાન આપ્યું છે

રૂપવતી સ્ત્રીઓ દુનિયામાં બહુ ઓછી હોય છે એટલે એવી નારના પતિ થઈને ત્રીજું સુખ મેળવવું બહુ મુશ્કેલ છે એવી ચિંતા કરવાની પણ જરૂર નથી કારણ કે આ પહેલાં કહ્યું હતું તેમ રૂપ જોનારની આંખમાં છે તેથી રૂપવતી નાર મેળવવાના પ્રયત્નમાં નિષ્ફળ થનાર પોતાને મળી હોય તે નાર રૂપવતી છે એમ માનશે—એના પ્રત્યે નજર કરતી વેળા ‘હું રૂપવતી નારનું દર્શન કરી રહ્યો છું ’ એમ શ્રદ્ધાપૂર્વક માનશે તો એ જરૂર ત્રીજું સુખ મેળવી શકશે જેને પત્ની મળે તેને માટે સૌથી સહેલાઈથી મેળવી શકાય એવું આ સુખ છે



# મોટું દુઃખ

આગ લાગે ત્યારે કૂવો ખોદવા બેસવું એ મૂર્ખ માણસનું લક્ષણ છે. આગ લાગે ત્યારે યે કૂવો ખોદવા કે ખોદાવવાનો વિચાર ન કરવો એ ગમાર પશુ સમા મનુષ્યનું લક્ષણ છે. આગ લાગે તે પહેલાં કૂવો ખોદી રાખવો એ ડાહ્યા માણસનું લક્ષણ છે અને પહેલાં કૂવો ખોદાવી આગ લાગે તેની વાટ જોતાં બેસવું અને આગ ન લાગે તો નિરાશ થવું, એ સામાન્ય માણસનું લક્ષણ અથવા ખરી રીતે કહીએ તો માણસનું સામાન્ય લક્ષણ છે.

કુદરત, માણસ ને જનાવર, એનો ભરોસો રાખવો કામનો નહિ. એ ક્યારે શું કરી બેસશે તે કહી શકાય નહિ. બહારથી શાંતિપ્રિય ને કોઈનું પણ બૂરું કરવાનો વિચાર પણ કદી ન સેવ્યો હોય એવાં એ દેખાતાં હોય, તો પણ એ ક્યારે વિફરી જશે તે શુંનું શું કરી નાખશે એ એના હમેશના સહવાસમાં રહેનાર પણ જાણી શકતા નથી આથી શાણા માણસો કુદરત, માણસ કે જનાવર એ ત્રણે તરફથી જે કંઈ ભયપ્રસંગો અચાનક આવી પડે એમ હોય તે માટે પહેલેથી જ તૈયારી રાખે છે. આવી પડનારા દુઃખ કે અનિષ્ટને માટેની પહેલેથી તૈયારી રાખી હોય, તેનો સામનો કરવા અગાઉથી જ કમર કસીને સજ્જ થઈ રહ્યા હોઈએ તો અનિષ્ટ ને દુઃખનું બળ પોણું ઘટી જાય છે.

પરંતુ જેને માટે પહેલેથી ખૂબ તૈયારી કરી રાખી હોય તે આવે જ નહિ, પછી ભલે તે સંકટ કે દુઃખનો પ્રસંગ હોય. પણ તે આવે જ નહિ—તો માણસ નિરાશ થઈ જાય છે. અનિષ્ટ પ્રસંગ માટે કંઈ પણ તૈયારી કરી રાખી ન હોય, એવો મનુષ્ય અકસ્માત એવો પ્રસંગ આવી પડતાં અસ્વસ્થ થઈ જાય છે, તે જ પ્રમાણે અનિષ્ટ પ્રસંગ માટે સારી પેઠે તૈયારી કરી રાખી હોય, છતાં એવો કોઈ પ્રસંગ આવે જ નહિ ત્યારે પણ મનુષ્ય અસ્વસ્થતાનો અનુભવ કરે છે.

હમણાં થોડાક વખત પર ટંડીનું મોજું શહેર પર ફરી વળ્યું હતું. અને લોકો મોઢેથી ટાઈપરાઈટર જેવો અવાજ કાઢી દાંત કકડાવતા કહેતા હતા કે "આવી ટાઢ તો સો વરસમાં પડી નથી.' ત્યાર પછી થોડા જ વખતમાં મને

સૂરતના પાડોશી જેકાકાકા મળી ગયા. સામાન્ય રીતે એઓ બહુ આનંદી રહેતા, પણ તે દિવસે પાસેના સગાને આગ મૂકીને તરત પાછા ફર્યા હોય એવો એમનો દેખાવ જોઈને મેં પૂછ્યું : 'કેમ કાકા, કંઈ ઉદાસ લાગો છો!'

'ના, કંઈ નહિ. એ તો અમથું જ.' જેકાકાકાએ જવાબ દીધો.

'તો પણ? થયું છે શું?' મેં પૂછ્યું.

'થયુ તો કંઈ નથી.' એમણે કહ્યું.

'ત્યારે હમેશા 'સારી દુનિયા જલ જાય અપને મન તો મોજ' એમ કહેનારા તમે આજે આમ ઢીલા કેમ થઈ ગયા છો?' મેં પ્રશ્ન કર્યો.

'ભાઈ, મનમા સમજીને બેસી રહેવા જેવી વાત છે. મારે તો પેલા કે' છ કેની કે ન બોલ્યામાં નવ ગુણ તેવી વાત છે.' જેકાકાકાએ કહ્યું.

'એવું તે શું છે? કહો તો ખરા.' મેં આશ્વાસન આપતાં કહ્યું.

'અરે જેને કહું તે સાલો હસે છે. ઉંદરનો જીવ જાય ને બિલાડીને હસવું થાય.' જેકાકાકાએ ફરિયાદ કરતા કહ્યું.

'પણ કાકા, હું બિલાડી નથી. હું નહિ હસું.' મેં કહ્યું.

'આ સાલી ટાઢ ઓછી થઈ ગઈ.' જેકાકાકાએ કહ્યું.

'તેમાં શું? તેમાં તો તમારા જેવા ઘરડા માણસને પણ આનંદ થવો જોઈએ.' મેં કહ્યું

'આનંદ તે શું કપાળ થાય? મેં સમરાએ આ સિઝનમાં કેમ તો કે ટાઢ બહુ પડે છે કરીને, સવાસો રૂપિયાનું પાણી કરી, ગરમ કપડાં સીવડાવ્યાં ને કપડાં સીવઈને આવ્યાં તે જ દા'ડાથી ટાઢ કમી થઈ ગઈ.' જેકાકાકાએ પોતાના દુઃખનું કારણ જણાવતાં કહ્યું.

'અત્યારે ટાઢ ઓછી થઈ ગઇ તેથી તમે ઉદાસ દેખાઓ છો!' મેં નવાઈ પામી પૂછ્યું.

'હાસ્તો! હવે મારાં ગરમ કપડાં ઊંચા મૂકવાનાં થઈ ગયાં કેની!' એમણે જવાબ વાળ્યો.

'પણ તમને એમ નથી લાગતું કે ટાઢ ઓછી થઈ ગઈ તે સારું થયું? આવી ને આવી ટાઢ રહે તો હેરાનગતિ કેટલી ભોગવવી પડે?' મેં કહ્યું.

'તે હેરાનગતિને માટે તો મેં તૈયારી રાખેલી કેની? હવે એ નકામી થઈ ગઈ.' જેકાકાકાએ કહ્યું.

પ્રથમ પ્રણય, પછી પરિણય ને છેવટે પિતૃપદ, એ કુદરતી ક્રમિક વિકાસ સાધીને, પ્રભુતામાં પગલાં પાડી પ્રગતિને પંથે પડી ચૂકેલા એક કવિતારસિક ગૃહસ્થને, એમના મિત્રે એમણે પિતૃપદનું સૌભાગ્ય પ્રાપ્ત કર્યું તે બદલ અભિનંદન આપ્યાં, ત્યારે એમના મોં પર જોઈએ તેવો જીવનનો ઉલ્લાસ ન દેખાતાં એ મિત્રે પૂછ્યું: 'કેમ, કંઈ તબિયત ઠીક નથી?'

'ના. બંનેની તબિયત બરાબર છે.' કવિતારસિક સજ્જને જવાબ આપ્યો.

'બંનેની? કોની?' મિત્રે નવાઈ પામી પૂછ્યું.

'બાળકની તથા એની માતાની.' એમણે જવાબ દીધો.

'હું તો તમારી તબિયતને વિષે પૂછતો હતો.' મિત્રે કહ્યું.

'મારી પ્રકૃતિ પણ સ્વસ્થ છે.' એમણે કહ્યું.

'ત્યારે મુખમંડળ પર ઉદાસીની કાલિમા શાને વારુ?' એમના મિત્રે એમનું અનુકરણ કરી ભાવમય વાણીનો પ્રયોગ કરતા કહ્યું.

'ઉદાસી? કાલિમા? ના, ના, કશું નથી. હું તો મઝામાં છું.' કાવ્યરસિક ગૃહસ્થે પ્રાકૃત જનની પેઠે સામાન્ય ભાષાનો પ્રયોગ કરીને કહ્યું.

'એમ તમે મને જૂઠો પાડો તે ન ચાલે. તમને આ ગમ્યું હોય એમ નથી લાગતું.' મિત્રે કહ્યું.

'શું ગમ્યું હોય એમ નથી લાગતું? એમણે પૂછ્યું.

'આ.' મિત્રે જવાબ દીધો.

'આ એટલે શું?' એમણે ન સમજાયાથી ફરી પૂછ્યું.

'આ એટલે તમારે ત્યાં વંશવૃદ્ધિ થઈ તે' મિત્રે ખુલાસો કર્યો.

'ના, ના, એવું જરા પણ નથી. હું કંઈ સંતતિ-નિયમનનો ઉપાસક નથી. મને તો બાળકો બહુ ગમે છે.' એમણે કહ્યું.

'ત્યારે ઉદાસ કેમ લાગો છો ? કંઈ કારણ તો હોવું જ જોઈએ ને !' મિત્રે કહ્યું

'એ તો અમથું તમને લાગતું હશે' કવિતાના રસિયાએ કહ્યું.

'ન કહેવું હોય તો ન કહેશો, મારો કંઈ આગ્રહ નથી, પણ મને ઉડાવો નહિ' મિત્રે જરા દિલગીર થઈને કહ્યું.

'ખોટું ન લગાડશો. આમાં કંઈ ખાસ કારણ તો નથી, અને હું એવો ઉદાસ પણ નથી થઈ ગયો. પણ એ તો મને વિચાર આવ્યો.' એમણે જવાબ દીધો.

'શો ?'

'તમને કહીશ તો મને ગાડો ગણી કાઢશો.'

'કવિઓ તો ગાડા જ હોય ને ? એમાં નવું શું છે ?'

'પણ તમને ઘણું વિચિત્ર લાગશે.'

'તમારી કોઈ વાત મને વિચિત્ર નહિ લાગે દિલ ખોલીને કહી દો. જેમ દિલ ખોલીને તમે કવિતા લખી નાખો છો તેમ''

'બસ, એ જ વાત છે.'

'શી ?'

'કવિતા લખવાની.'

'તો લખી નાખો પુત્રજન્મ પર ને પત્નીની સુવાવડ પર તો ઘણા કવિઓએ કવિતા લખી છે.'

'એ વાત નથી'

'ત્યારે ?'

'આ તો મને ભય લાગતો હતો કે એ હવે કદાચ પાછી નહિ ફરે. મારા જીવનઆભમાં ઉષા સમી ચમકીને એ આથમી જશે. વીજળીની પેઠે મારા જીવનમાં ક્ષણવાર ઝબકારો કરી, પાછળ ઘોર અંધકાર મૂકી ભૂગર્ભમાં એ વિલીન થઈ જશે. શબ્દાભરી ક્ષણાર્ધમાં એ સરી જશે....'

'સમજાતું નથી.'

'મને યે કંઈ નહોતું સમજાતું. પણ હૈયામાં ઊંડે ઊંડે કંઈક સહેવાય–ન સહેવાય એવું દર્દ થયાં કરતું હતું.'

'કોને તમને કે તમારાં પત્નીને ?

'મને.'

'ત્યારે તો તમને યે તમારાં પત્નીની પેઠે પ્રસવકાળની પીડા થઈ હશે—કાવ્યના પ્રસવકાળની !'

'હા, બરાબર એમ જ. મને એનું મુખ ફરી જોવા નહિ મળે એમ લાગ્યા કરતું હતું. અને એક લાંબું વિરહકાવ્ય રચવાની મેં તૈયારી પણ કરી રાખી હતી. છંદોની પસંદગી પણ કરી હતી. અનુષ્ટુપથી શરૂ કરી ઉપજાતિ, વસંતતિલકા, વંશસ્થ, હરિણી, પૃથ્વી, વિયોગિનીની હજારેક લીટી લખી નાખવી એવો સંકલ્પ કર્યો હતો. તે માટે કાગળો પણ લઈ રાખ્યા હતા.'

'ત્યારે લખી નાખો.'

'હવે શી રીતે લખાય ? એ તો પુત્રને લઈ હેમખેમ હૉસ્પિટલમાંથી ઘેર આવી પણ ગઈ છે !'

'ત્યારે તો તમારાં પત્ની બાળકને લઈને હેમખેમ ઘેર પાછાં ફર્યાં તેનું તમને દુઃખ છે !'

'ના, ના, એમ કહેવાય ? પણ આ તો કવિતા લખવાની તૈયારી કરી રાખી'તી તે એળે ગઈ એટલો વિચાર આવી ગયો. બાકી એના સિવાયનું જીવન હું કલ્પી પણ શકતો નથી.'

વર્ષો પૂર્વે બિહારનો ધરતીકંપ થયો હતો ત્યારે જાનમાલની કલ્પનાતીત ખુવારી થઈ હતી. એ વખતે હજારો મનુષ્યો હેરાન થઈ ગયા હતા. પણ એ બધા ધરતીકંપ થવાને લીધે હેરાન થયા હતા, અને તે જ વેળા હરકીશનદાસ એમના શહેરમાં ધરતીકંપ ન થયો તેથી હેરાન થઈ ગયા હતા. એ જ્યોતિષના ને જોષીઓના જબરા ઉપાસક હતા. જિંદગીના પહેલાં વીશ વરસ નિશાળના પાણી પાનાર મહારાજ તરીકે કામ કરીને, ઉત્તર વયમાં જ્યોતિષ વિદ્યામાં–કેવળ આપબળે (સાચેસાચા અર્થમાં આપબળે એટલે કે કોઈની, ખુદ જ્યોતિષશાસ્ત્રના જ્ઞાનની પણ મદદ વિના) આગળ વધી નામ કાઢનારા ગણપતિશંકર નામના

જોષી પર એમને અચળ, ગમે તેવા ભયંકર ધરતીકંપથી પણ ન ડગે એવી શ્રદ્ધા હતી. દુનિયામાં સૌથી જૂઠામાં જૂઠો માણસ પણ પોતાના જીવનમાં જૂઠાણા કરતાં સાચું વધારે બોલે છે, એવા સર્વસ્વીકૃત ને સામાન્ય નિયમના અપવાદ તરીકે ગણુપતિશંકરનુ નામ સહેલાઈથી મૂકી શકાય. એમનો પ્રધાન રસ ભયાનક હતો.

એમના ભવિષ્યકથનો હંમેશાં એવા ભયંકર રહેતાં કે ને સાંભળીને ગ્રહો પણ ભડકીને ભાગી જવાનો વિચાર કરતા. બિહારમાં ધરતીકંપ થયો તે પૂર્વે એમણે આગાહી કરેલી કે ગ્રહયોગને પરિણામે ભારે ભયંકર અનિષ્ટો આવશે, રેલ આવશે, આગ લાગશે, આકાશમાથી તારાના ઝૂમખે ઝૂમખાં તૂટી પડશે, ધૂમકેતુઓ રસ્તા પર આવીને ચાલવા માંડશે ને પોતાની પૂછડીના ઝપાટાથી ઘરના ઘર તોડી પાડશે. લોકો ઘરબાર વિનાનાં થઈ જશે. વનમા દાવાનળ પ્રગટશે. પક્ષીઓ આકાશમા અદ્ધર ને અદ્ધર સળગી જશે ને જેનાં મોત આવ્યાં હશે તે તો મરશે જ, પણ મોત નહિ આવ્યાં હોય તે પણ છળીને ફાટી પડશે

ઘણાઓએ એમની વાત હસી કાઢી હતી. પણ એ જોષીની ભવિષ્યવાણી જેમ જેમ ખોટી પડતી જતી તેમ તેમ હરકીશનદાસની એમના પર શ્રદ્ધા વધતી જતી.

'આ ગણુપતિયો આ વખતે ખોટો પડ્યો એટલે આવતી વખતે એનું કહેલું જરૂર સાચું પડવાનુ.' એમ એ હમેશા કહેતા.

'ગમે તેમ થાય, પણ તમે મરવાના નથી. પણ તમારુ ઘર ચોક્કસ તૂટી પડશે એક ઈટ પણ આખી નહિ રહે' એમ ગણુપતિશંકરે એમને કહેલું. તે પછી એમણે ઘરનો ભારે કિંમતનો વીમો ઉતરાવી લઈ ઘર પડે તેની વાટ જોતા એ બેઠા હતા. એ પછી આકાશમાં સપ્તગ્રહોનુ સંમેલન થયુ ને બિહારમાં ધરતીકંપ થયો અને હરકીશનદાસને હૈયે આનંદ થયો. પણ એમનું ઘર પડયું નહિ.

'હજી ધરતીકંપના આંચકા આવશે. ઉત્તર દિશામાંથી દક્ષિણ તરફ જતા ધરતીકંપ આ શહેરની પણ ખબર લેતો જશે ને ત્યારે તમારા ઘરનો વારો આવશે.' એમ એમને સધ્યારો આપતા ગણુપતિશંકરે કહ્યું હતું. અને પ્રચંડ ધરતીકંપના આચકાની વાટ જોતા એ બેસી રહ્યા હતા. ત્રણ ચાર વર્ષ સુધી પણ ધરતીકંપ ન જ આવ્યો અને એમ ધરતીકંપના અનાગમને— એમનું મકાન તો ન ભાગ્યું પણ એમનુ હૃદય ભાંગી ગયું, અને આખરે જાગેલે

હવે એમણે આંખો મીંચી. બિહારમાં ધરતીકંપને લીધે ઘર પડી જવાથી અસંખ્ય માણસો દુઃખી થઈ ગયાં, પણ ધરતીકંપને લીધે (અથવા ધરતીકંપને અભાવે) ઘર ન પાડવાથી હરકીશનદાસ જેટલા દુઃખી થયા એટલું દુઃખી કોઈ નહિ થયું હોય.

આ મહાસત્યનો અનુભવ મને થોડા વખત પર થયો. મુંબઈમાં જ્યારે રમખાણ ચાલી રહ્યું હતું ત્યારે, તેની સામે ઉપાયો યોજવા માટે સ્થળે સ્થળેથી જાતજાતની સૂચનાઓ કરવામાં આવી હતી. પુરાણી બાળવાર્તાઓમાં આવે છે કે રાજકુમાર અને એના મિત્રો પ્રવાસે નીકળી પડતા ને કોઈક ઘોર જંગલમાં જઈને ત્યાં મુકામ કરતા, અને રાતને વખતે દરેક જણ વારો બાંધી તે પ્રમાણે ચોકી કરતો. એ જ પ્રમાણે પ્રવાસે નીકળ્યા વગર જ, ઘોર જંગલમાં નહિ પણ મુંબઈની ગીચ વસતિની અંદર મુકામ કરવા છતાં, રાજકુમારો નહિ પણ સાદા કુમારો ને ગૃહસ્થોને રાતના વારા બાંધી હમણાં ચોકી કરવી પડતી. અત્યાર સુધી કંઈ થયું નથી પણ કદાચ કંઈક થઈ જાય તેની તકેદારી રાખવા સ્વયંસેવકો આ રીતે તૈયાર થઈને પોતે ઉજાગરા કરી રહ્યા છે. છેલ્લી ૭ રાત્રિથી આ રીતના ઉજાગરા કરી ઊંઘને ને આળસને ખાતે સારી રકમ જમા કરાવી બગાસાં ખાતાં એક ભાઈ મને મળ્યા.

'તમારા મહોલ્લામાં તો કંઈ નથી. તમને નિરાંત છે.' મેં કહ્યું.

'નિરાંત? શાની નિરાંત? આ ૭ ૭ રાતથી ઉજાગરા ખેંચું છું.' એમણે જવાબ દીધો.

'પણ તમારી બાજુ તો શાંતિ છે.' મેં કહ્યું.

'હા, પણ ચેતતા તો રહેવું જોઈએ ને! અમે સ્વયંસેવકો તૈયાર કર્યા છે. રાતના સૌ વારાફરતી ચોકી કરે છે.' એમણે કહ્યું.

'હા, પહેલેથી તૈયારી કરી રાખવી સારી. પોતાના મહોલ્લાની ચોકી પોતે જ કરવી એ કંઈ ખોટું નથી. એથી સ્વાશ્રયનો ગુણ કેળવાય છે. લોકોમાં સ્વાશ્રયનો ગુણ કેળવાય એ મને બહુ ગમે છે.' મેં કહ્યું.

'એ તો સાચું છે. પણ આ ઉજાગરા કરી કરીને મરી ગયા, પણ થયું કંઈ નહિ.' એમણે કહ્યું.

'શું થયું નહિ?' મેં પૂછ્યું.

'કંઈ જ નહિ, જરા સરખુ તોફાન, નાનકડ છમકલુ, અમથી અફવા, કંઈ કરતા કાંઈ નહિ'' એમણે ઊતરેલે ચહેરે કહ્યુ.

તે તો સારુ થયુ કેની? તમારી ઇચ્છા એવી છે કે તમારા મહોલ્લામા શુ કઈક સળગે તો સારુ?'' મે આશ્ચર્યથી પૂછ્યુ

'સારુ તો કેમ કહેવાય? પણ અમે એટલી તૈયારી રાખી છે તે નકામી ગઈ કેની?'' એમણે કહ્યુ

'ભલા માણસ! તમારા મહોલ્લામા સંપૂર્ણ શાતિ જળવાઈ રહી છે તેથી મારે આનદ માનવો જોઈએ, ઈશ્વરનો ઉપકાર માનવો જોઈએ, તેને બદલે । ઊલટા ખેદ પામતા દેખાવ છો'' મે કહ્યુ

'અમારા મહોલ્લામા શાતિ જળવાઈ રહી છે તે માટે પ્રભુનો અમે જરૂર આભાર માનીએ છીએ. પણ આ તો જરાક-કઈક સાધારણ છમકલા જેવુ ણ થયુ હોત—'આટલું બોલી એ મૂગા રહ્યા

'તો શુ?' મેં પૂછ્યુ

'તો એમ લાગત કે આટલી રાતો ઉજાગરા વેઠ્યા તે કામમા આવ્યા ઝવને જરા સતોષ થાત' એમણે જવાબ આપ્યો.

'ત્યારે તમારે દુ ખને નોતરવુ હતું, કેમ?

'હા, કારણ કે દુ ખને મળવા માટે અમે તૈયાર હતા' એમણે જણાવ્યુ.

આમ, માણસ દુ ખ આવવાથી જ ડરતો નથી દુ ખ ન આવે તો પણ એને કેટલીક વાર અણગમતુ થઈ પડે છે જે દુ ખનો પ્રતિકાર કરવા માટે પહેલેથી ઉપાયો યોજી રાખ્યા હોય, તે દુ ખ આવે જ નહિ તેના જેવુ મોટુ દુ ખ બીજુ એકે નથી



## દુકાનનાં પાટિયાં

'શાંતિ ને શુભેચ્છા એ અમારો મંત્ર છે' એવું એક દવા વેચનારની દુકાને પાટિયું લગાવેલું જોઈ મેં દવા વેચનારને પૂછ્યું : 'આ જાતનું પાટિયું કેમ લગાવ્યું છે?'

'અત્યારે જુદી જુદી કોમના માણસો માંહોમાંહે લડે છે ત્યારે, શાંતિનો સંદેશ લોકોને પહોંચાડવા માટે બધાઓએ આ રીતનાં પાટિયાં પોતપોતાની દુકાને લગાડવાં, તથા જાહેરખબરોમાં પણ એટલી લીટી છેવટે ઉમેરવી એવી અમને સલાહ આપવામાં આવી છે અને તેથી અમે આ પાટિયું દુકાન પર લગાવ્યું છે.' દવા વેચનારે જણાવ્યું.

'પણ લોકોને શાંતિનો ઉપદેશ તો હજારો વર્ષોથી અપાતો આવ્યો છે, છતા અશાંતિ ફેલાવનારાઓનો ધંધો હજી ધીકતો ચાલી રહ્યો છે. મોટા મોટા સાધુ ને સંતોએ, પયગંબરોએ ને ઓલિયાઓએ લોકોને સંપીને રહેવાની સલાહ આપી છે, છતા લોકો લડ્યા વિના રહી શકતા નથી. તો સાધારણ દુકાનદારોએ લગાવેલાં આવા પાટિયાની અસર કેટલી થશે?' મેં પૂછ્યું.

'અસર તો જે થાય તે, પણ અમારી દુકાને ઘણા માણસો આવે છે તે બધા નહિ તો થોડાક પણ આ વાચે ને તેમના મન પર થોડીઘણી પણ છાપ પડે તો બસ છે. કદાચ આનાથી ફાયદો નહિ થાય તો પણ નુકસાન તો નહિ જ થાય ને?' દુકાનદારે કહ્યું.

દુકાનદારનો ખુલાસો પહેલાં તો મને બહુ સંતોષકારક ન લાગ્યો. મને થયું કે પોતાની દુકાનમા શું શું મળે છે, કયા ભાવે મળે છે અને પોતે કોણ છે એની વિગત દર્શાવતાં પાટિયાં હોય તો બસ છે. પણ એ દુકાનદાર શું માને છે, એનો મંત્ર શું છે, એ બધું એણે લોકોને જણાવવાની શી જરૂર? આજે તો 'શાંતિ ને શુભેચ્છા એ અમારો મંત્ર છે' એટલું જ કહીને સંતોષ માને છે, પણ પછી આત્મકથા આલેખવાની વૃત્તિ વધતાં 'પારવતી એ અમારી

વહુનું નામ છે. અમને ૭ છોકરાં છે. બે દીકરી ને ચાર દીકરા છે. એક દીકરી પરણેલી છે, ત્રણ દીકરા નિશાળમાં ભણે છે. ને ચોથો હજી ઘૂંટણીઆ તાણે છે' એવી જાતનાં પાટિયાં મારવાની એને ઇચ્છા નહિ થઈ આવે તેની શી ખાતરી ?

પણ પછી વિચાર કરતાં મને સમજાયું કે શિક્ષણ આપવાની, લોકોમાં જ્ઞાનનો પ્રચાર કરવાની આ એક નવી રીત છે. જાણીતા પરથી અજાણ્યા ને સહેલા પરથી અઘરા વિષયનું જ્ઞાન આપવાની જેમ પદ્ધતિ છે, તેમ આ પણ ધારેલા પરથી અણધાર્યા ને સંબંધ ધરાવતા પરથી સંબંધ વિનાના વિષયનું જ્ઞાન લોકોને આપવાની નવીન પદ્ધતિ છે. દવાવાળાની દુકાને જઈ અહીં કયી કયી દવાઓ મળશે તે જાણવાની ઇચ્છાથી પાટિયાં વાચનાર માણસને, એ વસ્તુનું જ્ઞાન થવા ઉપરાંત શાંતિ ને શુભેચ્છાનો સંદેશો પણ અજાણ્યે જ મળી રહે છે.

શિક્ષણપદ્ધતિના નવા નવા અખતરાઓ કરવામાં આવે છે. ભણવાનો બોજો ઓછો થાય ને તેનો રસ કાયમ રહે એવી પદ્ધતિ શોધી કાઢવા માટે એ વિષયના જાણકારો મથી રહ્યા છે. જ્ઞાન સાથે ગમ્મત એ ઘણા માસિકો ને પુસ્તકોનો મુદ્રાલેખ હોય છે. પરંતુ આ દિશામાં આ જાતનાં પાટિયાંઓ જેવું કામ કરી શકે તેવું કામ કોઈ શિક્ષણશાસ્ત્રી કે માસિક અથવા પુસ્તક ભાગ્યે જ કરી શકે.

સૂરત, મુંબઇ, અમદાવાદ વગેરે મોટાં શહેરોના વેપારીઓ આ વાત જાણતા હોય એમ લાગે છે. એ શહેરના મુખ્ય લત્તાઓમાં જો કોઈ બેત્રણ માઈલની લટાર મારે ને રસ્તામાં આવતાં બધાં જ પાટિયાં વાંચી જવાં એવો નિયમ રાખે તો, આખી જિંદગીમાં ન મળે એટલું જ્ઞાન એને એક દિવસમાં મળી જાય અને છતાં મગજને જરા પણ શ્રમ લાગે નહિ. આનું કારણ એટલું જ છે કે આ વેપારીઓ માત્ર વેપાર કરીને સંતોષ નથી માનતા, પણ લોકોને કંઈ ને કંઈ શીખવવા માટે પણ તેઓ આતુર હોય છે. એ દુકાનદારો માત્ર પોતાની દુકાનની જાહેરાત કરવા પૂરતાં જ પાટિયાં લગાવતા નથી, પણ જાહેરાત, કલા, જ્ઞાન ને ગમ્મત એમ ચાર પ્રકારના ઉદ્દેશથી પ્રેરાઈને એઓ પાટિયાં મારે છે.

ગરમ ભજિયાંવાળો માત્ર પોતાના ભજિયાંની જાહેરાત કરી સંતોષ નથી માનતો, પણ 'શાંતિ એ મહાન ગુણ છે. ગરમાગરમ ભજિયાં તૈયાર છે.' એવું

એ પાટિયુ' લગાવે છે. 'આત્મા અમર છે ચા બાદશાહી મળશે ' એમ એક ચાવાળાએ પોતાની દુકાનમા પાટિયુ લગાવ્યુ છે અજાણ્યો મનુષ્ય આવુ વાચીને ગૂ'ચવાય છે, માથુ ખજવાળી એ વિચાર કરે છે, 'ગરમાગરમ ભજિયા ને શાતિ વચ્ચે શો સબધ ? અમર આત્મા ને બાદશાહી ચા વચ્ચે શુ સગપણ છે?' આનો જવાબ એને સૂઝતો નથી અને એ વિષે વધારે ને વધારે વિચાર કર્યે જાય છે. આખરે 'શાતિ એ મહાન ગુણ છે અને આત્મા અમર છે ' એ જ્ઞાન એના મગજમા વજ્રલેપ પેઠે ચોટી જાય છે જ્યારે જ્યારે એ ભજિયા ખાય છે અથવા ચા પીએ છે ત્યારે હમેશા' એને 'શાતિ એ મહાન ગુણ છે' અને 'આત્મા અમર છે' એ વાત યાદ આવે છે. અને મહિનાઓ સુધી કોઈ સાધુ મહારાજના ભાષણો સાભળી અથવા ધર્મશાસ્ત્રના પુસ્તકો વાચીને, જે જ્ઞાન થોડા વખત સુધી એના મગજમા દાખલ થઈ લાબા વખતનો કટાળો આપીને ચાલ્યુ જતે, તે એના મગજને કટાળો આપ્યા વિના ભજિયા અને ચાના સ્વાદ તથા સુવાસની અસરથી મધમધતુ ને મીઠુ બનીને હમેશને માટે એના સ્મરણપટ પર કોતરાઈ રહે છે

એક 'હેરકટીંગ સલૂન' વાળાએ વાળ કપાવવા આવનાર જે ખુરસીએ બેસે તેની બરાબર સામે પાટિયુ લગાવ્યુ છે; 'ભગવાન સૌને ભૂખ્યા ઉઠાડે છે, પણ કોઈને ભૂખ્યો સુવાડતો નથી ' આમા સત્ય છે કે નહિ અને હોય તો કેટલુ, અથવા ભગવાન ભલે કોઈને ભૂખ્યા સુવાડવા માગતો નહિ હોય, પણ આ બાબતમા 'ભગવાન' કરતા 'ધનવાન'નુ વજન વધારે છે, અને એ કેટલાકને ભૂખ્યા ઉઠાડે છે ને ભૂખ્યા સુવાડે પણ છે, એ હકીકત આ પાટિયુ મારનારના લક્ષમા કેમ નહિ રહી હોય એવા પ્રશ્નોને બાજુએ મૂકીએ, તો પણ હજામને આવુ પાટિયુ મારવાનુ શુ કારણ હશે, એમ આપણને પહેલી વાર એ પાટિયુ જોઈને થયા વિના રહે નહિ

પણ હજામ એ ફક્ત હજામ નથી, એ જ્ઞાન આપનાર ગુરુ પણ છે માણસના માથા સાથે એને કામ પડયુ છે એ ફક્ત ઉપર ઉપરથી માથાની સફાઈ કરીને સતોષ નથી માની લેતો, પણ મસ્તક ઉપરના વાળનો બોજો દૂર કરી, બહારથી એને હળવુ બનાવવા ઉપરાત, તેની અદર જ્ઞાનની સામગ્રી મૂકીને, એ માણસના માથાને બહારથી તેમ જ અદરથી બન્ને રીતે સુદર, સુઘડ ને સફાઈદાર બનાવે છે. અસ્ત્રો તથા કાતર લઈને એ જ્યારે માણસના માથાની ઉપર પોતાનો હાથ ફેરવી રહ્યો હોય છે, ત્યારે વાળ કપાવવા બેઠેલા માણસને પોતાના વાળ કપાય છે ને માથુ હલકુ થાય છે, એવુ ભાન થાય છે પણ એની સામેનું પાટિયુ વારવાર એનું ધ્યાન ખેચતુ રહી 'ભગવાન કોઈને ભૂખ્યા રાખતો નથી' એ વાત એના મગજમા ઉતરતી હોય છે અને એની સાથે એના

મગજની ઉપર ને અંદર બંને ઠેકાણે સમારકામ ચાલી રહ્યું છે તે એ જાણતો નથી અને આમ માથા ઉપરનો બોજો ઉતરાવવા ગએલો માણસ માથાની અંદર પણ કંઈક ભરીને આવે છે અને તેની એને ખબર પણ પડતી નથી

'મસાણનો સામાન અહીં મળશે' એવી મતલબનું પાટિયું એક દુકાન પર લગાવેલું અચાનક મારા જોવામાં આવ્યું. મસાણ શબ્દ જ એવો ભયંકર છે કે એનો કોઈ ઉચ્ચાર કરે તો તે પણ આપણને અસહ્ય લાગે છે એની સાથે સંબંધ ધરાવતી કોઈ વસ્તુનો વિચાર પણ દુઃખ ને ચિંતામાં ધકેલી દે છે સ્મશાનનો સામાન વેચનાર એ દુકાનદારે એવી ચતુરાઈથી ને એવી કલાપૂર્વક એ પાટિયાની રચના કરી હતી કે વાચનાર બે ઘડી મુગ્ધ થઈ ત્યાં ઊભો રહે, સ્મશાનની ભયાનકતા એના મગજમાંથી સરી જાય અને તેને બદલે લગ્નનો ઉલ્લાસ પળ વાર છવાઈ રહે.

ચોરીમાં પરણવા બેઠેલા વર તથા વહુના તેમ જ સારાં સારાં લૂગડાં ઘરેણાં પહેરી બાજુમાં ઊભેલાં સ્ત્રી તથા પુરુષોનાં ચિત્રો એ મોટા પાટિયા પર સુંદર રીતે ચીતરવામાં આવ્યાં છે. એ જોઈ આ કોઈ મસાણનો સામાન વેચનાર સાધારણ દુકાનદાર નથી, પણ પાટિયાની રચના, તેની આકૃતિ, ને તેને ગોઠવવાની કળાનો જાણકાર, માનવસ્વભાવનું ઊંડું જ્ઞાન ધરાવનાર ને લગ્ન તથા મરણ જેવા પરસ્પર વિરુદ્ધ લાગતા પ્રસંગો તરફ, સમાન દૃષ્ટિથી જોનાર કોઈ કલાકાર ફિલસૂફ છે એમ આપણને લાગે છે એટલું જ નહિ પણ વિવેકી વાચનારને તો સ્મશાન ને લગ્નની ચોરી બંને ઈશ્વરની ને વેપારીની દૃષ્ટિએ સરખાં જ છે એક દહાડો સારાં સારાં કપડાં પહેરી પરણવા બેસનાર અથવા પરણાવવા જનાર સૌને સ્મશાને જવાનું છે, મૃત્યુ પછીના અજાણ્યા પ્રદેશમાં માણસની શી ગતિ થશે તે જેમ કોઈથી જાણી શકાતું નથી, તેમ પરણ્યા પછીના અગાધ જીવનપ્રદેશમાં પણ મનુષ્યનું શું થશે તે કોઈથી કહી શકાતું નથી આવું અપૂર્વ જ્ઞાન ગમ્મત સાથે વિના પ્રયત્ને મળી રહે છે

સોનાપુરના સ્મશાનની ભીંતો પર સિનેમાની જાહેરખબરો મોટા મોટા અક્ષરે લખાએલી જોઈ તથા સિનેમાનાં નટ અને નટીઓની સુંદર છબિઓ ચીતરાએલી જોઈ, ઘણાને નવાઈ લાગે છે કે 'અહીં સ્મશાનની ભીંત પર આ શોભે ?' પણ આમાં પણ એ ચીતરનારાઓનો ઉદ્દેશ ફક્ત ફિલ્મોની જાહેરાત કરવાનો હોતો નથી પણ માનવજીવનમાં આનંદ ને શોક, ઉલ્લાસ ને વિષાદ, સ્મશાન ને સિનેમા, મડદાંઓ ને અભિનેતાઓ સૌને સ્થાન છે અને સર્વને

અંતે આખરે રાખ છે, એ મહા સત્યનો ગૂઢ રીતે બોધ આપવાનો પણ એમાં હેતુ રહેલો છે. એ ઉપરાંત સારી સંસારી ફિલ્મોની જાહેરાત ને સારાં નટનટીઓનાં ચિત્રો જોઈ, શોકાકુલ થઈ ગએલા ડાઘુઓના મનને જરા આશ્વાસન મળે છે ને બીજી દુનિયાના વિચારે ચડેલાં એમના મગજ આ દુનિયા તરફ ફરી ખેંચાય છે.

શિક્ષણ આપવાની આ બેનમૂન કલા માત્ર પાટિયાંથી જ અટકે એ ઠીક નથી. એનો પ્રચાર વિશાળ રીતે જુદે જુદે સ્થળે થવાની જરૂર છે. વર્તમાનપત્રોમાં જાહેરખબર આપનારાઓનુ ધ્યાન પણ આ તરફ ખેંચાયું છે એ આનંદની વાત છે.

સમુદ્રની સપાટીથી સાત હજાર ફીટની ઉંચાઈએ કાટખૂણો રચીને ઊભેલા, એક બરફના ખડકના ચિત્ર નીચે જ સિગારેટના ડબ્બાનુ ચિત્ર એક વર્તમાનપત્રમા જોઈ મને આશ્ચર્ય થયુ કે આવા જબરદસ્ત ખડકની હેઠે સિગારેટનો ડબ્બો શી રીતે રહી શકયો હશે? પણ લખાણ વાચતા જણાયુ કે એ તો કોઈ સિગારેટની જાહેરખબર હતી, અને બરફના પહાડનુ ચિત્ર તો એ સિગારેટ બનાવનારી કંપનીએ, વાચનારના ભૂગોળના જ્ઞાનમા વૃદ્ધિ કરવા ખાતર આપ્યુ હતુ. સિગારેટના ડબ્બાને ને એ બરફના ખડકને કશો જ સંબંધ નહોતો.

આ જ રીતે પ્રાચીન કાળમા આપણે ત્યાં વૈદક તથા રસાયણવિદ્યા કેવાં ફૂલ્યાંફાલ્યાં હતાં, તેનું જ્ઞાન સચિત્ર રીતે બીજી એક કંપની વારંવાર આપતી રહે છે. ખરું જોતાં પ્રાચીન કાળના ઇતિહાસ, ભૂગોળ, વિદ્યા, સંસ્કાર આદિ સાથે એ કંપનીને ઝાઝી લેવાદેવા નથી. પણ ભઠ્ઠીઓ બનાવી તે પર દવાનાં કૂંડાઓ મૂકી, દવા તૈયાર કરતા જટાધારી ઋષિમુનિઓ, ઊંચા આસન પર સૂઈ રહેલો એકાદ જટાધારી દરદી અને તેની આસપાસ દવા તૈયાર થાય કે તરત દરદીને પાઈ દેવા માટે અધીર બનીને ઊભેલા તરુણ જટાધારીઓ, આ સર્વેનું ચિત્ર આપીને અસલના વખતમાં આપણે ત્યા દવાદારૂ શી રીતે તૈયાર થતાં તેનું જ્ઞાન લોકોને કેવળ પરોપકાર વૃત્તિથી આપવામાં આવે છે.

આ પ્રમાણે લોકોને શિક્ષણ મળ્યા કરે એવી રીતસરની ને સંગીન વ્યવસ્થા કરવાની જરૂર છે. બધાં જ પાટિયા મારનારાઓને કંઈને કંઈ વચનો એ પાટિયાં પર ચીતરવાની ફરજ પાડવી જોઈએ. વર્તમાનપત્રોમાં જાહેરખબર આપનાર સૌ કોઈને, કોઈ રીતે લોકોના જ્ઞાનમાં વૃદ્ધિ થાય એવી વાર્તા, હકીકત, નોંધ કે નિબંધ પણ પોતાની જાહેરાતની સાથે પ્રસિદ્ધ કરાવતા રહે એવી ગોઠવણ કરવી જોઈએ.

ઇતિહાસ ભૂગોળ ભૂમિતિ, માનસશાસ્ત્ર આદિ વિવિધ વિષયોનુ જ્ઞાન આ રીતે સહેલાઈથી મળી શકે કયુ મકાન કયી સાલમા બધાયુ હતુ એ જાણવા માટે બધા ઉત્સુક હોતા નથી છતા ઘણા મકાનમાલિકો પોતાના મકાન પર એના બધાયાની સાલ કોતરાવે છે અને કોતરાવે, પણ જોડે જોડે પ્લાસીનુ યુદ્ધ ક્યારે થયુ, બાબર કઈ સાલમા મૃત્યુ પામ્યો, સરસ્વતીચંદ્રનો પહેલો ભાગ ક્યારે બહાર પડ્યો, કનાપીના શોભના સાથે ક્યા વર્ષમા લગ્ન થયા ઇત્યાદિ મહત્ત્વના બનાવોની સાલ પણ એમણે પોતાના મકાન પર કોતરાવવી જોઈએ

ઘણા માણસો છત્રી પર પોતાનુ નામ લખાવે છે. કોઈ ઠેકાણે ભૂલી જવાય કે કોઈ ચોરી જાય તો પાછી મળી આવે એવા હેતુથી પ્રેરાઈને એઓ એમ કરે છે. પણ ગએલી છત્રી, નામવાળી કે નામ વિનાની, પાછી ફરતી નથી એ હકીકત છે આમ છતા નામ ભલે એઓ છત્રી પર લખાવે, પણ છત્રીના માલિકનુ નામ દાંડા પર ને કપડા પર જુદાજુદા રાજાઓની વશાવલિ, તેમના નામ તથા જન્મ, રાજ્યારોહણ ને મરણની સાલ સહિત મોટા અક્ષરે લખાવવામા આવે તો, એથી એ જ્યારે છત્રી ઉઘાડીને ફરે ત્યારે ફરતા પુસ્તકાલયની પેઠે ફરતી જ્ઞાનશાળાની ગરજ સરે!

આવી તો કઈ કઈ તરકીબો કરી શકાય અને એ રીતે સામાન્ય માણસના જ્ઞાનમા, એ જાણે પણ નહિ તે રીતે, રોજ ને રોજ થોડો થોડો વધારો થતો રહે એવી યોજના કરીને, આપણે ખરેખર અર્થમા જ્ઞાનની પરબ માડી શકીએ





કુટુંબમેળો

ખુરશી ઉપર બેઠેલાં :

શ્રી જ્યોતીન્દ્ર દવે તથા તેમનાં પત્ની શ્રીમતી કરસુખબહેન દવે.

ઊભેલાં : શ્રી જ્યોતીન્દ્ર દવેનાં પુત્રી શ્રીમતી રમા

પુત્રો : શ્રી પ્રદીપ દવે તથા શ્રી અસીત દવે અને

શ્રી જ્યોતીન્દ્રના જમાઇ શ્રી અપૂર્વકુમાર પુત્ર સાથે

## લગ્નના ઉમેદવાર



સ્થળ :—ગિરિજાપ્રસાદનું દીવાનખાનું.

(શંકરીઓ ફર્નીચર સાફ કરે છે.)

શંકરીઓ—દહાડે દહાડે સાહેબની મહેરબાની કમી થતી જાય છે. છોકરી મોટી, ન્યાત નાની, અને વરની અછત, તેમાં મારો શો વાંક? અથવા બધો વાંક મારો જ કેની? નાનપણમા રમાડી રમાડીને મેં જ એને મોટી કરી, ને હું એની ન્યાતનો નહિ માટે જ એની ન્યાત નાની અને વરની અછત છે કેની?......પણ આજે કોણ જાણે શી ધમાલ છે તે સમજ પડતી નથી. સવારનો ફર્નીચર સાફ કરું છુ, પણ કંઈ વળતું નથી; ઊલટું હુ અને ફર્નીચર બંને મેલાં થઈએ છીએ.

(ગિરિજાપ્રસાદ ચિંતાતુર ચહેરે પ્રવેશ કરે છે)

ગિ૦—અલ્યા શંકરીઆ! કેમ, હજી સાફ કરી રહ્યો નથી કે?

શં૦—સાહેબ, ધૂળની તમારા ઉપર બહુ મહેરબાની છે. હું એને જેમ જેમ કાઢું છું, તેમ તેમ એ વધારે ને વધારે આવે છે. રાંડની જાત જ અવળચંડી! વળી આ ફર્નીચરની ઉમર પણ નહીં નહીં તો સાહેબ, તમારા જેવડી હશે, એટલે એને હળવે હળવે ખંખેરવુ પડે. પણ સાહેબ, આજે આપણે ત્યાં શું છે?

ગિ૦—એની, ચીબાવલા, તારે શી પંચાત? જો, આજ તદ્દન સખણો રહેજે, નહીં તો પગાર મારી પાસે લેવાનો છે તે યાદ છે કે?

શ૦—અરે વાહ! હું જ તમને દરરોજ યાદ દેવડાવું છું ને! પણ તમે યાદ રાખો છો જ કયાં? આજે ઠીક યાદ રહ્યું છે. આજે તો પગાર આપી દેશો કેની? ૭ મહિનાનો બાકી—

ગિ૦—ચુપ રહે મૂરખા! ૭ મહિના પરની વાત આજે કરીને શું કામ છે? પણ ગુદ્દાની વાત રોજની માફક આજે પણ બાજુ પર જ રહી ગઈ. જો સાંભળ, આપણી બેબી હવે ઉમરલાયક થઈ છે.

શં૦—સાહેબ, ૨૫ વર્ષની પોરી–નાદાન છોકરી–તે ઉમરલાયક કહેવાય?

ગિ૦—ઉમરલાયક તો ખરી જ કેની! અરે! એની મા એવડી હતી, ત્યારે મા પણ થઈ ચૂકી હતી.

શં૦—એવડી ઉંમરમા આપણી મા થઈ ચૂકી?

ગિ૦—બેવકૂફ! આપણી નહીં, પણ આપણી કીકીની. જો, હવે વચ્ચે બકબક નહીં કરતો. સાભળ, અમારી ન્યાતમાં સારો, ભણેલો, ગણેલો, હોશિયાર છોકરો નહીં મળવાથી—

શં૦—અમારી ન્યાતમા છે. હું, રતનીઓ, ભાણીઓ, બધા સાહેબ, તમે કહ્યા તેવા જ—

ગિ૦—ચુપ! બકવાટ ન કર. અમારી ન્યાતમાં એવો છોકરો નહીં મળવાથી લાયક વર શોધવા માટે મે એક યુક્તિ કરી છે. જો, આ મેં પેપરમાં નોટિસ આપી છે તે સાભળ—

શં૦—તમારી ન્યાતમાં પોટિસથી લગ્ન થાય? અમારી ન્યાતમાં તો પહેલાં પોર્યો ને પોરી—

ગિ૦—મૂઓ મર, સાભળ—(વાચે છે.) "જોઈએ છે, જોઈએ છે, જોઈએ છે."—

શં૦—સાહેબ, ત્રણ વર જોઈએ છે? હું, ભાણીઓ ને રતનીઓ, ત્રણે કુંવારા જ છીએ

ગિ૦—ચુપ રહે ગધેડા, નોટિસ સાભળ—(વાંચે છે).

"જોઈએ છે, જોઈએ છે, જોઈએ છે. લાયક કન્યા માટે લાયક વર–કન્યાએ વીસ દિવાળી ને આશરે તેટલી જ હોળી જોઈ છે. કન્યા કેળવાએલી, ભણેલીગણેલી, ડાહીડમરી, ઘરકામ, બહારકામ, ગૂંથણકામ, સીવણકામ, સોયનાં કામો, કાતરનાં કામો વગેરે સર્વ કામોમા નં. ૧. પાકશાસ્ત્ર ને બીજાં બધાં શાસ્ત્રોમાં નિપુણ. ચિત્રકળા, વાદ્યકળા તથા બીજી ચોસઠે કળામાં કુશળ. સાધારણ લોકથી સમજાય પણ નહીં એવી હોશિયાર. શરીરે સશક્ત–કંઈક કાઠિયાવાડી બૈરાં જેવી. દેખાવે સાધારણ રૂપાળી પણ કહી શકાય. ધર્મની કેળવણી લીધેલી છતાં સુધારક. સ્વભાવે હસમુખી છતાં વખત આવે ત્યારે રડી પણ શકે ને રડાવી શકે. ઊંચા કુળની, ઊંચી ન્યાતની, છતાં બહુ જ ઊંચા કદની–છેક ઊંટ જેવી નહીં. ટૂંકામા જેને જોઈએ તેવી, સર્વ રીતે સકળગુણસંપન્ન"

શં૦—સાહેબ, આપણાં બહેન આવાં ક્યાં છે? એ તો ઊલટાં એક આછી આંખવાળાં ને કંઈક લાંબી ને "તતત........કુ" કરતી જીભવાળાં છે!

ગિ૦—(શંકરીઆનો કાન પકડીને) ચુપ, બદમાસ! ન્યુસપેપરમાં તો બધું એમ જ લખાય. તું શું સમજે? પણ જો, આ વાત મારી આગળ બોલ્યો તો ઠીક છે, પણ બીજા કોઈ પણ આદમી આગળ બોલ્યો તો તારી જીભ બહુ લાંબી છે તે ટૂંકા કરી નાખવી પડશે, સમજ્યો?

શં૦—વારુ સાહેબ, તમારા આગળ બોલ્યો તેમાં ક્યાં કોઈ આદમી આગળ બોલ્યો છું? અમારી ન્યાતમાં તો એવી ખોડખાંપણવાળી કન્યાં—

ગિ૦—ચુપ, હેવાન! સાંભળ, હજી બાકી છે. (વાંચે છે) "કન્યાનો ઉમેદવાર ભણેલોગણેલો, કુલીન, સુશીલ, રૂપવાન, ગુણવાન, ધનવાન—"

શં૦—(સ્વગત) હેવાન—

ગિ૦—"*હોવો જોઈએ. ઉમેદવારોએ સૂરતના જૂના અને જાણીતા* શેઠ ગિરિજાપ્રસાદને રૂબરૂ મળવું." સમજ્યો? આ જાહેરખબર છપાવ્યાને આજે આઠ દિવસ થઈ ગયા છે, અને મારા પર આજે ત્રણચાર જણાના આવવાના કાગળ પણ આવી ગયા છે, માટે જે આવે તેને બરાબર માન આપી મારી આગળ હાજર કરજે.

(બારણે અવાજ સંભળાય છે: "શેઠ ગિરિજાપ્રસાદનું હાઉસ–આઈ મીન–ઘર આ જ કે!")

જા, જલદી બારણું ઉઘાડ.

(શંકરીઓ જઈને રણધીરને લઈને આવે છે.)

ર૦—મહેતાજી, બ્હેર ઇઝ મી. ગિરિજા—(શંકરીઆ સામું જોઈ) આહ, આઈ બેગ યોર પારડન. મિસ્ટર–અરે–રાજમાન રાજેશ્રી ગિરિજાપ્રસાદ ક્યાં છે?

ર૦—Oh, very sorry ! I did not know you at first. But you don't look Girijaprasad ! ( અરે ! ઘણો દિલગીર, ઘણો દિલગીર મેં આપને પ્રથમ ઓળખ્યા નહીં, પણ તમે ગિરિજાપ્રસાદ જેવા જણાતા નથી, ) well (ઠીક) આપની daughter (છોકરી)ના દર્શન કરાવશો ?

ગિ૦—મિ રણધીરરાય, બેસો, જરા આરામ લો, શી ઉતાવળ છે ?

શં૦—સાહેબ, કોઈ બામણો બારણે ઊભો ઊભો અંદર આવવાનું ગીત ગાય છે, તેને બોલાવુ ?

ગિ૦—હા. જા. તેડી લાવ

( શંકરીઓ જઈને રવીન્દ્રને તેડીને આવે છે. )

રવી૦—"વાચી પેપરમાં જરૂર વરની, આવ્યો અહીં ધાઈ હું,
ઊભો દ્વાર વિષે પરતુ વચમા, આડું ખિલાડું નડયુ
નામે છુ હું રવીન્દ્ર, સર્વ કવિમા, છું ઈન્દ્ર તેવો વળી,
માટે પૂજ્ય શ્વસુર ! આપ અરપો, કન્યા રૂડી આપની."

ર૦—નોન્સેન્સ, નોન્સેન્સ મિ ગિરિજાપ્રસાદ, આ પ્રડિયટ કોણ છે ?

રવી૦—(ગાતા) "રે ઓ મિસ્ટર, થાવ ચુપ, નહીં તો જિહ્વાથી જુદા થશો,"

ર૦—મિ. ગિરિજાપ્રસાદ ! Your son-in-law cannot be insulted in his very house-in-law.

ગિ૦—શાત થાઓ, સાહેબો ! શાંત થાઓ. આવો કવિરાજ ! વિરાજો.

શં૦—સાહેબ, કોઈ મસાણના લાકડાં જેવો, સાડા પાયશેરની પાઘડીવાળો બુઢ્ઢો ઘરમા આવવા માગે છે.

ગિ૦—આવવા દે.

( મનમોહનદાસ ઊધરસ ખાતો ખાતો પ્રવેશ કરે છે. )

મ૦—કેમ સાહેબો, મઝામા તો ખડા કેની ? ટમાડામાં ગિડજાપડશાદ કોણ છે ?

ગિ૦—આવો શેઠીઆ, તમારો કાગળ મને મળ્યો હતો.

મ૦—અને હવે હું મળવા આઈ વો છુ

ર૦—(રવીન્દ્રને) આ કોણ છે ?

સ્વી૦—(ગાતાં) કો મૂર્ખ તારા સમો.

ર૦—All idiots! (બધા મૂર્ખાઓ!)

મ૦—શેટ, જડાક આમ ટો આવો. માડે કંઈક ખાનગી વાટ કહેવાની છે.

ગિ૦—(બાજુએ જઈ) બોલો શેઠ! શો હુકમ છે?

મ૦—જડાક હજી ખસ્ટા આવો. હજીક જડાક. (કાનમાં) ટમાડો હાઠ લાવો.
(બંને પીછોડીમાં હાથ મેળવે છે.)

સ્વી૦—બિલકુલ એટિકેટની બહાર. શું આ બન્ને જણ એસ નીચે shake-hands કરે છે?

સ્વી૦—"થાયે આમ લીલામ દામ લઈને, કન્યા રૂપી ધામનું!"

ર૦—(એકદમ ઊભો થઈને) Nonsense! selling your daughter, Mr. Girijaprasad?

ગિ૦—સાહેબો, શાંત થાઓ. રણધીરરાય! આ તો બીજી વાત છે. (શેઠને) શેઠ, પાલવે તેમ નથી.

મ૦—ફીકડ નહીં. પન શેટ! જડા વિચાર કડો, કોઈ દાડો નહીં કઈડો હોય એવો ડૂંટીના મૂળમાંહી વિચ્યાડ કરો. બે મિનિટ વિચાડ કડો. પાંચ મિનિટ વિચાર કડો. પચાસ મિનિટ વિચાર કડો. પન લગાડ વિચ્યાડ કડો. (રણધીરને બતાવી) આ વિલાયટી બંડર જેવા શેટ કોણ છે?

ર૦—Silence! you old goose? ગુડ્ડા! બે વર્ષ વડેલા કુલપાડે જવું છે? Do you know me? Do you want to test my powers? જોવું છે બેટમજી?

મ૦—ભાઈ! ટને નહીં, ટને નહીં, હું ટા (અદ્ધર હવાને બતાવી) ચેલાને કેરોટા. ટને નહીં.

ગિ૦—સાહેબો, તમે તકરાર ન કરો. જરા શાંતિ રાખો.

(શંકરીઓ ઝુલફીકારખાન સાથે લડતો લડતો આવે છે.)

શં૦—સાહેબ, આ બાંડિયો ના કહી તો પણ ઘુસી આવ્યો.

ગિ૦—વારુ, એનું નામ?

શં૦—ફિકરપી ઝૂલતા કાન.

ઝુ૦—(શંકરીઆ સામુ લાકડી ઉગામી, ગિરિજાપ્રસાદ સામું જોઈ) જનાબ, મેરા ઈસ્મે શરીફ ઝુલફીકારખાન. આપકી દુખ્તરકી તારીફ અખબારમેં પઢકે ઉસ પર મેરી જાન હો ગઈ હય કુરબાન.

મ૦—આ વળી કોન ફૂટી નીકળ્યો ? જાને મારું સાડું ગડમીનું દરદ ! વચમાં જ ફૂટી નીકડે !

ર૦—Who is this cursed rascal ?

ગિ૦—( ઝુલફીકારખાનને ) તુમ કોણ છે ?

ઝુ૦—આપકે બાપકે બાપ મુઝે માલુમ નહીં કે કોન થા. મગર મેરા વાલિદ કિસીકુ બોલતા થા કે વો નિઝામ સરકારકા વઝીર થા. વઝીરી દરમ્યાનમેં ઉનોને કુછ ગલતી કી. ઉસકા નામ ખાનસાહેબ ખુશરૂજંગ થા. ઈસિ વજેસે નિઝામ સાહેબને ઉન્કો બરતરફ કિયા. વો દિલ્હી આકર રહેને લગા. દિલ્હીમેં ઉનોને પાનકી બડી બખાર ખોલી. મગર ઈસમેં બડી ખોટ આ ગઈ. મેરા બાપ અલીગઢમે પઢતા થા વો વ્હાં પર અપસી રાહ પર ચઢ ગયે કે વાપિસ આનેકે લિયે ઉસકા બાપને પૈસે ભેજ દિયા જબી વો આ સકે અલિગઢમેં આકર વો ધધા કરને લગા ઔર મેં ઈધિર ઉધર ઘુમનેકુ ચલા ગયા. દશ બરસ ઠેરકે જબ ઈધર આયા, તો ન મિલા બાપ ઔર ન મિલિ અમ્મા ! ખુદા માલુમ કીધર ભાગ ગયે ! ઈધિર આકર મરજીદમે ઠહરે ઔર કિસી દૂધવાલેકી દુકાન પર કોઈ અખબાર પઢ રહા થા. વ્હાં મેને સૂના કે આપકી લડકીકુ ખાવિંદ ચાહીયે. તો મેં યહાં આકર હાજર હો ગયા. ખાનદાન, અક્કલમંદ, ઔર સબ કુછ જાનનેવાલે ઈનસાનોમે—

શં૦—તુમ એકલા જ દેવાન જેસા છો.

મ૦—અઇતા ! હું રા વડોદકામા ગાડી હાંકટોટા ને. હું ટાડી જ ગાડીમા રાપી ટેશન ડ્યુ ટારે ભાગી આઈવોટા ને '

ઝુ૦—અબે ચૂપ રહો ચાચે ! મેં આપકી સાથ બાત નહિ કર રહા હું.

રવી૦—" જાશે એ શુભ કન્યકા યવનના ગેહે શું લજ્જા લઈ ?" ખેર ! અફસોસ ! દોઢ હજાર અફસોસ ! આર્યને બદલે યવનને આવાસે જેવી એ કન્યકા કાગળને બદલે ધૂળ પર લખાયેલી કવિતા સમી, નીરસ, નિર્માલ્ય ને નિરુપયોગી થઈ જશે.

ર૦—અોઈ નાદાન ! તું જાતે મુસલમાન છે, ને હિંદુની Girl-I mean-છોકરી લેવાનું મન રાખે છે ?

ઝુ૦—અય ઇંગ્લિશ ડ્રેસવાળા જવાન, તુમ યે નહિ જાનતા કે મુસલમાનોકો ભી ખુદાને બનાયા હય ? અય ઇંગ્લિશ બબરચી ! સમજ લે કે શાદીસે હિન્દુ-મુસ્લીમ એકદિલીકા પાયા ગઢ જાયગા. બડા મજબૂત હો જાયગા (ગિરિજાપ્રસાદને) શેઠ ! આપકી લડકી મેરેકુ દો. રામ ઔર રહેમાન એક હો જાયગા !

મ૦—શેટ, ગદેડાને અંબાડી ના શોભે આવું રટન આ બાંડીઆને ના આપી દેટા. આપણા હજાડ વધારે.

ર૦—स्वधर्मे निधनं भयः परधर्मा श्रेयावहः ।

ર૦—First come, first served. મહેરબાનો, હું જ પહેલો વરાઈ ચૂક્યો છું. None of you has any right to stand here.

ઝુ૦—હજુર, યે ઇંગ્લીશ ડ્રેસવાળા બંદર બડા બદમાસ હય.

ર૦—Nonsense ! Foolish !

રવી૦—(ગિરિજાપ્રસાદને) "છું હું શ્રષ્ઠ સહુ થકી જ મુજને, દો આપની કન્યકા." (સ્વગત) આ શૈલીથી કંઈ વળે એમ લાગતું નથી. એ ન્હાનાલાલ ! અહીંઆં તો તારા રાજ્ય હોય એમ લાગે છે. લાવ એ શૈલીમાં બોલવા દે. (પ્રકાશ) શેઠ, રૂપરૂપના અંબાર સમું તમારું એ કન્યારત્ન કોક કાગડાની કોટે મા બાધશો. પ્રેરણા પાનારી એ મહાશક્તિને હું વાંચ્છું છું. મારે એના અભિલાષ છે. એવી પ્રેરક શક્તિની સહાયવિહોણી મારી કવિતા રસમૂની પડી રહી છે. મારે એક હૃદયદેવી હતી. પ્રાણના પુષ્પ વડે એને પૂજી હતી, હૃદયના સિંહાસન પર એને સ્થાપી હતી; આત્માના ઓજસ વડે એને આરાધી હતી. પણ ગગનની ઉષા સમી, સંધ્યાની સુરખી સમી, પુષ્પની સુવાસ સમી, સ્વપ્નની લીલા સમી, સંગીતની સુરાવલિ સમી, આત્માના આભાસ સમી, ક્ષણવારમાં એ સરી ગઈ. જાણે ગગન ભેદીને, મંદ માનવબાળનો ઉપહાસ કરતી, કોક વિદ્યુત્ ભૂગર્ભના અનંત, અગમ્ય અંધકારમાં વિલીન થઈ ગઈ! આજે હવે એ નથી.

ગિ૦—મહેરબાની કરીને કંઈ સમજાય તેવું તો બોલો !

રવી૦—મને એ કન્યારત્ન નહિ સાંપડે તો હું શું કરીશ ? જાણો છો ?

ગિ૦—ના, કહો જોઈએ

રવી૦—બહુ ભયંકર કૃત્ય!

ગિ૦—(ચમકીને) શું? મારું ખૂન?

રવી૦—ના, તેથી યે વધુ ભયંકર—

ગિ૦—કન્યાનું ખૂન?

રવી૦—ના ના, ત્રિકાળે યે નહીં

ગિ૦—ત્યારે આત્મહત્યા કરશો?

રવી૦—ના, એ વિષયનો મને અભ્યાસ નથી, પણ તેથી પણ વધારે ભયંકર

ગિ૦—કલ્પનામાં પણ નથી આવતું.

રવી૦—કલ્પી શકો છો? પૃથ્વીએ ન પ્રીછેલું, ઇતિહાસે નહીં નોંધેલું, મનકુજે ન જાણેલ, ઇશ્વરે પણ ન ઇચ્છેલું—એવું એક ભયંકર—મહા ભયંકર કૃત્ય હું આદરીશ હું—કે તે—આપણે—તમને કહું સાંભળો હું કોઈક બીજી કન્યા પરણી જઈશ સમજ્યા?

ગિ૦—ભલે ત્યારે, તેમ જ કરજો

મ૦—શેટ ટાડે હવે માની જાઓ ને હજાર વધારે લો જુઓ હું ઘણી હયો આ જુવાનો નહીં પન્ને તો ચાલશે પન મને સાડી અસકરી પનવાની ટેવ પડી છે એક વાર પન્યો, બીજી વાર પન્યો, ટીજી વાર પન્યો, ચોથી વાર પન્યો, ને શેટ ટમારી છોકરી પાચમી અમારું ઘણું માનસનું બાયડી વગર કંઈ પણ કોન? ન કરે નાડાયણ ને હું મરી જાઉં ટો મારી પાછળ કૂટવાનું પન કોન? શેટ, હમારી નાટમાં સાડો કૂટવાનો ચાલ મ્હણુ બહુ છે અમારે ઘરાં માનસને જેટલી બાયડીની જરૂર ટેટલી બીજા કોઈને નહીં માની જાઓ, શેટ! માની જાઓ છેવટે, જાઓ અડી હજાર વધારે લેજો સો દોઢસો બીજા ઉપર લેજો (બધા ઉમેદવારો સામું જોઈ) અઈના જુવાનીઆઓ, આ ઘડાનું કહ્યું માનો કંઇ આડ નહીં કાડો હાઇકોડામનીના હું ટમને પચાસ—રૂપૈયા—પચ્ચાસ—રોકડા આલીશ તમે બધુ અંઈથી ચાલ્યા જાઓ માનો—કહ્યું માનો, નાનું!

બધા ઉમેદવારો—ના.

ઝુ૦— કભી નહીં, હમ લાંચ લેવે? તુમેરી પાસકી પેસે હય! હમ કયા મુફ્લીસ હય?

રવી૦—उदयति यदि भानु पश्चिमे दिग्विभागे
विकसति यदि पद्मं पर्वतानां शिखाग्रे
प्रचलति यदि मेरुः शीततां याति वह्निः
તદપિ ધન અહીંને, કન્યકા ના તજું આ ॥

ઝુ૦—(સ્વગત) પેસે દેતે હય? ઠીક હય, પચાસ રૂપૈયે! પાવ ઘંટાસે જારતી નહીં હુઆ, ઔર પચ્ચાસ મીલ જાયગે. પચાસ બરસોમેં ભી મેં પચ્ચાસ રૂપિયા નહીં કમા સકુંગા. દૂધવાલી ભી સાલી તગાજા કર રહી હય ને ખીસેમેં તો કુછ ભી હય નહીં–મેં તો લે લેતા હું. (પ્રકાશ) અચ્છા શેઠ, દે દો અભી કે અભી.

મ૦—(આપે છે.) ચાલો. ગંગા નાહ્યા. એક કાંસકં તો પહ્યું.

ઝુ૦—(જતો જતો રણધીરને બતાવી) શેઠ, યે ઇગ્લિશ બબરચી તો મુસલમાનકી હોટેલમેં ચા બનાતા થા.

ગિ૦—સાહેબો, મારી પુત્રી માટે તમે બધા ઉમેદવારો છો, ને બધા લાયક પણ છો, માટે હું એક સૂચના કરું છું. મારો નોકર તમારા બધાના નામની ચિઠ્ઠીઓ લખશે. અને તેમાંથી મિ. રણધીર એક ઉપાડશે. (શંકરીઆને) અલ્યા શંકરીઆ, તું આ બધાનાં નામની ચિઠ્ઠીઓ બનાવી એકઠી કરી અહીં લઈ આવ.

શં૦—હા સાહેબ, (ચિઠ્ઠીઓ બનાવી ગિરિજાપ્રસાદને આપે છે.)

ગિ૦—આમાંથી એક ચિઠ્ઠી ઉપાડો, મિ, રણધીરરાય.

ર૦—Thy destiny in thy own hands, Oh, Randhir! I will surely pick me up.

મ૦—અર્ધલા! "પીક–મી–અપ" જોડે રાસબડી પન લેતો આવજે. અમારાં ઘણાના ટો ગલાં સુકાય.

ર૦—(ચિઠ્ઠી ઉપાડીને વાંચે છે.) "સાહેબો! ઘેર જાઓ. કન્યા તો ઓખડી ને કાણી છે" (ચમકે છે) હેં, Oh! My Lord! Alas! Alas! Theft! Robbery!! Murder!!

રવી.—હૃદય! તારી પાછળ કેટલા શોકનાં ને આશ્ચર્યનાં ચિન્હો મૂકું?

મ૦—હું ટો નકામો જ હેરાન હેરાન થઈ ગયો ને.સાકા ખાંડીઆએ પચાસ રૂપિયા પન લઈ લીદ્ધા ! ઓ માડી મારે !

ર૦—Get up you all ! This wreeth has made fools of us all. આપણા ઉપર huge joke perpetrate કરવામાં આવી છે. Come on ! વકીલને ત્યાં જઈ દીકરાજી પર કેસ માંડીએ.

ગિ૦—(શંકરીઆને) કેમ કમજાત ? તને ના નહોતી કહી ? કોઈ પણ આદમીને કહેવાની ના નહોતી કહી ?

શં૦—(ઠંડે પેટે) હા, ના કહી હતી.

ગિ૦—ત્યારે તેં કેમ કહ્યું, કમબખ્ત ?

શં૦—સાહેબ, મેં કોઈને કહ્યું નથી, મેં તો લખ્યું હતું. ને તે બધાએ વાચ્યું; ને કહ્યું હોય તો પણ કોઈ આદમીને નહોતું કહ્યું.

ગિ૦—ત્યારે કોને કહ્યું ?

શં૦—જનાવરને,–શેઠ, હેવાનને. આ બધા આવેલા તે જનાવર જેવા જ હતા, નહીં તો વળી આમ નોટિસ વાંચીને પરણવા આવતા હશે ?

ગિ૦—( કપાળે હાથ દઈ) મારી દીકરી ! હવે તારું શું થશે ?

શં૦—કેમ શેઠ, હું છું ને ? ઘરમાં ને ઘરમાં ને વરમાં ને વરમાં.

ગિ૦—જા, જા હરામખોર ! બધો વાંક તારો જ છે.

(મારીને કાઢી મૂકે છે.)

( જાય છે. )

સમાપ્ત

卐

## મંગલાષ્ટક

કાયા સ્થૂલ અતીવ તોય સહુથી પ્હેલા સદા આવતા,
પત્ની બે વસતી ગૃહે લદપિ ના ચિંતાથી સૂકા થયા;
બેઠા ઉંદરડા પરે પણ સરી જે ભૂ પરે ના પડે,
તે વિઘ્નેશ ગણેશ નિત્ય અરપો માંગલ્ય આ યુગ્મને.

જેના કોમલ બાણના પ્રહરણે છૂટાં બને એકઠાં,
જેના આગમને સમસ્ત દુનિયા આવી વસે એકમાં;
હૈયે અસ્થિરતા પ્રસારી, અરપે સંસારને સ્થિરતા,
તે જાદુગર પ્રેમ હો યુગલને માંગલ્યદાતા સદા.

જેના સ્પર્શથી મ્લાન જીવકુસુમો ખીલી ઊઠે હાસમાં,
જે આનન્દમયી અપૂર્વ રસની સૃષ્ટિ રચે શૂન્યમાં;
તૂટે પુષ્પપ્રહારથી પણ સહે બ્રહ્માંડનો ભાર જે,
આશા તે સુખ પૂરજો નવનવાં આ દંપતી જીવને.

અંકે વિશ્વ ધરી રમે રસભરી ચન્દ્રાનના યામિની,
નિદ્રામાં સુખસ્વપ્ન શી લસલસ્યા મેઘે લસે દામિની;
દેતાં સૌરભલ્હાણ સૃષ્ટિચરણે ખીલે રસાળાં ફૂલો,
શીળા, સૌમ્ય, સુહાગસૌરભભર્યા વાતા વસન્તાનિલો.

ઉર્વીવ્યોમ દીપાવતા રવિશશી રાતેપ્રભાતે ઊગી,
ભાવો કોમલ જાગીને પળપળે મીઠી કરે જિંદગી;
ને ઉછાળી અનન્ત ઊર્મિ જલધિ ડોલે કંઈ ઘેનમાં,
એ જેની વિલસે વિભૂતિ સહુ તે માંગલ્ય અર્પો સદા.

'જે કૌમારવ્રતે વસે, સુરવરો જેને સદા પૂજતા,
તે માતા વરદા સુમંગલપ્રદા સેવું સદા શારદા;
એવું ધારી સદૈવ મન્મથ પ્રતિ જેણે ઉપેક્ષા ધરી,
આજે તે જશવંતી મન્મથતણે માર્ગે પળે પ્રેમથી.

વિદ્યાપ્રાપ્તિ વડે બની જશવતી, સાહિત્યસંગીતમાં
ધારી પ્રીતિ, પ્રસન્ન તું વિહરતી ગેહે પિતાના સદા;
તેવી સાસરિયે સદા વિલસજે આનન્દ ઉલ્લાસથી,
વ્હાલી મન્મથમન્દિરે જશવતી, જશવંતી સાચી થજે.

શીર્ષે વૈભવભાર હો, નયનમાં હો આંસુડાં હર્ષનાં,
હોજો બન્ધન પ્રેમનાં, વિરહ હો સન્તાપ ને ક્લેશના;
કીર્તિ દૂર પળો ગૃહાંગણ થકી, ચિંતા સ્વધર્મે ધરો,
આશીર્વાદ સદૈવ યુગ્મ પર આ સૌ દેવના ઊતરો.

卐

હર્ષાશ્રુ થકી રુદ્ધ લગ્ન સમયે બંનેય નેત્રો થતા,
'હા ! શો ધૂમ જ યજ્ઞનો !' પ્રગટ એ બ્હાનુ કંઈ કાઢતા;
રોકાયા કર બેઉ, પત્નીહૃદયના હસ્તો ગ્રહ્યે, તેથી જે,
શુંઢે નેન લૂછી રહ્યા ગણપતિ માંગલ્ય તે પ્રેરજો. (૧)

ભાળી મોહક રૂપ શંકર ચળ્યા જ્યાં ભીલકન્યા તણું,
ધારી ત્યાં નિજરૂપ હાસ્ય કરીને બોલે ઉમા વ્યંગમાં,
"રે ! ભોળા મમ નાથ, 'આમ મુજથી કેવા ઠગાયા તમે ?'
"ના કોઈ ભીલકન્યકા ગઈ ઠગી આવી રૂપાળી મને,
મેં તો એ ભીલડી વિષે પણ દીઠી મારી મીઠી પાર્વતી.
તું નિત્યે ઠગતી, ઠગાઉં નિત હું, એમાં નવું ના કશું;
નારીહાથ ઠગાવું એ થકી વધુ સૌભાગ્ય શું પ્રેમીનું ?"
એવા વેણ વડે ઉમા રીઝવતા શંભુ કરો મંગલ. (૨)

દીપે વીર ત્રિશૂલમાં, વિલસતો શૃંગાર વામાંગમાં,
ભીક્ષાપાત્ર વિષે વસે કરુણ ને બીભત્સ મુંડો તણી
માલા માંહી રહ્યો, વળી મુખ પરે નિર્મુક્ત હાસ્ય સ્ફુરે,
કંઠે અદ્‌ભુત, ને ભયાનક રહ્યો સર્પો તણા મંડલે,
નાચે રૌદ્ર કરાલ તાંડવ વિષે ડોલાવતો વિશ્વને,
શોભે શાંત સમાધિમાં જગતના કલ્યાણને સાધતો;
ભેગા એમ વસી નવે રસ રહ્યા અંગાંગમાં જેમના,
તે દેવેશ મહેશ આ યુગલને માંગલ્ય આપો સદા. (૩)

卐

ચોરી, લગ્ન તણી રચી હૃદયની જો ચોરી આ ઊજવે,
ને એકેક તણો ગ્રહી કર કહે, 'જો, ચોર આ, ચોર આ;'
પ્હેલાં નેન મળ્યાં, પછી ઉર મળ્યાં, ને હસ્ત હાવાં મળે,
આશીર્વાદ મળો હવે પ્રભુતણા, આશા બધીયે ફળે. (૪)

આ સંસારસરોવરે કમલશી શીળી અને નિર્મળી–
ધારી કાન્તિ, અલિપ્ત નિત્ય રહીને માલિન્ય ને પંકથી;
હૈયે કોમલતા ધરી રસભીની દીપાવતી આંગણાં,
તારી સૌરભ તું સદાય સુરભિ, ફેલાવજે વિશ્વમાં. (૫)

તારી રમ્ય કલા કલાધર સદા વિશ્વે રહો ખીલતી,
કેકા મિષ્ઠ રહો સદા જગતની કુંજોભરી ગાજતી;
તારી આ મયૂરી સમી સુરભિનો હો સંગ રંગે ભર્યો,
નિત્યે વાહન રહે મયૂર બનીને તું શારદા માતનો. (૬)

સેવા રાયદુલે દિલાવર દિલે જ્ઞાતિજનોની કરી,
દીધી શ્રીમતી ને સપત્ની જગમાં કીર્તિ સમી સુંદરી;
એવાં માતાપિતા તણો સપુત તું આત્મપ્રકાશે ભર્યો,
ઊજાળી કુળને મયૂર લસજે સંસાર-સંદીપ શો. (૭)

જે સૌહાગ કલા અને રસ તણો, સંતોષ ને શાંતિનો
પૂજા-વિક્રમનો, શશી-રજનિનો, આનંદ-આશા તણો;
લક્ષ્મી-વિષ્ણુ તણો, ઉમા-શિવ તણો, બ્રહ્માંડ ને બ્રહ્મનો,
તે સૌહાગ મયૂર ને સુરભિનો નિત્યે રહો દીપતો. (૮)

* * *

સૂતાં ચેતન જાગતાં કમલ શાં, જેનાં કરસ્પર્શથી,
જેનાં દર્શનથી શુચિ સ્મિત ધરી દિક્સુન્દરી રાચતી,
અંધારાં હરતો, પ્રતાપ ધરતો, તેજે ભર્યો ઓપતો
સાક્ષી આ શુભ લગ્નનો દિનમણિ માંગલ્ય તે પ્રેરજો.

ધારી રૂપ નવાં નવાં વિલસતો વ્યોમાંગણે ખેલતો,
શીળો, સુન્દર કૈં પ્રિયામુખ સમો હૈયે સુધા સીંચતો;
સૂતા સાગરને કરાંગુલિ વડે ઢંઢોળતો, રાજતો
વ્યોમે પ્રેમપ્રતીક શો રસનિધિ તે ચન્દ્ર હો મંગલ.

પૂર્વે લક્ષ્મી મળી હશે વિવિધ કૈં સંસારયાત્રા વિષે,
લક્ષ્મી આજ અપૂર્વ કિંતુ મળતી પૂર્વાનુબંધે તને;
પ્રીતિપૂર્વક તું અપૂર્વ, સદને-હૈયે ધરી એહને,
સાધી સંગ રમા તણો જગતમાં ઉતારજે સ્વર્ગને.

માની લક્ષ્મી તને સદા ઘરતણી રાચ્યાં હતાં સૌ અમે,
આજે લક્ષ્મી બની જ અન્ય કુલની તું સંચરે સાસરે;
લક્ષ્મી શી વિલસી અપૂર્વ–સદને શોભાવતી સર્વને
હૈયે કાન્ત તણા રમા, રમી રહી દીપાવજે નામને.

હૈયું કોમલ કૈં શિરીષ સરખું તારું રમા જન્મથી,
વૃત્તિ ઉગ્ર સ્વમાનની, કુમુદ શી ઝંખાય તું તાપથી;
લગ્ને આજ, શિરીષ ને કુમુદના તું પુત્રને પામતી
હૈયું, માન, સ્વમાન–તારું સઘળું એનું બને આજથી.

ઝૂમે વાદળ કારમા શિર પરે, ભાનુ તપે ઉગ્ર, ને
વાયુ વાય પ્રચંડ, ઘોર અથવા હેલી પડે વૃષ્ટિની;
તોયે ઉન્નત મસ્તકે ગિરિવરો, નિશ્ચિન્ત યોગી સમા
ઊભા ગૌરવમૂર્તિ શા અડગ કૈં દષ્ટિ ધરી વ્યોમમાં.

તારા, વ્યોમ, રવિ, શશી–સકળની છાયા ઉરે ધારતો,
ખેંચાતો વિધુથી; જરી પવનની લ્હેરેથી હાલી જતો;
ઊર્મિ નિત્ય ઉછાળતો, પળપળે થાતો કંઈ આકળો
આળોટે અવનિ પરે વિફલ જો, અંભોધિ ખારે ભર્યો.

એ એંધાણથી ઓળખી જીવનને, સંસારમાં વાયરા
જે જે વાય અનેક તે સકલથી દોરાઈ ને ના જરા,
ઊભાં રહો સ્થિર આસને ગિરિસમાં ધારી મતિ નિશ્ચલ
નિત્યે ઉન્નત મસ્તકે વરવધૂ સાધો સહુ મંગલ.

*

## કવિપરિચય

( વિલેપારલા સાહિત્યસભા રજતમહોત્સવ નિમિત્તે યોજાયેલા કવિસંમેલનમાં શ્રી. જ્યોતીન્દ્ર દવે પ્રમુખપદે હતા. એમણે કેટલાક કવિઓનો પરિચય કવિતાઓ રચીને જ કરાવ્યો હતો. કેટલીક તો એમણે ત્યાં બેઠા બેઠા જ બનાવી દીધી. પછી તો રાતના એક વાગ્યા સુધીમાં, એમણે છૂટક છૂટક પંક્તિઓ રચીને, નહિ નહિ તો યે દોઢસો બસો પંક્તિઓ આપીને હાસ્યનો મહેરામણ ઉછાળ્યો હતો: કવિઓના પરિચય માટે મૂકાયેલી પંક્તિઓ અહીં રજૂ કરવામાં આવી છે. )

('કોલક'ને અને 'બ. ક. ઠા.'ને એ પંક્તિઓ પાછળની કથા એ છે કે કોલકે બ. ક. ઠા.ને આમંત્રણ મોકલ્યું. એ આમત્રણ એમણે કવિતામાં જ લખી મોકલ્યુ. શ્રી બ. ક. ઠા.એ એ જ પત્તા પર રવિવારે નહિ મળી શકીશ પણ શનિ અને સોમ એ બે વારે જરૂર અવાશે એમ કવિતા લખીને જ જણાવ્યું હતું. એ બંને કૃતિઓવાળો મૂળ પત્ર ખોવાઈ ગયો છે. તેના અનુસંધાનમા આ પંક્તિઓ રચાયેલી છે.)

### કોલક

વિચિત્રતા કોલકની નિહાળો, ગાવા કહે એ બળવંતરાયને,  
ભરાઈ રોષે બ. ક. ઠા. કહેશે: 'કવિત્વ શું સંગીતમાં પૂરાશે?'  
મિથ્યા ભમો કોલક, કેમ આશે ? ગળું નથી તે કદી કેમ ગાશે ?

### બ. ક. ઠા.

ભલે આવ્યા શનિએ ને ભલે સોમે પધારજો;  
રવિવારે તમે છૂટા. ઈશે પોતે ય એ દિને  
વિશ્રાન્તિ લીધી'તી તેથી રવિવાર ન કામનો;  
નિર્માયો કામને કાજે રવિવાર હજામનો.

રવિએ, કવિઓ તો યે ભેગા આજે મળ્યા અહીં,
શંકા તેથી થશે કે શું કવિઓ યે હજામ છે?
(હું ગુલામ-હું ગુલામ એમ એક કહે કવિ,
હું હજામ-હું હજામ એમ કહે કવિ કયો?)
મુંડને-મુંડને રાચે કવિઓ ને હજામ યે
હજામો મૂંડતા અસ્રે, કવિઓ કલમે મૂંડે,
માનવી શીર્ષ સંગાથે બંનેને કામ છે ખરું,
કવિનું કાર્ય છે અંદર, બાહ્ય કાર્ય હજામનું.

## રામનારાયણ પાઠક

પૃથ્વીની પરકમ્મા યે લીલાથી એમણે કરી,
સિદ્ધિ ને મેળવી લીધી-બુદ્ધિ છે એમને વરી.
પ્રસ્તાવે પુસ્તકારંભે સદા નામ પૂજાવતા,
સાહિત્યસૃષ્ટિમાં એવા રાજે શેષ ગણેશ શા.
શેષ નામે લખ્યા કાવ્યો, દ્વિરેફે કહાણીઓ ગૂંથી
બનીને સ્વૈરવિહારી ખુંદી કૈંક ગલીકૂંચી.
કાવ્યની તત્ત્વચર્ચા ને પુસ્તકોનાં વિલોકને
પિંગળે ડિંગળે ગીતે પ્રતિભા પ્રસરાવીને
સાહિત્યના સહુ દેશે એમ એણે ગતિ કીધી.
રાખ્યું શેષ કશું? પૂછું; કહે, 'નામ નથી? જુઓ"

(ઉમામહેશ્વર કાવ્યના વાચન બાદ શ્રી જ્યોતીન્દ્રે આપેલો જવાબ. પાર્વતી મહાદેવને કહે છે-જ્યાં જાઓ ત્યાં બસ ઠગાઈને જ આવો છો અમૃતમંથનમાં યે છેવટે બધાએ તમને ઠગ્યા! એમાં બધા દેવો કૌસ્તુભ, પારિજાતક વગેરે ઉઠાવી ગયા ત્યારે-તમો અહીં ઝેર પીને આવ્યા! મહાદેવ કહે છે. "ઉમા તું ભૂલી. એમ નથી. હું ઠગાયો જ નથી. કૃષ્ણના કાળા કંઠ પર રાધાનો ગોરો હાથ જોઈને મને થયું કે મારો કંઠ કાળો હોય તો એને વીંટતો તારો ગોરો હાથ કેવો શોભી ઊઠે! માટે તો મેં વિષ પીને ગળુ કાળું કરી નાંખ્યું—" પાર્વતીએ કહ્યું: "પણ તમો બહારથી ઠગાઈને આવો છો અને ઘરમાં આવીને મને રીઝવવા માટે જ આમ કહો છો!" ત્યારે શિવજી પાર્વતીને કેવો જવાબ આપે છે તે આ કાવ્યમાં છે.)

ઠગાતો સૌથી તે, ગૃહ મહીં ઠગ્યું હું સખિ! તને,
ઘટે છે શું એવો જરી પણ ઉપાલંભ મુજને?
ઠગ્યું હું તુંને કે, ઠગણી! ઠગતી તું નીત મને!
ઠગ્યુ કોણે કોને? હૃદય પર રાખી કર કહે!
અરે મેં બાળીને કુસુમશરને ભસ્મ જ કર્યો
છતાં તું ના જંપી, અરધ વપુએ તેં હક કર્યો.
પછીથી એકાન્તે તપ હું કરવાને વન ગયો—
ધરી ત્યાં તું આવી ભીલડી રૂપ ને નર્તન કર્યું:
ભર્યો મોહે હુ, ને તુજ તરફ જ્યાં આવું જ ધસી
'ઠગાયા હે! કેવા ચતુર વર મારા!' કહી હસી.
અયિ મુગ્ધે! તું એ સકલ ઘટના શું ગઈ ભૂલી?
ઠગાયો છું એવો સુમુખિ! તુજથી એમ જ સદા;
છતા યે યાચું છું: ઠગણી! ઠગજે તું ફરી ફરી
ઠગાવા નારીથી પુરુષ ઉર વાંછે હરઘડી.

## ઉમાશંકર

ગાયાં કોમલ ગાન મુગ્ધ હૃદયે કૈં વિશ્વશાંતિ તણા,
તોફાને તદપિ ચઢી કદી કદી શાંતિ તણા વિશ્વમાં
સર્જાવ્યા વમળો વિવાદરસના નાખી ઝીણો કંકર,
રાજે અગ્રપદે નવીન કવિના તે આ ઉમાશંકર.
કેવી ભૂખ પ્રચંડ કાવ્ય વિષયે છે આ કવિની જુઓ,
કે ચૂસી લઈને મધુર રસ સૌ કેરી તણો કોઈ કે
રસ્તે ફેંકી દીધો નિરર્થક ગણી ચૂસાયેલો ગોટલો,
દૃષ્ટિએ પડતાં ભૂખ્યા કવિવરે તેને ય ના છોડિયો.

## ગુલાબદાસ બ્રોકર

ત્યાં ભાવ બોલાય સદા, તથાપિ હૈયા તણા ભાવ ન એ કદાપિ
'લીધા દીધા'નો કલશોર ત્યાં થતો, એ આપ-લે કિંતુ નહિ ઉરોની.
ત્યાં અર્થ ને કોષ વિષે સદા યે આસકત ચિત્તે ભમતા મનુજો.
એ અર્થ ને કોષ તણો, તથાપિ સંબંધ લેશે નહિ શબ્દબ્રહ્મથી.
સોદા થતા શેર તણા સદા ત્યા, એ શેર કિંતુ નહિ શાયરોના.

વેપારની એ મરુ ભોમને વિષે, જ્યાં શુષ્ક ને રુક્ષ બધુંય દીસે
રસે હીણા શેર તણે બજારે, ઊગ્યું સખે! કાવ્ય ગુલાબ ક્યાંકરે!

## બ. ક. ઠા.

'તમેય બ. ક.-ઠા.-ક. મા., વગર કારણે શું લડો ?'
કહીશ નહિ એમ હું: બસ લડો, વઢો, આથડો.
લડે સુભટ આયુધે, પશુ નખાદિથી-લાતથી,
નિરાયુધ લડે'બલા નયનનીર સંપાતથી.
અશસ્ત્ર કવિઓ લડે કલમ શાહી ને કાગળે.
પડે વળી ચડે જલે જલકણો ય કુસ્તી કરે.
લડે જડ, લડે અજડ: લડતના વિના જગત આ
કહો બઢત વા ચઢત કદી ય સસ્કૃતિ શિખરે ?
ખરે ! અસત આ જગત મહિં જ એકલુ યુદ્ધ સત.

છતા ચતુર દોઢ કો કદી કહે જ 'શાંતિ ધરો,
ચલમ કલમ બહાદુરો, ખતમ 'યુદ્ધ હાવાં કરો'
ભયંકર, પ્રચંડ, ઘોર, બળવંત હુંકારઘોર
વદો નવનકારથી સકલ પૃથ્વી વ્યાપી તહીં—
'નહિ, નહિ, નહિ, નહિ, નહિ, નહિ, નહિ, ના, નહિ ?'
'હું રંકમતિ, ના મને પરખ કાચ માણેકની'
ભલે ન જન કોઈ કહે, પણ શું સત્ય છૂપું રહે ?
'નથી પૂછ્યું કોઈને': વચન એ વદે શાં સખે ?

કરી શ્રવણ બંધ તે ય કરી ક.મા, કમાણી કદી ?
વધે સકલ માનવો પ્રકૃતિદત્તજ્યોતિતણા
પ્રકાશ થકી, સાચું; કિંતુ પ્રકૃતિદત્તજ્યોતિ વિષે
રૂડે ઊણપ જે સખે !
ચઢાવી ચશમા ચખે,
જલાવી દીપ વા ગૃહે, નહિ શું પૂર્ણ કરવી પડે ?
હિતાવહ બન્યું કદી ન પરબુદ્ધિનેયત્વ, તો
હિતાવહ બન્યું સદૈવ શું સ્વબુદ્ધિનેયત્વ યે ?

ન સ્વીય પરકીય વા મનુજ બુદ્ધિથી ચાલતાં,
ભલે મનુજ – જન્તુડાં વિવશ કાલચક્રે ચઢયાં
અગણ્ય કણ આપણે ઉદધિને વિષે; તો પછી
કદાપિ બ.ક.ઠા. સમું કણ કંઈ ફિકર કે જિકર
કરે મુગટધારી વા કફનીધારીઓની, તદા
ક.મા. કણ, તું કણકણી–છછણી–ઊછળી ઊઠ કાં?

## કરસન માણેક

ખાખથી પોયણાં સર્જી સોહામણાં, સ્નેહશમણાં જુએ ભર બપોરે,
માંડવે રંગ મહોબત તણા માણતા,
માણભટ થઈ વળી મહાલતા,
મૂંગી ગાગર કરે ડોલતી–બોલતી કરતણી અંગુલિને ટકોરે.
પદ્મ આસન ધરી જ્ઞાનવાર્તા ખરી
માસમાસે જમાવે અનેરી.
એમ શૃંગારના રંગમાં રક્ત ને જ્ઞાનભંડારમાં મસ્ત જે રાચતા
સાર્થ કરસન તણું નામ કરતા;
કાવ્યદેવી ધરે મુદ્રિકા જે કરે, તે પરે નંગશા
શોભતા દીપતા આજ માણેક આ રંગ રેલે.

## ચન્દ્રવદન મહેતા

લપાઈ પડદા પૂઠે રીસાઈ કદી બેસતો,
ને આખી રંગભૂમિને ભરીને કદી રાજતો.
કદી શ્લાન, કદી કુટલ, કદી બંકિમ–બાકડો,
રોજનાં જૂજવાં રૂપો, રોજનાં નવ–નર્તનો.
વિશાળી રંગભૂમિનો એવો ખેલાડી જે ખરો,
વદને વાણીની લા'ણી લઈને ચન્દ્ર આવતો.

## જયંત પાઠક

ભણીને ને ભણાવીને પાઠ પાઠક કાવ્યના
કાવ્યનાં સર્જને થાતા જયવંત જયત આ

## દામોદર ભટ ('સુધાંશુ')

સુધાશુના સમા શીળા, વેપારી હરિનામના
સુદામાપુરીના શેઠ દામોદર સુધાશુ આ

## ઝીણાભાઈ (સ્નેહરશ્મિ)

તપાવે તોય જે ભાવે, સતાવે તોય જે ગમે,
ઠરીને આખને બધ ઉઘાડે ઉરદ્વારને,
સ્નેહના રશ્મિઓ એવા ઝીણા, ભાઈ, છતા તીણા
હૈયામા વાગશે જો જો 'સ્નેહરશ્મિ' પધારતા

## નટવરલાલ પંડ્યા (ઉશનસ)

નસનસમા ધરીને રસને 'ઉશનસ' નટવર આવે
નટવર નામ રૂપાળુ તો યે 'ઉશનસ' નામ ધર્યું છે શાને?
ગાધા ગૌરી કાવ્યતણી તે સગે નટવર નાચે
થાકે ત્યારે તપ કરવા શુ રૂક્ષ ઋષિપદ ધારે?

## પ્રજારામ રાવળ

હશે સીતા, નથી ધોબી, નથી રાજા, પ્રજા હશે;
પ્રજાના રામ આ હસ્તે ધરે કાવ્ય, ન બાણને

## પ્રેમશંકર ભટ

પ્રેમને યુદ્ધ બે તુલ્ય તેથી જેઓ બન્યા ભટ,
પ્રેમ અધ, થયા તેથી જે ત્રિલોચન શકર
લડ્યા પ્રેમ તણા દેવ કામ સાથે છતા ય જે,
જીતાયા ગૌરીના પ્રેમે ને'જમા ભટ શકર
કાવ્યગગા ધરી આવે એવા આ પ્રેમશકર

## બાલમુકુન્દ દવે

માત્ર અટકથી સામ્ય અટકતું એનુ ને મારુ,
બાલક છુ હુ કવિતાક્ષેત્રે, પ્રૌઢ મુકુદ પ્રમાણુ
કવિતા છદે મુકુદ મહાલે, જોઈ જોઈ હુ રાચુ,
મને નહિ તો 'અટકભાઈને' યશ મળજો એ યાચુ

## વેણીભાઈ પુરોહિત

પ્રતીક નારીનું વેણી, ભાઈથી નર સૂચવે;
બંનેને કરવા ભેગાં સાથે આવે પુરોહિતે.
નામમાં એમ ધારીને શૃંગારરસની બધી
સામગ્રી આવતા જો આ વેણીભાઈ પુરોહિત.

## રાજેન્દ્ર શાહ

ધરા ધ્રુજાવનારા જે રાજરાજેન્દ્ર તે ગયા,
ખલ્કને ખુંદનારા એ શાહો આજ નથી રહ્યા.
રસથી કરીને આર્દ્ર, શબ્દશસ્ત્રે વીંધી દઈ
જીતવા લોકહૈયાને આવે રાજેન્દ્ર શાહ આ.

## ભાનુશંકર વ્યાસ

આદિમાં દિનના સ્વામી, મધ્યે સ્વામી ઉમાતણા,
અંતમાં શબ્દના સ્વામી અભિધાને સ્મરાવતા,
અંતસ્તે જે તપે તો યે હિમ શા શાંત દીસતા,
રજનીમાં યે ખીલે એવા ભાનુશંકર વ્યાસ આ.

## સુરેશ ગાંધી

નાટ્ય ને કાવ્યના યોગે રાચે શબ્દપ્રયોગમાં,
સૂરથી શબ્દને સાંધી આવે ગાંધી સુરેશ આ.

## શેખાદમ આબુવાળા

ઘૂંટીને દમ, કદમ ભરતા, ઊંડા સાગર મહીં સરતા,
વીણીને મૌક્તિકો મોંઘા અજબ કો રસથી નીતરતાં
મૂકીને શેખને આગળ કદમ આદમ ચલાવે છે,
હવે જો શેખઆદમ આ કવિને દમ ભરાવે છે.

★

## આત્મ—પરિચય

[રણજિત સુવર્ણચંદ્રક સ્વીકારતી વેળાએ ગુજરાત
સાહિત્ય સભાની સૂચના પરથી લખેલા—]

[ અનુષ્ટુપ ]

'તમારી જાતનો આપો તમે જાતે પરિચય.'
તમારું વાક્ય એ વાંચી મને આશ્ચર્ય ઊપજે;
જાતને જાણી છે કોણે કે હું જાણી શકું, સખે ?
જાણે જે જાતને તે યે જણાવે નહિ અન્યને.
તથાપિ પૂછતા ત્યારે, મિત્રનું મન રાખવા;
જાણું–ના જાણું હું તો યે મથું 'જાત જણાવવા.'

જન્મે બ્રાહ્મણ, વૃત્તિએ વૈશ્ય ને હું પ્રવૃત્તિએ
શૂદ્ર છું : કલ્પનામાંહે ક્ષત્રિયે હું બનું વળી !
શૈશવે ખેલતો ખેલો, શાળામાં ભણતો વળી,
બ્રહ્મચર્યાશ્રમે ત્યારે સ્થિતિ મારી ગણી હતી.
શાળાને છોડીને જ્યારે 'શાળાની બહેન'ને વર્યો,
ગાર્હસ્થ્યે આશ્રમે જ્યેષ્ઠે તદા પ્રેમે હું સંચર્યો.
પ્રભુતામાં ધર્યો પાદ, પૃથ્વીને રસ–પાટલે,
પયગમ્બર પ્રભુ કેરા પધાર્યા એ પછી ગૃહે.
દિનનાં કાર્ય આટોપી વાનપ્રસ્થ અનુભવું,
પારકાં કામ આવે ત્યાં સંન્યાસી હું બની રહું !
વર્ણાશ્રમતણા આમ બધા હું ધર્મ પાળતો,
જાળવવા મથું નિત્યે આર્ય–સંસ્કૃતિ–વારસો.

અરિને મોદ અર્પન્તું દ્રવ્ય અર્પન્તું વૈદ્યને
વહાલાંને અર્પતું ચિંતા, મને પીડા સમર્પતું,

પૃથ્વી યે ખેંચતી જેને બહુ જોર થકી નહિ—
ભારહીણું મને એવું ઈશે શરીર આપિયું,
રોગ ને સ્વાસ્થ્યની નિત્યે રણભૂમિ બની રહ્યું.
એવું શરીર આ મારું, દવાઓથી ઘડાયેલું!
સોટી ને શિક્ષકો કેરા શાળા માંહે સમાગમે
વિદ્યા ને વેદના બે મેં એક સાથે જ મેળવ્યાં.
મન કેળવવા માટે દેહ વિદ્યાલયે પૂર્યો
મન કિન્તુ રહ્યું ના ત્યાં, બ્રહ્માંડો ભટકી વળ્યું!
વિદ્યાને પામવા પહેલાં, અર્થનો વ્યય મેં કર્યો
પછીથી અર્થને કાજે વિદ્યાવિક્રય આદર્યો
ઘરમાં હોય ના કાંઈ, ક્ષુધા ત્યારે સતાવતી,
ભર્યું ભાણું નિહાળીને ભૂખ મારી મરી જતી.
વૃત્તિ મારી સદા એવી હોય તે ના ચહે કદી,
હોય ના તે સદા માંગે, મળ્યે, માંગ્યું ય ના ગમે!

[ ઉપજાતિ ]

સાહિત્ય સંગીત કલા વિષે મેં
ધરી રુચિ, કિન્તુ ન સિદ્ધિ આવી.
ગાઉં ન હું, કારણ માત્ર તેનું
આવે દયા કૈં સૂણનાર કાનની.
કર્યું હતું એક જ વેળ જીવને
અપૂર્વ મેં નૃત્ય વિના પ્રયાસે.
હું એક માર્ગ પરે નિરાંતે,
ઉઘાડપાદે ફરતો હતો ત્યાં
અર્ધી બળેલી બીડી કોઈ મૂર્ખે
ફેંકી હતી તે પર પાદ મૂક્યો.
અને પછી નૃત્ય કરી ઊઠ્યો જે,
તેવું હજી નૃત્ય કર્યું ન કોઈએ!

સાહિત્યની ઢંઢકવાડ ભેદવા
ઠરે ગ્રહી કાતર કાવ્ય કેરી,
પાડી છીંડું નાનકું એક, ત્યાં હું
ખૂણે ઊભો; કાતર ફેંકી દીધી!

[ અનુષ્ટુપ ]

દેહ દાતણના જેવો, મન મર્કટના સમું
આત્મા કિન્તુ ગણું મારો વડો બ્રહ્માંડ જેવડો.

[ શાર્દૂલ ]

ના રૂપ ધરી હું એમ ખિલવું માયામયી સૃષ્ટિને,
લું ખેલ અનન્ત શાન્ત જગમાં દિક્કાલને કંદુકે.
ચૈતન્યચૂડામણિ સકલ આ બ્રહ્માંડ વ્યાપી રહ્યો,
દેખાય, સુણાય, થાય જગમાં, તે સર્વ મારા થકી.
જે કોકિલ કૂજતી કલરવે તે નાદ મારો નકી,
દ્રાભંગ કરંત શ્વાન ભસતાં, તે યે ક્રિયા માહરી.
તા હું જ સુવર્ણચંદ્રકતણો, લેનાર યે હું જ છું.
કૂટસ્થ, અનન્ત બ્રહ્મ, મુજથી ના ભિન્ન લેશે કશું.

[ અનુષ્ટુપ ]

જુમાં સર્પની ભ્રાન્તિ થાય, તેમ તને સખે,
હાજ્યોતિ પરબ્રહ્મ દીસે જ્યોતીન્દ્ર હ. દવે!

## એ કોણ હતી ?

કોક કુહેશો કે એ કોણ હતી ?
પૃથ્વીના ગૌર કપોલ પર
તલ સરીખડી શોભતી
ચન્દ્રિકાના ઉજ્જવલ જલમાં
ન્હાતી, એકાકિની
એ કોણ હતી ?
નયનો એનાં નિશ્ચલ હતાં,
વદને વિષાદ તરવરતો.
એકદા કિન્તુ, એ જ વદને
સુધાકર રાજતો
ને કીકીકુમ્ભમાં
ચન્દ્રિકા રમતી.
મસ્ત અને મદભર
નિર્ભીત અને નમણી
એ જ આંખલડીથી
કેટલાંય રસરસિયાં હ્રદય પર
સ્નેહની શરમાલા વર્ષી હશે ?
શાન્ત ને સૌમ્ય
રમ્ય ને રસભર
એ જ વદનસુધાકરને
વન વન ઢૂંઢતા
કેટકેટલા યુવાનો ભમ્યા હશે ?
ઉપર, ગગન આંગણે
રજની રમતી;
દૂર સરોવરકાંઠે

બીડાતા કમલ
ને પ્રફુલ્લતી પોયણીની
ફોરમ ફોરતી;
વનવનના સુષુપ્ત માધુર્ય જગાડતી
વૃક્ષઘટામાંથી કોકિલા
અણદીઠા પ્રીતમને પુકારતી,
પણ એને મન તો
વનની એ સુવિશાલ કુંજો
કમલદલની એ સૌરભલ્હાણ
આભના એ અમિત ઊંડાણો
સૌ સૂના સરીખડાં હતા
પૃથ્વીની પાર,
ગગનને યે પેલે કાંઠે
શૂન્યમાં એની દૃષ્ટિ હતી
જગતનું 'હતું'
એ એને મન 'ન્હોતું'
જગતને મન ન્હોતુ'
એ એનુ હતું
કોઇ કહેશો
એવી એ કોણ હતી?
કોક મહાકવિની વાણી સમી
સંકુચિતચરણા
ક્વચિત્ ક્વચિત્ એ ડોલન આદરતી.
હૃદય હૃદયના રાજરાજેન્દ્ર
રસ રસના પૂર્ણ કલાકાર,
યોગીશ્વર કૃષ્ણચંદ્રની
જગત્ ડોલાવતી
વિશ્વમોહન બંસરી સમી

કૃષ્ણવર્ણી એ કોણ હતી?
ચન્દ્રિકાનાં કુસુમોજ્જ્વલ જલ
આસપાસ ઊભરાતાં,
વચમાં એ શ્યામાંગિની સુહાતી.
જાણે ગંગાને ઉરે
યમુના પધારી!
રાધાહૃદયે કૃષ્ણમૂર્તિ વિરાજી!

અચાનક,
ધીર ગંભીર
એનો સ્વર ગાજી ઊઠ્યો
ને ઊડી ગઈ આમ્રવૃક્ષ પરથી
કુંજ ભરી ભરી કૂજતી
કલગાનકારિણી કોકિલા ચે!
દૂર દૂરનાં આવાહન આવ્યાં—
'લાલી! ઓ-લાલી!'
ને આળસ મરડી
આમંત્રણપ્રેરી
શીઘ્ર એ ઊભી થઈ–
જાણે સારા ય જગતનુ સૌન્દર્ય ડોલ્યુ.!
બ્રહ્માંડભરની ભવ્યતા કમ્પી!
આત્માનુ અશેષ યૌવન સળક્યું!
આમંત્રણના શબ્દરવે
દિશા શોધતી,
કાવ્યની શબ્દમાળા શી,
મંદ પણ દૃઢ પદવિન્યાસ કરતી
એ નિજ મન્દિરિયે
ઉત્સાહભરી પરવરી

ને એના પદભારે
ધ્રૂજી રહી સારી ય વસુન્ધરા

કોક કહેશો
વીરબાલા સરીખડી
એવી એ કોણ હતી?

× × ×

જગન્માતા સમોવડી
અમૃતભર્યાં નિજ સત્વે
સારા ય જગતને પોષતી
માનવભાગ્યની કલ્યાણવિધાત્રી
મસ્તક વડે પ્રેરણા પ્રેરતી,
એ તો હતી મહિષી—
એક મીઠી ભેસલડી!



પાદપૂર્તિઓ

## વર્ષ્યો મૂસળધાર તો ય મુજ આ કોરું રહ્યું આંગણું

કીધાં આર્દ્ર જનો, વનો, ઉપવનો તેં તારી ધારા મહીં,
કીધી તેં તરબોળ ભૂમિ જળથી, સૂકી જગા ના રહી;
કિંતુ મેઘ, પૂછું તને અવનિમાં વર્ષ્યો તું સર્વ સ્થળે,
તારું સ્થાન નિવાસનું ગગન જે તે કેમ કોરું દીસે ?
લાગે એમ ન શું તને મન વિષે કે 'જોરથી આમ હું
વર્ષ્યો મૂસળધાર તો ય મુજ આ કોરું રહ્યું આંગણું' ?

## નભ ફાટ્યું પછી થીંગડું કશું ?

"ઘરમાં મૂકી એકલી મને
અસૂરું કહો કયમ આવડું કર્યું ?
જઈ કો સગલીની સાથમાં
ફિલમું ગંદી નિહાળી આવિયા ?
નહિ દ્વાર ખૂલે જ. જાવ ત્યાં
જહીંથી આમ અહીં પધારિયા."
"કહું છું, સુણ હું તને બધું,
સગલી કે સગલો નથી કશું;
નીકળ્યું નવું કામ ઑફિસે,
અસૂરું તેથી જરા થયું હશે."
"સૂણવું નથી આ કશું હવે
વચનો એ બહુ વાર સાંભળ્યાં;
કરી ભૂલ કબૂલ છે કદી ?
બસ જાઓ, ન કમાડ ઊઘડે."

"દયિતે, રસિકે, વરાનને,
    પ્રિયકાન્તે, સુભગે, ક્ષમાશીલે,
અયિ! માનિનિ, માન તું હવે
    તુજ આ દાસ ઉદાસ વિનવે.
સહુ ભૂલ કબૂલ લે કરી,
    પણ તું દ્વાર ઉઘાડ હે સખિ!"
ઊઘડ્યાં-ઊછળ્યાં કમાડ ત્યાં,
    પ્રકટ્યાં ચંડ-પ્રચંડ ચંડિકા;
ઘનઘોર ઘટા ચડી રહી
    મુખબ્યોમે ભ્રકુટી તણાય શી!
ચપલા ચમકી ઊઠી પછી
    નયનોથી વરસી રહી ઝડી.
મુખથી સરી મેઘગર્જના,
    સ્થિર મારા પગ ત્યાં જ થૈ ગયા.
ન હવે કંઈ બ્હાનું ચાલશે,
    નહિ વા શબ્દ કશો ય સૂઝશે;
સમજી જઈ હું મૂંગો રહું; (મરું)
    નભ ફાટયું તહીં થીંગડું કશું?

## ઠગાણું તારાથી પરમ મુજ કાં ભાગ્ય ન ગણું?

ઠગ્યો વેપારીએ,
ઠગ્યો સન્નારીએ,
ઠગાયો શાળામાં, ગુરુજન વડે હું ભણતરે,
ઠગ્યો રે! બ્રહ્માએ લઘુ શરીર કેરા ચણતરે.
ઠગાયો મીઠાશે,
ઠગાયો હું આશે,
વિશાળે સંસારે, વિવિધ સમયે ને સ્થળ વિષે
મળે જ્યારે જ્યારે ઠગજન મને ભાવથી ભજે.
ઠગાઉં બીજાથી
ન જાણું હું શાથી?
ઠગાવાને કિંતુ જીવન મુજ જો નિર્મિત થયું,
ઠગાણું તારાથી પરમ મુજ કાં ભાગ્ય ન ગણું?

# શિક્ષણ અને સાહિત્યનો સુભગ સમન્વય : કાકા કાલેલકર

સગપણ સાચવવામાં અથવા તો યાદ રાખવામાં ગુજરાત બેદરકાર છે એમ કહેવું તે સાચું છે કે નહિ તે કહેવું મુશ્કેલ છે. પરંતુ સગપણનો વિકાસ ને વિસ્તાર વધારવામાં એ મહારાષ્ટ્ર કરતાં ઘણું પાછળ છે એ નિર્વિવાદ છે. ગામન એક વ્યક્તિના જમાઈ આખા ગામના જમાઈ બને છે અને કોકના મામાકાકા કે કુટુંબની અન્ય વ્યક્તિઓના અથવા તેમના મિત્રોના મામાકાકા બને છે. પરંતુ મહારાષ્ટ્રમાં તો એક વ્યક્તિના કાકા, મામા, દાદા એ આખા મહારાષ્ટ્રના, ને જો એ દેશભરમાં જાણીતા થાય તો આખા દેશના કાકા, મામા ને દાદા બને છે. મામા વરેરકર, કાકા કાલેલકર, દાદા માવળંકર એ આનાં ઉદાહરણરૂપ છે

જન્મે મહારાષ્ટ્રી પણ વારતવ્યે ને વસ્તુતાએ ગુજરાતી એવા જે કેટલાક મહારાષ્ટ્રીઓ ગુજરાતમા છે, તેમાં દાદા માવળંકર ને કાકા કાલેલકરનાં નામ સૌથી અગ્રપદે વિરાજે છે. કાકાનો સ્વભાવ કુટુંબમા બધાઈ રહેવાનો નથી. એમનો આત્મા રખડુનો છે જન્મસ્થાન મહારાષ્ટ્રને છોડીને એ હિમાલય સુધ બધે ફરી આવ્યા. અનિકેત જેવા એમને આખરે એક નિકેતન–સ્થિર થઈ રહેવાનું સ્થાન-ગુજરાતમાં, ગાંધીજીના આશ્રમમાં મળ્યું. સ્વરાજસાધના અર્થે. આત્માની ને દેશની મુક્તિ અર્થે મથતા આ મહારાષ્ટ્રી વિદ્વાન, ગાંધીજીના આશ્રમમાં વસી એમના અંતેવાસી બન્યા. ને તે પછી સાહિત્યની સેવા ખાતર નહિ પણ લોકોને જાગ્રત કરવા માટે એમણે સાહિત્યિક પ્રવૃત્તિમાં ઝંપલાવ્યું.

કાકાસાહેબનું નામ ગુજરાત વિદ્યાપીઠ સાથે સંકળાયેલું છે. ઘણા તેજસ્વી યુવાનો એમના હાથ નીચે શિક્ષણ પામીને બહાર આવ્યા છે. આજે હૃદયે ગુરુ તરીકે એમને સંભારનાર, ગુજરાતમાં ઘણા છે. ગાંધીજીની રાજકીય ને શૈક્ષણિક પ્રવૃત્તિમાં એમણે ઘણો ભાગ લીધો છે. આજે પાછા અનિકેત બનીને એ બે લિપિવાળી હિંદુસ્થાનીનો પ્રચાર કરવા દેશમાં ફેરફેર પ્રવાસ કરી રહ્યા છે, પરંતુ આપણે ત્યાં અગ્રગણ્ય સાહિત્યકાર તરીકે સૌથી વધારે પ્રતિષ્ઠા એમણે પ્રાપ્ત કરી છે.

"હું સાહિત્યકાર નથી; પણ કેળવણીકાર છું" એમ કાકાસાહેબ વારંવાર પોકાર કરીને કહે છે. પરંતુ સસ્નેહ એ આગ્રહી સાથે આ બાબતમાં સહમત થવું મુશ્કેલ છે. કાકાસાહેબે ગુજરાત વિદ્યાપીઠના ઘડતરમાં, સંચાલનમાં ને વિકાસમાં બહુ મોટો ફાળો આપ્યો છે, કેળવણી વિષે કેટલાક બહુ મૌલિક વિધાનો એમણે કર્યાં છે, કેળવણીના વિષયમાં એમને સતત રસ રહ્યો છે એ બધું સાચું, પરંતુ ગુજરાત પૂરતું તો જરૂર કહી શકાય કે કાકાસાહેબે કેળવણીકાર તરીકે જે કાર્ય કર્યું છે તે કરતાં સાહિત્યકાર તરીકે ઘણું વધારે ને ચિરસ્થાયી કાર્ય કર્યું છે અને ગુજરાત એમને ઓળખશે ને સભારશે મુખ્યત્વે સાહિત્યકાર તરીકે જ. સાહિત્યકાર નામના પ્રાણીની દેશને બહુ જરૂર નથી માત્ર સાહિત્યમાં રાચતા માણસો પોતાનું, કુટુંબનું કલ્યાણ કરી શકતા નથી તો દેશનું તો ક્યાંથી જ કરી શકે? માત્ર સાહિત્યના વાચન અથવા સર્જન વડે આનંદ માણવો એ કોઈ રીતે ઇષ્ટ નથી એમ એમણે કદાચ સ્પષ્ટ રીતે નહિ કહ્યું હોય પણ એમ એ માનતા હોય એમ લાગે છે પરંતુ ખરી રીતે જોતાં સાહિત્ય ને શિક્ષણ વચ્ચે કોઈ જાતનો વિરોધ નથી, એટલું જ નહિ, પણ બંને એકબીજાને આશ્રયે ચાલે છે સાહિત્યકાર ને કેળવણીકાર વચ્ચે ઘણીવાર ભેદ કરવો પણ મુશ્કેલ થઈ પડે છે બધા કેળવણીકાર સાહિત્યકાર થઈ શકતા નથી, પરંતુ સાચા સાહિત્યકારો તો બધા જ એક અર્થમાં કેળવણીકાર હોય છે 'ઇંગ્લંડને શિક્ષણ આપવાનું કામ તો ફક્ત અમે ત્રણ જણા જ કરીએ છીએ, હું, વેલ્સ ને આર્નોલ્ડ બેનેટ" એ બર્નાર્ડ શૉના વચનમાં માત્ર કોઈ હાસ્યકારનો વાણીવિલાસ નથી, પણ એમાં ઘણું સત્ય રહેલું છે

કાકાસાહેબ પોતે ગમે તેટલી ના કહે પણ એ જેટલા કેળવણીના રસિયા છે તેટલા જ સાહિત્યના રસિયા પણ છે આપણા પ્રાચીન તેમ જ અર્વાચીન તથા અંગ્રેજી સાહિત્યનું એમણે આકંઠ રસપાન કર્યું છે એની પ્રતીતિ એમના લેખો જોતાં સહજ રીતે જ થાય છે એમની શૈલી પણ સાહિત્યકારની શૈલી છે માત્ર ઉપદેશક કે કેળવણીકારની નથી એમણે એમનું આખું જીવન કઠોર સાધકના જેવું બનાવ્યું છે, અને એને ઊર્ધ્વગામી બનાવવા માટે એમણે સામાન્ય મનુષ્યો જેને આનંદના વિષયો માને છે તેનો સ્વેચ્છાએ ત્યાગ કર્યો છે, આમ છતાં 'વેદાભ્યાસ જડ' ને 'વિષય વ્યાવૃત્ત કુતૂહલ' મુનિ એ કદી બન્યા નથી બનવા ધારે તો યે બની એમ નથી.

સત્ય ને નીતિનો એમણે હંમેશાં પુરસ્કાર કર્યો છે,-માત્ર વાણી વડે નહિ, પણ વર્તન દ્વારા-પણ-છતાં એમનો આત્મા કલાકારનો છે અને એ

વારંવાર પોતાની અભિવ્યક્તિ કર્યા વિના રહી શકતો નથી. જીવનમાં, વાણીમાં તેમ જ સાહિત્યમાં પણ એઓ જેટલા સત્યાન્વેષી દેખાય છે, તેટલા જ રસાન્વેષી પણ છે. એમણે કવિતા લખી નથી, કદાચ વાંચી પણ બહુ નહિ હોય (જો કે એમ કહેવું મુશ્કેલ છે), છતાં પ્રવૃત્તિએ નહિ તો પણ પ્રકૃતિએ એ કવિ છે. અને સામાન્ય કવિના જે ઉદ્દીપન વિભાવો છે: પ્રિયા, પ્રણય, જીવનમાં આવતા હર્ષશોકના સામાન્ય અથવા અસામાન્ય પ્રસંગો, દીનહીન ને દલિતોની કારુણ્ય ઉપજાવતી સ્થિતિ–એ બધા એમને ભાગ્યે જ અસર કરે છે. પરંતુ એમની કાવ્યપ્રવૃત્તિ માટેનો સમર્થ ઉદ્દીપન વિભાવ થઈ પડે છે : પ્રકૃતિનાં દશ્યો, આકાશ, તારા, નદી, પક્ષી, પર્વત, ખીણ, સવાર, બપોર સાંજ; આ સર્વ જોઈને એમનું કવિહૃદય ઝાલ્યું રહેતું નથી. અને કેવળ રસાસ્વાદ ખાતર ભોજન કરવું કે સાહિત્યનું સર્જન કરવું, એવી વૃત્તિને ત્યાજ્ય માનનારા કાકાસાહેબના હૃદયમાંથી રસના ઝરણા ફૂટી નીકળે છે. સત્ય ને નીતિના–કેવળ જીવનમાં નહિ, પણ સાહિત્યમાં પણ–એ અડગ ઉપાસક ઘડીભર એ ભાવથી, ને કવિ જેવી રસવૃત્તિથી પ્રકૃતિના એ આહ્લાદક દશ્યોનો રસાસ્વાદ લેવા બેસી જાય છે, ને વાચકના હૃદયમા પણ એ આનદના ભાવને સંક્રાન્ત કરે એવી વાણી વડે એનું વર્ણન કરે છે

અતિશય તાપને લીધે ઘણા કોમળ વેલાઓ સુકાઈ જાય છે. પરંતુ એવા તાપમા પણ કેટલીક વેલો પાગરી શકે છે કાકાસાહેબની રસવૃત્તિ ગમે તેવી કઠોર જીવનસાધના છતા કરમાતી નથી, એટલું જ નહિ પણ એ વધારે ઊર્ધ્વગામી ને ફલવતી બને છે. રસ ને સંયમ બેનો સમન્વય જીવનમાં તેમ જ સાહિત્યમા ઇષ્ટ છે ને શક્ય પણ છે એ કાકાસાહેબના લખાણો પરથી જોઈ શકાય છે.

શ્રી ઉમાશંકરે કાકાસાહેબને કવિ તરીકે બિરદાવ્યા છે. પરંતુ પ્રકૃતિએ કવિ હોવા છતા કાકાસાહેબે કવિતાને નહિ પણ નિબંધને પોતાનું પ્રવૃત્તિક્ષેત્ર બનાવ્યું છે. કવિતા, વાર્તા, નવલકથા આદિ લલિત પ્રકારના સર્જન એમણે કર્યાં નથી, સામાન્ય રીતે નીરસ ને શુષ્ક ગણાતા એવા નિબંધોના આલેખનમાં એમણે પોતાની કલમ ચલાવી છે. પણ રસિક પુરુષ કોઈ પણ સાહિત્યપ્રકારને બેડે તેમાં રસિકતા આણ્યા વિના રહેતો નથી એ ન્યાયે, એમના લખેલા નિબંધો કવિતા ને વાર્તા જેટલા નહિ તો તેમના જેવા જ રસિક બની શક્યા છે.

## ઉત્કૃષ્ટ નિબંધકાર

ચિંતનની મૌલિકતા, શૈલીની વિશદતા, સ્વભાવગત રસિકતા ઉપરાંત આ

ગંભીર પ્રકૃતિના જણાતા વિદ્વાનના હૃદયમાં રહેલી ઉચ્ચ પ્રકારની વિનોદવૃત્તિ પણ વારંવાર એમના લખાણોમાં પ્રગટ થાય છે. સામાન્ય રીતે ગંભીર વિષય પર લખાયેલા નિબંધો વાચકની જિજ્ઞાસાને સંતોષે છે, એની રસવૃત્તિને એ ભાગ્યે જ ઉદ્દીપ્ત કરી શકે છે. નિબંધકારનું લક્ષ લલિત સાહિત્યના સર્જકની પેઠે રસનિષ્પત્તિ કરવા તરફ હોતું નથી, પરંતુ તર્કબદ્ધ દલીલ તેમ જ દાખલા વડે પોતાને પ્રતીત થયેલા સત્યનું અથવા પોતાના વિચારોનું સમર્થન કરવા તરફ જ વધુ હોય છે. એની દૃષ્ટિ સૌંદર્યલક્ષી નહિ પણ સત્યાન્વેષી હોય છે. કાકાસાહેબ સત્ય ને સૌન્દર્ય બંનેનો સરખો સમાદર કરે છે. એ માત્ર કેળવણીકાર હોત તો સત્યનો જ આદર એમણે કર્યો હોત, કેવળ સાહિત્યકાર હોત તો સૌન્દર્યને જ એમણે મહત્ત્વ આપ્યું હોત. પણ સાહિત્યકાર ને કેળવણીકાર બંને હોવાથી એમણે સત્ય ને સૌંદર્ય બંનેની સમાન પ્રતિષ્ઠા કરી છે. આથી એમના નિબંધો વાચનારને માત્ર કંઈક જાણવાનું જ મળતું નથી, પણ માણવાનું પણ મળે છે; વાચકની જિજ્ઞાસા ફક્ત સંતોષાતી નથી, એની રસવૃત્તિ પણ તૃપ્ત થાય છે. અને નિબંધના વિષયો પણ એમણે કેટકેટલા લીધા છે ? ગજકારણ, સાહિત્ય ભાષા, શિક્ષણ, નીતિ, કલા, પ્રકૃતિનાં વિવિધ દૃશ્યો, સમાજશાસ્ત્ર, વિવેચન ઇત્યાદિ અનેકાનેક વિષયોમાં એમની કલમ એક સરખી સરળતાપૂર્વક ફરી વળી છે.

શકતા નથી. આની સ્થિતિમાં કાકાસાહેબ જેવા જે વારંવાર પ્રવાસ કરી શકે છે એટલું જ નહિ, પણ પ્રવાસ એ જ જેની મુખ્ય પ્રવૃત્તિ થઈ પડી છે, અને લેખન એ જેમણે વ્યવસાય તરીકે સ્વીકાર્યો છે ને દીપાવ્યો પણ છે, તે પ્રવાસ-સાહિત્યનો એક જ ગ્રંથ આપીને બેસી રહે તે કેવું કહેવાય?

'સ્મરણયાત્રા' એ પણ અધૂરી જ છે. પોતાની કથા એમા કાકાસાહેબે વધુ રસિક રીતે આલેખી છે, પણ આટલેથી જ અટકાવી દઈ ને એમણે વાચકની રસવૃત્તિને ઉત્તેજીને, તેને સંતોષ્યા વગર જ સમેટી લઈને, થોડાક છાંટા પાડીને ચાલી જતા મેઘનું અનુકરણ કર્યું છે.

## શબ્દસમૃદ્ધિમાં ઉમેરો

સામાન્ય ગુજરાતીને પણ મુશ્કેલ એવો કાબુ આ મહારાષ્ટ્રી વિદ્વાને ગુજરાતી પર મેળવ્યો છે, એમ છતાં એમને બોલતા સાંભળીએ છીએ ત્યારે કોઈક કોઈક વાર એમના ઉચ્ચાર, કોઈક પરપ્રાતનો મનુષ્ય આપણી ભાષા બોલે છે—બહુ સારી રીતે બોલે છે—પણ આપણી માફક તો નહિ જ—એવો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી. મરાઠી લઢણ એમના ઉચ્ચારોમા કયાક કયાંક ડોકિયા કર્યા વગર રહેતી નથી. એ જ પ્રમાણે એમના લખાણોમા પણ બિન-ગુજરાતી અસર, બહુ ઝીણી દૃષ્ટિથી જોનારને, વરતાઈ આવ્યા વિના રહેતી નથી. ગુજરાતી ને મરાઠી બંને ભાષાના સાહિત્યનુ ઊંડું ને તલસ્પર્શી જ્ઞાન ધરાવનાર મારા એક મિત્રે, કાકાસાહેબના એક જ પુસ્તકમાથી પચાસ ઉપરાત એવા શબ્દપ્રયોગો શોધી કાઢ્યા હતા, જે માના ધાવણ સાથે ગુજરાતીનુ પાન કર્યું હોય એવો મનુષ્ય ભાગ્યે જ વાપરે. એવા કેટલાક શબ્દો કાકાસાહેબે જાણી જોઈને મરાઠીમાથી આણ્યા છે. અને એમ કરીને આપણી ભાષાના શબ્દભંડોળમા વધારો કર્યો છે. પરંતુ કેટલાક અપરિચિત ને બિનજરૂરી શબ્દો એમને થાપ આપીને એમના લખાણમાં દાખલ થઈ ગયા છે. દાખલા તરીકે એક સ્થળે કાકાસાહેબે પોતે જે મકાનમાં રહેતા તેને 'પ્રશસ્ત ઘર' તરીકે જણાવ્યુ છે પ્રશસ્ત શબ્દ અજાણ્યો નથી. અમે એ શબ્દપ્રયોગ પહેલવહેલો વાચ્યો ત્યારે 'જાણીતું મકાન' એવો અર્થ કર્યો હતો પરંતુ મરાઠીના જાણકાર મારા મિત્રે મને કહ્યુ ત્યારે જ હું સમજ્યો કે 'પ્રશસ્ત' એટલે 'વિશાળ' એવો અર્થ અહીં સમજવાનો છે. મરાઠીમા એ અર્થમાં 'પ્રશસ્ત'નો પ્રયોગ થાય છે, પણ ગુજરાતી કે સંસ્કૃતમાં એવો અર્થ થતો જાણ્યો નથી.

## સરળ પરંતુ સંસ્કૃત શૈલી

સંસ્કૃતનિષ્ઠ હિંદી નહિ, પણ સામાન્ય જન પણ સમજી શકે એવી બહુ જ સરળ હિંદુસ્થાનીના પક્ષપાતી કાકાસાહેબની શૈલી બહુધા, સરળ હોવા છતાં તેનો ઝોક મોટે ભાગે સંસ્કૃત તરફ જ વધારે હોય છે. આ બાબતમાં એમની શૈલી રામનારાયણ અથવા મશરૂવાળા સાથે સરખાવવા જેવી છે. એ ત્રણે સંસ્કૃતના સારા અભ્યાસી છે, છતાં રામનારાયણ અથવા મશરૂવાળા કરતાં કાકાસાહેબના લખાણોમાં સંસ્કૃત સાહિત્યના વિશાળ વાચનમાંથી વારંવાર આવતા ઉલ્લેખો ઉપરાંત, તત્સમ શબ્દોનો આદર ઘણા વધારે પ્રમાણમાં થયેલો જોવામાં આવે છે.

## અર્જન નહિ, સર્જન

કાકાસાહેબ આજન્મ સાહિત્યકાર છે. કેવળ સાહિત્યનું સર્જન પણ એમણે સારા પ્રમાણમાં કર્યું છે, પરંતુ કેવળ સાહિત્યના પરિશીલનને એમણે ગૌણ સ્થાન આપ્યું છે. ગુજરાતી સાહિત્યમાં એમનું સ્થાન ઘણું ઊંચું છે, પણ ગુજરાતના સાહિત્યનો પરિચય, બીજા સાહિત્યકારોના પ્રમાણમા એમને ઘણો ઓછો છે એમ કહેવું જોઈએ. આપણા સાહિત્યને જેટલું સમૃદ્ધ એમણે બનાવ્યું છે, તેટલું સમૃદ્ધ એમણે ગુજરાતી સાહિત્યના પોતાના જ્ઞાનને બનાવવાની પરવા કરી નથી. થોડા વખત પર એમણે આપણા આધુનિક સાહિત્ય વિષે વાર્તાલાપ રેડિયો દ્વારા કર્યો હતો ને તે પરથી આપણા આધુનિક સાહિત્ય વિષેના જ્ઞાન કરતાં અજ્ઞાનનું પ્રમાણ એમનામાં વધારે છે એટલું જ પ્રતીત થતું હતું.

પરંતુ આપણા સાહિત્ય વિષે ઊંડું કે અદ્યતન જ્ઞાન હોવાનો દાવો એમણે કદી કર્યો નથી, એમણે તો આપણા સાહિત્ય પૂરતું, લેવા કરતાં દેવાનું, અર્જન કરતાં સર્જનનું, ને વાંચવા કરતા લખવાનું જ કાર્ય વધારે કર્યું છે એટલે એ માટે એમનો કંઈ દોષ કાઢવો એ બરાબર નથી.



## ગુજરાતનું ગૌરવધન : મુનશી

આપણા સર્વશ્રેષ્ઠ નવલકથાકાર, અગ્રગણ્ય ધારાશાસ્ત્રી, સમર્થ રાજનીતિજ્ઞ, સાહિત્યસંસદ–સાહિત્યપરિષદ–ભારતીય વિદ્યાભવન આદિ અનેક સંસ્થાઓના મૂળ સંચાલક ને કર્ણધાર એવા શ્રી મુનશીનો વિચાર કરું છું ત્યારે મને નર્મદ યાદ આવે છે એ બંનેમાં એટલું બધું સામ્ય દેખાય છે કે, અધૂરી ઇચ્છાઓ ને પૂરી કરવા ફરી અવતાર લેવો પડે એ વાત જો સાચી હોય, તો આપણી કલ્પનાને જરા છૂટો દોર આપીને એમ કહી શકાય કે ગુજરાત અને ગુજરાતી સાહિત્યની સેવા કરવાના પોતાના કોડ ઊણા રહી ગયાથી નર્મદે મુનશીને રૂપે ફરી અવતાર ધારણ કર્યો નર્મદને પોતાના દેશને માટે અભિમાન હતું. 'દેશાભિમાન' એ શબ્દ પહેલવહેલો એણે જ ઘડ્યો. પણ સાથે સાથે પ્રાંતભક્તિ દેશભક્તિની વિરોધી નથી એમ દર્શાવતા 'જય જય ગુજરાત', 'કોની કોની છે ગુજરાત?' એવા ગુજરાતનાં ગીત પણ એણે જ પહેલવહેલાં રચ્યાં. એ જ પ્રમાણે દેશહિતના કાર્યોમાં માત્ર વાણીથી નહિ પણ વર્તન દ્વારા પણ પોતાનો ફાળો આપનાર મુનશીએ, સાંસ્કારિક દૃષ્ટિએ ગુજરાત એ સ્વતંત્ર વ્યક્તિ છે, એનુ પહેલવહેલુ ભાન કરાવ્યુ 'ગુજરાતની અસ્મિતા' એ શબ્દપ્રયોગ એમણે જ પ્રથમ ઘડી કાઢ્યો.

'પ્રેમ–શૌર્ય' એ નર્મદનો મુદ્રાલેખ હતો. શૃંગાર ને વીર એ નર્મદને મન મુખ્ય રસો હતા. મુનશીના લખાણોમા પણ પ્રધાન સ્થાન આ બન્નેને જ મળ્યું છે અલબત્ત, હાસ્ય, કરુણ આદિ બીજા રસો આવે છે પણ એમના લખાણનું જ નહિ, સ્વભાવનું પણ પ્રધાન લક્ષણ આ બે વડે દર્શાવી શકાય. ચારિત્ર્યના ઘડતર માટે ભિન્ન ભિન્ન વિચારકો જુદા જુદા ગુણોને અગ્રસ્થાન આપે છે. પ્રામાણિકતા પર કોક ભાર મૂકે છે, તો કોક સ્નેહને પ્રથમ સ્થાન આપે છે. કોક સત્યને તો કોક અહિંસાને મુખ્ય સ્થાન આપે છે મુનશી નિર્ભયતાને અગ્રસ્થાને સ્થાપતા હોય એમ લાગે છે. કોઈથી ડરવુ નહિ, પોતાને જે સાચું લાગે તે કહી બતાવવું એટલું જ નહિ, કરી પણ બતાવવું–એ નર્મદનો જેમ પ્રધાન ગુણ હતો તેમ મુનશીનો પણ છે.

## ભારતીય સંસ્કારિતાના ઉદ્‌ગાતા

'જવાય નહિ પરદેશ, ભ્રષ્ટ થવાને બહાને; ક્યાં સ્વારથી શાસ્ત્ર બીકણે ને નાદાને, એમ કહીને નર્મદે શરૂઆતમાં આપણી પ્રણાલિકાઓનો ઉપહાસ કર્યો ને પશ્ચિમનું અનુકરણ કરવા ને કરાવવા સુધારાનો ઝંડો લઈ એ ઘૂમી વળ્યો; તેમ મુનશીએ પણ 'પ્રણાલિકાભંગ'નો ઉપદેશ આપી આપણા પરલોક પ્રત્યે દૃષ્ટિ માંડીને, આલોકના સુખાદિની અવગણના કરી 'જીવનના ઉલ્લાસ'ને યથેચ્છ માણવા માટે આગ્રહ દર્શાવ્યો. ઉત્તર વયમાં નર્મદ એક છેડેથી બીજે છેડે જઈને બેઠો. પૂર્વનું એ બધું જ સારું, આપણા રીતરિવાજ ને આચાર વિચાર એ જ આપણા ઉદ્ધાર માટે જરૂરનાં છે. પશ્ચિમનું બધું હોય છે એવા વિચાર એણે દર્શાવ્યા. કંઈક તે જ રીતે નેપોલિયન ને નીત્શેના શરૂઆતના ઉપાસક મુનશી પાછળથી ગાંધી અને ગીતા પ્રત્યે વળ્યા, અને યુરોપીય વિદ્યા ને સંસ્કારિતાના એ સમર્થક ભારતીય વિદ્યા ને સંસ્કારિતાના ઉદ્‌ગાતા બન્યા.

માનસશાસ્ત્રના જાણકારો કહે છે કે દરેક મનુષ્યમાં પરસ્પર વિરુદ્ધ ભાવો, એક સાથે રહે છે. અત્યંત કંજૂસ માણસ કોક વેળા ભારે ઔદાર્ય દાખવે છે. બીકણ માણસ માની ન શકાય એવી વીરતા બતાવે છે. પરંતુ આવા પરસ્પર વિરુદ્ધ ગુણો પ્રત્યેક મનુષ્યમાં એટલા બધા સ્પષ્ટ રૂપે દેખાઈ આવતા નથી. મુનશીના સ્વભાવમાં રહેલા આવા એક બીજાથી વિરુદ્ધ પ્રકારના ભાવો એવી સચોટતાથી કેટલીકવાર વ્યક્ત થાય છે કે મુનશી એક નહિ પણ બે છે એમ લાગી આવે છે! કોઈની પણ પરવા કર્યા વિના 'જીવનનો ઉલ્લાસ' બને તેટલો માણવો એમ માનનારા મુનશી, 'તપ વિના શક્તિ નથી' એમ કહી સંયમ પર પણ એટલો જ ભાર મૂકે છે. પ્રણાલિકાભંગના આ આચાર્ય શિસ્ત માટે ઓછો આગ્રહ સેવતા નથી.

### સ્વભાવનિયત કર્મ

કોઈના પણ દોરવાયા દોરવાવું નહિ, પોતાને જે ખરું લાગે તે જ કરવું, દરેક લેખકનો તેમ જ દરેક મનુષ્યનો મુખ્ય ધર્મ પોતાના 'સ્વભાવ'ને અનુસરવાનો છે એમ દૃઢતાપૂર્વક એઓ પ્રતિપાદન કરે છે. અને પોતાનાં એ તત્ત્વને બને તેટલા આચારમાં પણ મૂકી બતાવે છે. આમ છતાં એ કોઈને કોઈ ઉપાસ્ય દેવ કે દેવીને કલ્પના દ્વારા ઘડી કાઢ્યા વિના રહી શકતા નથી. પ્રારંભકાળમાં એમણે નેપોલિયન ને નીત્શેને આદર્શસ્થાને સ્થાપ્યા ને એ પ્રમાણે પોતાના ચારિત્ર્યનું ઘડતર કરવાનો સંકલ્પ કર્યો. એ પછી ગાંધીજી પ્રત્યે એ

વળ્યા અને કોઈનું પણ અનુસરણ ન કરવું એમ માનનાર "I Follow Mahatma" (હું મહાત્માને અનુસરું છુ) એ નામનું પુસ્તક પણ પ્રસિદ્ધ કર્યું. કુશળ કાયદાબાજ થવા માટે, પ્રખર વક્ત બનવા માટે, આ જ પ્રમાણે એમણે પોતાના મનથી અમુક આદર્શ નક્કી કરી તેમનું અનુકરણ કરવાના પ્રયત્નો કર્યા હતા, એમ એમણે પોતે જ પોતાની આત્મકથામાં જણાવ્યું છે.

આ જ પ્રમાણે કલ્પના દ્વારા પોતાની ઇષ્ટમૂર્તિ ઘડી કાઢી, એ 'દેવી'ને રિઝવવા એમણે જે પ્રયત્નો કર્યા હતા તેનું વર્ણન પણ એમણે આપ્યું છે. એમણે પોતે જો એ લખ્યું ન હોત તો એ આપણે માની પણ ન શકીએ. આટલા ચતુર ને વ્યવહારદક્ષ, મુનશી આટલા બધા કલ્પનાપ્રધાન બની શકે છે એમ માનવું બહુ મુશ્કેલ લાગે છે.

શ્રી ને સરસ્વતી એક સાથે રહેતા નથી. કોઈ વિરલ ભાગ્યવંત પુરષના ઉપર જ એ બંનેની કૃપા એક સાથે ઊતરે છે એમ પ્રાચીનકાળથી મનાતું આવ્યું છે. એ જ પ્રમાણે વ્યવહારબુદ્ધિ ને કલ્પનામયતા, દુનિયાદારીની નિપુણતા ને સાહિત્યકલાદિ વિષયમા અપૂર્વ પ્રતિભાશક્તિ એ બે વચ્ચે કવચિત્ જ મેળ મળે છે. સાહિત્યમા સર્જન દ્વારા કલ્પનાની સૃષ્ટિમાં રાચી રહેલા કવિઓ ને લેખકો વ્યવહારના વિષયમા 'ઢ' જેવા હોય છે એમ ઘણા માને છે. શબ્દો દ્વારા અવનવી સૃષ્ટિ ખડી કરનાર, આ બહાની સૃષ્ટિમાં રહીને સફળતા મેળવી શકતા નથી, પોતાનાં લખાણો દ્વારા અનેક ઉત્તમ યોજનાઓ રજૂ કરનારા એ યોજનાઓને મૂર્ત સ્વરૂપ આપી આચારમાં ઉતારી શકતા નથી.

પરંતુ આ બાબતમાં આપણા સાહિત્કારોમાં મુનશી વિરલ અપવાદ તરીકે છૂટા તરી આવે છે. સ્વભાવથી જ એ કલ્પનાપ્રધાન Romantic—વૃત્તિના છે. એમણે ઘડેલાં પાત્રો મુખ્યત્વે કલ્પનાપ્રધાન ને આદર્શ પાછળ ઘેલાં બનેલાં હોય છે. આમ છતાં સાહિત્યકારનાં સ્વપ્નોને વ્યવહારસૃષ્ટિમાં ઉતારી બતાવવાની કુશળતા પણ મુનશી દાખવી શકે છે. પોતાની જ કથાના નાયકની પેઠે એ 'સ્વપ્નદ્રષ્ટા' બને છે, પણ સાથે સાથે 'સ્વપ્નના સૃષ્ટા' બની એને વ્યવહારની નક્કર ભૂમિકા પર પણ ઉતારી બતાવે છે.

## કાર્યસિદ્ધિ એ જ નિશાન

આગળ આવવાની વૃત્તિ સામાન્ય રીતે દરેક માણસમાં હોય છે, પણ શક્તિ કોકમાં જ હોય છે. મહત્ત્વાકાંક્ષા એ મુનશીની અનેક પ્રવૃત્તિઓનું પ્રેરક બળ

ધરાવનારાઓ એમના શરીર જોઈને દયાના ભાવ દર્શાવે એવું હોય છે. એમના લેખો વાંચીને 'અહો' કહેનારા એમના દર્શન કરીને ' અરે !'નો ઉદ્‌ગાર કાઢે છે. એક વખત સાહિત્યમાં રસ લેતા એક તરુણ ગૃહસ્થને, સભામાં એક સાથે બેઠેલા વિજયરાય વૈદ્ય, જ્યોતીન્દ્ર દવે, વગેરેનો એક ભાઈએ આઘેથી પરિચય કરાવ્યો. એ અગાઉ એમના જેવી જ શરીરસંપત્તિ ધરાવનાર એ ત્રણ સાહિત્યકારોને એમણે જોયેલા એ પરથી એ બોલી ઊઠ્યા, " આપણા લેખકો બધા દૂબળાપાતળા, જાણે દુકાળમાંથી આવ્યા હોય તેવા કેમ લાગે છે? વિદ્યાને ને લક્ષ્મીને વેર છે એમ કહેવાય છે પણ, વિદ્યાને ને શરીરને પણ વેર હોવું જોઈએ એમ એ લોકોને જોઈને મને લાગે છે મને થાય છે કે જો ભૂલેચૂકે એ લોકોથી એક બે રોટલી વધારે ખવાઈ જાય તો એમને ડૉક્ટરને ત્યાં દોડવું પડતું હશે" ગુજરાતના લેખકો બધા દૂબળા, પાતળા, માંદલા કે રીકા, માયકાંગલા જ છે એવો એમનો મત બંધાઈ ગયો હતો એક વખત એમને રસ્તા પર ધીમે ધીમે ગજગતિથી સામેથી ચાલ્યા આવતા બળવંતરાય ઠાકોરને બતાવીને એ જ મિત્રે કહ્યું, "આ સામેથી આવે છે તે પણ અમારા સાહિત્યકાર છે બહુ આગળ પડતા લેખક છે એમને માટે તમને શું લાગે છે?" "એમ ! નવાઈ જેવું, આવા કોઈ સાહિત્યકાર આપણે ત્યાં હશે એમ મને કદાપિ લાગેલું જ નહિ," એ ભાઈ બોલી ઊઠ્યા આપણા સાહિત્યકારોને શરીરસંપત્તિની બાબતમાં જે અપકીર્તિ સાચી અથવા જૂઠી રીતે મળે છે, તેમાંથી ઉગારનાર જે થોડાઘણા મહાપુરુષો છે તેમાં બળવંતરાયનું સ્થાન મોખરે મૂકી શકાય

જેવો માણસ તેવી તેની શૈલી એ સૂત્ર સર્વાંશે સાચું નથી પણ શ્રી. ઠાકોરની બાબતમાં તો એ સાચું જ છે એમ લાગ્યા વિના રહેતું નથી એમના જેવી જ એમની શૈલી ભારે વજનદાર હોય છે કવિતા તો નાજુક, લલિત ને કોમળ શબ્દોથી ભરેલી હોય, એમાં ભારે કર્કશ શબ્દો ચાલે નહિ, એવા ખ્યાલથી જો કોઈ ઠાકોરની કવિતા વાંચવા જાય તો એ જરૂર નિરાશ થયા વિના રહે નહિ 'પુષ્કળ કવિતા માત્ર પોચટ આંસુ સારતી' એમ આપણી કવિતાને માથે દોષારોપણ એમણે કર્યું છે, અને એ દોષને નિવારવા એ છેક સામે છેડે જઈને બેઠા છે. એમની કવિતા આંસુ સારતી નથી, એટલું જ નહિ, પણ કેટલીકવાર વાચક પાસે આંસુ પડાવે છે. એમની કવિતા માટે એક જણે મજાકમાં કહ્યું હતું કે "મારા એક મિત્રને દાંત પડાવવાના હતા દાંતના ડૉક્ટર પાસે જવાની એની હિંમત ચાલતી નહિ મે એમને બળવંતરાયની કવિતાનું પુસ્તક લઈ તેમાંની કવિતા દહાડામાં દશવાર મોટે સાદે લલકારી જવાનું કહ્યું. છ દિવસમાં

# વિચારપ્રધાન કવિતાના પ્રવર્તક આપણા બલ્લુકાકા

બ. ક. ઠા અથવા 'બલ્લુકાકા' તરીકે એમના પરિચિત મંડળમાં ઓળખાતા એ સમર્થ સાહિત્યકાર અને ગણપતિદાદા વચ્ચે ઘણું સામ્ય છે.

સૌ દેવોમા પહેલી પૂજા ગણપતિની થાય છે તેમ, આજે આપણા સાહિત્યકારોને અગ્રસ્થાને આવે છે શ્રી બળવતરાય ઠાકોર ગણપતિએ પૃથ્વીની પ્રદક્ષિણા કરી–અલબત્ત, ખરેખરી પ્રદક્ષિણા નહિ, પણ માતાપિતાની પ્રદક્ષિણા કરીને, પૃથ્વીની પ્રદક્ષિણા કર્યાની સિદ્ધિ મેળવી ને સિદ્ધિ તથા બુદ્ધિને વરવા ભાગ્યશાળી બન્યા, તેમ સાહિત્યની દુનિયામા 'પૃથ્વી'ની પ્રદક્ષિણા કરીને, અર્થાત એ વૃત્તની ચારે બાજુએ ફરી વળીને, એમણે કવિ તરીકે સિદ્ધિ મેળવી અને કાવ્યના પ્રદેશમા ઊર્મિને બદલે વિચારને–અર્થાત બુદ્ધિને માનભર્યું સ્થાન અપાવ્યુ. ગણપતિના હાથ નીચે અનેક સેવકો રહીને એનુ કાર્ય કરે છે, તેથી એમને, ગણના પતિ તરીકે ઓળખવામા આવે છે, તેવી જ રીતે ઠાકોરનુ પણ અનેક નવીન કવિઓ અનુકરણ કરી રહ્યા છે

આપણા બધા લેખકોમા સૌથી વધારે ધ્યાન ખેચે એવા જો કોઈ હોય તો તે બળવતરાય છે કેટલાક લેખકો મોટી સભામા આવે છે ત્યારે કોઈનુ ધ્યાન ખેચાતુ નથી, પણ બોલવા માડે છે ત્યારે સૌનુ ધ્યાન એના તરફ જાય છે પણ ઘણા તો આવે છે ત્યારેય ધ્યાન ખેચી શકતા નથી ને બોલે છે ત્યારે પણ લોકોનુ ધ્યાન ખેચી શકતા નથી એઓ આવે છે, બેસે છે, ઊભા થાય છે, બોલે છે, પાછા બેસી જાય છે, ને છેવટે ઘેર જાય છે તોયે કોઈનુ ખાસ ધ્યાન ખેચવા અસમર્થ બને છે ઠાકોર તો આવતા વાર જ સૌનુ ધ્યાન ખેચે છે, બોલે છે ત્યારે પણ સૌનુ ધ્યાન એમના તરફ ખેચાય છે અને સભા છોડીને જતા જતા પણ ઘણાનુ ધ્યાન ખેચે છે.

બળવતરાયે ફોઈએ પાડેલા પોતાના નામને બરાબર સાર્થક બનાવ્યુ છે. આપણા ઘણાખરા લેખકો શબ્દસમૃદ્ધિની બાબતમા માતબર હોય છે, પણ બુદ્ધિના વિષયમા એમનુ દારિદ્રય, એમના પુસ્તકો વાચીને આદરભાવ

ધરાવનારાઓ એમના શરીર જોઈને દયાના ભાવ દર્શાવે એવું હોય છે એમના લેખો વાંચીને 'અહો' કહેનારા એમના દર્શન કરીને 'અરે'નો ઉદ્‌ગાર કાઢે છે એક વખત સાહિત્યમાં રસ લેતા એક તરુણ ગૃહસ્થને, સભામાં એક સાથે બેઠેલા વિજયરાય વૈદ્ય, જ્યોતીન્દ્ર દવે, વગેરેનો એક ભાઈએ આથેથી પરિચય કરાવ્યો. એ અગાઉ એમના જેવી જ શરીરસંપત્તિ ધરાવનારા એ ત્રણ સાહિત્યકારોને એમણે જોયેલા એ પરથી એ બોલી ઊઠ્યા, "આપણા લેખકો બધા દૂબળાપાતળા, જાણે દુકાળમાંથી આવ્યા હોય તેવા કેમ લાગે છે? વિદ્યાને ને લક્ષ્મીને વેર છે એમ કહેવાય છે પણ, વિદ્યાને ને શરીરને પણ વેર હોવું જોઈએ એમ એ લોકોને જોઈને મને લાગે છે મને થાય છે કે જો ભૂલેચૂકે એ લોકોથી એક બે રોટલી વધારે ખવાઈ જાય તો એમને ડૉક્ટરને ત્યાં દોડવું પડતું હશે" ગુજરાતના લેખકો બધા દૂબળા પાતળા, માંદના કે ફીકા, માયકાંગલા જ છે એવો એમનો મત બંધાઈ ગયો હતો એક વખત એમને રસ્તા પર ધીમે ધીમે ગજ ગતિથી સામેથી ચાલ્યા આવતા બળવંતરાય ઠાકોરને બતાવીને એ જ મિત્રે કહ્યું, "આ સામેથી આવે છે તે પણ અમારા સાહિત્યકાર છે બહુ આગળ પડતા લેખક છે એમને માટે તમને શું લાગે છે?" "એમ? નવાઈ જેવું, આવા કોઈ સાહિત્યકાર આપણે ત્યાં હશે એમ મને કદાપિ લાગેલું જ નહિ," એ ભાઈ બોલી ઊઠ્યા આપણા સાહિત્યકારોને શરીરસંપત્તિની બાબતમાં જે અપકીર્તિ સાચી અથવા જૂઠી રીતે મળે છે, તેમાંથી ઉગારનાર જે થોડાઘણા મહાપુરુષો છે તેમાં બળવંતરાયનું સ્થાન મોખરે મૂકી શકાય

જેવો માણસ તેવી તેની શૈલી એ સૂત્ર સર્વાંશે સાચું નથી પણ શ્રી. ઠાકોરની બાબતમાં તો એ સાચું જ છે એમ લાગ્યા વિના રહેતું નથી એમના જેવી જ એમની શૈલી ભારે વજનદાર હોય છે કવિતા તો નાજુક, લલિત ને કોમળ શબ્દોથી ભરેલી હોય, એમાં ભારે કર્કશ શબ્દો આવે નહિ, એવા ખ્યાલથી જો કોઈ ઠાકોરની કવિતા વાંચવા જાય તો એ જરૂર નિરાશ થયા વિના રહે નહિ 'પુષ્કળ કવિતા માન પોચટ આંસુ સારતી' એમ આપણી કવિતાને માથે દોષારોપણ એમણે કર્યું છે, અને એ દોષને નિવારવા એ છેક સામે છેડે જઈને બેઠા છે એમની કવિતા આંસુ સારતી નથી એટલું જ નહિ, પણ કેટલીકવાર વાચક પાસે આંસુ પડાવે છે એમની કવિતા માટે એક જણે મજાકમાં કહ્યું હતું કે "મારા એક મિત્રને દાંત પડાવવાના હતા. દાંતના ડૉક્ટર પાસે જવાની એની હિંમત ચાલતી નહિ મેં એમને બળવંતરાયની કવિતાનું પુસ્તક લઈ તેમાંની કવિતા દહાડામાં દશવાર મોટે સાદે લલકારી જવાનું કહ્યું છ દિવસમાં

એના ત્રણ દાંત પડી ગયા !'' અલબત્ત, આમાં અતિશયોક્તિ છે, પણ ઠાકોરની કવિતા ભારે છે—સમજવી ને પચાવવી બંને રીતે ભારે છે તેમાં શક નથી. પણ એક વાર એ સમજાય તો એનો રસાસ્વાદ પણ અનેરો છે, એની પ્રતીતિ પણ સહૃદય વાચકને થયા વિના રહેતી નથી. એમની કવિતાને આપણે નાળિયેર સાથે સરખાવી શકીએ. બહારથી કઠણ ને અનાકર્ષક લાગે. અંદરનું કોપરું ખાવા માટે પહેલા કોચલું ભાંગવું પડે ને તે પછી જ એમાંથી કોપરું મળી શકે. અને કોઈક વાર આટલી બધી મહેનત પછી મળતું એ કોપરું ખોરું પણ નીકળે. આટલી બધી મહેનત કરીને કોપરું કોણ ખાય ? એનાં કરતાં લીલી દ્રાક્ષ શી ખોટી ? મોંમાં મૂકી એટલે બસ. તરત જ મીઠો મધુરો રસ મળી જવાનો. આમ જે માનતા હોય તે ભલે કોપરું ન ખાય, પણ કોપરાના પણ આશકો હોય છે. તે જ પ્રમાણે તરત સમજાય ને જેનો રસાસ્વાદ વગર પ્રયત્ને માણી શકાય, એવી જ કવિતા વાંચવાના શોખીનો ઠાકોરની કવિતા તરફ ઉપેક્ષાવૃત્તિ સેવે એ તદ્દન સ્વાભાવિક છે, અને એવા ઘણા છે પણ. 'બળવંતવાની'ના આશકો પણ છે, અને મોટે ભાગે એ સાહિત્યરસિકો છે.

ઠાકોરની કવિતા અને એમનાં અન્ય લખાણો સામાન્ય વર્ગ માટે નથી. ખરું જોતાં, કોઈ પણ બાબતમા સામાન્યતા તરફ ઠાકોરની વૃત્તિ જ નથી. લોકપ્રિયતા એ કોઈ પણ કૃતિની ઉત્તમતાનું માપ નથી અને ઠાકોરને એવી લોકપ્રિયતાનો જરા પણ મોહ નથી. એ પરથી એમ નહિ ધારી લેવું કે પોતાની કૃતિઓના પ્રશંસકો નીકળી આવે કે નહિ તે વિષે એ કેવળ બેદરકાર છે. પ્રશંસા એમને પ્રિય છે. ચોરા પર, ઊંચે આસને બેસીને કોઈ ઠાકોર બાપુ, 'તમે તો આવા છો ને તેવા છો,' એમ એના પ્રશંસકોના ઉદ્ગાર સાંભળી રાજી થાય છે ને ખુશાલીમાં ડોકું ધુણાવે છે, તેમ આપણા આ ઠાકોરનો પણ દરબાર છે. પણ એમના દરબારમાં અધિકારીઓને જ પ્રવેશ કરવાનો હક મળે છે એ અધિકારીઓ જ્યારે તેમની કોઈ કૃતિની કદર કરે છે ત્યારે સ્વાભાવિક રીતે જ એ પ્રસન્નતા અનુભવે છે.

## નવું પ્રયાણ

ગઈ પેઢીના આપણા ત્રણ અગ્રગણ્ય કવિઓ : નરસિંહરાવ, નાનાલાલ ને ઠાકોર. એ ત્રણેયે નવા ચીલા પાડયા છે. સુંદર ને ઉત્કૃષ્ટ કાવ્યો લખીને એમણે જેટલી કીર્તિ સંપાદન કરી છે, તેટલી જ કીર્તિ કવિતાના પ્રદેશમાં નવનવા પ્રયોગો કરીને ને નવીન શૈલીની સ્થાપના કરીને પણ એમણે મેળવી છે. નરસિંહરાવે પાશ્ચાત્ય શૈલીનાં ઊર્મિકાવ્યો આપણા સાહિત્યમા દાખલ કર્યાં. નાનાલાલે

ઈદ તૃતિયમ્ જેવી કોઈક અવનવી અપદ્યાગદ્યને નામે ઓળખાતી શૈલી દાખલ કરી ને બળવંતરાયે સોનેટસ ને વિચારપ્રધાન કવિતાને અગ્રસ્થાન આપતી એક નવીન પ્રકારની કાવ્યશૈલીને અપનાવી.

દલપતરામે પોતાને માટે કહ્યું છે - 'રચ્યા છે રૂડા છંદ દલપતરામે' અને કેવળ છંદની દષ્ટિએ જોઈએ તો એમના રચેલા છંદ રૂડા છે એ કબૂલ કરવું જોઈએ પરંતુ એમના સુપુત્ર નાનાલાલના હાથે ચઢીને એ રૂડા છંદની દશા છેક ભૂંડી થઈ પડી મહાકાવ્યને અનુકૂળ છંદની શોધ ઠેઠ નર્મદે શરૂ કરી હતી અને એની શોધ રોળા કે લાવણી સુધી આવીને અટકી ગઈ એ પછી મહા છંદની શોધ માટે નાનાલાલે બીડું ઝડપ્યું પણ એ શોધ દરમિયાન જે જે છંદો એમને હાથે ચઢ્યા તેની પાસે કસરત કરાવીને, તે સર્વના હાડના પાસળા એણે ઓખરા કરી નાખ્યા નરસિંહરાવે આ જાતના છંદપ્રયોગ બહુ કર્યા નથી એમણે ખંડ હરિગીત આદિ યોજ્યા છે, પણ તેમાં છંદના દેહનું જતન ને દમન થાય એ એમણે ઇષ્ટ માન્યું નથી નાનાલાલે તો આખરે મહાછંદના નિર્માણ માટે, કેવળ વિશેષણ મહ નને રહેવા દઈ, વિશેષ્ય છંદને દેશવટો દઈને, પદ્યનો આભાસ આપતી પદ્ય છટાવાળી કંઈક વિચિત્ર પ્રકારની ગદ્યશૈલીનો જ સ્વીકાર કર્યો ઠાકોરે પદ્ય સાથે નરસિંહરાવના પ્રમાણમા ઘણી વધારે અને નાનાલાલ કરતા ઘણી ઓછી છૂટ લઈને જુદા જુદા અખતરા કર્યા છે સાહિત્યમા સનાતની વૃત્તિ સેવનારાઓના કાનને ખૂંચે એવા ઘણા પ્રયોગો એમણે કર્યા છે બે લઘુને બદલે એક ગુરુ કે એક ગુરુને સ્થાને બે લઘુ મૂકીને, સોળ વર્ણના એક ચરણને બદલે આઠ આઠ વર્ણના બે ચરણે એ લોકોક્તિનુ, તેમ જ યતિને સ્થાનભ્રષ્ટ કરીને જોગીયતિનો જમાનો ગયો એ વાતનુ એમણે સ્મરણ કરાવ્યું છે પરંતુ મોટે ભાગે છંદનો લય-એનુ અંતસ્તત્ત્વ-એમણે અખંડ રાખ્યો છે કસરત કરતો માણસ હાથપગ લાંબા ટૂંકા કરે, શરીરના જુદા જુદા અંગોને કૃત્રિમ લાગે એવા વળાંક આપે પણ એનું વ્યક્તિત્વ એવું ને એવું જ રહે છે, તે જ પ્રમાણે બળવંતરાયના મંદાક્રાન્તા શાર્દૂલ શિખરિણી, પૃથ્વી આદિ કસરત કરતા હોય તેમ અંગોને લાંબાટૂંકા કરતા તેમ જ જાતજાતની અંગ ભંગીઓ કરતા દેખાય છે પણ તે છતા એનું સ્વરૂપ બહુધા અખંડિત રહે છે આવી કસરતથી એ વધુ બળવાન (અર્થદષ્ટિએ વધુ કાર્યક્ષમ) બને છે કે નહિ તે જુદો સવાલ છે સંસ્કૃતમા પણ બહુ ઓછા વપરાયેલા પૃથ્વી છંદને ગુજરાતમા જાણીતો ને માનીતો બનાવવાનું માન ઠાકોરને ઘટે છે બીજા બધા છંદો ગાઈ શકાય એવા છે ને પૃથ્વી એ ગાઈ શકાય એવો નથી-અગેય છે

એમ કેટલાક માને છે પણ એ મંતવ્ય તદ્દન ભૂલભરેલું છે. ગેયાગેયતાની બાબતમાં લગભગ બધા જ સંસ્કૃત છંદો સરખા છે, અને કોઈ રચના ગાઈ શકાય એવી છે કે નહિ તેનો આધાર એ રચના કરતાં પણ ગાનારા પર વિશેષ હોય છે.

નાનાલાલ તથા નરસિંહરાવની કદર તરત જ થઈ. નરસિંહરાવને રમણભાઈ મળ્યા ને એમણે 'કુસુમમાળા'ને ગુજરાતી કાવ્યસાહિત્યના ખારા રણમા એકમાત્ર મીઠી વીરડીનું સ્થાન આપી દીધું. નાનાલાલને પણ આરંભમા જ અનેક પ્રશંસકો મળી આવ્યા. ખુદ કાન્ત જેવા સમર્થ કવિએ 'ઊગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચન્દ્રરાજ' કહીને એમનો સત્કાર કર્યો પરંતુ બળવંતરાયે ખરી કમાણી–એમની સાથેના કાર્યકરો જ્યારે લગભગ પેન્શન પર ઊતર્યા ત્યારે ઉત્તરાવસ્થામા કરી. 'સહેની' ની વિલક્ષણ બાની ગુજરાતને શરૂઆતમા તો સમજાઈ જ નહિ એમ કહેવું વધારે પડતું નથી નરસિંહરાવના અનુકરણો અનેક થયા. નાનાલાલની છાપ એમની પછીના કવિઓ પર બહુ મોટા પ્રમાણમા પડી, પણ બળવંતરાયને માટે તો લાંબા વખત સુધી એકલે હાથે જ પ્રયોગો કર્યા જવાનું નિર્માયું હતું, અને છંદો અગેય ને કવિતા વિચારપ્રધાન હોવા જોઈએ એમ ઠોકીઠોકીને વારંવાર એ કહેતા. ઠાકોર એ પ્રકારની કવિતાઓ રચતા ગયા ને સાથે સાથે કવિતાનું શિક્ષણ પણ આપતા ગયા એમના શિક્ષણને પ્રભાવે ને કંઈક અંશે નાનાલાલની શબ્દાળુ ને વ્યોમવિહારી કલ્પનાઓના નિઃસત્વ અનુકરણથી કંટાળીને–નવા કવિઓ ઠાકોર પ્રત્યે વળ્યા, અને નાનાલાલે કવિતામા આકાશને ઉતાર્યું હતુ તેને સ્થાને હવે સર્વત્ર પૃથ્વીનો જયજયકાર થઈ રહ્યો. કવિતામા પાર્થિવતત્ત્વ, બધા જ અર્થમા વધ્યું. નાનાલાલની અને એના અનુકરણ કરનારાઓની શૈલી, વધારે પડતી શબ્દાળુ હતી તો ઠાકોરે એને ખૂબ જ મિતાક્ષર બનાવી. અત્યારે મુંબઈની નાની ઓરડીમા ઘણી વસ્તુઓનો સમાસ કરવો પડે છે, તે પ્રમાણે બહુ જ ટૂંકા લખાણમા ખૂબ વિશાળ અર્થ સમાવવાને મથતી એમની શૈલી ક્વચિત દુર્બોધ બની જાય છે, અને એમને પગલે ચાલીને પૃથ્વી છંદમા ચૌદ લીટીના અર્થગંભીર સોનેટ લખનારાઓના કાવ્યોમા, જે અર્થ કે વિચાર માટે એઓ વારંવાર ઢોલ વગાડે છે, તે અર્થ અથવા વિચાર બાપડો ચંપાઈ, છૂંદાઈ, દબાઈ, પિસાઈ, ગૂંગળાઈને એવો નિર્જીવ ને નિસ્તેજ થઈ જાય છે કે એ છે કે નહિ તેની પણ કેટલીક વાર ખબર પડતી નથી.

એક સંસ્કૃત લેખકે ગદ્યને કવિના નિકષ રૂપ-કસોટી સમુ-ગણાવ્યુ છે.

હંમેશ સંયમશીલ રહે છે. બીજા કવિઓના પ્રમાણમાં એ હંમેશાં ઠંડા લાગે છે. પ્રસંગ હોય ત્યા પણ એ ગરમ થતા હોય એમ જણાતું નથી. વ્યવહારમાં પણ એ કોઈ જોડે ગરમ થયા હોય, ગુસ્સે થવા છતાં ક્રોધને વ્યક્ત કર્યો હોય એવા દાખલા ઓછા હશે.

જુન્હાએ પોતાને cold blooded logician (ઠંડા લોહીના તાર્કિક) તરીકે ઓળખાવ્યા હતા. જુન્હાની બાબતમા એ શબ્દપ્રયોગ ભાગ્યે જ સાચો ઠરે, પરંતુ રામનારાયણને માટે એ પ્રયોગ બહુ ઉચિત રીતે કરી શકાય એમ છે. એમની પ્રકૃતિ જ તર્કપ્રધાન છે એ હસવા રમવાની વાતો કરે, ટુચકાઓ કહે, ટૂંકી વાર્તા આલેખે, કટાક્ષપ્રધાન નિબંધો લખે કે પછી વિવેચન અથવા સંશોધનના ક્ષેત્રમા ઝંપલાવે પણ એ બધામાં તર્કનો આશ્રય કદી છોડતા નથી સ્વૈરવિહારના એમના લેખો વાચી એક જણે એમને 'હસતા ફિલસૂફ' કહ્યા છે. ફિલસૂફ કરતા ચિંતક શબ્દ એમને માટે વધારે ઔચિત્યપૂર્વક વાપરી શકાય એમ છે એમણે સ્વૈરવિહારી ઉપનામ ધારણ કર્યું છે અને એ નામથી લખેલા એમના લેખો પ્રથમ દૃષ્ટિએ એમના ઉપનામને સાર્થક કરે એવા દેખાય છે, પરંતુ ખરી રીતે જોતા સ્વૈરવિહાર એમના સ્વભાવમા જ નથી. આહારમાં કે વિહારમા, આચારમા કે વિચારમા, પ્રચારમા કે સંચારમા એ કોઈમા પણ સ્વૈરતાનો આદર કરે તો તે રામનારાયણ નહિ.

રામનારાયણની સાહિત્યપ્રવૃત્તિનુ પ્રેરક, ચાલક અથવા નિયામક બળ તે સિસૃક્ષા નહિ, પણ ચિંતનશીલતા છે આટલું તો લખ્યા વગર નહિ જ ચાલે એમ એમને ભાગ્યે જ લાગ્યુ હશે. એમની જિજ્ઞાસાવૃત્તિ બહુ જ પ્રબળ છે. એમના જેટલી જિજ્ઞાસાવૃત્તિ આપણા બીજા કોઈ પણ સાહિત્યકારમા ભાગ્યે જ હશે. એમની કુતૂહલવૃત્તિ લગભગ બાળક જેવી છે સાહિત્યના જ નહિ પણ સાહિત્ય સિવાયના બીજા અનેક વિષયો પ્રત્યે પણ એમને એવી જ તીવ્ર કુતૂહલવૃત્તિ રહે છે. 'આ શું?' 'આમ કેમ?' એવા પ્રશ્નો એમની બુદ્ધિ દરેક બાબતમા ઊભા કર્યા જ કરતી હશે અને બીજેથી એ પ્રશ્નોનુ સમાધાન ન મળતા એનો ઉકેલ પણ એ પોતે જ શોધી કાઢતી હશે

અત્યારના આપણા વિદ્વાનોમા એમના જેવો પિંગળશાસ્ત્રનો અભ્યાસ બીજા કોઈનો નહિ હોય, વર્ષોની જહેમત ને સંશોધન પછી એમણે હમણા જ પ્રસિદ્ધ કરેલો એ વિષય પરનો ગ્રંથ, એ કેશવલાલ ધ્રુવના આ જ વિષય પરના ગ્રંથ પછીનો બીજો આપણો પ્રમાણભૂત ગ્રંથ કહી શકાય એવો છે.

બાલસદૃશ કુતૂહલ ધરાવતા આ પ્રૌઢ વિદ્વાને અનેક તરુણ લેખકોની મૈત્રી સાધી तरुणतरुणायते એ ન્યાયે તારુણ્યનો ઉત્સાહ ટકાવી રાખ્યો છે. આપણા અનેક તરુણ વાર્તા લેખકો, કવિઓ, ભાષાશાસ્ત્રમાં રસ લેનારાઓ ને ઊગતા લેખકોને એમની મૈત્રી પ્રાપ્ત કરવાનો લહાવો મળ્યો છે. એ એમના મિત્ર ને માર્ગદર્શક બન્યા છે.

એમની શૈલી ઠરેલ, સુઘડ, પ્રસન્ન ને દોષરહિત છે, છતાં એમને શૈલીકાર ભાગ્યે જ કહી શકાય. જેમ પાંચ કે પંદર વાક્યો વાંચીને આ તો નાનાલાલનું, નરસિંહરાવનું કે ઠાકોરનું લખાણ છે એમ તરત જ આપણી પ્રતીતિ થઈ જાય છે, તેમ રામનારાયણનો લેખ વાંચી આ લખાણ બીજા કોઈનું ન હોઈ શકે એમ કહેવું મુશ્કેલ છે. ભાષા કરતાં વિચાર તરફ એમનો ઝોક વધારે હોય છે. સૌંદર્ય કરતાં સરલતા, ને વિશિષ્ટતા કરતાં વિશદતા એ એમને વધારે આદરપાત્ર લાગે છે.

રામનારાયણ ખરેખરા અર્થમાં વિદ્યાવ્યાસંગી છે. સરસ્વતીની ઉપાસના કરતાં *बालादपि ग्राह्यम्* । એ ન્યાયે જ્યાંથી જે કાંઈ પણ જાણવાનું મળે તે મેળવી લેવા એ હંમેશ ઉત્સુક રહે છે, સર્જન કરતાં અર્જન તરફ એમના સ્વભાવનું વલણ વિશેષ હોય એમ લાગે છે, અને વાર્તા, કવિતા આદિ જે સર્જનાત્મક પ્રવૃત્તિ એમણે કરી છે, તે મોટે ભાગે સંજોગવશાત આવી પડેલી ફરજને કારણે કરી હોય એમ જણાઈ આવે છે.



# ઉમાશંકર જોશી : સિદ્ધિ અને પ્રસિદ્ધિ

"સરસ્વતીનો પ્રસાદ પણ ઈશ્વરાનુગ્રહ જેવો જ છે મોટા ભાગના મનુષ્યો પ્રયત્નો કરવા છતાં એથી વંચિત રહે છે, કોઈકને એ ઘણી તપશ્ચર્યા પછી પ્રાપ્ત થાય છે અને બહુ જ વિરલ વ્યક્તિઓને ખાસ તપશ્ચર્યા સિવાય સહેજમાં એ મળી જાય છે" ઉમાશંકર વિશે વાત કરતાં એક સાહિત્યરસિક મિત્રે ઉપલી મતલબનું વિધાન કર્યું ત્યારે મેં પૂછ્યું, "એટલે તમે એમ કહેવા માગો છો કે ઉમાશંકર બહુ મહેનત કર્યા સિવાય સરસ્વતીનો કૃપાકટાક્ષ પામી શક્યા છે?" "હા, જુઓની સામાન્ય રીતે સાહિત્યસૃષ્ટિમાં પ્રવેશ કરનારાઓ કેટલા બધા પરિશ્રમ પછી કંઈક સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે, અને સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી પણ પ્રસિદ્ધિ તો કેટલી મોડી એમને મળી શકે છે, પણ ઉમાશંકરને સાહિત્યસૃષ્ટિમાં સિદ્ધિ ને પ્રસિદ્ધિ બન્ને બહુ નાની વયમાં જ અને તે પણ પુષ્કળ પ્રમાણમાં પ્રાપ્ત થઈ છે," એમણે જવાબ દીધો

સાહિત્યના અન્ય પ્રકારો માટે અભ્યાસ ને પરિશ્રમની જેટલી જરૂર પડે છે તેટલી કવિતા માટે પડતી નથી કવિ વિદ્વાન ન હોય એટલું જ નહિ, પણ પોતાના વિષયોનું પણ શાસ્ત્રીય જ્ઞાન એને ન હોય તો પણ ચાલી શકે પ્રતિભા ને પ્રસ્વેદ ઈશ્વરદત્ત શક્તિ ને સ્વકીય પરિશ્રમ એ બેના સુભગ સંયોગે જ સાહિત્યમાં તેમ જ જીવનના અન્ય વ્યવહારોમાં સિદ્ધિ સાધી શકાય છે પરંતુ કવિતા માટે પ્રસ્વેદ કરતાં પ્રતિભાનું મહત્ત્વ વધારે છે. કવિતાના ઉદ્ભવહેતુમાં શક્તિને મમ્મટે પહેલું સ્થાન આપ્યું છે, અને કવિઓ જન્મે છે, બનાવી શકાતા નથી, એવી જે ઉક્તિ પ્રચલિત છે તે પણ આ જ વસ્તુ સિદ્ધ કરે છે એટલે કોઈક અપૂર્વ પ્રતિભાશાળી પુરુષ સરસ્વતીની પરિશ્રમપૂર્વક આરાધના કર્યા સિવાય પણ સમર્થ કવિ બની શકે તો તેમાં આશ્ચર્ય જેવું નથી.

પરંતુ ઉમાશંકર માટે એવું વિધાન કરવું એ યોગ્ય લાગતું નથી એમણે

અલ્પ વયમાં જ ગણનાપાત્ર સિદ્ધિ મેળવી લીધી છે એ સાચું, પણ તેથી એ સિદ્ધિ અલ્પ પ્રયાસે પ્રાપ્ત કરી છે એમ માની લેવું એ બરાબર નથી ઉમાશંકર

માત્ર કવિ જ નથી, સાહિત્યના ભિન્ન ભિન્ન પ્રકાર એમણે સફળતાપૂર્વક ખેડ્યા છે. કેવળ પ્રતિભાને બળે જ એમણે કરેલું કાર્ય કોઈ કરી શકે એ મનાય એમ નથી. ખરી રીતે જોતાં એમણે જે કાંઈ કર્યું છે તે બધાને માટે પૂરેપૂરી તૈયારી કરી છે. ઈશ્વરે મજબૂત શરીર આપ્યું હોય અને વ્યાયામ કર્યા વિના પણ કોઈ તંદુરસ્ત ને બળવાન રહી શકે એ ન જ બને એમ નથી, પણ દેહસૌષ્ઠવ, અંગોપાંગોને ફાવે તે રીતે વાળવાની શક્તિ ઇત્યાદિ કસરત વિના ભાગ્યે જ પ્રાપ્ત થઈ શકે છે. એ જ પ્રમાણે, બહુ અભ્યાસ વિના સુંદર કાવ્યો કદાચ રચી શકાય, પણ કવિતાના શાસ્ત્રનું જ્ઞાન, વિવિધ છંદો પરત્વે જુદા જુદા પ્રયોગો, તત્કાલીન વિચારસરણીનો વિવેકપૂર્ણ સમાદર, પૂર્વેના કવિઓના આ ઉત્તમ ગુણોનો સુભગ સમન્વય; એ બધું અભ્યાસ વિના સાધી શકાતું નથી. ઉમાશંકરે પણ મેદાનમાં આવતાં પહેલાં દંડ બેઠક કર્યાં છે, એની પ્રતીતિ એમના અન્ય લખાણો દ્વારા સહજ રીતે થાય છે એટલું જ નહિ, પણ એમનાં કાવ્યો જોતાં પણ મળી રહે છે.

ઈશ્વરદત્ત પ્રતિભા ઉમાશંકરને પ્રાપ્ત થઈ છે એ સાચું, પણ એ પ્રતિભાનાં બીજને અભ્યાસના જલથી સિંચન કરીને એમણે સ્વપ્રયત્ને વિકસાવ્યું છે. કદાચ એ પ્રતિભા એમને ન વરી હોત તો એ કાવ્યો લખત નહિ, પણ એવી પ્રતિભા વિના પણ એ સરસ્વતીની ઉપાસના કર્યા વિના રહી શકતે નહિ એમ એમનો સ્વભાવ જોતાં લાગે છે. મેળવાય તેટલું અને બને તેટલા વિષયોનું જ્ઞાન મેળવવાની એમનામાં અદમ્ય ઉત્કંઠા છે. પ્રકૃતિથી જ એ અભ્યાસશીલ છે. જે વિષય લીધો હોય તેનો બધી બાજુથી અભ્યાસ કરી, તેમાં ઊંડા ઊતરી, અંદરના તત્ત્વનું ગ્રહણ કરવા એઓ હમેશ ઉત્સુક હોય છે. એવો મનુષ્ય કદાચ સમર્થ કવિ ન થઈ શકે તો પણ ઉત્તમ વિવેચક તો જરૂર બની શકે, એ કદાચ પ્રખર સાહિત્યકાર ન બની શકે તો પણ ઉત્તમ કોટિનો વિદ્વાન તો જરુર બને.

પ્રથમ પ્રયત્ને જ અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત કરનારા લેખકો પાછળથી લથડી જાય છે. પહેલા પ્રયાસમાં જ એમની સર્વ શક્તિ ખરચાઈ જાય છે તેથી, કે અલ્પ પ્રયાસમાં મળેલી સફળતાને લીધે એમના મગજમાં અભિમાનનો પવન ભરાઈ જવાથી, બીજા કશા માટે અવકાશ રહેતો નથી તે કારણે પણ, ઉત્તરોત્તર એમની કૃતિઓ નબળી નિવડતી જાય છે અને સાહિત્યાકાશમાં ધૂમકેતુની પેઠે અચાનક આવીને આખા વ્યોમપ્રદેશને તેજથી ભરી દઈ, સૌની આંખોને આંજી નાખી, એટલા જ જલદી એ અદૃશ્ય થઈ જાય છે.

ઉમાશંકરે પ્રારંભમાં જ મેળવેલી સિદ્ધિને ટકાવી રાખી છે એટલું જ નહિ,

પણ ઉત્તરોત્તર વિકાસ સાધતા રહીને સાહિત્યના ભિન્ન ભિન્ન પ્રદેશોમા સફળતા પૂર્વક પ્રચાર કર્યો છે

એમને રણજીતરામ સુવર્ણચન્દ્રક મળ્યો તે પ્રસંગના યોજાયેલ સમારભમા એક સુવિખ્યાત પ્રૌઢ સાહિત્યકાર પણ હાજર હતા તેમણે ઉમાશંકરને આશીર્વાદ આપતા એવી મતલબના ચેતવણીના સૂર પણ કાઢ્યા હતા કે "નાની વયમા સફળતા મળતા અને વિદ્વાનો ને સામાન્ય જનો તરફથી પ્રશંસાના ઉદ્ગારો સાભળતા ઘણા તરુણ લોકો ફુલાઈ જાય છે અને તેથી તેઓ પ્રગતિ કરતા અટકી જાય છે આ તરુણ લેખક આ ભયસ્થાનને સમજી લઈ તેને વટાવી જશે એવી આશા રાખુ છુ "

સ્વલ્પ સિદ્ધિથી ફુલાઈ જઈને, મેળવેલી મૂડી પર જીવન ગુજારતા રહીને આગળ પ્રગતિ કરતા અટકી જનારાઓના દાખલા ઓછા નથી પરંતુ ઉમાશંકર માટે એવો ભય સેવવાનુ કશુ કારણ નહોતુ. ફુલાવાનું એમના શરીર ને મન બન્નેની પ્રકૃતિથી વિરુદ્ધ છે કીર્તિ મળ્યા છતા કીર્તિની પાછળ દોડનારા, લોકનજરમાથી રખેને ખસી જઈશુ એવી નિરંતર ભીતિ સેવનારા, બીજી રીતે મયમશીલ ને વિચારવાન પણ કીર્તિ કે પ્રસિદ્ધિના વિષયમા બાલિશ ને ઉપહાસ યોગ્ય લાગે એવી નિર્બલતા દાખવનારા સાહિત્યકારો, દેશસેવકો ને સમાજ-સેવકો એટલા બધા છે કે જેમા ઉપાર્જન માત્ર યશનુ જ થઈ શકે છે, જેની મૂલ્યવત્તા ને કદરનુ માપ ફક્ત કીર્તિ વડે જ આકી શકાય છે, એવી સાહિત્ય કૃતિનો ઉમાશંકર જેવો સ્રષ્ટા, પોતાને પ્રાપ્ત થએના યશથી કદાચ અભિમાનનો અનુભવ કરે ને આ પ્રાણુલભ્ય ફળ અલ્પાયાસે ફાંતકડા માર્યા વિના મળી ગયુ, એમ માનીને મૂછ પર હાથ મૂકે તો એમા એમને દોષ દેવાનુ કોઈ કારણ નથી એમ કરે તો તેમા એ મહાજનના

પહેલવહેલા મેં ઉમાશંકરને જોયા ત્યારે એમની સૌમ્ય, શાંત ને સ્મિતભરી મુખમુદ્રા જોતાં મને સંશય થયો હતો કે આ નાજુક ને સ્મિતભર્યા ચહેરા પર કોપની રેખાઓ અંકિત થતી હશે ખરી? અને થોડા જ વખતમાં મારા સંશયનું નિવારણ થયું. કેટલાક સાહિત્યરસિક મિત્રો ભેગા મળી ટોળટપ્પા કરતા હતા. એમાંના એક જણે ઝીણાભાઈ દેસાઈ પ્રત્યે કંઈક કટાક્ષ કર્યો. કટાક્ષ કંઈક વધારે પડતો કડવો અને અસ્થાને પણ હતો. ઝીણાભાઈમાં ખિજવાવાની શક્તિ જ નથી. એમણે હસતે મુખે સાંભળ્યા કર્યું. પણ એમની બાજુમાં ઉમાશંકર બેઠા હતા. એમનાથી એ સહન થઈ શક્યું નહિ અને એ એકદમ ઊકળી ઊઠ્યા. જાણે જ્વાલામુખી ફાટ્યો. ઘણી મહેનતે ને ઘણા વખત પછી એમને શાંત કરી શકાયા. બીજાને ખાતર ઉમાશંકર આટલા જલદી ને આટલા બધા કોપાન્વિત થઈ શકે છે એ મેં ત્યારે પહેલી વાર જાણ્યું. એ પછી તો બે ત્રણ પ્રસંગે એમના પુણ્યપ્રકોપનાં દર્શન કરવાનો અવસર મને મળ્યો છે.

સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભાની બેઠકમાં કે પરિષદના સંમેલનની વિષયવિચારિણી સમિતિની સભામાં, કોઈક ઠરાવ રજૂ કરવામાં આવ્યો હોય અને ઉમાશંકરને એની સામે સૈદ્ધાંતિક વિરોધ હોય, તો એ વિરોધ એ ખૂબ જોરશોરથી વ્યક્ત કર્યા વિના રહે નહિ. એટલું જ નહિ, કેટલીક વાર અંગત આક્ષેપ પણ એ કરી નાખે. ઉમાશંકરના મનમાં વ્યક્તિગત દ્વેષભાવ ભાગ્યે જ હોય છે. સિદ્ધાંત ખાતર અથવા પોતે જેને સિદ્ધાંત માન્યો છે તેને ખાતર 'ઝમાવી દેવી' એ એમના સ્વભાવમાં જ બીજરૂપે રહેલું છે. પરંતુ સ્વભાવની આ નબળાઈને એ ઝડપભેર વટાવી ગયા છે અને હવે તો વિરોધને પ્રસંગે પણ કોપથી લાલચોળ થઈ જવાને બદલે, ઉમાશંકર શાંતિથી ને ધીરજથી પોતાને જે કહેવાનું હોય છે તે કહી શકે છે.

જ્યાં જ્યાં અન્યાય, દંભ, અત્યાચાર દેખાય ત્યાં સર્વત્ર, એનો પોતાની પૂરેપૂરી શક્તિથી વિરોધ કરવો એ એમના સ્વભાવનું આગળ પડતું લક્ષણ છે. એમનાં કાવ્યો અને અન્ય લખાણોમાં પણ એ વરતાઈ આવે છે. દબાયેલા માટે લાગણી થાય ને એને દબાવનારા પ્રત્યે રોષ પ્રગટે એ બહુ સ્વાભાવિક છે; અને તેમાં કવિઓમાં તો એવી લાગણી બહુ ઉત્કટ રૂપે થાય. ઉમાશંકરે આવાં ચિત્રો આલેખ્યાં છે. પરંતુ એમાંના મોટા ભાગનાં ચિત્રો હૃદયના સાચા ભાવથી આલેખાએલાં હોઈ એમાંથી સત્યનો રણકાર ઊઠ્યા વિના રહેતો નથી. આ જાતનાં એમનાં કાવ્યો ને અન્ય લખાણોમાં એમને સફળતા મળી છે એ સાચું, પણ એમની પ્રતિભાને વિહાર કરવા માટેનું એ ખરું ક્ષેત્ર નથી એમ એમણે, આપણી

સંસ્કૃતિના ઉચ્ચ આદર્શો, મહાભારત આદિનાં મહાકાય પાત્રો તથા ભવ્ય ને ઉદાત્ત ભાવનાઓને વિષય બનાવીને જે આલેખન કર્યું છે અને એમાં જેટલી સફળતા સાધી છે તે જોતાં કહી શકાય એમ છે.

કાવ્યની રીતિ જ નહિ પણ ભાવના ને દર્શન પરત્વે પણ, એકબીજાથી સામે છેડે જઈ બેસનારા નાનાલાલ ને બળવંતરાયનો સુભગ સમન્વય ઉમાશંકરે સાધ્યો છે. આકાશમાં ઉડ્ડયન કરીને ગંધર્વનગરીમાં વિહાર કરવાને બદલે, પૃથ્વી પર પગ સ્થિર રાખીને વસ્તુનું યથાતથ દર્શન કરવું ને તેનું વાસ્તવિક આલેખન કરવું, શબ્દના મોહમાં પડીને અર્થ પરત્વે બેદરકાર થવાને બદલે અર્થને પ્રાધાન્ય આપી શબ્દને ગૌણ સ્થાન આપવું એ બળવંતરાયની કાવ્યશૈલીઃ અને ગગનગામી ભવ્ય કલ્પનાઓમાં મસ્ત રહેવું, કાનમાં જેનો રણકાર વાગ્યા કરે એવાં લલિત ને કોમળ શબ્દોનો ખડકલો કરવો-પછી તેમાંથી અર્થ કેવો ને કેટલો નિષ્પન્ન થાય છે તે કવિ પોતે પણ નહિ, ફક્ત ભગવાન જાણે, જગતની સામાન્ય વસ્તુઓ તરફ નજર પણ કરવાની વાતને નિષિદ્ધ ગણવી, મીઠાશ ને લાલિત્યથી ભાવકને મોહમૂર્ચ્છામાં નાખી દેવો એ નાનાલાલની શૈલી : આ બન્ને શૈલીના સુંદર તત્ત્વો ચૂંટીને ઉમાશંકરે આત્મસાત બનાવ્યાં છે. બળવંતરાયની ક્લિષ્ટતા ને એમના ખરબચડાપણાને દૂર કરી, એમના વાસ્તવદર્શન ને અર્થપ્રાધાન્યને એમણે અપનાવ્યા છે, તેમ જ નાનાલાલની શબ્દાળુતા ને પિષ્ટપેષણને બાદ રાખી એમની ઉદાત્ત કલ્પના ને લલિત રચનાને એમણે સ્વીકાર્યાં છે.

કાવ્યને માટે કોઈ અવિષય નથી. ગમે તેવા ક્ષુદ્ર પદાર્થ પર સરસ કાવ્ય રચી શકાય એવા મંતવ્યથી પ્રેરાઈ, ઘણા કવિઓએ કાવ્યને માટે આપણને તદ્દન નકામા લાગે એવા વિષયો પર કાવ્યો રચ્યાં છે. પરંતુ એવા બધા જ પ્રયોગો સફળ થયા નથી. એ પ્રકારનાં મોટા ભાગનાં કાવ્યો માત્ર ચમત્કૃતિનાં ઉદાહરણ તરીકે ગણાવી શકાય એવાં છે. અને જે પ્રયોગો સફળ થયા છે તેની સફળતાનું કારણ વિષયની પસંદગી નહિ, પણ વિષય ક્ષુદ્ર ભાસે એવો હોવા છતાં, એમાં માનવસ્વભાવના કોઈક સનાતન ભાવનું નિરૂપણ થએલું હોય છે તે જ છે. સાચી રીતે જોતાં કવિએ પસંદ કરેલો એ ક્ષુદ્ર વિષય માત્ર નામ પૂરતો હોય છે. એ નામનો આધાર લઈને કવિ કહે છે તે કંઈક જુદી જ વાત. અને આ પણ કંઈ તદ્દન નવીન નથી. દલપતરામે, અલબત્ત, એમની પોતાની રીતે, આ પ્રકારના પ્રયોગો કર્યા જ છે. ઈશ્વર બહુરૂપી છે એમ એમણે એની ઘાંચી, મોચી, જંગ વગેરે સાથે તુલના કરી, બંનેમાં રહેલું સાદૃશ્ય કલ્પનાને બળે દર્શાવી પુરવાર કરવા પ્રયત્ન કર્યો છે, પણ તેથી ઈશ્વરની બહુરૂપતાનું ભાન થવાને બદલે

કવિના ચાતુર્ય તરફ જ આપણું ધ્યાન ખેંચાય છે. આજ પ્રમાણે 'જાજરુની માખી' કે 'ચુસાઈ ગએલો ગોટલો' એને કવિ કાવ્યનો વિષય બનાવી લખે છે, ત્યારે એઓ જાજરુની માખી માટે કે ચૂસાઈ ગએલા ગોટલા પરત્વે ખાસ કંઈ કહેતા નથી, એ પદાર્થ કે પ્રાણી માટે આપણા હૃદયમાં કોઈ પ્રકારનું ભાવસંચલન કરાવતા નથી, પરંતુ એ નામના ઓઠા હેઠળ કંઈક ઉપદેશ આપવા માગતા હોય એવું જ ભાન થાય છે. ઈશ્વરે જગતનાં સર્વ પ્રાણીને, પદાર્થને, મનુષ્યને પદાર્થપાઠ મળે તે માટે જ રચ્યાં છે એમ તો, કવિ માનતા નહિ હોય એમ કેટલીક વાર લાગે છે.

ખીંટી ગમે તેવી હોય તો પણ ચાલે. ઉપર ભેરવવાનાં કપડાં સારાં જોઈએ. એ જ પ્રમાણે વિષય ગમે તે ચાલે. એને આધારે થએલું વિષયનું કે ભાવનું નિરૂપણ ઉત્તમ હોવું જોઈએ. આમ કેટલાક કહે છે અને તેમાં કંઈક સત્ય પણ રહેલું છે. કંઈક જ કારણ કે વિષયની ક્ષુદ્રતા વસ્તુને અસર કર્યા વિના રહેતી નથી. આના દાખલા ઉમાશંકરના લખાણમાંથી જ મળી શકે એમ છે. એમણે સામાન્ય કે ક્ષુદ્ર વસ્તુઓને વિષય બનાવીને રચેલા કાવ્યો અને કર્ણ, કુન્તા, કૃષ્ણ, મદન, રતિ આદિ મહાકાય પાત્રો તેમ જ નિશીથ જેવા ભવ્ય પ્રસંગોને વિષય બનાવીને રચેલા ઉદાત્ત ને ભવ્ય કલ્પનાવાળા કાવ્યો, એ બેની સરખામણી કરી જોવાથી ઉપર્યુક્ત વિધાનની સહેજે પ્રતીતિ થઈ જશે.

કેવળ સાહિત્યની સેવા કરી જીવન નિભાવનાર સરસ્વતીના એકનિષ્ઠ ઉપાસકો આપણે ત્યાં અત્યંત વિરલ પ્રમાણમાં છે. પ્રતિષ્ઠા ને પૈસો અપાવે એવી નોકરીનો ત્યાગ કરીને, આપણી સંસ્કૃતિ ને આપણા સાહિત્યની સેવા કરવાના એકમાત્ર ઉદ્દેશથી પ્રેરાઈને, ઉમાશંકરે એવા અત્યંત વિરલ શારદાભક્તોમાં પોતાનું નામ ઉમેર્યું છે અને એ માટે કોઈ પણ જાતનું ડિંડિમ એમણે વગાડ્યું નથી. પોતે કશો ત્યાગ કર્યો છે અથવા ભેખ ધારણ કર્યો છે એવો આભાસ પણ એમણે ઊભો કર્યો નથી.

કવિતા, ટૂંકી વાર્તા, નાટક, સંપાદન, વિવેચન, નિબંધ આદિ સાહિત્યના અનેકવિધ ક્ષેત્રોમાં, ઓછી વધતી સફળતા મેળવનાર ઉમાશંકર એક બાબતમાં નિષ્ફળ નિવડ્યા છે—નવલકથાના આલેખનમાં. તે કદાચ કોઈ પણ માણસ બધા જ વિષયમાં સફળતા પ્રાપ્ત કરે તો તે નજરાઈ જાય એવા ભયથી, એકાદ બાબતમાં તો એને પાછો પાડવો જ એવી કુદરતની કોઈક કરામતને કારણે જ હશે એમ માનવું પ્રાપ્ત થાય છે.

★

# સુંદરમ્ : ઊર્મિ ને ચિંતનનો સુયોગ

આપણે ત્યાં તેમ જ અન્યત્ર પણ થોડા જ સમયમાં સિદ્ધિ મેળવી, સાહિત્ય સૃષ્ટિમાં અગ્રસ્થાને આવનારા સાહિત્યકારોના દાખલા બહુ વિરલ છે. કાવ્યદેશે બળવંતરાય ઠાકોર ને વિચારપ્રદેશમાં ગાંધીજીની પ્રેરણા હેઠળ જે નવીન પેઢીના કવિઓ આપણે ત્યાં આવ્યા, તેમાં સૌથી મોખરાનું સ્થાન સુંદરમ્ ને ઉમાશંકરે થોડા જ સમયમાં પ્રાપ્ત કરી લીધું.

સુંદરમ્‌નો પ્રથમ કાવ્યગ્રંથ 'કાવ્યમંગલા'–પ્રસિદ્ધ થયો કે તરત જ, આપણા સુપ્રસિદ્ધ વિવેચક વિશ્વનાથ ભટ્ટે એમનો પ્રથમ પંક્તિના કવિ તરીકે પુરસ્કાર કર્યો. પદલાલિત્યને પ્રાધાન્ય આપતી, ઊર્મિના ઉછાળાઓથી ચિંતનના દારિદ્ર્ય અથવા એની એકવિધતાને ઢાંકી દેતી, ઊંડાણ કરતાં સરળતાને વધારે આવકાર આપતી, કલાપી ને નાનાલાલની અસર હેઠળ જે પ્રણાલિકા આપણે ત્યાં બંધાઈ ગઈ હતી તેનો પરિત્યાગ કરી, સુંદરમે નવીન પ્રકારની કાવ્યશૈલીના વિવિધ પ્રયોગો કરી આપણા કાવ્યપ્રવાહની દિશા બદલી નાખી. કાવ્યના સ્થૂળ દેહ પરત્વે જ નહિ, પણ ઊર્મિ ને ચિંતનના કાવ્યના જીવાતુભૂત તત્ત્વમાં પણ એમણે નવીન પ્રસ્થાન આદર્યું. આપણા રૂઢ મંતવ્યોને આઘાત પહોંચાડે એવા વિચારોને વ્યક્ત કરતી, 'શબ્દોને ભલે તોડવા પણ છંદોભંગ કદી ન કરવો,' એવી પ્રણાલિકાનો સવિનય નહિ પણ અવિનય અનાદર કરતી પ્રથમ દૃષ્ટિએ સમજવી મુશ્કેલ પડે એવી એમની કવિતા ગુજરાતના સાહિત્યરસિકોએ વધાવી લીધી.

પ્રેમાનંદ ચઢે કે સામળ ચડે, નર્મદ મોટો કે દલપતરામ મોટો, નરસિંહરાવ ઉત્તમ કે નાનાલાલ ઉત્તમ એવી ચર્ચા આપણે ત્યાં વારંવાર થતી. એ જ રીતે નવીન કવિઓમાં ઉમાશંકર શ્રેષ્ઠ કે સુંદરમ્ એ વિષે પણ, એ બંનેના કાવ્યસંગ્રહો પ્રગટ થયા ત્યારે, સાહિત્યરસિકોમાં ચર્ચા ચાલતી. બીજાં કારણોની સાથે આ કારણને અંગે પણ નર્મદ અને દલપત વચ્ચે ઝઘડા ઊભા થયા. નાનાલાલ ને નરસિંહરાવ વચ્ચે પણ બહુ મેળ રહ્યો નહિ. પરંતુ પ્રથમ પદના આ બે હરીફો, એકબીજાની કાવ્યપ્રદેશે સ્પર્ધા કરવા છતાં, વ્યવહારમાં મિત્રો

બની ગયા અને ગુજરાતમા ઠેર ઠેર આ બંનેની જોડીએ સાથે ફરીને, પોતાના કાવ્યો વાચી સંભળાવી, ગુજરાતની કાવ્યરુચિને ઉત્તેજી, સંતોષી ને સંસ્કારી બનાવી.

હુ મોટો કવિ છુ એવો ખ્યાલ નર્મદને હતો અને એણે એ વ્યક્ત પણ કર્યો છે એવો જ ખ્યાલ નરસિંહરાવને પણ હશે જ એમ લાગે છે. નાનાલાલે તો વારવાર પોકારીને એ વાત કહી બતાવી છે. ઉમાશંકરના મનમા એવો વિચાર આવ્યો હશે એમ લાગતુ નથી સુંદરમ્ અભિમાની છે, એમણે આત્મશ્લાઘા કરી છે, એવા આક્ષેપ એમના પર થઈ શકે એવુ કોઈ કારણ એમણે કદી આપ્યુ હોય એમ જાણ્યામા નથી. પણ 'હુ સમર્થ કવિ છુ' એવો ભાવ એમના માનસ પ્રદેશમા પ્રકટ નહિ તો પ્રચ્છન્ન પણ રહ્યો હશે એમ લાગ્યા વિના રહેતુ નથી.

ઈશ્વરની ઇચ્છા વિના આપણે ડગલુ પણ ભરી શકતા નથી, પ્રકૃતિ, કુદરત, એ માનવોનો મોટામા મોટો મિત્ર છે, એને ખોળે જનારના દુખો ગુમ થઈ જાય છે, આ પ્રકારના સામાન્ય બની ગયેલા વિચારો ને ભાવોથી વિરુદ્ધ જઈને સુંદરમે ઈશ્વર સામે પણ આહ્વાન ફેંકી કહ્યુ, 'તારે હવે અવતાર લેવાની જરુર નથી, અમે અમારી મેળે, અમારી બગાડેલી બાજી સુધારી લઈશુ' પ્રકૃતિ એ માનવોનો મિત્ર નથી, પણ એના હાથ પણ મનુષ્યના રુધિરથી રંગાયેલા છે, માનવ ને પ્રકૃતિ બંને લાચાર ને દુર્બળોનુ શોષણ કરીને જ પોતે પુષ્ટ બને છે; આ જાતના વિચારો પોતાના કાવ્યો દ્વારા વ્યક્ત કર્યા છે.

એક પ્રસગ યાદ આવે છે પંદરેક વર્ષ પર ઉમાશંકર અને સુંદરમ સુરત આવ્યા હતા, ત્યારે એમના કાવ્યો સાભળવા માટે ત્યાની સાહિત્ય સભા તરફથી જાહેર સભા ગોઠવવામા આવી હતી એ સભાના પ્રમુખસ્થાને સનાતન ધર્મના સુરત અનુયાયી સજ્જન બિરાજ્યા હતા. ઉમાશંકરે પોતાના કાવ્યો વાચી અથવા ગાઈ સભળાવ્યા તે તો સભાજનો સાથે એમણે પણ રસપૂર્વક સાભળ્યા પછી સુંદરમે પોતાના કાવ્યો સભળાવવા માડ્યા શરૂઆતમા બે ત્રણ કાવ્યો તો પ્રમુખ સાહેબે રસપૂર્વક સાભળી પોતાનુ ડોકુ 'ધૂણાવી' સમતિ દર્શાવી પણ પછી 'કોયા ભગતની કડવી વાણી'માના કટાક્ષપ્રધાન કાવ્યો વાચવાની સુંદરમે શરૂઆત કરી પહેલા તો 'આ કહે છે શુ ?' એવા આશ્ચર્યના ભાવથી પ્રમુખ કવિ સામે જોઈ રહ્યા પછી ધીમે ધીમે જેમ જેમ સમજ પડતી ગઈ તેમ તેમ એમનુ આશ્ચર્ય વિરોધ ને તિરસ્કારમા પલટાવા લાગ્યુ આખરે 'હે ભગવાન, તમે હવે અહીં અવતાર ન લેશો તમે આ પૃથ્વી પર પધારીને દુનિયાને જરા સુધારી નથી હવે તમે નિરાતે આરામ લો. અમે અમારુ ફોડી લઈશુ' એવી

મનનગનું કાવ્ય આવ્યુ અને પ્રમુખ સાહેબની મદનશક્તિની પણ સીમા આવી રહી કવિ તરફથી નજર ખેચી લઈને ભવા સકોચી ઊંડા વિચારમા પડયા હોય એમ બેસી રહ્યા. કાવ્યવાચન પૂરું થયા પછી પ્રમુખ તરીકે એમને બોલવાનું આવ્યુ ત્યારે ઉમાશંકરની પ્રશસ્તિ કરી, સુંદરમ્ માટે શરૂઆતમા બે સારા શબ્દ કહી, પછી એમની ખબર લઈ નાખી. એમને નાસ્તિકનો ઇલકાબ આપ્યો સુંદરમ્ આ બધુ હસતા હસતા સાભળી રહ્યા. પાછળથી કોઈકે પ્રમુખ સાહેબ આગળ ખુલાસો કરતા કહ્યું હતું, 'સુંદરમ્ નાસ્તિક નથી, એ તો એમણે કટાક્ષમા– અવળવાણીમા કહ્યું છે, ઈશ્વર પર એમને શ્રદ્ધા નથી એમ નથી." પણ એ ખુલાસાની અસર પ્રમુખ સાહેબ પર જરા પણ થઈ શકી નહિ

પ્રમુખની પેઠે બીજા કેટલાક શ્રોતાઓને પણ સુંદરમ્ નાસ્તિક છે એમ લાગ્યું હતુ એવા એક શ્રોતાએ પોતાનો અભિપ્રાય મારી સમક્ષ પ્રગટ કર્યો ત્યારે મે એમને કહ્યુ, 'એ કેવળ નાસ્તિક છે એમ આટલા કાવ્યો પરથી કહેવુ એ ભૂલભરેલુ છે એમના કહેવાની મતલબ એટલી જ છે કે, માણસે પોતાના પુરુષાર્થ વડે સિદ્ધિ મેળવવી જોઈએ કોઈ પણનું, ખુદ ઈશ્વરનું પણ, આલબન એણે લેવું જોઇએ નહિ ભગવાન ઉપરથી આવીને તમારુ ભલુ કરી નાખશે એમ માનવુ એ નિર્બળતા ને કાયરતાનુ લક્ષણ છે અમે અમારો ઉદ્ધાર અમારી જાતે જ કરી લઈશુ એવો આગ્રહ રાખવો એ જ સાચા વીર ને સત્ત્વશાળી પુરુષોનો ધર્મ છે"

"એ ગમે તે હશે. પણ આવા કાવ્યોની છાપ શી પડે? સુંદરમને ઈશ્વર પર આસ્થા નથી ઈશ્વર નથી; એમ ભલે માનતા નહિ હોય, પણ ઈશ્વર હોય તો પણ એની મદદની અમારે સહેજ પણ જરૂર નથી એમ એ ભાર મૂકીને કહે છે તેનો શો અર્થ! એટલો જ કેની કે ઈશ્વરની એમને પરવા નથી ઈશ્વર છે જ નહિ એમ માનનારા નાસ્તિક અને ઈશ્વર હોય તો યે અમારે એ નમસો છે એમ માનનારા આસ્તિક વચ્ચે તો શો ભેદ છે? એ નાસ્તિક નહિ ને ના સ્તિકના બાપ જતે દહાડે એ પૂરેપૂરા નાસ્તિક બન્યા વગર રહે જ નહિ," એ ભાઈએ મારો વિરોધ કરતા કહ્યુ.

આપણે ત્યા જો કોઈ મુશ્કેલમા મુશ્કેલ કાર્ય હોય તો તે ખરેખરા ને પૂરેપુરા નાસ્તિક બનવાનુ છે શરૂઆતમા પૂરેપૂરી નહિ તો થોડા પ્રમાણમા પણ નાસ્તિકતા કદાચ અપનાવી શકાય, પણ વખત જતા એ ઓછી થતી જાય છે ને છેવટે નાસ્તિકતાનો આદર કરનાર પૂરેપૂરો આસ્તિક બની જાય છે. આવા

દાખલાઓ આપણે ત્યાં અનેક છે. પહેલેથી તે છેટલે સુધી નાસ્તિક તરીકે અથવા તો અજ્ઞેયવાદી તરીકે બદલાયા વિના, પોતાના અભિપ્રાય ને વિચારોને જાળવી રાખ્યા હોય તો તે બળવંતરાય ઠાકોરે.

સુંદરમ્ સાચા અર્થમાં નાસ્તિક કદી નહોતા પણ આધાર તો ઈશ્વરનો પણ ન લેવો, પોતાના સિવાય બીજા કોઈનામાં પણ વધારે પડતી શ્રદ્ધા ન રાખવી, બુદ્ધિમાં ન ઉતરે તે ભગવાન આવીને કહે તો પણ કબૂલ કરી ન લેવું એમ એ જરૂર માનતા ને જુદી જુદી રીતે, કોઈક વાર સીધી રીતે તો કોઈક વાર કટાક્ષની વાણીમાં વ્યક્ત કરતા.



## પ્રા વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

આપણે ત્યા જે ગણ્યાગાઠ્યા વિવેચકો છે તેમા પ્રા વિષ્ણુપ્રસાદનુ નામ બહુ અગ્રપદે મૂકી શકાય એમ છે

વિદ્વાન એ શબ્દ ઘણી વાર કેવળ ઔપચારિક રીતે વાપરવામા આવે છે વકીલો એક બીજાને માટે અથવા ન્યાયાધીશને માટે ને ન્યાયાધીશ વકીલોને માટે વિદ્વાન શબ્દનો પ્રયોગ લગભગ હમેશ કરે છે, અને ત્યારે ઘણીવાર જેને માટે એ શબ્દ વપરાયો હોય છે તે પણ સમજી શકે છે કે "આમણે મને વિદ્વાનની ઉપાધિ આપી છે તે માત્ર એક રૂઢિપ્રયોગ તરીકે, બાકી એ મને કંઈ ખરેખર વિદ્વાન માનતો નથી" આ જ પ્રમાણે ઘણા પ્રાધ્યાપકો માટે પણ વિદ્વાન શબ્દનો ને લેખકો માટે સાક્ષર શબ્દનો પ્રયોગ માત્ર કરવા ખાતર કરવામા આવે છે

પરતુ વિષ્ણુપ્રસાદની બાબતમા વિદ્વાન ને સાક્ષર એ બને શબ્દો યથાર્થ થઈને રહે છે પા સદી કરતા યે વધારે વખતથી એ સૂરતની કૉલેજમા અધ્યાપનનુ કામ કરી રહ્યા છે ખૂબીની વાત એ છે કે સસ્કૃત અને ગુજરાતી લઈને એમ એ થયેલા એ પ્રાધ્યાપકને, શરૂઆતમા લાબા વખત સુધી કૉલેજમા એ બેમાથી એકે વિષય શીખવવાનો મળ્યો ન હતો આમ છતા એ બને ભાષા અને તેના સાહિત્ય સાથેનો સબધ એમણે જાળવી રાખ્યો અગ્રેજી, સસ્કૃત અને ગુજરાતી એ ત્રણે ભાષા પર એઓ એક સરખુ પ્રભુત્વ ધરાવે છે

છે. આને લીધે એ બહાર બહુ ઓછા આવે છે. છેલ્લાં થોડાક વર્ષથી એ સૂરતની નર્મદ સાહિત્ય સભાના પ્રમુખ તરીકે કાર્ય કરે છે, પણ ઘણા લાબા વખત સુધી શહેરની સાહિત્યિક કે ઇતર પ્રવૃત્તિઓમા એઓ ભાગ લેતા નહિ. હવે એમણે થોડુ થોડુ બહાર ફરવા માડ્યુ છે પણ એમની વૃત્તિ મોટે ભાગે ગૃહાભિમુખ–ઘરમા જ રહેવાની છે. એમની વિદ્વત્તાને પણ એમની આ વૃત્તિનો ચેપ લાગ્યો હોય એમ દેખાય છે. એ પણ મોટે ભાગે ઘરમા જ પુરાઈ રહેવું પસંદ કરે છે. કોઈક જ વાર એ બહાર ફરવા નીકળી પડે છે. અને એકવાર જરા બહારની હવા લઈ આવ્યા પછી લાબા વખત સુધી ઘર છોડીને જવાની એને ઇચ્છા થતી નથી.

આચાર્ય આનંદશંકરના આ શિષ્ય પોતાના ગુરુના જેવા જ વિદ્યાનુરાગી, જ્ઞાનાર્જન માટે સતત પ્રયત્નશીલ હોવા છતા એમની પેઠે જ, વર્ષો સુધી અધ્યાપનનું કાર્ય કરી અનેક શિષ્યો ને પ્રશિષ્યોની પરંપરા સર્જવ્યા છતા, વિદ્યાનુ દાન કરવામા કૃપણ રહ્યા છે. સરસ્વતીની સેવા અનન્ય ભાવે નિરંતર એમણે કરી છે, ને એની કૃપા પણ બહુ સાગ પ્રમાણમા સંપાદન કરી છે, છતા પ્રસાદ વહેચતી વેળા એમણે હાથ જરા પાછળ ખેંચ્યો હોય એમ લાગ્યા વિના રહેતું નથી

અત્યાર સુધીમા 'ભાવના સૃષ્ટિ' એ લાલિત્યભર્યા નિબધોના સંગ્રહ ઉપરાત 'વિવેચના' તથા હમણા જ પ્રસિદ્ધ થયેલા 'પરિશીલન' નામના બે વિવેચનના ગ્રથો એમના તરફથી આપણને મળ્યા છે. આના કરતા ઘણા વધારેની અપેક્ષા ગુજરાતે એમની પાસેથી રાખી હોય તો તેમા કઈ ખોટુ નથી.

આપણા અન્ય વિવેચકો ઉપર કોઈ પૂર્વગ્રહ અથવા પક્ષપાતનો આક્ષેપ મૂકવા માગે તો મૂકી શકે. કહેવાનો આશય એમ નથી કે એ વિવેચકો પક્ષપાતવાળા અથવા પૂર્વગ્રહ વડે દોરાઈ ગયેલા છે. પરંતુ જેના પર એમણે ટીકા કરી હોય તેમને એવું લાગવાનો સંભવ રહે છે. જો કે મોટે ભાગે–એમ એમને લાગે તેમા–દોષ એ વિવેચકોનો હોતો નથી; પરંતુ વિષ્ણુપ્રસાદ માટે કોઈને એવો સંદેહ પણ ભાગ્યે જ થાય. એમણે પ્રતિકૂળ ટીકા–અને તે પણ સ્પષ્ટ ને સખ્ત શબ્દોમા–કરી છે, તેમ છતા એ ટીકા જેના પર થઈ હોય તેને એમનું મંતવ્ય કદાચ ખોટું લાગે, પણ એમની શુભ નિષ્ઠા વિષે જરાય શંકા નથી આવતી. આમા એક અપવાદ ગણાવવો જોઈએ એમને જ્યારે રણજીતરામ સુવર્ણચંદ્રક મળ્યો ત્યારે 'વિવેચનની પ્રતિષ્ઠા' વિષે એમણે જે વિદ્વત્તાભર્યું ને મનનીય ભાષણ કર્યું હતું, તેમા અત્યારે જે મુશાયરાનો રંગ ચાલી રહ્યો છે

તેને ઉદ્દેશીને વધુ સખ્ત અને જોરદાર શબ્દોમા એમણે ટીકા કરી હતી આથી એ જાતના મુશાયરાઓમા ભાગ લેનાર કેટલાક કવિઓ એમના પર ગુસ્સે થઈ ગયા હતા આ એક અપવાદ બાદ કરતા કોઈના કોપને એમણે નોતર્યો નથી, અને એ રીતે એ અજાતશત્રુ રહ્યા છે.

અધ્યાપક તરીકે વિષ્ણુપ્રસાદ એમના અનેક વિદ્યાર્થીઓનો માન આદર નહિ પણ પ્રીતિ પણ સપાદન કરી શકયા છે. બીજા બધા પ્રધ્યાપકોના વર્ગમા તોફાન કરી તેમને હેરાન કરવાની વૃત્તિવાળા વિદ્યાર્થીઓ પણ વિષ્ણુપ્રસાદના વર્ગમા શાત રહીને એમના ભાષણો સાભળે; અને વિષ્ણુપ્રસાદે વિદ્યાર્થીઓના આ આદર ને પ્રેમ, કોઈ પણ પ્રકારના આયાસ વિના, કેવળ સ્વાભાવિક રીતે મેળવી લીધા છે હાસ્યની ઊડી સમજ એમને છે ને ઊચા પ્રકારના હાસ્યને એ સારી રીતે માણી શકે પણ છે પણ પ્રકૃતિએ એ ગભીર છે, અને એમની ચાલની પેઠે એમની વાણી પણ ગભીર જ હોય છે કયારેક જરાક સ્મિત એ કરી લે છે-પણ કયારેક જ-ને તે પણ હોઠના ખૂણામા જ જન્મીને પાછુ એમા સમાઈ જાય એવુ નાનકડુ સ્મિત; પરતુ ગમે તેવા ગભીર વિષયને એ રસિક બનાવી શકે છે. વર્ગમા કે જાહેર સભામા એમને ભાષણ કરતા જેમણે સાભળ્યા હશે, તેને કદી પણ કટાળાનો અનુભવ નહિ થયો હોય બહુ જ ધીરેથી તોળી તોળીને બોલતા હોય એમ શબ્દો એ બોલે છે છતા એમની ગતિનો પ્રવાહ અસ્ખલિત વહે છે. કયાય ખચકાટ કે આચકો અનુભવાતો નથી એમને દાદર ચડતા જેણે જોયા હશે તેને એ બે ક્રિયાનુ સામ્ય જણાઈ આવ્યા વિના નહિ રહે ધીરે ધીરે, બહુ જ આસ્તેથી એ એક પછી પગથિયા ચઢે છે પણ એ ચઢાણની ગતિનો લય અખડ રહે છે. સગીતની પરિભાષામા કહુ તો એ હમેશ વિલબિત લયમા ગાય છે. દ્રુત લય એમને માફક નથી આવતો એમને જ્યારે હુ ચાલતા, દાદર ચડતા જોઉં છુ કે બોલતા સાભળુ છુ ત્યારે 'ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈને ડોલતો વાયુ વાય ' એ કાન્તની પક્તિ મને યાદ આવે છે.

## સત્ય ને સૌંદર્યનો સમાદર

વિવેચક તરીકે વિષ્ણુપ્રસાદ સત્યનો તેમજ સૌન્દર્યનો એકસરખો સમાદર કરે છે વક્તવ્ય વિશદ બને તેટલાથી જ એમને સતોષ નથી થતો, સચોટ પણ થવુ જોઈએ એમ એઓ માને છે વિષયના નિરૂપણ પરત્વે એ જેટલુ ધ્યાન આપે છે, તેટલુ જ લક્ષ શૈલી તરફ પણ આપે છે તટસ્થતાથી ને સ્વસ્થતાથી

એ વિષયનું તલસ્પર્શી નિરૂપણ કરે છે, ઝીણવટથી ગુણદોષની સમીક્ષા કરે છે, પ્રગલ્ભતાથી પોતાના મતનું સમર્થન કરે છે અને એમ કરવામાં પૂરેપૂરી શાસ્ત્રીય દૃષ્ટિ, સમતોલપણું ને પ્રમાણભાન જાળવે છે. પુસ્તકોનું અવલોકન હોય કે રસશાસ્ત્રના કોઈ સિદ્ધાંતની મીમાંસા હોય કે ભાષાશાસ્ત્રનો કોઈ કૂટ પ્રશ્ન હોય, એ સર્વમાં એકસરખી સ્વાભાવિકતા ને લીલાથી એમની પ્રતિભા સંચાર કરી શકે છે. શાસ્ત્રીય વિષયનાં એમનાં લખાણો એમની ગૌરવભરી છતાં ભારે નહિ, સંક્ષિપ્ત છતાં ક્લિષ્ટ નહિ, પાંડિત્યભરી છતાં શુષ્ક નહિ એવી શૈલી વડે સુવાચ્ય બની રહે છે. વાચક એમની વિદ્વતાથી જેટલો આકર્ષાય છે તેટલો જ એમની શૈલીથી મુગ્ધ થાય છે. શું કહ્યું છે તે કરતાં કેવી રીતે કહ્યું છે તે જ લલિત પ્રકારના સર્જનાત્મક સાહિત્યમાં વિશેષ મહત્ત્વનું છે એમ કેટલાક માને છે. એથી ઊલટું, લલિતેતર પ્રકારના શાસ્ત્રીય ગ્રંથોમાં મહત્ત્વ, કેવી રીતે કહ્યું છે તેના કરતાં શું કહ્યું છે તેનુ વધારે મનાય છે. વિષ્ણુપ્રસાદ બંનેને એક સરખું મહત્ત્વ આપતા હોય એમ દેખાય છે. શૈલીની છટા ને નિરૂપણની મર્મગામિતા એ વિવેચક વિષ્ણુપ્રસાદનાં મુખ્ય લક્ષણો છે.

## વધુ આશા

આપણી સાહિત્યની દુનિયામાં વિષ્ણુપ્રસાદની પ્રતિષ્ઠા પ્રમાણમાં મોડી થઈ છે. એમનાથી વયમાં ને વિદ્વત્તામાં નાના એમના શિષ્યો અથવા શિષ્ય જેવાના ગ્રંથો પ્રગટ થયા પછી એમના પુસ્તકો પ્રસિદ્ધિ પામ્યા. યુનિવર્સિટીમાં પણ એમના શિષ્યો પરીક્ષક નીમાયા તે પછી એમની પરીક્ષક તરીકે નિમણૂક થઈ, રણજીતરામ સુવર્ણચન્દ્રક એમની પાછળનાઓને એમના કરતાં પહેલો મળ્યો. આમ એમની કદર કંઈક મોડી થઈ, પણ તે માટે કોઈને દોષ દઈ શકાય એમ નથી એમણે પોતાના જ્ઞાનભંડારના દરવાજા ગુજરાત આગળ ઘણા મોડા ખુલ્લા કર્યા તે જ એનું કારણ છે, અને હજુયે એ ભંડારના બહુ અલ્પ ભાગનું જ આપણને દર્શન કરવા મળ્યું છે એમ એમના નિકટના જાણકારો કહે છે અનંત જ્ઞાનસમુદ્રમાંથી જેટલું એમણે મેળવ્યું છે, તેટલું બધું તો નહિ, પણ તેમાંથી બને તેટલાનો લાભ એ ગુજરાતને આપે એવી આશા—એ ફળશે એવી દૃઢ નહિ પણ આછી શ્રદ્ધાપૂર્વક—રાખીએ.

★

# ધનુભાઈ: કાલ અને આજનું મિલન

'કેમ કઈ તબિયત બરાબર નથી ?" એક વાર ભોજનપ્રસંગે ધનસુખલાલને વાર્તાલાપમાં મને મંદોત્સાહ થયેલો જોઈને પૂછ્યું "કાલનું માથું બહુ ચડ્યું છે," મેં જવાબ દીધો "લો, આ પાણી સાથે ગળી જાઓ," ધનસુખલાલે કહ્યું ને ગજવામાંથી બે સફેદ ટીકડી કાઢીને મને આપી ભોજનથી પરવારી સૌ ટોળટપ્પાં કરતા બેઠા હતા ત્યાં એક જણે કહ્યું, "આજે જરા વધારે ખવાઈ ગયું હોય એમ લાગે છે, પેટમાં ખૂબ ભાર થઈ ગયો હોય એવું જણાય છે" "કંઈ ફિકર નહિ આ ટીકડી જરા ગરમ પાણી મંગાવી એની સાથે ગળી જાઓ હમણાં પેટ હલકું ફૂલ જેવું થઈ જશે,' એમ કહીને ધનસુખલાલે ગજવામાંથી બીજી બે ટીકડી કાઢી એ ભાઈને આપી 'તમે શું ગજવામાં જ બધી દવાઓ રાખીને ફરો છો ? તમારું ગજવું એ તો દવાખાનું લાગે છે?" મેં આશ્ચર્યથી એમને પૂછ્યું "હા, હું બહાર જાઉં છું ત્યારે જુદી જુદી દવાઓ સાથે જ રાખું છું " એમણે જવાબ દીધો

આમ ગજવાને દવાખાનું બનાવીને ફરતા ધનસુખલાલને જોઈને કોઈને લાગે નહિ કે આ માણસ સાઠ વર્ષની વયમર્યાદાએ પહોંચી ગયા છે એમને પચાસ વર્ષ થયા તે પ્રસંગે એમના મિત્રોએ 'રંગીલા' નામક નાટ્યપ્રયોગ ભજવી એમનું બહુમાન કર્યું હતું તે વેળા 'ધનસુખલાલને પચાસ વર્ષ થયાં ! પાંતરીશ ચાલીશથી વધારે થયાં હોય એમ જરા પણ લાગતું નથી " એમ ઘણાઓએ કહ્યું હતું સામાન્ય રીતે આપણે ત્યાં મનુષ્ય સાઠ વર્ષનો થાય ત્યારે એ ઘરડો થઈ ગયો ગણાય છે એના ગાલમાં ખાડા પડે, ચામડીએ કરચલી વળે, માથાના વાળ સફેદ થઈ જાય અથવા ટાલ પડે, આંખનું તેજ કમી થઈ જાય, લાકડીના ટેકા વિના એનાથી ચાલી ન શકાય સાઠ વર્ષના ધનસુખલાલને જોઈને આપણા એ બધા ખ્યાલ ફેરવવા પડે એમ છે ભગવાન જાણે એમના શરીર પર પોતાના હાથ બહુ હળવે ફેરવ્યા છે આમ છતાં નવાઈની વાત એ છે કે નાનપણથી જ ધનસુખલાલને વિવિધ ઔષધિઓનો આધાર લેવો પડ્યો છે આરોગ્યસાધના અર્થે વિવિધ રોગોનો સામનો કરવામાં જ

એમના જીવનનો મોટો ભાગ વ્યતીત થયો છે. નાનપણમાં તબિયતને કારણે અભ્યાસ છોડવો પડ્યો ને મોટી ઉંમરે તબિયતને કારણે જ નોકરીમાથી રાજીનામું આપવુ પડ્યું.

અને છતાં એમની ઉંમરના તંદુરસ્ત માણસ કરતા પણ એ વધારે તંદુરસ્ત હોય એવા દેખાય છે. એમના શરીરે માંદગીને પચાવી દીધી છે. આ જ પ્રમાણે એમના માનસે પણ સંસારના ઝેરને પચાવી પોતાની તંદુરસ્તી જાળવી રાખી છે. હસતા ગુજરાતને હસતું રાખનાર આ હાસ્યકારને, કૌટુંબિક જીવનમાં વારંવાર કરુણ રસના ઘૂંટડા ભરવા પડ્યા છે એની ખબર કદાચ ઘણાને નહિ હોય. જેને પરિણામે માણસ કડવાબોલો, વક્રદર્શી કે વારંવાર ફરિયાદ કરવાના સ્વભાવવાળો થઈ જાય, તેવા અનેક અનુભવો પછી પણ ધનસુખલાલે લખવામા તેમ જ બોલવામા હંમેશાં મીઠાશ જ જાળવી રાખી છે.

ધનસુખલાલની પ્રકૃતિ નાજુક છોડ જેવી છે. યોગ્ય હવાપાણીની એને બહુ જરૂર રહે છે. આસપાસના વાતાવરણની અસર એના પર ઘણી થાય છે. કેટલાક ગવૈયાઓ મોટી મહેફિલ હોય ત્યારે જ ખીલે છે, નાનકડા મિત્રમંડળમા એ પોતાની શક્તિનો પરચો બતાવી શકતા નથી; ત્યારે કેટલાક ગાયકો મોટી મહેફિલ હોય ત્યારે હવાઈ જાય છે પણ નાનકડા મિત્રમડળ સમક્ષ એ પૂર્ણ કલાએ ખીલે છે. ધનસુખલાલ મોટા ટોળાંથી ડરતા રહે છે પણ નાનકડું મિત્રમડળ મળ્યું હોય ત્યારે એ સહેવાણી સુરતીલાલા ખરેખરા ખીલે છે. એમની સાથે વાત કરનારને કલાક ક્યા ગયો તેની ખબર પણ પડતી નથી. એમના રહેણીકરણી, રીતભાત, રુચિ–અરુચિ, આદિ જોઈને લાગે કે નવાબી જમાનામાંનો કોક અમીરઉમરાવને ત્યા ઉછરેલો જીવ આ વીસમી સદીના ધમાલિયા જીવનમા આવી પડ્યો છે. સંગીતશાસ્ત્રમાં જુદા જુદા રાગોને માટે અમુક "ઠાઠ" નક્કી કરવામા આવ્યા છે, એમ વ્યક્તિઓના જીવનને માટે પણ જાતજાતના 'ઠાઠ' નક્કી કરવામાં આવ્યા છે એમ માનીએ તો કહી શકાય કે ધનસુખલાલનુ જીવન નવાબી ઠાઠનુ છે. અન્યથી ભાગ્યે જ સમજાય એવું કેવળ સ્વભાવસિદ્ધ આભિજાત્ય અને સુરુચિ એ આ ઠાઠનો પ્રધાન સૂર છે, અને એમાં આવતા બીજા સૂરો તો કલારસિકતા, સુઘડતા, સુવ્યવસ્થા, સુકુમારતા ને સુંદરતા તરફ ન ઢાંકી શકાય એવો પક્ષપાત; જ્યાથી પણ મળે ત્યાથી જીવનનો ઉલ્લાસ મેળવી લેવાની વૃત્તિ, ધમાલ, ઉશ્કેરાટ, ધક્કામુક્કી, દોસાતુરેશી પ્રભૃત્યાદિ એના વિવાદી સૂરો છે અથવા એ ઠાઠમાં એ સૂરો બાદ રહે છે.

આવા નવાબી ઠાઠની સુરચના પર જીવનનો મેળ મેળવનાર ધનસુખલાલને કુદરતી રીતે જ ધાંધલ ગમે ભારે નફરત છે. બધું એમને સુવ્યવસ્થિત જોઈએ. ટ્રેનમાં મુસાફરી કરતા હોય ત્યારે ચહા તેમ જ નાસ્તો પણ એમના ડબ્બામાં પહોંચાડવા આવે તો તેને ગરબડ ઇન્સાફ આપવામાં એ પાછી પાની કરે એવા નથી પણ એ મેળવવા માટે ધમાલ કરવી પડે એમ હોય તો તેના વિના ચલાવી લેવાનું એ જરૂર પસંદ કરે

આપણા ઘણા લેખકોની પેઠે વાયદા કરવાનો એમનો સ્વભાવ નથી 'આવતા સોમવારે જરૂર લેખ આપીશ' એમ કહેનાર કેટલાય લેખકો તરફથી, તે પછીના સોમવાર સુધી લેખ મળતા નથી એવી ફરિયાદ સામયિકોના તંત્રીઓ કરે છે પરંતુ ધનસુખલાલે સોમવારે લેખ આપવાનો વાયદો કર્યો હોય તો શનિવારની સાંજ સુધીમાં એમનો લેખ તૈયાર થઈ જ ગયો હોય રેડિયો માટેનો વાર્તાલાપ તૈયાર કરવાનો હોય તો પંદર દિવસ પહેલાંથી એ તૈયારી કરવા માંડે ને માટે વિગતો ભેગી કરવાની હોય તો પુસ્તકો વગેરે જોઈ જાય, જાણકાર મિત્રોને પૂછી જુએ રફ નકલ તૈયાર કરી નાખે, પંદર મિનિટની સમયમર્યાદા હોય તો તેર કે સત્તર મિનિટ જેટલો એ લેખ ટૂંકો કે લાંબો તો નથી થઈ ગયો તે બે ત્રણ વાર વાંચી જોઈને નક્કી કરી લે સાત વાગ્યાની ટ્રેન પકડવાની હોય તો છ વાગ્યાથી જ એ તૈયાર થઈને બેસે દોડતી ટ્રેન એમણે કદી પકડી હશે એવી કલ્પના પણ કરી શકાય એમ નથી દોડતી ટ્રેન પકડવાનો વિચાર કરતાં પણ એમને કદાચ થાક લાગી જતો હશે ટ્રેન સાથે જ નહિ, પણ કોઈ પણ સાથે શરતમાં ઊતરવું એ એમના સ્વભાવમાં જ નથી પોતાની રીતે ધીમે ધીમે ને વ્યવસ્થિત રીતે બધું કરી છૂટવું એ જ એમને અનુકૂળ થઈ પડે છે અન્યથા કંઈ કરવાનું આવે ત્યારે એમને એ બહુ ભારે પડે છે

શરીરને તેમ જ મનને વગર કારણે વધારે તસ્દી આપવી એ એમને રુચતું નથી 'હેન્ડલ વિથ કેર' એમ કેટલાક 'પાર્સલ' પર લખેલું જોવામાં આવે છે, તેમ એમના શરીર પર પણ જાણે ચિઠ્ઠી ચોંટાડી ન હોય એવી રીતે એ હમેશાં સાવધાની રાખે છે વાદવિવાદ ને ચર્ચાચર્ચીના અત્યંત શોખીન એવા નરસિંહરાવના ગાઢ સમાગમમાં એ આવ્યા હતા એમણે સાહિત્યજીવનની શરૂઆત કરી ત્યારે એ સમયના લેખકો વાદવિવાદ ચર્ચાઓ કરવા માટે હમેશ તત્પર રહેતા, એમ છતાં ધનસુખલાલ હમેશાં એનાથી દૂર રહ્યા છે પ્રકૃતિથી જ વીપ્રચાત એમને ગમતી નથી ઊંડા પાણીમાં ઊતરવું એ એમના સ્વભાવથી વિરુદ્ધ છે આપણું તેમ જ પશ્ચિમનું સાહિત્ય એમણે સારા પ્રમાણમાં વાંચ્યું છે,

પણ તેમાં યે ખાસ કરીને નવલકથા, ટૂંકી વાર્તા, નાટકો, હળવા નિબંધો એ જ એમના વાચનના મુખ્ય વિષયો રહ્યા છે. પાંડિત્ય અને વિદ્વતાના એ વિરોધી નથી, કવિતાની કુમાશ પ્રત્યે તો એમનો ખાસ પક્ષપાત પણ છે, પરંતુ મગજને તસ્દી આપવી પડે એવી આધુનિક કવિતાઓ ને તત્ત્વચર્ચા કે પાંડિત્યભર્યા પુસ્તકો ને લેખો એ એમના વાચનના વિષયો બહુ અલ્પ પ્રમાણમા બની શક્યા છે.

એમણે હમણા હમણાં સાહિત્યના પુસ્તકોનું તેમ જ કલાકૃતિઓનું વિવેચન કરવા માંડયું છે, પરંતુ વિવેચનનો શાસ્ત્રીય અભ્યાસ, એના તત્ત્વોની ગંભીર ચર્ચા કે પાશ્ચાત્ય તેમ જ સંસ્કૃત આલંકારિકોના ગ્રંથોનો પરિચય એ એમના વિવેચનલેખોમા ભાગ્યે જ દેખાય છે.

ફૂલોમા એમને ગુલાબ સૌથી વધારે ગમે છે કે નહિ તે ખબર નથી, પણ સ્વભાવે તેમ જ દેખાવે ગુલાબ જેવા છે. ગુલાબની ઠંડી સુવાસ, એની નાજુકાઈને કોઈ જોરમા અડકે ને પાદડીઓ ખરી પડે એવી સુકુમારતા આ બધુ એમને જોઈને યાદ આવે છે પ્રતિકૂળ પરિસ્થિતિનો સામનો કરીને પથ્થરમાથી પણ માર્ગ કરી, કેટલાક વૃક્ષો બહાર નીકળી આવે છે, પણ કેટલાક નાજુક છોડનો તો ખાતરપાણી સારા મળે, માળી બરાબર સભાળ લે તો જ વિકાસ થાય છે. અન્ય તરફથી પ્રોત્સાહન મળે, બીજાઓ કદર કરે ને સ્નેહી વર્ગની હૂંફ પ્રાપ્ત થાય તો જ ધનસુખલાલની સર્વ શક્તિઓ બરાબર ખીલી શકે છે. એના અભાવમાં એ સંકોચ અનુભવે છે.



## ચન્દ્રવદન : રંગ ને રસનું મિલન

'એ કોણ હતું?' રસ્તે મળેલી એક નારી જાતિની વ્યક્તિએ મને નમસ્કાર કર્યા તે જોઈને શ્રીમતીએ મને પૂછ્યું. "હું ઓળખતો નથી" મેં જવાબ દીધો. "પણ તમને તો એ ઓળખતી હોય એમ લાગે છે" કંઈક શંકાભર્યા અવાજે શ્રીમતીએ કહ્યું. "વાત એમ છે કે મને જેટલા ઓળખે છે તેટલાને હું ઓળખતો નથી" મેં કહ્યું. 'મોટા માણસ ખરા કેની!' શ્રીમતીએ કહ્યું.

હું મોટો માણસ છું કે નહિ એ તો કોણ જાણે, પણ મોટા માણસોને ઓળખનારા અનેક હોય છે, પણ એ પોતે બહુ ઓછાને ઓળખતા હોય છે એ વાત સાચી છે. સામાન્ય રીતે જેમને મોટા માણસ તરીકે ઓળખવામાં આવે છે, તે પ્રકારના મોટા માણસ તરીકે ચન્દ્રવદન મહેતાની કદાચ ગણના ન કરી શકાય પણ એમને ઓળખનારો વર્ગ ઘણો મોટો છે. એ 'ઑલ ઇન્ડિયા રેડિયો' માં રહી કામ કરે છે તેને અંગે એમના ઓળખાણનું ક્ષેત્ર વિશાળ બન્યું છે. એમનાં નાટકો, રૂપકો અને અન્ય કાર્યક્રમો 'રેડિયો' પરથી વહેતાં મૂકવામાં આવે છે, તેને કારણે અને ખાસ કરીને બાળકોના ચાંદામામા ને બુદ્ધિધાન શાકમંડળના ગોવિંદજી તરીકે એમનું નામ રેડિયોના સાંભળનારાઓમાં ઘણું જાણીતું બન્યું છે. રેડિયોમાં રહીને એમણે બીજાઓને જેટલી પ્રસિદ્ધિ આપી છે તેટલી પોતાને પણ આપી છે, પરંતુ એમને ઓળખનારાઓનો વર્ગ આવડો મોટો છે તેનું એ એક જ કારણ નથી. એ રેડિયોમાં રહ્યા તે પહેલાં પણ એમની 'આકાશી વૃત્તિ'થી અનેકને જાણીતા થઈ ચૂક્યા હતા. મોટા માણસો કરતાં એમની વિશિષ્ટતા એ છે કે એને જેમ અનેક ઓળખે છે તેમ એ પણ અનેકોને ઓળખે છે.

### વિશાળ વર્તુળ

સામાન્ય રીતે મોટા માણસોના ઓળખાણનું ક્ષેત્ર ગમે તેટલું વિશાળ હોય, પણ તેઓ પોતે જે ક્ષેત્રમાં કાર્ય કરતા હોય તેટલા પૂરતું જ મોટે ભાગે મર્યાદિત હોય છે. ચન્દ્રવદનના ઓળખાણના ક્ષેત્રને આવી કોઈ મર્યાદા નડતી

નથી સાહિત્યકારો ને શેઠિયાઓ, મિલમાલિકો ને કારકુનો, વકીલો ને ડૉક્ટરો, વિદ્યાર્થીઓ ને દેશસેવકો, એ બધા એમના ઓળખાણના વર્તુલમા આવી જાય છે અને જેટલા સદ્‌ગૃહસ્થોને એઓ ઓળખે છે એટલી જ મન્નારીઓ (મુગ્ધત્વને આરે ઊભેલી કોડભરી કન્યાઓથી માંડીને ગલિતયૌવના પ્રૌઢાઓ સુધીની) ને પણ પોતાના પરિચયના ક્ષેત્રમા સમાવી, સ્ત્રી પુરુષની સમાનતા કંઈ નહિ તો પ્રમાણ પૂરતી પણ જાળવી રાખવાની સિદ્ધિ એમણે મેળવી છે

આપણા સાહિત્યને માધુર્ય ને લાલિત્યથી ભરી દેનાર નાનાલાલ સાથે લાંબો વખત સ્નેહસંબંધ રાખવો એ બહુ દુષ્કર કાર્ય ગણાતું. કારણ ન મળે તો કવિસુલભ કલ્પનાને બળે કારણ ઉપજાવી કાઢીને પણ એ પોતાના કોઈ ને કોઈ ઓળખીતા સાથે જમાવી દીધા વગર રહેતા નહિ; અને જેની જોડે એક વાર ઉંચા મન થતા તેની સાથે ફરી પ્રસંગ પાડતા નહિ એ જાણીતી વાત છે. એમણે આ બાબતનો એકરાર કરતા એક પ્રસંગે એવી મતલબનું કહ્યું હતું, 'હું બધા જ સાથે લડયો છું નથી લડયો માત્ર મારી પત્ની સાથે' પણ તે વેળા એ ચન્દ્રવદનને ભૂલી ગયા હશે એમ લાગે છે. જેના જેના સમાગમમા એ આવ્યા હતા, લગભગ તે બધા જ સાથે એમને વિરોધ થયો હતો, પણ બે જણ સાથે એમનો સ્નેહસંબંધ સતત સચવાઈ રહ્યો હતો; એક માણેકબહેન ને બીજા ચન્દ્રવદન માણેકબહેન ને ચન્દ્રવદન એ બંને વચ્ચે આ બાબત પૂરતું શું સામ્ય હશે તે સમજવું મુશ્કેલ છે ગમે તેવા કલહપ્રિય પતિને પણ રમાડવાની કલા આપણી અભણ પણ સ્વભાવપટુ આર્ય નારીએ સિદ્ધ કરી લીધી હોય છે, પણ આર્ય પત્નીને જ પ્રાપ્ત એવી એ કલા ચન્દ્રવદન શી રીતે સિદ્ધ કરી શકયા તે એક કોયડો છે કોઈનું ન સાંભળનાર નાનાલાલ ઘણીવાર માણેકબહેનનું ને કેટલીક વાર ચન્દ્રવદનનું કહ્યું કરતા તે હકીકત છે. મુંબઈના ઑલ ઈન્ડિયા રેડિયોના સ્ટેશન પરથી નાનાલાલને સાંભળવાનો લાભ બે એક વાર ગુજરાતને મળ્યો છે તે ચન્દ્રવદન રેડિયોમા કામ કરતા ન હોત તો મળત કે કેમ તે શંકાસ્પદ છે.

વારવાર જ્વર આવ્યા કરતો હોય ત્યારે વૈદ્ય દરદીને લાંબા વખત સુધી મહાસુદર્શન ચૂર્ણનું સેવન કરાવે છે વૈદ્યોના પણ વૈદ્ય એવા ભગવાન મહાકાળે ચન્દ્રવદનને મહાસુદર્શન ચૂર્ણના કડવા ક્વાથો વાર વાર પાયા છે સામાન્ય માણસનું આખું જીવન કડવું થઈ જાય, એ નિરાશાવાદી ને કટુભાષી બની જાય એવા કેટલાય પ્રસંગોનો સામનો ચન્દ્રવદનને જીવનમા કરવો પડ્યો છે આ કડવાશને એમણે પૂરેપૂરી પચાવી દીધી છે એમ કહેવું તો કઠણ છે કોઈ કોઈ વાર એમના

વચનમાં ને દર્શનમાં એ કડવાશ નીકળી આવે છે, પણ મોટે ભાગે, ઈશ્વરે બક્ષેલી અને સૂરતના રંગીલા વાતાવરણ વડે પોષાએલી રમૂજવૃત્તિ વડે એમણે એ કડવાશને હળવી બનાવી દીધી છે.

ટોળ, ટીખળ, મજાકમશ્કરી એ સૂરતીઓના આગળ પડતાં લક્ષણો ચન્દ્રવદનમાં પણ બહુ સારા પ્રમાણમાં જોવામાં આવે છે. પાંચ પંદર મિત્રો મળ્યા હોય, ત્યાં એક જણ મોટે ભાગે બોલ્યા કરતો હોય ને વારંવાર હાસ્યની છોળ ઊછળ્યા કરતી હોય એવું કોઈ દૃશ્ય દેખાય, તો અવશ્ય સમજી લેવું કે બધાંને મૂંગા રાખી પોતે જ બોલ્યા કરનાર વ્યક્તિ તે ચન્દ્રવદન હશે. કાન કરતાં જીભનો ઉપયોગ કરવાનું એને વધારે ફાવે છે. જ્યાં જ્યાં એ હાજર હોય છે ત્યાં સર્વત્ર આખા મંડળનું સુકાન—વાર્તાલાપ પૂરતું—એ પોતાના હાથમાં લઈ લે છે પરિહાસ કરતાં ઉપહાસ તરફ એમને વધારે પક્ષપાત હોય એમ લાગે છે. એમની રમુજની વૃત્તિ કોઈક ને કોઈક શિકારની શોધમાં રહેતી હોય છે, અને આવો કોઈક 'ખોરાક' મળી આવે પછી જોઈ લો મઝા એમની અસ્ખલિત વાગ્ધારાનો આવો પ્રવાહ એ એક લક્ષ્ય ભણી વાળે છે એમના દિલમાં કંઈ હોતું નથી, કોઈની લાગણી દુભવવી એવો એમનો જરાય આશય હોતો નથી, પણ એમના વાગ્બાણના લક્ષ્ય બનેલાની સ્થિતિ કેવી કફોડી થાય છે એનો વિચાર આનંદ ને ઉત્સાહના નશામાં એમને આવતો નથી. આથી કેટલીક વાર અકસ્માત એમની વાણીના શિકાર બનવાનું સદ્ભાગ્યે (?) જેમને સાંપડયું હોય છે તેને લાગે છે કે, 'આ મને જાણીજોઈને હલકો પાડવા માગે છે અને એના મનમાં મારે માટે દ્વેષભાવ રહેલો છે.' પણ આની કશી ખબર ચન્દ્રવદનને પડતી નથી.

એમની આ રમુજવૃત્તિ બાળક જેવી છે. ટોળ, ટપ્પાં, ટીખળ એ એનાં પ્રધાન લક્ષણ છે. ગમે તેમ તોફાન કરીને, બીજાને બનાવીને મઝા કરવી એ જ બાળકનો મુખ્ય હેતુ હોય છે, તેમ ગમે તેમ કરી મઝા માણવી, આનંદ ભોગવવો એ જ હેતુ ચન્દ્રવદનનો પણ હોય છે. એ હેતુને સિદ્ધ કરવામાં કદાચ કોકને કંઈક ખમવું પડે તો ઉદ્દેશની નિર્દોષતા જોઈને એણે માઠું લગાડવું ન જોઈએ એમ પણ એમને લાગતું હશે.

નરસિંહરાવ, નાનાલાલ, બળવંતરાય એ પછી જે કવિઓની નવી પેઢી ત્યાં અસ્તિત્વમાં આવી છે તેમાં કાલાનુક્રમે આદ્યસ્થાન ચન્દ્રવદન મહેતાનું આ ત્રણ કવિઓ પછી કવિતાની સરસ્વતી ગુપ્ત થઈ જશે કે શું એમ ગતું હતું, તે વેળા મુખ્યત્વે ચન્દ્રવદને જ એ વહેણને વહેતું રાખ્યું હતું. એ

પછી તો સુન્દરમ્, ઉમાશંકર આદિ અનેક કવિઓ ગુજરાતને મળ્યા છે. પણ એ નવીન પેઢીના અગ્રપદે ચન્દ્રવદન રહ્યા છે એ ભૂલવું જોઈએ નહિ.

આપણા સાહિત્યમા ભાઈબહેનના ભાવનું આલેખન કરતા કાવ્યો લગભગ નથી એમ કહીએ તો ચાલે ભાઈબહેનના મુગ્ધ ભાવને આલેખતા, એમના આશા ને ઉલ્લાસ, રોષ ને મજાક, ભીતિ ને ભાવ આદિનુ મનોરમ વર્ણન કરતા કાવ્યો ચન્દ્રવદને પહેલવહેલા આપણને આપ્યા અને અત્યારે તો એ કદાચ છેલ્લા જ હોય એમ પણ લાગે છે. આપણા ગૃહજીવનના સુંદર ચિત્રો આપતા કાવ્યો ને રાસો બોટાદકરે રચ્યા છે, પણ ભાઈબહેનના નિર્દોષ ને નિર્મળ ભાવના રમતિયાળ ને તોફાની સ્વભાવને અંકિત કરતા કાવ્યો ચન્દ્રવદન સિવાય બીજા કોઈએ રચ્યા હોય એમ જાણવામા નથી.

ભાઈબહેનના કાવ્યો જ એમણે નથી લખ્યા, પણ તે ઉપરાંત બાળકાવ્યો, પ્રણય કાવ્યો, હળવી શૈલીના ને ગભીર ઉદાત્ત ભાવનુ આલેખન કરતા કાવ્યો પણ રચ્યા છે પણ એ સર્વમા વધારેમા વધારે સિદ્ધિ એમણે મેળવી હોય તો તે સોનેટની રચનામા છે ઠાકોરના આ જાતના કાવ્યપ્રકાર પ્રત્યે ખાસ મમત્વ છે. સોનેટને આપણા સાહિત્યમા લોકપ્રિય બનાવવા એમણે બહુ પ્રયત્ન કર્યો છે. ઉત્તમ સૉનેટો લખીને તેમ જ એ રચના વિષે શાસ્ત્રીય ને તાત્કાલિક ચર્ચા કરીને, ઠાકોર ચીંધેલા માર્ગનુ અનુકરણ કરી ત્યાર પછી આપણા અનેક તરુણ કવિઓએ સોનેટ લખ્યા છે અત્યારે તો પૃથ્વી છંદમા સૉનેટ ન લખે તે કવિ નહિ એવા લગભગ પ્રણાલિકા બધાઈ ગઈ છે પણ જે સહેલાઈથી 'લીલયા ઈવ' ચન્દ્રવદનના સોનેટો રચાયા હોય એમ લાગે છે, જે નિષ્પ્રયત્ન લાવણ્ય એમા વિલસતુ જોવામા આવે છે અને જે નૈસર્ગિકતાથી એમા છેવટનો ભાવપલટો આવે છે તેના દર્શન બહુ ઓછા સોનેટોમા થાય છે. આ જાતની રચના ગુજરાતી ભાષાને અનુકૂળ નથી એમ આગ્રહપૂર્વક માનનારા ને તેનુ પ્રતિપાદન કરનારા નરસિંહરાવે પણ 'આશા' નામના ચન્દ્રવદનના સોનેટ પર મુગ્ધ થઈ જઈને એની પ્રશસ્તિ કરી હતી

નાટકની બાબતમા આપણું સાહિત્ય, બીજા પ્રાંતોને મુકાબલે, બહુ દરિદ્ર છે. આપણે ત્યા નાટકો લખાય છે ઓછા, વચાય છે ઓછા, ખપે છે ઓછા ને ભજવાય છે તો ભાગ્યે જ. આ બાબતમા આપણી સ્થિતિ ઇતર બધા પ્રાંતો કરતા બહુ જુદી છે. આપણે ત્યા રંગભૂમિ પર જે નાટકો ભજવાય છે તેને સાહિત્યમા સ્થાન મળતું નથી, અને સાહિત્યકારો જે નાટકો લખે છે તેને રંગભૂમિ પર સ્થાન મળતું નથી. આથી આપણી રંગભૂમિ અને સાહિત્ય વચ્ચે મેળ રહ્યો નથી. આપણા સાહિત્યના શિષ્ટ નાટકોમા તખ્તાલાયકી હોતી નથી એવી

ફરિયાદ રંગભૂમિના નિષ્ણાતો તરફથી કરવામાં આવે છે, અને રંગભૂમિ પર ભજવાતાં નાટકોમાં સાહિત્યિક ગુણસંપત્તિ હોતી નથી, એવી ફરિયાદ સાહિત્ય-રસિકો તરફથી કરવામાં આવે છે. બિનધંધાદારી અભિનેતાઓને ભેગા કરી તેમની પાસે શિષ્ટ નાટકો ભજવાવ્યાં હોય, તો આ સ્થિતિમાં કંઈક ફેર જરૂર પડે એમ લાગવાથી મુનશીએ એ દિશામાં પ્રથમ પ્રયત્ન કર્યો. આજે તો આવાં અનેક મંડળો છે અને તેમનાં તરફથી અનેક વાર સફળતાપૂર્વક શિષ્ટ નાટકો રજૂ કરવામાં આવે છે. પણ જે સમયે મુનશીએ એમનું રચેલું 'કાકાની શશી' બિનધંધાદારી અભિનેતાઓ દ્વારા રજૂ કરી, એ દિશામાં પ્રથમ પ્રસ્થાન કર્યું તે વેળા આવા કોઈ મંડળો નહોતા, નહોતા કોઈ અભિનેતાઓ ને ન્યાતમાં કન્યાની અછત હોય ત્યારે વિવાહોત્સુક તરુણને પડે છે તેવી મોટામાં મોટી મુશ્કેલી તો એ કાર્યને માટે છોકરી મેળવવાની પડતી. મુનશીનો વિચાર તો એક સ્થાયી મંડળ ઊભું કરી તે દ્વારા વારવાર આવા પ્રયોગો રજૂ કરવાનો હતો પણ સંયોગોને લીધે 'કાકાની શશી'ના બે પ્રયોગો થયા પછી એ દિશામાં આગળ પ્રગતિ સાધી શકાઈ નહિ.

ચન્દ્રવદને આ કાર્ય મુનશી કરતા પણ વધારે ઉત્સાહથી, ચીવટથી ને ખંતથી ઉપાડી લીધું. રંગભૂમિ પર ભજવી શકાય એવાં તેમ જ સાહિત્યિક ગુણોથી અંકિત નાટકો એક પછી એક એણે લખ્યાં. લખ્યાં એટલું જ નહિ પણ ભજવી પણ બતાવ્યા. આપણા અલ્પધન નાટ્યસાહિત્યને સમૃદ્ધ કરવાનો, તેમ જ શિષ્ટ નાટકોને રંગભૂમિ પર રજૂ કરી એ દિશામાં લોકમત કેળવવાનો સૌથી વધારે યશ આ બે જણને—મુનશીને અને ચન્દ્રવદનને ઘટે છે.

ચન્દ્રવદન ખરેખરા અર્થમાં નાટ્યકાર છે. એ નાટકની રચના જ કરતા નથી, પણ બહુ ઉચ્ચ કોટિના અભિનેતા પણ છે. જેટલી સફળતાથી એ નાટકો લખી શકે છે, તેથી યે વધારે સફળતાપૂર્વક એ ભજવી પણ શકે છે અને એથી યે વધારે લેખક ને અભિનેતા ઉપરાંત એ કુશળ દિગ્દર્શક પણ છે. નાટક લખવું મુશ્કેલ છે, એમાંની કોઈ ભૂમિકા સફળતાપૂર્વક ભજવી બતાવવી એ કપરું કામ છે, પણ એ બન્નેમાં સિદ્ધિ મેળવ્યે કામ સિદ્ધ થતું નથી. નાટક સફળતાપૂર્વક ભજવી શકાય તે માટે 'દેડકાની પાંચશેરી' જેવા અભિનેતાઓ ને અભિનેત્રી-ઓને ભેગા કરવાં, તેમને અભિનયનું શિક્ષણ આપવું, પડદા કેવા ને કેટલા રાખવા ત્યાંથી માંડી પ્રકાશની રચના કેવી રાખવી, તેમ જ વેશભૂષા કેવા ··· હોવી જોઈએ, એ સર્વનો બારીકાઈથી વિચાર કરી, તેને અમલમાં મૂકવું એ કામ કેટલું કઠિન છે તે તો એ ભાર જેણે માથે ઉપાડ્યો હોય તે જ

જાણી શકે. ચન્દ્રવદને આ ભાર સફળતાપૂર્વક ઉપાડ્યો છે. બીજું કંઈ નહિ તો આ દિશામાં એમણે કરેલું કાર્ય આપણા નાટ્યસાહિત્યના ઇતિહાસમાં અવિસ્મરણીય છે એમ કહેવું જોઈએ.

એ બધા પછી પણ નાટકો ભજવવા માટે જરૂર પડે છે સારા 'થિયેટરની.' ચન્દ્રવદન જેને 'નટઘર' કહે છે તેની. આજે અમદાવાદ તેમ જ મુંબઈમાં થિયેટરની કંઈક અનુકૂળતા પ્રાપ્ત થઈ છે, પણ ચન્દ્રવદને જ્યારે આ કાર્ય ઉપાડયું હતું ત્યારે સૌથી વધારે મુશ્કેલી થિયેટર મેળવવાની પડતી હતી. આથી અદ્યતન સાધનોથી સુસજ્જ, અને નટમંડળને બધા જ પ્રકારની કેળવણી મળી શકે એવા 'નટઘર' માટે, એમણે ગુજરાત આગળ ટહેલ પાડી થાય તેટલા પ્રયત્ન કર્યા પણ એમની એ ટહેલ વિફળ ગઈ. આજે એ હવે આ બાબતમાં પણ નિરાશાવાદી બની ગયા છે

અભિનયપટુત્વ એ ચન્દ્રવદનના લોહીમાં રહેલું હોય એમ લાગે છે. રંગભૂમિ પરથી હાસ્ય કે કરુણના ભાવો એ કુશળતાપૂર્વક દર્શાવી શકે છે, એટલું જ નહિ પણ સામાન્ય વ્યવહારમાં પણ એ કેટલીકવાર એમની જન્મજાત અભિનયકલાનાં દર્શન કરાવતા હોય એમ લાગે છે. એમનો સાચો મત શો છે, એ દર્શાવે છે તે લાગણી ખરેખર જ એમને થાય છે કે નહિ, અથવા તો જેટલી ઉત્કટતાથી દર્શાવે છે તેટલી જ ઉત્કટ એ ખરેખર છે કે નહિ એ ઘણીવાર સમજવું મુશ્કેલ બની જાય છે એમની સાથે પ્રસંગ પાડનારાઓને આ મુશ્કેલીનો કપરો અનુભવ ઘણીવાર કરવો પડે છે, અને ચન્દ્રવદન કહેવા શું માગે છે અને તેથી યે વધારે એ શું કરવા ધારે છે એ વિષે એ અંધારામાં જ રહે છે.

જીવન આખું નાટક છે. આપણે તો જગતની રંગભૂમિ પર અવતરીને, જુદી જુદી ભૂમિકા બને તેટલી સફળતાથી ભજવી બતાવી, જીવનલીલાનો ખેલ રજૂ કરીને, આખરે કાળની જવનિકા પાછળ અદૃશ્ય થઈ જવાનું છે, એ સૂત્રને ચન્દ્રવદને પોતાના જીવનમાં બહુ સફળતા ને કુશળતાથી ઉતાર્યું છે.

★

## શ્રી. વિજયરાય વૈદ્ય

વૈદ્ય અવટંકધારી છતાં નિલના દર્દી હોય એવા દેખાતા વિજયરાયનો વિચાર આવે છે ને તેની સાથે પ્રેમાનંદ તથા નર્મદનું સ્મરણ થાય છે. પ્રેમાનંદ પેઠે વિજયરાયે લોકપ્રિય આખ્યાનો રચ્યાં નથી અને નર્મદની માફક સંસાર—સુધારાનો ઝંડો ફરકાવ્યો નથી. પણ એ બંનેની ભાષાભક્તિનો વારસો એમણે મેળવ્યો છે. પ્રેમાનંદે ગુજરાતી ભાષા આર્યાવર્ત અખિલે ફાલી ને ફેલાય, તથા સખી ઉપરી ન થાય ત્યાં સુધી પાઘડી ન પહેરવાની પ્રતિજ્ઞા લીધી હતી, તથા નર્મદે કલમને ખોળે માથું મૂકીને કોઈ જાતની નોકરી ન કરવાનું પણ લીધું હતું. વિજયરાયે પણ પ્રેમાનંદને પગલે ચાલી, સાહિત્યનો ભેખ ધારી, માથા પરની ટોપીને તિલાંજલિ આપી હતી. તેમ જ નર્મદની માફક કલમને ખોળે માથું મૂકીને આજીવન કેવળ સરસ્વતીની આરાધના કરવાનું વ્રત લીધું હતું. પ્રેમાનંદે ઉત્તર વયમાં પાઘડી ધારણ કરી હતી કે નહિ તે ખબર નથી, પરંતુ વિજયરાયે તો થોડાં વર્ષ થયાં ટોપી પહેરવા માંડી છે. નોકરી ન કરવાની પ્રતિજ્ઞા કરનાર નર્મદને અદેખા વિધિએ દારિદ્રયના પંજામાં જકડી લઈ એની પાસે પ્રતિજ્ઞા ભંગ કરાવ્યો હતો, તે જ પ્રમાણે કેવળ કલમના જોર પર જીવનસંગ્રામમાં ઝૂકાવવા તૈયાર થયેલા વિજયરાયને પણ વિધિએ નોકરીનો અનુભવ કરાવ્યો. જો કે એમણે સ્વીકારેલી નોકરી પણ સાહિત્યને ઉપકારક થાય એ પ્રકારની હતી એમ કહેવું જોઈએ.

મણિલાલ, નરસિંહરાવ, રમણભાઈ, ઠાકોર આદિ પછી જે વિવેચકો આપણે ત્યાં થયા છે, તેમા કાલાનુક્રમે પહેલું નામ વિજયરાયનું આવે છે. પૂર્વોક્ત વિવેચકોએ માત્ર વિવેચનનું કાર્ય નથી કર્યું, પણ સાહિત્યના અન્ય પ્રદેશો ખેડીને પ્રતિષ્ઠા પામ્યા પછી, એક રમણભાઈના અપવાદ સિવાય, એ સર્વેએ વિવેચનના ક્ષેત્રમાં ઝંપલાવ્યું હતું. પરંતુ વિજયરાયે તો આપણા સાહિત્યમાં પહેલ વહેલો જ પ્રવેશ વિવેચક તરીકે કર્યો. સુરતથી નીકળતા ' ચેતન ' તરફ પ્રૌઢ સાક્ષરનું પણ ધ્યાન ખેંચાયું. એ પછી ' ગુજર્ર ' માસિક શરૂ કરી મુનશીએ પોતાના સાહિત્ય દરબારમાં જે જૂદાં જૂદાં રત્નો ભેગાં કર્યા

તેમાં વિજયરાય પણ ભળ્યા. 'ગુજરાત'ના ઉપતંત્રી ને સાહિત્ય સંસદના ઉપમંત્રી થઈને બેસી રહે તો એ વિજયરાય શાના ? ઉપતંત્રીમાંથી એ તંત્રી બન્યા. "કૌમુદી" નામનું ત્રૈમાસિક કાઢ્યું. 'ગુજરાત', 'હાજી મહમદની 'વીસમી સદી' ની રાખમાંથી જન્મ્યું હતું. ઘણે અંશે એ 'વીસમી સદીના' નવા અવતાર સમું. એમાં નાનાલાલ ને ખબરદારનાં કાવ્યો આવતાં, નરસિંહરાવના લેખો આવતા, મુનશીની ચાલુ વાર્તા આવતી, પણ વિવેચનાત્મક લેખો તો માત્ર અવલોકનાર્થે મળેલાં પુસ્તકોની સામાલોચનાઓ પૂરતા જ આવતા.

જ્યાં માત્ર કામ કરનારા જ હોય અને એમના કામ પરત્વે ટીકા કરી એમને માર્ગદર્શન કરાવનાર ન હોય ત્યા કામ બરાબર શી રીતે થઈ શકે ? સરકાર જેવી સરકાર માટે પણ ટીકાકારોની જરૂર રહે છે, તો સાહિત્ય જેવા ગહન પ્રદેશોમાં સંચાર કરનારને દોરવણી આપનાર કોઈ ન હોય તો એમની કેવી વિષમ સ્થિતિ થાય ! આવા વિચારથી પ્રેરાઈ ને સાહિત્યની ભાષાની શુદ્ધિના ઉપાસકો, વિપથગામી સાહિત્યકારોને ઠપકો આપી ઠેકાણે લાવવાનું તથા યોગ્ય માર્ગ મળતાં સરસ્વતીના સેવકોની પીઠ થાબડવાનું કાર્ય કરતા જ આવ્યા છે. પણ એમના છૂટા છવાયા પ્રયત્નોથી શું વળે ? એટલે વિજયરાયે કેવળ વિવેચનાત્મક તથા સાહિત્યના સિદ્ધાંત તથા એના અંગોપાંગોની મીમાંસા કરતાં લેખોનું ત્રૈમાસિક 'કૌમુદી' શરૂ કરી ગુજરાતના પત્રકારત્વના ઇતિહાસમાં નવું જ પ્રસ્થાન કર્યું. અને 'કૌમુદી' એ પોતાનું નામ સાર્થક કરી બતાવ્યું. એના પહેલા જ અંકે ઘણાય સાહિત્યરસિકોના મન હરી લીધાં. શુક્લ પક્ષના ચંદ્રની કૌમુદી વધતી રહે તેમ આ "કૌમુદી" પણ નિરંતર વધતી જ રહી-ગુણમાં તેમ જ કદમાં-ઉત્તરોત્તર એના અંકો વધુને વધુ દળદાર થતા ગયા ને અવલોકનો તથા સાહિત્યના સિદ્ધાંતની ચર્ચા કરતા લેખો ઇત્યાદિ વિષે, વાચક વર્ગના મન પર ભારે આદર ભાવ રહેતો. પોતાના પુસ્તકનુ ગુણદર્શી અવલોકન 'કૌમુદી'માં પ્રસિદ્ધ થયેલું જોઈ ને ઉગતો સાહિત્યકાર કૃતકૃત્યતા અનુભવતો, તો કેટલીવાર લબ્ધપ્રતિષ્ઠ લેખકને પણ 'કૌમુદી'માં 'મારા પુસ્તક વિષે વિજયરાય શું અભિપ્રાય આપશે' એવો ભય રહેતો.

એકાએક કોણ જાણે શું થયું ને દિને દિને વૃદ્ધિ પામતી 'કૌમુદી' ધીરે ધીરે ક્ષીણ થતી ચાલી. એના કદમાં ઘટાડો થવા માંડ્યો. એનાં દર્શન પણ લાંબે અંતરે થવા લાગ્યાં. એની દુબળી, ફીકી, કાયામાંથી જાણે સત્વ લોપાઈ ગયું હોય, એમ લાગવા માંડયું. 'ગુજરાતની આ અપુર્વ કન્યા પોષણને અભાવે દહાડે દહાડે કરમાતી જાય છે. એના પોષણનો પ્રબંધ કરો.' એમ ઘંટનાદ કરીને

એના તંત્રી વિજયરાયે ગુજરાત પાસે આર્તનાદે પોકાર પાડ્યા કર્યા. પણ આવા તો કંઈક ઘટનાદો સાંભળીને રીઢા ને બહેરા બનેલા ગુજરાતના કાન ઉપર એની અસર થઈ નહિ

આખરે લાચારીથી 'કૌમુદી' ને સમેટી લેવાની વેળા વિજયરાયને માટે આવી, ત્યારે ખોટ જાય તો પેપર બંધ કરવું એમાં મોટી શી વાત છે એમ જેને લાગતું હશે તેને વિજયરાયની સ્થિતિ નહિ સમજાય પોતાનાં બાળકો કરતાં પણ વિજયરાયને આ 'કૌમુદી' તરફ વધારે આસક્તિ અને પ્રીતિ છે, એમ એક જણે ટીકા કરી હતી, તેમાં અતિશયોક્તિ કદાચ હશે તો યે બહુ જ ઓછી હશે પરંતુ વિજયરાયને આવી વિષમ પરિસ્થિતિમાંથી વડોદરાવાળા મૂળશંકર ભટ્ટે ઉગારી લીધા એ વિજયરાયની મદદે આવ્યા આર્થિક જવાબદારી બધી પોતાને માથે ઉપાડી લઈ વિજયરાયના તંત્રીપદ હેઠળ એમણે એ ત્રૈમાસિકને માસિક બનાવી શરૂ કર્યું

'કૌમુદી' ના આ નવા અવતારની સ્થિતિ પણ એવી જ થઈ માબાપના રોગનો વારસો બાળકોને મળે છે, તેમ આ માસિકને પણ જન્મથી જ ત્રૈમાસિક 'કૌમુદી'નો ક્ષય રોગનો વારસો મળ્યો દર્દીને ટકાવવા માટે જેમ એના શરીરમાં બીજાનું લોહી દાખલ કરવામાં આવે છે તેમ, આ માસિકને જીવાડવા અને તંદુરસ્ત બનાવવા માટે એની સાથે મુનશીના 'ગુજરાત'નું જોડાણ કરવામાં આવ્યું એની અસર થોડો વખત રહી પણ પછી 'ગુજરાત' અને મૂળશંકર ભટ્ટ બંને એમાંથી છૂટા થયા, અને ફરી પાછા સંચાલન કરી ગુજરાતની વિવેચનકલાનો વાવટો ફરકતો રાખવાનું ભાર્ય વિજયરાયને માથે આવી પડ્યું. વિજયરાયે 'કૌમુદી'નું નવું નામ 'માનસી' પાડીને ફરી મેદાનમાં ઝંપલાવ્યું

સામે પૂરે તરવું એ વિજયરાયના સ્વભાવમાં ને નસીબમાં જ નખાયેલું હોય એમ લાગે છે આ માસિકને ટકાવવા માટે એમણે પોતાની પ્રતિજ્ઞાને જતી કરીને અથવા હળવી બનાવીને, સૂરત કૉલેજમાં ગુજરાતીના પ્રાધ્યાપક તરીકેની નોકરી સ્વીકારી પણ આથી માસિકની સ્થિતિ સુધરી નહિ ઊલટી એની માનસિક સ્થિતિ કથળી પહેલાં જે સત્વશાળી ને વિવિધ પ્રકારના લેખો 'કૌમુદી'માં આવતા તે બંધ થતા ગયા ખુદ વિજયરાયના લેખો પણ, એની સ્થિતિ વિષે ઘટનાદ કરવા પૂરતા ને 'વાસરિકા' માં આવતી સામાન્ય નોંધ પૂરતા જ મર્યાદિત થઈ ગયા

(સાચું બોલવું—સત્યં બ્રૂયાત પ્રિયં બ્રૂયાત ન બ્રૂયાત સત્યમપ્રિયમ્ તું બોલવું પણ કડવું સત્ય કહેવું નહિ ) દુનિયાના ડાહ્યાઓનું આ મત વિજયરાયને માન્ય નથી સત્ય હોય તે જરૂર કહેવું, અપ્રિય હોય તો પણ

સત્ય જ કહેવુ, એવો સત્યના ઉપાસકો આગ્રહ રાખે છે વિજયરાય તો એથી યે એક ડગલુ આગળ વધીને, મીઠાશભરી રીતે સત્ય કહી શકાતું હોય ત્યા યે કડવા સત્યનો ઉચ્ચાર કરવા માટે તત્પર રહેતા જણાય છે

આયુર્વેદની કડવી ઔષધિઓ કે એલોપથીની બેસ્વાદ દવાઓ કરતા હોમિયોપથીની ગળી ગોળીઓ તરફ એમને પક્ષપાત છે પણ સાહિત્યની સૃષ્ટિમા તો વિવેચક વૈદ્ય તરીકે એ સુદર્શન જ ફાકે છે અને સૌને તે ફકાવે છે

વ્યક્તિ કરતા સિદ્ધાત મોટો છે, પણ વ્યક્તિ વિષે બિનકુલ વિચાર જ ન કરવાથી સિદ્ધાત પ્રત્યેની પોતાની વફાદારી વધારે સારી રીતે જળવાય છે, એમ માનવાની જરૂર નથી જીવનના સર્વ ક્ષેત્રોમા સમાધાનવૃત્તિ રાખવાની જરૂર છે. ગમે તેવા ચુસ્ત સિદ્ધાતવાદીને પણ તડજોડ કર્યા વગર ચાલતુ નથી પરતુ સમાધાનવૃત્તિ રાખવાનું વિજયરાયના સ્વભાવમા જ નથી. આને પરિણામે મિત્રો ને મુરબ્બીઓને પણ ખોટુ લગાડવાના અનેક પ્રસગો એમને હાથે ઉભા થાય છે વિજયરાયને મત હોતા નથી, પણ મમત હોય છે, એમ પણ કેટલાક મજાકમા એમને માટે કહે છે

એક વિદ્વાને એક વખત વાતમા એમને આપણા સાહિત્યના ડૉન કિવકઝોટ તરીકે વર્ણવ્યા હતા વિજયરાય ડૉન કિવકઝોટ માફક આધળિયા કરીને શત્રુ હોય કે ન હોય પણ જગમા ઝૂકાવતા નથી, તેથી એમના વર્ણનમા અતિશયોક્તિ રહેલી છે, પરતુ સત્યનો અશ પણ એમા રહેલો છે એમ કબૂલ કરવુ જોઈએ.

આપણા લેખકોમા વહેવારુ બુદ્ધિ બહુ ઓછી હોય છે, એવો ઘણીવાર આક્ષેપ કરવામા આવે છે એ આક્ષેપ અલબત્ત તદ્દન સાચો નથી જ પરતુ વિજયરાય જેવા લેખકોને જોતા એ સાચો હશે એમ લાગે તો નવાઈ નહિ 'કૌમુદી' ને 'માનસી' સમા ઉચ્ચ કોટિના સામયિકો ચાલી શકયા નહિ, તેનું એક કારણ ગુજરાતમા હજી એના ઉચ્ચ પ્રકારના સાહિત્ય માટે રુચિ જાગી નથી એ છે, તો બીજુ કારણ એ પણ છે કે એના સચાલક વિજયરાયમા જેટલી સિદ્ધાતનિષ્ઠા સરકારભક્તિ ને સાહિત્યપ્રિયતા છે તેટલી તેમની વ્યવહારબુદ્ધિ નથી

વિવેચક તરીકે વિજયરાયની સરખામણી બીજા કોઈ સાથે કરવી એ મુશ્કેલ છે સાહિત્યના અચલ તત્ત્વોની સૂક્ષ્મ સમજ, વિશાળ વાચન કોઈથી ડર્યા વગર જે સાચુ લાગે તે કહી દેવાની તત્પરતા, 'અમે સાહિત્યના ચોકીદાર છીએ' એમ માની લઈને ખડે પગે ચોકી કરવાની ઉત્સુકતા એ વિજયરાયના વિવેચનના આગળ પડતા લક્ષણો છે આગળ કહ્યું તેમ સિદ્ધાતનો વિચાર કરતા વ્યક્તિનો વિચાર એ કરતા નથી આમ છતા એમના વિવેચનો કેવળ તટસ્થ ભાવે લખાયેલા હોય છે, એમ લાગતુ નથી કેટલીક વાર અજાણ્યે એમા વ્યક્તિ પરત્વેના રાગદ્વેષ અંકિત થયેલા દેખાય છે

જે સ્વસ્થતા ને તટસ્થતા વિવેચન અને વિવેચક બંનેને માટે આવશ્યક છે તે પૂરેપૂરા પ્રમાણમાં એ જાળવી શકતા હોય છે, એમ લાગતું નથી. જાણી જોઈને એ પોતાના રાગદ્વેષને લખાણમાં આણે છે એમ નથી, પરંતુ તેમનું રુચિતંત્ર બહુ ઉગ્ર છે. એમના ગમા–અણગમા બહુ તીવ્ર છે. તેનાથી પ્રેરાઈને કેટલીક વાર એમનાં વિવેચનોમાં પણ એને આણ્યા સિવાય રહી શકતા નથી

બળવંતરાય ઠાકોરની પેઠે વિજયરાયની શૈલી પણ ભારેખમ છે. ઠાકોરની પેઠે એમને પણ નવા નવા શબ્દપ્રયોગો યોજવાનો શોખ છે. તેમ જ ઠાકોરની પેઠે મિતાક્ષરતા સાધવા વિજયરાય પણ પ્રયત્ન કરે છે. પરંતુ ઠાકોરની શિષ્ટતા એ એટલી સહેલાઈથી સાધી શકતા નથી વિજયરાયના લખાણો વાંચતાં એક જાતનો શ્રમ પડે છે. એમના લખાણની આ દુર્બોધતા વિચારને કારણે નહિ, પણ માત્ર ભાષાપ્રયોગને કારણે હોય છે સરળતા એ પણ પ્રાપ્ત કરવા જેવો ગુણ છે એમ એઓ માનતા હોય એમ લાગતુ નથી. જો કે, સદ્‌ભાગ્યે આવી દુર્બોધતાથી એમના હળવા લખાણો તેમ જ અગાઉનાં ઘણા વિવેચન લેખો, બહુધા મુક્ત રહી શક્યા છે.

વિજયરાય હંમેશા પાંડિત્યનાં ભારે પીડાતા રહે છે એમ નથી. કેટલીક વાર પાંડિત્યનો બોજો દૂર ફેંકી દઈ હળવે હૈયે એ ગેલ કરવા પણ મંડી પડે છે. અને જ્યારે જવાબદારી ને જોખમદારીના ભાનને અળગું કરીને હળવી હવા જમાવવા એ નીકળી પડે છે, ત્યારે અન્યથા પાંડિત્યના ભારે પ્રૌઢ રૂપ ધારણ કરતી એમની શૈલી રમતિયાળ બનીને સ્વચ્છંદે વિહાર કરવા મંડી પડે છે. ખૂબ વધારે પડતા ગંભીર દેખાતા આ વિજયરાય હસી પણ શકે છે અને હસાવી પણ શકે છે. આ માનવું જરા મુશ્કેલ લાગે એવું છે. છતા એ સિદ્ધિ પણ એમણે મેળવી છે. એના પ્રમાણ તરીકે 'પ્રભાતનાં રંગ', 'નાજૂક સ્વારી' ને વિનોદકાંતના તખલ્લુસથી એમણે લખેલાં લખાણો રજૂ કરી શકાય.

વર્ષો સુધી ઘંટનાદ કરી કરીને થાક્યા પછી એકવાર તો એમણે ઉપવાસ પર ઊતરવાનો નિર્ણય પણ કરી નાખ્યો હતો. "હું જીવું ત્યા સુધી 'માનસી' મરે કેમ? અને 'માનસી' મરે તો મારે જીવવું શાને?" 'માનસી' માટે આટલો બધો મમત્વભાવ એમને છે. 'માનસી'ને જીવાડવા એ આકાશ પાતાળ એક કરવા સુધી તૈયાર છે 'માનસી' માટે જ્ઞાનની સામગ્રી એમની પાસે ભરી પડી છે. પણ સુદામાની પત્ની પેઠે 'માનસી' છાપનાર આદિ એમને કહે છે, 'એ તો જ્ઞાન એને ગમતું નથી. વિજુભાઈજી રે! લાવો માનસી માગે ધન, લાગું પાય જી રે!' પણ જેમની પાસે ધનમા કેવળ વિદ્યાધન છે, તે 'માનસી' ને જીવાડવા માટે પણ સ્થૂળ ધન લાવે ક્યાથી? અને પ્રયત્નો કરી કરીને થાક્યા પાક્યા ઉમેરેલા એ મારે તારી સેવા કરવી હતી પણ સેવા કરવાની તક પણ તેં આપી નહિ.' એવી ફરિયાદ કરતી ગુજરાતી સાહિત્યની ઉંચકાયેલી તર્જની જેવા દેખાય છે.

# નવલરામ : વિવેચક

પાશ્ચાત્ય સાહિત્યનો આપણને સંપર્ક થયો તે પહેલાં વિવેચનનું સાહિત્ય આપણા દેશમાં હતું જ નહિ એમ કહીએ તો ચાલે. સંસ્કૃત સાહિત્યમાં ઘણુંખરું દરેક ગ્રંથ પર કોઈકની ટીકા હોય છે; પરંતુ તે માત્ર અર્થસ્ફોટ કરવાને અર્થે જ લખાએલી હોય છે કવચિત્ તેમા રસ, અલંકાર, છંદ વગેરેની ચર્ચા હોય છે. મમ્મટાદિ આલંકારિકોએ કાવ્યશાસ્ત્રના ગ્રંથો રચ્યા છે, તેમાં ઉદાહરણ તરીકે અમુક લેખકોના અમુક શ્લોકોની ચર્ચા કરી છે પરંતુ અમુક ગ્રંથ કે અમુક ગ્રંથકારનુ શાસ્ત્રદૃષ્ટિએ કોઈએ પણ વિવેચન કર્યું નથી. આપણા પ્રાચીન સાહિત્યમા પણ અર્થસ્ફોટ ખાતર લખાએલી ટીકાઓમા, પોતાની કે પોતાના વર્ગના લેખકની કૃતિઓને ચઢાવવાના હેતુથી, અન્ય લેખકો પર કરાએલા કટાક્ષો સિવાય, વિવેચન કહી શકાય એવું કંઈ પણ જોવામા આવતું નથી.

શાસ્ત્રદૃષ્ટિએ ગુણદોષનુ પૃથક્કરણ કરી ગ્રંથ કે ગ્રથકારની તુલના કરવાની પ્રથા પાશ્ચાત્ય છે; ને એ પ્રથાને આપણા સાહિત્યમા પ્રથમ દાખલ કરવાનુ માન નવલરામને ઘટે છે. નવલરામ આપણા વિવેચનસાહિત્યના પ્રથમ સ્રષ્ટા છે એટલું જ નહિ, પણ વિવેચકનું પદ એમણે અસાધારણ સફળતાથી દીર્ઘકાળ પર્યંત દીપાવ્યુ છે. એમની પૂર્વે કોઈ વિવેચક હતો નહિ, એટલુ જ નહિ, પરંતુ એમના અવસાન પછી પણ લાંબા સમય સુધી કોઈ સમર્થ વિવેચક થયો નહોતો; એ વાત પરથી એમણે વિવેચક તરીકે કેટલી સફળતા મેળવી હતી તે સમજાશે. નવલરામે કાવ્યો લખ્યાં છે, નાટકો રચ્યા છે, જીવનચરિત્ર લખ્યુ છે, નિબંધો લખ્યા છે; અને એ સર્વમા ઓછેવધતે અંશે એ સફળ પણ થયા છે, છતાં વિવેચક તરીકે જ એમણે ખરેખરી પ્રસિદ્ધિ મેળવી છે, ને હજી યે પંકાય છે.

સર્જક સાહિત્યકાર વિવેચક કરતાં ઘણી રીતે મોટો છે. પરંતુ વિવેચકને જે ગુણો ને જે વિદ્વત્તાની અપેક્ષા રહે છે તે સર્જક સાહિત્યકારને આવશ્યક નથી. સુંદર કાવ્યો લખવાને કાવ્યશાસ્ત્રનું સર્વાંગી જ્ઞાન હોવું જ જોઈએ એમ કહી શકાય નહિ. નવલકથા લખવાને માટે નવલકથાના શાસ્ત્ર ને ઇતિહાસનું

મનન અનિવાર્ય છે એવો કોઈથી આગ્રહ કરી શકાય નહિ ભરત મુનિનું કે પાશ્ચાત્ય નાટ્યશાસ્ત્રનું પરિશીલન કર્યા વગર નાટક રચી ન જ શકાય એમ નથી. પ્રતિભા, જનસ્વભાવ આલેખવાની શક્તિ, ભાષા પરની પ્રભુતા, ભાવમયતા ઇત્યાદિ નૈસર્ગિક ગુણો હોય, તો સર્જક સાહિત્યકારને બહારની કોઈ પણ મદદ વગર ચાલે, પરંતુ વિવેચકને તેમ ચાલે એમ નથી એને તો કાવ્યશાસ્ત્રનું જ્ઞાન હોવું જોઈએ સમ્મતાનું શાસ્ત્ર ને તેને પારખવાની રસિકતા એનામાં હોવાં જોઈએ ગ્રંથકારના સમયની તેને માહિતી હોવી જોઈએ, સાહિત્યના સર્વ શિષ્ટ ગ્રંથોનું પરિશીલન તેણે કર્યું હોવું જોઈએ આ ઉપરાંત મનુષ્ય તરીકે પણ એણે કેટલાક ગુણો ખીલવવા જોઈએ ને કેટલીક નિર્બળતાઓ પર અંકુશ રાખવો જોઈએ પોતે ભલે લેખકના અભિપ્રાયથી જુદો પડતો હોય, પરંતુ લેખકનું વક્તવ્ય સમજવાને તેણે સમભાવ કેળવવો જોઈએ પક્ષાપક્ષીના વમળમાં એણે ફસાવું ન જોઈએ, પોતાના અંગત અભિપ્રાયની પુસ્તકના વિવેચન પર અસર ન થવી જોઈએ, ગ્રંથકાર પરનો તિરસ્કાર ગ્રંથ તરફ ન દર્શાવવો જોઈએ તેમ જ ગ્રંથ પ્રત્યેના તિરસ્કારને લીધે ગ્રંથકારને અન્યાય ન કરવો જોઈએ વિવેચકનું પદ મોટી જવાબદારીનું છે વિવેચકના વિવેચનોથી ઘણી વાર લેખક પર અણધારી અસર થઈ જાય છે, ને તેમના લેખોની દિશા પણ બદલાઈ જાય છે વિવેચકો તો સાહિત્યના વડીલો છે અભિનવ સાહિત્યકારોને નિષ્પક્ષપાતપણે ઔદાર્ય ને પ્રેમથી વિપથગામી થતા અટકાવી યોગ્ય માર્ગે વાળવાનું તેઓનું કાર્ય છે, અને તેટલા માટે તેમને પોતાને જ યોગ્ય માર્ગ કયો છે તેનું બહુ સારી રીતે જ્ઞાન હોવું અત્યંત જરૂરનું છે વડીલને યોગ્ય એવાં અનુભવ, ડહાપણ ને જ્ઞાનની તેમને આવશ્યકતા છે.

આ બધાં કારણોને લીધે આપણા દેશમાં તેમ જ અન્ય દેશોમાં સર્જક સાહિત્યકારો કરતાં વિવેચકો ઘણા ઓછા થયા છે

નર્મદાશંકર અને દલપતરામ બંને સમર્થ કવિ, વિદ્વાન, રસજ્ઞ અને કંઈક અંશે એ યુગના નિર્માતા હતા, છતાં બંનેમાંથી એકે વિવેચકના પદને યોગ્ય નહોતા નર્મદ પોતાની જ લાગણીમાં મસ્ત રહેતો; અન્યનો વિચાર કરવાની એને ટેવ કે ફુરસદ નહોતી તેમ જ સર્વાનુભવરસિકત્વ એનામાં નહોતું દલપતરામમાં સર્વાનુભવરસિકત્વ હતું, છતાં એ પાશ્ચાત્ય સાહિત્યના સંપર્કથી રહિત હતા

વિવેચકના જોખમદારીભરેલા પદને માટે નવલરામ સ્વભાવથી જ યોગ્ય

હતા. એમનામાં સર્વાનુભવરસિકત્વ હતું તે એમનાં નાટકો પરથી માલૂમ પડે છે. આગળ કહ્યું છે તેમ એમનો સ્વભાવ વિચારપરાયણ હતો. એમનું મગજ કદી પણ નવરું રહેતું જ નહિ. જે કવિ કે લેખક એ વાંચતા તેમની તુલના કર્યા સિવાય એમનાથી રહેવાતું નહિ. એમની નોંધપોથી એ વાતની સાક્ષી પૂરે છે. દરેક ભાવ કે વસ્તુનું પૃથક્કરણ કરવાની એમને નાનપણથી જ ટેવ હતી. પોતાના ભાવ,[1] પોતાનો સ્વભાવ,[2] પોતાની શૈલી[3] વગેરેનું પૃથક્કરણ પણ એમણે કરેલું માલૂમ પડે છે.

નર્મદની 'new school' ને દલપતની 'old school'–નો ભેદ એમણે છેક ઈ. સ. ૧૮૬૭ માં નર્મદને લખેલા પત્રમાં આંક્યો હતો. અને એ જ પત્રમાં 'new schoolને ઉદ્દેશીને એમણે લખ્યું હતું; 'I am very ambitious to have the merit of being the critic who first perceived its existence and beauties.' વિવેચકના અંકુરો આ પ્રમાણે એમનામાં શરૂઆતથી જ હતા તે જોઈ શકાય છે.

સ્વભાવે નવલરામ શાંત હતા. વિચારભેદને લીધે એ કદી ઉશ્કેરાઈ જતા નહિ; પરંતુ સામા પક્ષનુ સત્ય જોવા હંમેશ પ્રયત્નશીલ રહેતા. આથી, વિવેચનો આપણા સાહિત્યમાં છેક નવીન હતાં અને સામાજિક તથા ધાર્મિક સુધારો કરવાના ઝનૂનમાં, તેમ જ પોતાના ઇષ્ટ લેખકની પ્રશંસા કરવામા વિવેક–શાંતિ વિરલ થઈ ગયા હતાં, તો પણ નવલરામને કદી કોઈ પણ જોડે એમનાં વિવેચનોને લીધે વેર બંધાયું નહોતું, તેમ જ કોઈએ પણ અંગત ગાગદ્વેષનો આરોપ એમના પર મૂકયો નહોતો.

પરંતુ નવલરામનાં વિવેચનો બધાં એકસરખાં નથી. એમના વિચારો ધીરે ધીરે પરિપકવ થતા ગયા છે, ને તેમ તેમ એમની વિવેચનપદ્ધતિમાં સંગીનતા આવતી ગઈ છે. આરંભકાળની કચાશ વધારે અનુભવ, વધારે વાચન ને ખાસ કરીને વિદ્વાનોના વિશેષ સમાગમથી પાછલી વયમાં ઓછી થતી ગઈ છે એક વખત નર્મદની એમને અજબ મોહિની લાગી હતી. નર્મદ જેવો કવિ ગુર્જર ભાષામાં પાક્યો જ નથી એમ એમને લાગતું. ઈ. સ ૧૮૬૭ માં નર્મદાશંકરની કવિતા વિષે લખતાં નર્મદની તુલના પ્રેમાનંદ, દયારામ આદિ પ્રાચીન કવિઓ સાથે કીધી છે અને એ લેખના અંત ભાગમાં લખ્યું છે:

---

૧. જુઓ નવલરામનું જીવનચરિત્ર પૃ. ૨૫–૨૭–૨. એજન પૃ. ૩૩.–૩. મનના વિચાર, નવલગ્રંથાવલિ ભા. ૧. પૃ. ૩૯૯–૪૦૩.

આ બધી વાતનો આપણે જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે એમ જ લાગે છે કે પ્રેમાનંદ સુધ્ધા સઘળા ગુજરાતી કવિઓ કરતા નર્મદકાવ્ય ઘણી ઉંચી જાતનુ છે, અને અગર જો કે નિત્યના સહવાસથી નર્મદાશંકરના કવિત્વની ખુબીનો પૂરેપૂરો ખ્યાલ આપણા મનમા આવી શકતો નથી, તોપણ આવતા જમાનામા એ કવીશ્વર હમણા કરતા ઘણુ જ વધારે માન પામશે, અને કદાપિ તે વખતના વિદ્વાનોને અચરત સરખુ પણ લાગશે કે આવા જૂના કવિઓ સાથે એનો મુકાબલો જ શા માટે કીધો હશે ? ૧

નવલરામની આ ભૂલ ઘણી સ્વાભાવિક છે, જ્યારે કોઈ સમર્થ વ્યક્તિ તદ્દન નવીન શૈલીની કવિતા સાહિત્યમાં પહેલી જ વાર દાખલ કરે છે, ત્યારે પ્રાચીન સર્વ કવિઓના કાવ્યો કરતા એના કાવ્યો ઉત્કૃષ્ટ છે એમ આપણને સહજ લાગે છે અને ખાસ કરીને તે માટે આપણને ગંગત માન ને પ્રેમ હોય છે તો એ લાગણીનો અતિરેક થઈ જતા વાર લાગતી નથી નવીનતાનો મોહ એ એ ભૂલનુ કારણ છે. પ્રાચીન કવિઓ અને અર્વાચીન કવિઓની શૈલી પરસ્પર અપ્રમેય છે, એ વાતને નવીનતાનુ પ્રબળ આકર્ષણ આપણા ધ્યાનમાથી ખસેડી નાખે છે સર રમણભાઈ જેવા ઠરેલ બુદ્ધિના વિવેચક પણ આ ભૂલમાથી બચ્યા નથી 'કુસુમમાળા' પ્રસિદ્ધ કરીને રા નરસિંહરાવે પાશ્ચાત્ય કવિતાના સંપૂર્ણ લક્ષણોવાળા કાવ્યોનુ આપણને પ્રથમ દર્શન કરાવ્યુ, તે વિશે લખતા સર રમણભાઈ કહે છે

અંતર્ભાવપ્રેરિત કવિતાની તૃષાથી ગુજરાતી સાહિત્યમા ફરતા બધે જલશૂન્ય રણ દેખી નિરાશ થયેલા મનને આશ્વાસન આપનારી, હર્ષમા લાવનારી, એક જ નદી હમણા કોઈ પર્વતમાથી નીકળી છે નહાના નહાના ખાબોચીયા કોઈ કોઈ ઠેકાણે હશે, પણ વિસ્તારથી વહેતી ખરેખરા લક્ષણવાળી કાવ્યસરિતા તો "કુસુમમાળા' જ છે સૂકા અરણ્યમા લીલુ કુંજધામ દેખી કોનુ મન આનંદમા આવી ઉપકાર નહીં માને ? કુસુમમાળા ગળામાં પહેરવી એ તો ધન્ય સહૃદયના ભાગ્યમા હોય ! તેનો સુગંધ લેતા અમે ઝટ ધરાઈ ન રહીએ તો કૃપાદૃષ્ટિથી જોવું ર...

•પરંતુ પાછળથી નર્મદ ગ્રંથીના નવલરામના વિચારોમા પરિવર્તન થયુ હતુ ઈ સ ૧૮૭૩મા પ્રેમાનંદ વિષે લખાએલા લેખમા, નર્મદ કરતા ઉતરતા લાગેલી પ્રેમાનંદને આખરે 'ગુજરાતી ભાષાના સર્વોત્તમ કવિ'નુ પદ આપ્યુ છે નર્મકવિતાની પ્રસ્તાવના તથા નર્મદના જીવનચરિત્રમા નર્મદની યોગ્ય તુલના એમણે કરી છે.

---

૧ 'કવિ નર્મદાશંકરની કવિતા,' નવલગ્રંથાવલિ ભા ૧ પૃ ૨૬૦

૧ કવિતા અને સાહિત્ય, (ભા ૨જી) પૃ ૨૧

દલપતરામ વિષે પણ કૈંક આવું જ થયું હતું. નવલરામ પ્રથમ અમદાવાદ ગયા ને ત્યાં દલપતરામને મળ્યા ત્યારે દલપતરામ વિષે ઊંચો અભિપ્રાય બંધાયો નહોતો, તે વખતે દલપતરામ એમને કેવા લાગ્યા એ વિશે તે લખે[૧] છે:

He seems to be a man devoid of lively imagination or deep reflection. He talks on literature but betrays no marks of a sound education × × × His intelligence is rather below the common level but it is clear as far as it goes The only poetic element on his face is a rougish humour. The education he has received from the world has perhaps dwarfed this natural power of his mind and rendered him a heavy companion and prosy humourist. Some electric shocks would do him good. I believe he is quite the converse of Narmad. No wonder they cannot agree. One is a type of cold formalism, while the other personates the dancing egotism of a youth.

છેટા સુધી અને બાળ કે યુવાથી વૃદ્ધ પર્યંત સર્વને જાણીતા એવા તો આ જમાનાના કવિ એ જ બે છે એ બંનેની પ્રસિદ્ધિમા ફેર હશે બંનેની પરસ્પર ગણનામા મતભેદ છે, અને વખતે એકથી મોહિત જનો બીજાને દોષપાત્ર જ ઠેરવવા મથતા હશે તો પણ નિષ્પક્ષપાત ગભીર બુદ્ધિને તો એ બંને આ જમાનાની કાવ્યમૂર્તિના પ્રતિબિબરૂપે સમાન જ પ્રકારવા માલમ પડે છે દેશકાળથી પર એવી જે સામાન્ય કવિરૂપ ગણના તે તો એ બંનેની હવે પછીના જમાનામા યથાર્થપણે થાય, પરતુ જો એ બંનેની શૈલીનુ કાઈ પૃથક્‌પણે સ્વરૂપ જાણ્યુ હોય તો મિથ્યા ખેચાખેચ કોઈને રહે નહિ

અને એ જ નિબધમા દલપતરામની કવિતાના લક્ષણો દર્શાવતા લખે છે

દલપતરામની કવિતા શાત બુદ્ધિની, વ્યવહારમા કુશળ, ચતુરાઈની ભરી, અને સભારંજની છે એ નવે રસમા પ્રસગોપાત્ત વિચરે છે, પણ તે શાતિ અને વિવેકની સાથે. વ્યવહારની મર્યાદા એ જ આ કવિતામા રસના અભવાસભવની મર્યાદા છે કોઈ પણ રસની મસ્તી એ આ કવિતાને મન ગાંડાઈ છે સસારનુ શાત બુદ્ધિથી અવલોકન કરવુ અને તેમાથી વ્યવહારોપયોગી બોધ લેવો, એ દલપતશૈલીને સૌથી વધારે રુચિકર છે એ શૈલી જાતે દર્દથી મુક્ત હોવાને લીધે બે ઘડી નવરાશની વેળાએ વિનોદ કરવો એમા જ મોટું સુખ માને છે. ઠાઉકુ હાસ્ય (humour) મર્માળા કટાક્ષ (wit) વાણીની મીઠાશ અને રચનામા વિવિધ પ્રકારના ચાતુર્ય એ વડે દલપતશૈલીના શાત ને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યા છે દલપતરામની ચોટ સદા સભાના મનરંજન કરવા ઉપર જ રહેલી હોય છે અને તેમા તે બરાબર ફતેહ પામે છે, કેમ કે શ્રોતાના મનમા ઉતરીને તેને કેમ લાગે છે તે જોવાની શક્તિ આ કવિતામા છે[1]

આ પ્રમાણે નવલરામના નર્મદ તથા દલપત સબંધીના વિચારો ક્રમે ક્રમે ઘડાયા છે એમની વિવેકબુદ્ધિ ધીમે ધીમે ઘડાતી ગઈ છે સુરતમાના વિચારો કઈક અશે અમદાવાદમા ફેરવાયા ને અતે રાજકોટમા એમના સર્વ વિચારો દૃઢ ને ઠરેલ બુદ્ધિયુક્ત થયા હોય એમ લાગે છે

નવલરામના વિવેચનોનો પ્રધાન સૂર ગુણદર્શન છે પ્રત્યેક પરીક્ષ્ય પુસ્તકમા ઉત્તમ શુ છે તે જ તરફ એમનું લક્ષ રહેતું જુદા જુદા અભિપ્રાયો ધરાવનારા ને ભિન્ન ભિન્ન પ્રકારના સાહિત્યકારો, હજી પણ એમના વિવેચનોની પ્રશસા કરી રહ્યા છે તેનુ કારણ મુખ્યત્વે આ ગુણદર્શનની વૃત્તિ જ છે તે કાળે સાહિત્ય ખીલતી દશામા હતું, કેળવણીના પાયા નવા જ મડાયા હતા; ગ્રથકારો ઊગત હતા અને તેથી વધારે પ્રમાણમા તેમના દોષો દર્શાવવામા આવે તો તેઓ કદાચ ઊગતા જ અટકી જાય શરમાળ હોવાથી તો કઈ પણ નવીન પ્રસિદ્ધ કરતા અચકાઈ જાય, અને જનતા તેના ગ્રથ વાચે નહિ આવા વિચારોથી પ્રેરાઈને નવલરામે ગુણ દર્શાવવા તરફ વધારે-કોઈક વખત તો જોઈએ તે કરતા પણ વધારે-ધ્યાન

---

1 નવલગ્રથાવલિ ભા ૧, પૃ. ૫૧૧-૫૧૨.

આપ્યું છે. આથી એમનો વિવેચનનો આદર્શ જોઈએ એ તેટલો ઉચ્ચ થઈ શક્યો નથી. આપણને અત્યારે જે નિર્માલ્ય લાગે તેવાં પુસ્તકોની પણ એમણે પ્રશંસા કરેલી માલૂમ પડે છે. આ વાત નવલરામ પોતે પણ જાણતા હતા. ઈ. સ. ૧૮૮૪માં શેઠ વલ્લભદાસને એક પત્રમાં એમણે લખ્યું છે :

> કાદંબરી સાથે કાવ્યકૌસ્તુભનું નામ લેવું એ ઘોડા સાથે ગધેડું બાંધવા બરાબર છે. એને ચાહિયે તેટલું ચુંથી શકાય એમ છે. એ બધું ખરું, તો પણ ગુર્જર ગ્રંથોનો ભંડોળ જોતાં એ કાવ્યકૌસ્તુભ પણ આદરથી આવકાર આપવાજોગ વધારો છે. મેં તો એવો નિયમ જ પકડયો છે કે વસ્તુત: દૂષિત પણ દેશકાળ જોતાં ઉત્તેજન લાયક હોય તો તેની એક સારી નોંધ જ થોડાઘણા વિસ્તારથી લેવી, અને તેમાં તેના દોષ તો માત્ર ચતુરને ચેતાવવા ખાતર જૂજ ઈશારે જ દર્શાવવા. હજી આપણો વાંચનારો વર્ગ એવો છે કે જો આવા પુસ્તકના દોષને વિસ્તારું, તો તેના ગુણ ગમે એટલા પ્રદર્શાવ્યા હોય તો પણ તેની કદર જ કરે નહિ. માટે આવાં પુસ્તકની એક આવૃત્તિ ખપી રહે ત્યાં સુધી તો વિરુદ્ધ વિવેચનથી પરહેજ રહેવું એ જ ન્યાય ને દેશહિતનો રસ્તો છે[૧]

છતાં નવલરામે દરેક ગ્રંથની માત્ર પ્રશંસા જ કરી છે એમ નથી. દોષો પણ એમણે દર્શાવ્યાં છે. સ્વ. મણિલાલ નભુભાઈની 'કાન્તા'માં એમણે અનેક દોષો બતાવ્યા છે. રા બ. હરગોવિંદદાસ કાંટાવાળાની 'અંધેરી' નગરીનો ગર્ધવસેન,' ગ. છોટાલાલ સેવકરામકૃત 'ગુજરાતી શબ્દમૂળદર્શક કોષ' તથા રા. સા. મયારામ શંભુનાથકૃત 'સ્થાનિક રાજકીય સત્તા'નાં વિવેચનોમાં એમણે દોષો સ્પષ્ટતાથી દર્શાવ્યા છે ને તે ગ્રંથકારો પર સફળ ને સબળ પ્રહારો કર્યા છે. અને એવા પ્રહારો એટલા માટે જ કર્યા છે કે એ ગ્રંથકારો સમર્થ કોટિના હતા અને તેમણે એમને 'નાઉમેદ' કર્યા હતા.

એમના વિવેચનનો બીજો ગુણ તે એમનું નિષ્પક્ષપાતપણું અને ઔદાર્ય. મનુષ્યને નિષ્પક્ષપાતપણું સંપૂર્ણ અંશે તો સ્વભાવતઃ જ સાધ્ય નથી. પોતાના વર્ગના કે પોતાને જેના પર ભાવ હોય તેના તરફ સહેજે જ પક્ષપાત થાય છે, છતાં એકંદરે નવલરામે દરેક વિવેચન નિષ્પક્ષપાતબુદ્ધિથી કરવાનો પ્રયત્ન કર્યો છે એ જણાઈ આવ્યા વિના રહેતું નથી અંગત રાગદ્વેષથી એમનાં વિવેચનો કદી રંગાયાં નથી. દોષો દર્શાવવાનાં પણ એમણે કદી સૌજન્ય કે ઔદાર્યનો ત્યાગ કર્યો નથી.

એમણે ઐતિહાસિક દૃષ્ટિએ કે પરીક્ષ્ય ગ્રંથના પોતાના પર પડેલા સંસ્કાર દર્શાવનારાં વિવેચનો કર્યાં નથી. ન્યાયાધીશની માફક એમણે પરીક્ષ્ય

૧. નવલરામનું જીવનચરિત્ર, પૃ. ૬૨

પુસ્તકોના ગુણદોષ તપાસ્યા છે, તેના અંગાગનું પૃથક્કરણ કરી સમગ્રનું નિરીક્ષણ કર્યું છે. આગળ કહ્યું છે તેમ નવલરામમા પૃથક્કરણ કરવાની શક્તિ સ્વભાવથી જ હતી. વૈજ્ઞાનિક પેઠે એ દરેક ગ્રંથના અવયવોનું બારીકાઈથી પૃથક્કરણ કરે છે; તેમા રહેલા ગુણદોષનું નિરૂપણ કરે છે; શી રીતે દોષો દૂર થઈ શકશે તે દર્શાવે છે ને ગુણવૃદ્ધિનો માર્ગ બતાવે છે પ્રાચીન ને શિષ્ટ ગ્રંથો સાથે એમણે વિવેચિત ગ્રંથોની તુલના કરી તેનું સ્થાન નિશ્ચિત કરવાની પ્રથા સ્વીકારી નથી, તેમ જ કલાના સૂક્ષ્મ તત્ત્વોનું અન્વેષણ કરી કલાકારને સાચો કલામાર્ગ દર્શાવવાની, રીતિ પણ એમણે વિરલ પ્રમાણમા જ સ્વીકૃત કીધી છે. મુખ્યત્વે કરીને એમણે પુસ્તકનો સાર આપી તેમા સ્ખલનો કયે કયે સ્થળે થયા છે તેમ જ સૌંદર્ય પણ કયા રહેલુ છે તે દર્શાવ્યુ છે.

'સુબોધચિંતામણિ વિવેચન' એ ખાસ ધ્યાન ખેંચે એવુ છે. એમા નવલરામે કાવ્યના સ્વરૂપની ચર્ચા કરી છે, ગ્રંથકારની પ્રશંસા કરી છે તેમ જ તેના પર પ્રહારો પણ કર્યા છે. એમણે કરેલ કાવ્યચર્ચા સર્વાંગે ખરી છે એમ કહી શકાય એમ નથી છતા એકંદરે એમનો મત ખરો છે, એમ તો કહેવુ જ પડશે. લેખકે જે જુસ્સા અને નિર્ભયતાથી પોતાના વિચારો પ્રગટ કીધા છે તે માટે તેને અભિનંદન આપ્યુ છે, એને 'કવિ' પદ પણ બક્ષ્યુ છે; તેમ જ 'સુધારાનો નીતિબોધક કવિ તો એકલો હુ જ હાલ મહુવામા પહેલવહેલો જ ઊગ્યો' એવા 'ઉચ્છંકળ હુ પદ' માટે એના પર સમર્થ પ્રહારો પણ કર્યા છે.

'શ્રવણપિતૃભક્તિ નાટક,' 'કાતા નાટક,' 'બુદ્ધિ અને રૂઢિની કથા' ઇત્યાદિ પર એમણે લબાણથી વિવેચન કર્યા છે. 'શ્રવણપિતૃભક્તિ નાટક'ના વિવેચનના આરંભભાગમા નાટક, કાવ્ય આદિના વિવેચનમા શી શી વસ્તુનું જ્ઞાન આવશ્યક છે તે વિષે સામાન્ય સૂચન કરતા તે લખે છે :

નાટક, કાવ્ય વગેરે મોહનગ્રંથીના પુસ્તકોની તુલના કરવામા ત્રણ બાબતનો વિચાર રહેલો છે—વસ્તુસંકલના, પાત્રભેદ, અને રસ જે કથા ઉપર આખુ કાવ્ય રચાએલુ હોય તેને અલંકારના ગ્રંથોમા વસ્તુ કહે છે, અને તે કથાના જુદા જુદા ભાગને સુધારી વધારી અનુકૂળ આકારમા ગોઠવવાની જે યુક્તિ તેને વસ્તુસંકલના (Plot) કહીએ કાવ્યમા આવેલા સ્ત્રીપુરુષના જુદા જુદા સ્વભાવ પ્રમાણે તેમની કૃતિ, મતિ, તથા રીતિ જુદી જુદી વર્ણવવી તે પાત્રભેદ (Characters) અથવા નાયકનાયિકાભેદ કહે છે આમ કરવાથી જ નાટકમાં જીવ આવે છે, અને એ જ મહાકવિનુ લક્ષણ છે * * * પાત્રભેદ અને વસ્તુસંકલના જ નાટક કે મહાકાવ્યનો સઘળો રસ અવલંબન કરીને રહેલો હોય છે * * * જો એ જેવાં જોઈએ તેવા હોય તો આપોઆપ જ કેટલોક રસ તો તેમાથી ઉત્પન્ન થાય છે.

માટે આ નાટકમાં વસ્તુસંકલના અને પાત્રભેદ કેવા પ્રકારનાં છે તેનું જ કાંઈ આપણે વિવેચન કરીશું.૧

ત્યાર પછી વસ્તુસંકલના તથા પાત્રભેદના સામાન્ય નિયમો પ્રમાણે શ્રવણ-પિતૃભક્તિ નાટક'નું નિરીક્ષણ કરે છે, સાથે સાથે કથાસાર પણ આપતા જાય છે તથા તેમાં રહેલા ઔચિત્યભંગ કે ગુણવત્તાનું દર્શન કરાવતા જાય છે.

આ પ્રમાણે જે પ્રકારના સાહિત્યગ્રંથનું એમને વિવેચન કરવાનું હોય છે, તે પ્રકારને લગતા કેટલાક સામાન્ય નિયમો ને સામાન્ય સૂચનો, એમણે બીજાં વિવેચનોના અગ્રભાગમા પણ આપેલા છે ને તે સામાન્ય પુરષને ઘણા ઉપયોગી નીવડે એવાં છે; તેમ જ એમના તે વિષય પરત્વેના વિચારો જાણવાને માટે પણ બહુ ઉપયોગી છે. એ સામાન્ય નિયમો દીર્ઘકાળના અનુભવ ને અભ્યાસનુ ફળ તેમ જ વિદ્વત્તાથી ભરેલા હોય છે.

રઘુવંશ કાવ્યના ભાષાતરની સમાલોચના કરતા ભાષાતરો કેવાં હોવાં જોઈએ તે વિશે એ લખે છે :

ભાષાતર કરનારનું કામ મૂળ કવિના પ્રતિસ્પર્ધી થવાને ઠેકાણે તેના ભક્ત, તેના આજ્ઞાંકિત સેવક, તેનાં એકાતિક મિત્ર થવાનું છે. જે ગ્રથ ઉપર આપણી ભક્તિ નથી, એટલે જે તરફ આપણે સાનદાશ્ચર્યથી જોતા નથી, તે ગ્રંથનુ ભાષાંતર આપણે કદી પણ સારું કરી શકવાના નહીં; અને તે ગ્રથ જો કાવ્યનો હશે, તો તો આપણો સઘળો શ્રમ પાણીમાં જશે એમ અગાઉથી જ જાણવું ભાષાંતર કરનારે કયારે પણ પોતાની તરફનો વધારો ઘટાડો કરવો ન જોઈએ, કેમ કે આપણે તેના વિચાર જાણવા નથી બેઠા, પણ મૂળ ગ્રથકર્તા જેની કીર્તિથી આપણે મોહિત થઈ ગયા છઈએ તે શું કહે છે તે આપણે જાણવું છે એવે ઠેકાણે ભાષાંતરકર્તાએ પોતાનુ ડોહ્ડાહ્યુ કરવું એ એક જાતની ઠગાઈ છે. જે ગુણ, જે દોષ, જે છટા. જે ભાષાની મીઠાશ મૂળમા છે તે સઘળી ભાષાંતરમાં આવવી જોઈએ જાણે તે જ કવિ આપણી ભાષામા લખવા બેઠા હોય તો તે કેમ લખે.૨

'નાટકશાળા ને ગોપીચંદ નાટક' નામના લેખમા બોધ એ જ નાટકનો ઉદ્દેશ હોવો ન જોઈએ તેની ચર્ચા કરતાં તે લખે છે :

અમારો હેતુ એ નથી કે નાટકો બોધપ્રાધાન્ય હોવા જોઈએ નાટક લખનારે બોધ કરવા ઉપર લક્ષ રાખવું જોઈએ, એમ પણ અમે કહેતા નથી. અમારા વિચારમા તો બોધ કરવો છે એ વાત જ તે ભૂલી જાય તો સૌથી સારુ છે. જેમ શ્રોતા ઉપર મારે અસર કરવી છે એમ ધારી જે ભાષણ આપે છે, તે કદી પણ અસર કરનારો વકતા થઈ શકતો નથી, તેમ જ બોધ ઉપર નજર રાખનારાં નાટકો તો નકામા ટાહેલા જ સમજવાં કે જે ધોબીના કૂતરાંની પેઠે નહિ ગામનાં કે નહિ ઘાટનાં એવાં ટાહેલાં તો દાવ બદુએ લખય

૧. નવલગ્રંથાવલિ, ભા. ૨, પૃ. ૧૫૬-૧૫૭.

છે પણ તેને જોઈએ નાટકરાળા હાથમા પકડતી નથી, અને હાથમા પકડવા ન જ જોઈએ રસ એ કાવ્ય નાટકનુ લક્ષણ તે એણે છોડયુ, તે કાવ્યનાટકે તો સ્વધર્મ જ છોડયો, અને તેમ થયુ એટલે તે કશા કામનુ રહ્યુ નહિ સુબોધ એ સારા નાટકનુ સ્વાભાવિક ફળ છે પણ તેનો ઉદ્દેશ નથી શુદ્ધ અને ઊચા રસમા સ્વાભાવિકપણે જ સારો બોધ સમાએલો છે પણ તે બોધનરૂપે નહિ, અને બોધનરૂપે નથી તે માટે જ તે વધારે અસર કરે છે, જેમ કહેણી કરતા રહેણી જ ખરેખરી બધાને સુબોધદાયક ગણાય છે તેમ સરસ નાટકના પાત્રો ભાષણો આ રીતે નહિ પણ પોતાના મહાન આચરણોથી જ સુનીતિનો બોધ સામર્થ્ય રીતે કરે છે આ કારણથી વ્યવહારમા તો સારા નાટકોથી રસ ને સુબોધ બને મળે છે જ[1]

'કાન્તા' તથા 'બુદ્ધિ અને રૂઢિની કથા'ના વિવેચનમા પણ આરભમા વિસ્તારથી સામાન્ય નિયમોની ચર્ચા કરી તે નિયમો પ્રમાણે તે પુસ્તકોની પરીક્ષા કરી છે એમના 'કાન્તા'ના વિવેચન વિષે રા નરસિંહરાવ લખે છે

આ વિવેચન પ્રગટ થતા વેંત મ્હે વાચ્યુ તે વખત એની પદ્ધતિ જોતા મને લાગ્યુ કે જર્વાઇનસના શેક્સપીઅરના નાટકોના વિવેચન એમના જોવામા આવ્યા હશે. જર્વાઇનસની પદ્ધતિની છાયા મ્હને એમા જણાતી હતી[2]

આ 'જર્વાઇનસની પદ્ધતિની છાયા' એમના અન્ય વિવેચનોમા પણ જોવામા આવે છે પણ તે છાયા માત્ર જર્વાઇનસના વિવેચનોનુ સર્વસાગ્રાહિત્વ વિના ન ઊડી દૃષ્ટિ એમના વિવેચનોમા ક્વચિત જ જોવામા આવે છે તેમ એ પણ યાદ રાખવાનુ છે કે એમના વિવેચિત પુસ્તકોમાનુ એકે પુસ્તક શેક્સપીઅરના નાટકની સાથે નામ દેવાને યે યોગ્ય નહોતુ

'ભરૂચ જિલ્લાના કેળવણીખાતાનો ઇતિહાસ' 'જ્યોર્જ વૉશિંગ્ટન' 'વિલિયમ ટેન' 'હિંદ અને બ્રિટાનિયા' આ સર્વ પુસ્તકોનો સાર માત્ર આપ્યો છે અને આરભ તેમ જ અતભાગમા ગ્રથકારને અભિનદન આપ્યુ છે એ સિવાય વિવેચન જેવુ બીજુ કઈ પણ એમા જણાતુ નથી

એમની વિવેચનપદ્ધતિ ગ્રથના મહત્ત્વ પ્રમાણે ફેરવાતી તે પોતાની વિવેચનપદ્ધતિ વિશે કહે છે

અમે એવો નિયમ રાખ્યો છે કે કેટલાક પુસ્તકની તો માત્ર પહોચ જ આપવી કેટલાક વિષે તે જ સ્થળે સામ ય વિચાર પાચ દશ લીટીમા દર્શાવી દેવા, અને જે ગ્રથો પુસ્તક ઉત્તમ પ્રતિના માલૂમ પડે તેને જ વિસ્તીર્ણ વિવેચનને માટે રહેવા દેવા[3]

૧ નવગ્રથાવલિ વિ ભા ૨ પૃ ૯૮ ૨ નવગ્રથાવલિ ભા ૨ પૃ ૨૧૫
૨ મનોમુકુર ગ્ર ૧, પૃ ૩૪૪ ૩ 'સુબોધચિન્તામણિવિવેચન' નવગ્રથાવલિ ભા ૨ પૃ ૨૧૮

'યોગતત્ત્વ,' 'સત્યવિજય નાટક,' 'અલંકારચંદ્રિકા,' 'પ્રિયાપ્રેમદર્શક,' 'પ્રતાપ નાટક,' 'સ્વપ્રાક્રમ,' 'સ્વદેશાભિમાન,' 'સ્વરૂપાનુસંધાન,' 'ભોગવતી ભાગ્યોદય' ઇત્યાદિને એ નિયમ પ્રમાણે ટૂંકામાં પતાવી દીધાં છે.

'દેશી કારીગરીને ઉત્તેજન, 'નાટકશાળા ને ગોપીચંદ નાટક,' તથા 'બાળલગ્ન અને બળાત્કારનું વૈધવ્ય,' એમાં વળી જુદી જ પ્રથા સ્વીકારી છે. તે પુસ્તકોના ગુણદોષનું નિરૂપણ ન કરતાં તે તે ગ્રંથના વિષયની સૂક્ષ્મ, તલસ્પર્શી ને સમર્થ ચર્ચા કરી છે. ગ્રંથના વિષયનું મહત્ત્વ એ આના કારણરૂપ છે.

'કરસનદાસ મૂળજી ચરિત્ર' અને 'મહેતાજી દુર્ગારામ મંછારામનું જીવનચરિત્ર' એ બે ચરિત્રગ્રંથોનુ વિવેચન કરતાં, ગ્રંથકર્તાએ આપેલી હકીકતો ઉપરાંત, ચરિત્રનાયકના જીવન વિશેની બીજી વધારે માહિતી આપવા યત્ન કર્યો છે; અને એ રીતે એ વિવેચન મૂળ ગ્રંથના પરિપૂરકરૂપ બન્યા છે.

પુસ્તકોનાં વિવેચનો સિવાય નવલરામે સાહિત્યના જુદા જુદા વિષયોની સ્વતંત્ર ચર્ચા પણ કરી છે. 'મનના વિચાર' 'અકબર-બીરબલ નિમિત્તે હિંદીકાવ્યતરંગ'માં કવિતાના સ્વરૂપ વિશે ચર્ચા છે 'સંસ્કૃતમય ગુજરાતીમા' ભાષાશૈલીની ચર્ચા કરી છે; નર્મકવિતાની પ્રસ્તાવનામાં નર્મદ અને દલપતની તુલના કરી છે, 'સુધારાના ઇતિહાસરૂપ વિવેચન'મા સુધારાના તાત્ત્વિક સ્વરૂપની સમાલોચના કરી છે. પરંતુ એ સર્વ વિશે એમના વિચારો આપણે આગળ જોઈશુ

આ પ્રમાણે નવલરામના વિવેચનો એમના નિષ્પક્ષપાતપણાને લીધે, એમના ઔદાર્યને લીધે, એમની પરાણુપરમાણુને પર્વત કરી બનાવવાની શક્તિને લીધે, એમની વેધક દૃષ્ટિને લીધે ને એમની આડંબરહીનતાને લીધે, શોભી રહ્યાં છે. વિવેચન સાહિત્યના એ પ્રારંભક હતા અને પ્રારંભકાળના વિવેચનો સર્વાંશે પરિપૂર્ણ હોય એ અશક્યવત્ છે. એમનાં સર્વ વિવેચનો ઉત્તમોત્તમ કોટિનાં કે અપૂર્વ વિદ્વત્તાવાળાં નથી—છતાં, વિવેચક તરીકે નવલરામે મેળવેલી સફળતા આશ્ચર્યજનક છે. સાત્ત્વિક, રાજસ, ને તામસ; એમ વિવેચનોના એમણે ભેદ પાડ્યા તો નવલરામનાં વિવેચનોને સાત્ત્વિક પ્રકારના કહી શકાય. પોતાની વિદ્વત્તાને દર્શાવવાને અર્થે લખાએલા રાજસ વિવેચનો, તેમ જ નિંદાયુક્ત આક્ષેપોથી ભરપૂર એવા તામસ પ્રકારનાં વિવેચનો અત્યારે, દુર્ભાગ્યે, આપણા સાહિત્યમાં વધતાં જાય છે, ત્યારે વિવેચનકલાની ઊગતી દશામાં પણ નવલરામે

જે સાત્ત્વિકતા કેળવી છે તે બદલ નવલરામને માટે માન ઉત્પન્ન થયા વગર રહેતું નથી.

ૅવ. ગોવર્ધનરામ કહે છે તે યોગ્ય જ છે :

જેને જેવું ને જેટલું કહેવું ઘટે તેને તેવું ને તેટલું કહી, કોઈને ચ્હોટપ આપી, કોઈને ઉત્તેજન આપી, ખમનારને ખમે તેટલો પ્રહાર આપી, ન ખમે એવાને ધીરી લપડાક આપી, કોઈને શીખામણ આપી, કોઈની સૂચના આપી, કોઈની બાબતમાં ઉપેક્ષા કરી—અબોલા રહી, નવલરામ સર્વ ન્હાના ન્હાના ગ્રંથકારની પરીક્ષા કરતાં વિવેક રાખે છે, "મારવો તો હાથી અને લુટવો તો ભંડાર" એ ન્યાયે વર્તે છે, કોઈ ન્હાના કે મ્હોટાનામાં કંઈ ગુણ છે એવું લાગ્યા વગર, ગુણદોષની કથાથી માસલ પરીક્ષા અથવા શુષ્ક વિવેચન સરખું પણ કરવાનું માથે લેતા નથી. જ્યાં ગુણ લાગે છે તેનું કીર્તન કર્યા વિના રહેતા નથી, અને અંતઃકરણમાંથી ગુજરાતી ભાષાની સમૃદ્ધિ અને સંપત્તિ ચાહે છે. * * * ગુજરાતી સાક્ષરમંડળની એમના ઉપર નિર્વિવાદ પ્રીતિ છે તેનું મૂળ જ આ "ગુણપરીક્ષા" છે. આ સર્વ પરીક્ષાઓ ગુણમધુના આ મધુકરનો ગુંજારવ છે–પછી તે વ્યક્ત છે કે અવ્યક્ત છે એ જુદી વાત છે. આ મધુર સર્વરસિક ગુંજારવ છેક અંતકાળ સુધી નવલરામે કર્યો છે.[1]

અને મધુ અને મધુકર બંને વિલુપ્ત થયા છતાં પણ એ મધુકરના 'રસિક ગુંજારવ'ના ગુંજ'ની સાહિત્યકુંજોમાં અંતકાળ સુધી પડઘા સહૃદયને તો સંભળાયા જ કરશે.[2]

---

૧. નવલરામનું જીવનચરિત્ર પૃ ૭૪

૨. 'ગદ્યશૈલી' અને 'વિચારક' એ લેખાંકો હવે પછી



## નવલરામ : કવિ અને નાટકકાર

### ૧. કવિ

ગુજરાતી તેમ જ ઇતર દેશના સાહિત્યની પેઠે નવલરામે પણ શરૂઆત કવિતાથી કરી હતી. ઈ. સ. ૧૮૬૨ માં મહારાજ લાયબલ કેસ વિશે એમણે ઇનામી કવિતા લખી મોકલી હતી. એ એમનો પ્રથમ પ્રયાસ હતો. ધારેલું ઇનામ મળ્યું નહિ; અર્ધું જ ઇનામ આપવાનો ઠરાવ થયો ને નવલરામે એ ઇનામનો અસ્વીકાર કરી પોતાની કવિતા મંગાવી લીધી; પોતે એને છપાવવાનો વિચાર કર્યો, પરંતુ આખરે તે માંડી વાળ્યો હોય એમ જણાય છે.

૧૮૬૫–૬૬ માં શૃંગાર સબંધી તેમ જ અન્ય પ્રકારની કવિતાઓ એમણે લખી હતી, પરંતુ એ કવિતાઓ 'છિન્નભિન્ન' અને અપૂર્ણ હોવાથી 'નવલગ્રંથાવલિ'મા તેને સ્થાન મળ્યું નથી છતાં નવલરામના જીવનચરિતમાં સ્વ. ગોવર્ધનરામે એ સમયમાં લખાએલી એમની કવિતામાંથી કેટલાક ઉતારા આપ્યા છે. તે ઉપરથી માલૂમ પડે છે કે હૃદય ને મનનો ઝઘડો નવલરામ તે સમયે અનુભવી રહ્યા હશે. એ કહે છે:

> પ્રભુ, પ્રેમ અપૂર્વ અને પીડતો, કરું હું કેમ ?
> પાપ ગણી રખે તું ચીડતો, કરું હું કેમ ?
>
> × × ×
>
> હજી શુદ્ધ સમાલી રાખ્યો દેહને, કરું હું કેમ ?
> પછી પાપ ગણો તો કુડું કર્મને, કરું હું કેમ ?
>
> × × ×
>
> ઊંચો ટેકી નવલ ભલો નીચો કદાપિ ન થાય
> ઈશ્વર નીતિ ને ધર્મની નથી ઉદ્ર પણ નહીં ગભરાય.
>
> × × ×

જા શકસ્તાનુ રે! કોપ તુ! દુખ દે તુજથી જે દેવાય,
તાપે આપે રસ મીઠડો, આગો આંબથી નવ થાય.

આ નવલરામના આરભકાળના પ્રયત્નનુ ફળ છે એમા પણ હૃદયના વેગ પર મનનો અકુશ રાખવાની એમની તત્પરતા જણાઈ આવે છે

ઈ સ ૧૮૬૭મા એમનુ 'ભટનુ ભોપાળુ' પ્રસિદ્ધ થયુ. તેમા થોડીક કવિતાઓ છે, પરતુ તે માત્ર હાસ્ય ઉપજાવવાને અર્થે જ લખાએલી હોય એવી છે કાવ્યત્વ જેવુ એમા કશુ પણ નથી

ઈ સ ૧૮૬૯મા એમનુ 'વીરમતી નાટક' બહાર પડયુ. એમાની ઘણીખરી કવિતાઓ પ્રાસાદિક કહી શકાય એવી છે. કરુણ ને શૃગાર રસની કેટલીક સુદર પક્તિઓ એ નાટકમા જોવામા આવે છે એમાનો એક શિખરિણી વાચી નર્મદાશકર એટલા ખુશ થઈ ગયા હતા કે તેની 'ખૂબી કહેવાને માટે જ' જાતે નવલરામને ઘેર ગયા હતા નાટકના આરભમા કરુણરસિક કવિતા છે તેમા પણ એમનો વિચારપ્રધાન સ્વભાવ આખરે દુ ખનો તોડ કાઢે છે

વાણીશૂરા વાણિયા, રણશૂરા રજપૂત
સુખશૂરા જનકાદિકો, પણ દુ ખશૂરા અદ્ભુત

× × ×

અસ્થિર જગમા સ્થિર કરી, જે મચે ચિત શોક,
કેવો તે નર મૂરખો? રે! નર કેહેવો ફોક[1]

એ નાટકમા શૃગાર-વિપ્રલભ તેમ જ સયોગની કેટલીક મનોરમ કાવ્ય પક્તિઓ છે દાખલા તરીકે·

અરર પ્રીતડી બાધી, પ્રાણ જ્યા એક કીધા·
તન મન ધન જ્યા એકેકને અર્પી દીધા,
છળ કયમ કરી થાએ? જૂઠ કોને જ કેહેવુ?
શુ નિજ જીવ છળેથી, છેતરી સુખ લેવુ?
મધુર મુખ પ્રિયાનુ, પેખતા મગ્ન પ્રીતે,
રૂપલડી વચન જ્હા બોલશે તો જ રીતે?

1 નવલગ્રથાવલિ, ભા ૧, વીરમતી નાટક

કદી છાતીથી મળી તો, પ્રીતિ તે આપણી શું?
નહિ જ! નહિ જ! તે, કલ્પિત બીજા ઘણી શું.[1]

નિરંતર વિયોગિની રહેવા સરજાએલી સુભગા કહે છે:

શૃંગાર કાવ્ય, કડવું જ તું આજ લાગે;
વાંચી બળું હું વધતી અતિ ગ્રેહ આગે.
સંયોગ ફૂલશૂળ ? રે! ભય ભેદી સાલે;
શ્રીમંત વૈભવ સુણે શિદ ભિક્ષુ વ્હાલે?[2]

× × ×
× × ×
× × ×

ચોંટી એક જ એ છબિ, બીડી નયનસું બાથ;
દેખું નિશદિન એ જ તો, હોય દૂર કે સાથ,

× × ×
× × ×

નયણે એક જ મુખડું, શ્રવણે એક જ સાદ,
આ નાગણ જીભલડીને, એક જ અધર સવાદ.
આ ધ્રુજંતા ધ્રાણને, એક જ અમૃત સ્વેદ,
તનખે તનકું ટમટમે, એક જ કેરી ઉમેદ.
ચિતડુ ચિંતવન એકનું, ચરચરી કરતું નિત્ય;
વ્હાલા છેક નમેરડા, થઈએ નહી ત્યાં પ્રીત.[3]

ઉપલી છ પંક્તિઓમાં પ્રેમીની મનોવેદના ને તેના પ્રિયજન માટેના તલસાટનું બહુ જ સુંદર ને સફળ વર્ણન છે. આપણા આખા સાહિત્યમાં આના કરતા વધારે સરસ પંક્તિઓ હશે તો તે ઘણી જ વિરલ હશે.

અન્ય સ્રીની સંયોગાવસ્થા ને પોતાની વિરહાવસ્થાનું વર્ણન કરતાં કહે છે:

સંયોગિણી ' હમી કર મજા, રોઉં વિયોગિણી રે,
ચોળે ભાળે નિત અગરજા, ભસ્મ હું તો ઘણી રે.

૧. નવલગ્રંથાવલિ, ભા. ૧, વીરમતી નાટક. ૨. નવલગ્રંથાવલિ, ભા ૧, વીરમતી નાટક.
૩. નવલગ્રંથાવલિ, ભા. ૧; વીરમતી નાટક.

નાહે સ્નેહે પરિમળ જળે, હું ઉન્હાં આંસુની રે;
જાગે રાત્રે સરસ રસમાં, હું ય શય્યા સુની રે!
'મ્હેલો મ્હેયો પિયુજી' વદતી (કાલી વ્હાલે બની તુ)
'મેળો મેળો' ભણતી રડતી, વજ્ર જીવું હજી હુ!
ચાલે મ્હાલે લથડી પડતી, હું ઢળું રે ય! તેમ;—
જાણે શો છે ફરક સરવે, તો ન તું ધર્મ કેમ?

અન્યને મુખે પોતાનાં રૂપનાં વખાણ સાંભળી प्रियेषु सौभाग्यफला हि चारुता। એ કાલિદાસની પંક્તિનું સ્મરણ કરાવતા કહે છે:

રૂપે લાલ્ય લગાડની, મા કર રૂપની વાત;
રૂપે પ્રીતમ ન રાચિયો, તો કુબડી સાક્ષાત.
મુખડાં નિરખી ઝળકતી, ફોકસિયો કિકલાય;
તેથી અમી જે ચિત હરે, તે નહિ પામી હું કાંય.

ઉપલા અવતરણો પરથી માલૂમ પડશે કે નવલરામ સ્નેહ ને સ્નેહીના હૃદયની ઊર્મિઓનું સુંદર, કલ્પનાભર્યું, તાદૃશ વર્ણન કરી શકે છે એ યુગના કોઈ પણ કવિએ પ્રણય ને પ્રણયીનું એના જેવું ભાવભર્યું ને સચોટ વર્ણન કર્યું નથી—કર્યા તો પ્રણયને સ્થાને માત્ર કામનું તેઓએ પ્રદર્શન કરાવ્યું છે, અથવા તો અતિશયોક્તિભરી કૃત્રિમતા દાખવી છે.

કવિવર કાલિદાસના 'મેઘદૂત'ને એમણે ગુજરાતીમાં ઉતારવાનો પ્રયાસ કર્યો છે. એ પ્રયાસ જોઈએ એ તેટલો સફળ થયો નથી. તેનું મુખ્ય કારણ એમની છંદની પસંદગી છે મૂળનો પ્રૌઢ, ગંભીર ને સુમધુર મંદાક્રાન્તા એમને કેમ ન ગમ્યો તે સમજાતું નથી. એમણે દેશી ઘોળ પસંદ કર્યો છે. ને એ છંદનું નામ એમણે 'મેઘછંદ' રાખ્યું છે. તેમ જ મૂળનો સૂક્ષ્મ ને ઉચ્ચ રસ કેટલેક સ્થળે યથાવત્ ઊતરી શક્યો નથી, છતાં, મૂળનું ભાન કરાવે એટલી સફળતા તો એ મેળવી શક્યા છે એમાં સંશય નથી.

આ સિવાયના એમના કાવ્યગ્રંથો તે 'બાળલગ્નબત્રીશી,' 'બાળગરબાવલિ' અને 'અકબરખીરબલ નિમિત્તે હિંદી કાવ્યતરંગ' છે.

'બાળલગ્નબત્રીશી' ઉપદેશપ્રધાન છે એટલે એમાં કાવ્યત્વ જોઈએ તેટલા પ્રમાણમાં જણાતું નથી. સુરુચિનો ભંગ થાય એવી લીટીઓ પણ કેટલેક સ્થળે છતાં એમાં પણ નવલરામની રસિકતા, શ્રદ્ધા ને લાગણી ઢાંક્યાં રહેતાં નથી.

સુંદર સ્રીનું મુખડું, સુંદર સ્રીનું તંન;
સુંદર સ્રીના બોલડા, સુંદર સ્રીનું મંન.

ગોરી ફુલ ગુલાબનું સૂકે કે કરમાય;
કે કોહે વણકાળજી, તોએ જાતિસુગંધી ન જાય.

એવી પંક્તિઓ એની રસિકતા ને ભાષા પરની પ્રભુતાનાં ઉદાહરણરૂપ છે.

બાળગરબાવળી બાળાઓને માટે રચાએલી હોવા છતાં પ્રૌઢ પુરુષોને પણ એમાં રસ પડે એવી છે. વિષયોનું વૈવિધ્ય રસક્ષતિના કારણરૂપ ન થતાં ઊલટી રસવૃદ્ધિ કરે છે. વસંતવર્ણનના અંત ભાગમાં નવલરામ કહે છે :

સંત સ્તવે ભગવંત વસંતે ઊંચે સ્વરે લલકારી;
જેણે જગતમાં ચોગમ ફરતી આવી અનુપ ઉપકારી.

લલિત લીલા વિસ્તારી'
દીપે કુદરત આ રતે ન્યારી.

એ આખી ગરબીમાં એમનો પ્રકૃતિપ્રેમ જણાઈ આવે છે.

ગરબી દ્વારા કન્યાઓને રસિક રીતે ઇતિહાસ શીખવવાનો પણ એમણે પ્રયત્ન કર્યો છે. એ ગરબીમાં એમની દેશદાઝની લાગણીનું તાદશ દર્શન થાય છે. ઈ. સ. ૧૩૦૦ માં પાટણ પડયું, હિંદુઓની સ્વતંત્રતા નષ્ટ થઈ અને મુસલમાનો દેશમાં પેઠા તેનું વર્ણન કરતાં એ કહે છે :

પેઠા મુલકમાં મુસલમાન, 'મારું મારું' કરતા,
લૂટે ગૂટે, વટાળે, લે જાન, વહુદીકરી હરતા.

લડયા પડયા હજારો શૂર, કહેતા 'મરીએ મરીએ.'
વહ્યું લોહી જેમ જલપૂર, ડૂબ્યો દેશ તે દરીએ!

એ દિવસ પડી જે પોક હજી ગગને ગાજે!
એ દિવસ દેશીઓ શોક કરીને મગી આજે!

એમાં પાંચમી પંક્તિની હૃદયંગમતા એમની દેશપ્રીતિની લાગણી એમના હૃદયમાં કેટલી ઊંડી હતી તે દર્શાવવા પૂરતી છે. પરંતુ આખરે એ શોક ઘટે છે—

વધ્યો શોક થંભ્યું મુજ ગાન, આ એકજ રે,
વિના ધર્મ, નવલ, આ સ્થાન ચલિત સૌ છેક જ રે!

એમ ધર્મ સિવાય બીજી સર્વ વસ્તુઓની ચલિતતા એ જુવે છે.

'ગુજરાતની મુસાફરી'માં એ જુદા જુદા પ્રાંતના ને ગામના મનુષ્યોના જનસ્વભાવનું બહુ સંક્ષિપ્ત ને સચોટ રીતે વર્ણન કરે છે તે કંઈક અંશે નાનાલાલ કવિની સહુ ચાલોને સખીઓ આજ રસતાળી પાડી'થી શરૂ થતી ગરબી, જેમાં જુદા જુદા શહેરની સ્ત્રીઓનુ લલિત વર્ણન છે, તેનું સ્મરણ કરાવે છે.

કાઠીઆવાડી વિષે નવલરામ કહે છે :

> સુઘડ, તીખા, શોખી, શાણા, ખારીલા, ખટપટવાળા રે,
> મીઠા તો મધથી પણ અદકા, લોક આણી કોર ભાળ્યા,
> રમીએ ગુજરાતે.

આ પરથી જનસ્વભાવ નિરીક્ષણ કરવાની એમનામાં કેવી પ્રબળ શક્તિ હતી તે માલૂમ પડે છે. આ સર્વાનુભવરસિકત્વને લીધે જ તે નાટકો લખવામાં નર્મદ તથા દલપત બંને કરતાં વધારે સફળ થયા છે. તેમ જ વિવેચનોમાં પણ અન્ય લેખકોનું હાર્દ સહેલાઈથી સમજી શકયા છે.

રા. નરસિંહરાવ કહે છે તે ખરું જ છે કે "બાળકીઓને અર્થે આ ગરબીઓ રચેલી છતાં તેમાં નવલરામભાઈનું કવિત્વ, રસિકતા, શૈલીની સુઘટ સુન્દરતા, જનસમુદાય અને વિશેષ લોકોના સ્વભાવાદિકનું સંક્ષિપ્ત શૈલીમાં આલેખન, હેમની દેશપ્રીતિ, ધાર્મિકતા, ઇત્યાદિક અનેક લક્ષણોનું સચોટ દર્શન થાય છે."[૧]

'અકબર બીરબલ નિમિત્તે હિંદી કાવ્યતરંગ'માં કવિત્વ કરતાં ચાતુર્યનું દર્શન વધારે થાય છે. અનેકાર્થવાળા અને ચમત્કૃતિથી ભરેલા શ્લોકો રચવામાં એમણે ભાષાકવિઓનું સફળ અનુકરણ ને સબળ સ્પર્ધા કરી છે. બીરબલને અકબરના દરબારમાં જવું હતું. પરંતુ દરવાનને સંતોષ્યા વગર દરબારનાં દર્શન કરવાં અશકય હતા; તેથી એણે યુક્તિ કરી. સવારે પાદશાહ લોકોની ફરિયાદ સાંભળવા ઝરૂખે બેસતો ત્યાં આવી ફરિયાદ કરી કે—

> पाया हीरा लाखका आया बेचन काज,
> ठिना लिया छाड लगा, ज़ौरी दगाहियाज ।

અને એ લાખ રૂપીઆનો હીરો તે એક દૂહો. પાદશાહને આપી આવવાને

૧. મનોમુકુર, પૃ. ૩૦૪.

એણે તે દૂહો દરવાનને આપ્યો હતો, પરંતુ તેણે ફાડીને એના કકડા કરી નાખ્યા, અને એ દૂહો એને પૂરેપૂરો યાદ પણ નહોતો; માત્ર ત્રણ ચરણ જ એને યાદ હતાં

અકબરે કહ્યું, " એનું ચોથું ચરણ મારા કવિમંડળમાંથી કોઈ પણ પૂર્ણ કરી આપશે અને પછી અમે, જા, તારું મનરંજન કરીશું બોલ, તે ત્રણ ચરણ તો કહે "

બીરબને જવાબ દીધો, " સરસ્વતીના શ્લોકનું પાદપૂરણ કરવાને કોણ સમર્થ છે? તે છતાં જોઈએ માનો પૂત એવો કોઈ તમારા દરબારમાં વસે છે, કેમ કે ચોથું ચરણ હું ભૂલી ગયો છું તે છતાં કહેશે ત્યારે તો મને યાદ આવશે ખરું માટે લ્યો, ભલે, તમારા કવિઓની ચતુરાઈ તો જોઉં એના ત્રણ ચરણ આ પ્રમાણે છે

> अहोरात्र जाग्रत रहे, मम रक्षक मह शक्त,
> याँ क्ह सुखे सुवे सदा— "

આ ચોથું ચરણ શોધી કાઢવાને અકબરના દરબારનું આખું કવિમંડળ મથે છે દરેક જણ પોતપોતાને રચતી પાદપૂર્તિ કરે છે વચ્ચે વચ્ચે કાવ્યચર્ચા અને પ્રસંગાનુસાર કાવ્યરચના પણ થાય છે

ઉપર કહ્યું તેમ એ દૂહાઓમાં કવિત્વ નથી, ચાતુર્ય છે એક દૂહામાંથી બે ત્રણ અર્થ નીકળે એ ઉદ્દેશ નવલરામનો આ લેખ લખવામાં હોય એમ સ્પષ્ટ સમજાય છે અને એમનો એ ઉદ્દેશ લક્ષમાં લેતાં નવલરામને આ કૃતિમાં સફળતા મળી છે એમ કહી શકાય

ચિત્રકાવ્યોને કાવ્યશાસ્ત્રમાં ઉત્તમ કોટિનાં કાવ્યો તરીકે ગણવામાં આવતાં નથી, કારણ કે તેમાં ભાવ અને રસ અલ્પ પ્રમાણમાં હોય છે તે રીતે જોતાં સ્વ. ગોવર્ધનરામ કહે છે કે "વીરમતી જેવા અપક્વ પણ આશાજનક ઊગતા કોમળ રોપાઓની ભૂમિમાં, આખરે અકબર બીરબલ કાવ્ય જેવું, સજડ થડવાળું, અને સારાં ફૂલ-ફળનાં ફાલવાળું વૃક્ષ ઊગ્યું એ વૃક્ષ વગર નવલગ્રંથાવલિનો પ્રથમ ભાગ એવો કીર્તનીય ન થાત, અને નવલરામની સાક્ષરગણના એક તેમની પુસ્તકપરીક્ષકબુદ્ધિ ઉપર જ રહેત."[1] તે ઘણું વધારે પડતું, એમના આ લેખની અતિ પ્રશંસા અને અન્ય લેખોને અન્યાય કરનારું લાગે છે

---

[1] નવલરામનું જીવનચરિત્ર પૃ ૬૯

બીભત્સ નાટકની કવિતામાં આવા દૂહાઓ કરતાં ઘણું વધારે કાવ્યત્વ છે એ કોઈ પણ સહૃદય વાચક સમજી શકે એમ છે.

એમ છતાં ચિત્રકાવ્યોમાં એનું સ્થાન ઘણું ઉચ્ચ છે એમાં સંશય નથી. દલપતરામ, બુલાખીરામ, પંડિત ગટુલાલ, નર્મદાશંકર વગેરેએ આવાં ચિત્રકાવ્યો રચ્યાં છે; પણ તે સર્વમાં નવલરામના આ હિંદી દૂહાઓનું સ્થાન પ્રથમ છે. એક દૂહામાથી બે કે ત્રણ અર્થ નીકળવા છતા તે મારીમચડી બેસાડ્યા હોય એવા હાસ્યાસ્પદ કે નિર્જીવ લાગતા નથી. એક બે, ઉદાહરણ તરીકે જોઈએ.

અકબરની પ્રશંસા કરતા મુલ્લા ફૈઝીએ કહ્યું

चलत चमक शमशेर शत, जलजा जड हो जात,
एसी जिस्की सैन ईक, वहा वैनकी वात.

("જેની માત્ર એક નજરથી હજારો તરવારો ચમકીને ચાલવા લાગે છે, અને લક્ષ્મી ત્યા જ સ્થિર થઈને વાસો વસે છે, તે પાદશાહના મોમાથી એક બોલ નીકળે અને તે પ્રમાણે તેના દરબારીઓ અમલ કરે એમા શું આશ્ચર્ય?")[1]

જગન્નાથ પંડિત આમાથી શૃંગારનો અર્થ કાઢતા કહે છે. "આ સ્ત્રીની એક કટાક્ષ એવો છે કે તેમાથી હજારો ચકચકતી તલવારો નીકળે છે અને ચાલી જાય છે, એટલે ચોતરફ ઊભેલા સઘળાની કતલ કરી નાંખે છે! એ કટાક્ષનુ મનોહરત્વ જોતા જ લક્ષ્મી જે રૂપનો ભંડાર છે તે પોતાને કદરૂપી સમજી જડ થઈને જ ઊભી રહે છે; એવી જેની એક જ કટાક્ષ છે તે જો બોલે તો તો પછી તેની ખુબી જ શી ' "[1]

બીરબલ, આમાં જગન્નાથની બુદ્ધિનું વર્ણન કર્યું છે એમ દર્શાવતાં કહે છે કે જગન્નાથની બુદ્ધિ "चलत चमक शमशेर सत સત નામ સાચું, સાચું નામ શાસ્ત્ર, એવા જે કઠિણ વિષયો તેમાં તરવારની માફક ચળકતી ચાલે છે—એટલે કોઈ પણ વિષયનું કાઠિન્ય એને નડતું નથી जलजा जड हो जात એટલે સંધિ તોડતા जलज કહેતાં કમળ, જર્જર થઈ જાય છે, એટલે તેની કોમળતા કદી જતી નથી. एसी जिस्की सैन ईक એવી જેની બુદ્ધિરૂપી સરસ્વતીની એક નજર છે તે સરસ્વતી कहा वैनकी वात બૈન એટલે વીણા લઈને જ્યારે સંગીત જ કરવા બેસે ત્યારે તેની કોમળતા કેટલી જાણવી?"[2]

1. 'અકબરબીરબલ નિમિત્તે હિંદી કાવ્યતરંગ', નવલગ્રંથાવલિ ભા ૧.

સ્વકીયા અને પરકીયાની પ્રીતિનો ભેદ સંસ્કૃત અને પ્રાકૃત ક્રિયાઓના પરિણામમા ફેર છે તેટલો જ છે એમ બતાવતાં જગન્નાથ કહે છે:

> संस्कृतस्वकीयास्नेहसुख, अचल शौचक्र, शांत;
> प्राकृतपरकीयप्रीतिपुनि, अचर सोचक्र सात *

પરંતુ નવલરામના કાવ્ય સબધીના વિચારો જાણવા માટે એ લેખ ઘણો મહત્ત્વનો છે. એમા નવલરામે ભિન્નભિન્ન પાત્રો દ્વારા ખરું કાવ્યત્વ શેમા છે, વ્યંગ્યથી કાવ્ય સૌંદર્ય શી રીતે વધે છે, રસ એટલે શુ અને તેનો આવિર્ભાવ શી રીતે થાય છે, ઇત્યાદિ વિષયોની ચર્ચા કરી છે અને તે ઘણી ઉપયોગી છે.

નવલરામે કાવ્યો ઘણા ઓછાં લખ્યા છે. છતાં જેટલાં એમણે લખ્યા છે તેમાંનાં ઘણાં સારાં કહી શકાય એવા છે. નર્મદાશંકરની પેઠે એમની કાવ્યશૈલી ક્લિષ્ટ કે શ્રુતિકટુ નથી. તેમ જ નર્મદની પેઠ લાગણીનો અનિયંત્રિત પ્રવાહ તેમાં દેખાતો નથી. દલપતરામની શૈલી જેટલી એમની શૈલી સરળ નથી, તેમ જ દલપતરામની પેઠે એમના કાવ્યોમા માત્ર ચાતુર્ય, ઉત્પ્રેક્ષાઓ, કે વ્યવહારની વાતો જ આવતી નથી. સાધારણ રીતે એમની શૈલી સરળ, શુદ્ધ અને સંક્ષિપ્ત હોય છે. કેટલીક વખત સંક્ષિપ્તતા સાધવા જતા એમની શૈલી ક્લિષ્ટ પણ થઈ જાય છે. ઝડઝમક અને શબ્દભંડારનો એમને ઝાઝો મોહ નથી છતા કોઈ કોઈ વખત—

> પૂછું હુ પ્રશ્ન પ્રેમે પૂછી તુજ પદ હે ! પંડિતા શાસ્ત્રી શાણા;
> ધારા સારા તું તારા, ચલન ચળનના, ને બધા કાર્ય શાના—
> થાએ છે તે તું જાણે, સકળ અકલથી, જેમ ગાધી વસાણા;
> હાકોટિ કોટિ કોટિ, ગડે મુક મુકની, ખોટી રે ! સર્ન શાણા. ૧

જેવી ક્લિષ્ટ પંક્તિઓ તેમ જ "જેમ ગાધી વસાણા" જેવી હીનોપમાઓ માલુમ પડે છે.

---

* 'સ્વકીયાના સ્નેહનુ સુખ સંસ્કૃત હોવાથી તે કેવું છે, તો કે, અચળ શૌચકર કહેતાં પવિત્ર કરનારૂં. અને શાન્ત એટલે ઉદ્વેગ કે ચિંતા વિનાનુ—પરકીયાની પ્રીતિ પણ એવી જ છે, પરંતુ પ્રાકૃત હોવાથી તેના ગુણ પણ પ્રાકૃત થઈ જાય છે, એટલે અચળને ઠેકાણે અચર કહેતા આચરવા યોગ્ય નહિ, સોચકર એટલે દુ:ખ ઉત્પન્ન કરનાર અને સાંત કહેતાં અંતવાન એટલે તેનો જલદીથી છેડો આવી જાય એવી છે.'—૧. વીરમતી નાટક : નવલગ્રંથાવલિ ભાગ ૧.

નવલરામ કવિ તરીકે જાણીતા નથી તેનાં બે કારણો છેઃ (૧) ઉપર કહ્યું તેમ એમણે કાવ્યો બહુ અલ્પ પ્રમાણમાં લખ્યાં છે, અને (૨) વિવેચક નવલરામની પ્રખર જ્યોતિનાં કવિ નવલરામ ઝંખવાઈ ગયા છે.

## ૨. નાટકકાર

નવલરામે બે નાટકો લખ્યાં છેઃ 'ભટનું ભોપાળુ' અને 'વીરમતી નાટક.' 'ભટનું ભોપાળુ' ઈ. સ. ૧૮૭૬માં પ્રસિદ્ધ થયું અને 'વીરમતી નાટક' ૧૮૬૯માં બહાર પડ્યું. પરંતુ 'વીરમતી', 'ભટનું ભોપાળુ' કરતાં પહેલું લખાયું હતું; પણ એ એમની મૌલિક કૃતિ હોવાથી શરમાળ સ્વભાવને લીધે એમણે મોલિયેરના 'મૉક ડૉક્ટર'નું અનુકરણ કરી રચેલું 'ભટનું ભોપાળુ' પ્રથમ પ્રસિદ્ધ કર્યું.

'ભટનું ભોપાળુ' એ માત્ર અનુવાદ નથી. નવલરામે મૉલિયેરનું 'મૉક ડોક્ટર' વાંચી તે પરથી સ્વતંત્ર નાટક રચ્યું હોય એવું એ છે. નવલરામે હાસ્યરસનો આ એક જ ગ્રંથ લખ્યો છે (એ સિવાય 'અકબર બીરબલ નિમિત્તે હિંદી કાવ્યતરંગ'મા મુલ્લાં ઝનૂનદીનનું પાત્ર હાસ્ય પ્રેરે એવું છે); છતા હાસ્યરસના એ સિદ્ધહસ્ત લેખક છે, એમ આ નાટક વાંચનારને જણાયા વિના રહેશે નહિ. એમા કોઈક કોઈક સ્થળે ગ્રામ્યતા જોવામાં આવે છે, છતાં એ ગ્રંથ દલપતરામના 'મિથ્યાભિમાન' નાટકના કરતાં અનેક રીતે ચઢીઆતો છે. મૂળનું અનુકરણ એટલું સફળ અને આપણા સંસારને અનુકૂળ છે કે એ નાટક મૌલિક હોય એમ જ લાગે છે. એમાનો હાસ્યરસ સૂક્ષ્મ નથી, પરંતુ અટ્ટહાસ્ય પ્રેરે એવો છે; કારણ કે એ 'ફાર્સ' છે. છતાં હાસ્ય નિષ્પન્ન કરવા જતાં, કેટલાક લેખકો થાય છે તેમ, નવલરામ એકે સ્થળે હાસ્યાસ્પદ થઈ જતા નથી. સ્થળે સ્થળે માર્મિક ઉક્તિઓ, વ્યંગ્યવચનો, ને સોંસરા પેસી જાય એવા કટાક્ષો જોવામાં આવે છે.

ગુર્જર સાહિત્યમાં હાસ્યરસનો પ્રથમ ગ્રંથ તે 'ભટનું ભોપાળુ' છે. પ્રેમાનંદે 'મામેરું' 'સુદામાખ્યાન' વગેરેમાં સુંદર હાસ્યરસ જમાવ્યો છે પરંતુ તે પ્રસંગોપાત્ત, અન્ય રસની સાથે અને વસ્તુની ખીલવણીને અર્થે હોય એમ લાગે છે. સાહિત્યની બીજી અનેક વસ્તુઓની પેઠે હાસ્યરસની ખીલવણી પણ પાશ્ચાત્ય સાહિત્યના સંપર્કનું પરિણામ છે.

'ભટનું ભોપાળુ' એ 'ફાર્સ' હોવાથી એમાં અન્ય પ્રકારનાં નાટકોમાં હોય છે તેવું પાત્રાલેખન કે વસ્તુસંવિધાન જોવાની અપેક્ષા રાખવી વ્યર્થ છે. 'ફાર્સ'માં સાધારણ રીતે જ અમુક પ્રકારની અતિશયોક્તિ ને કેટલેક અંશે

કૃત્રિમતા આવ્યા વગર રહે જ નહિ  આ વસ્તુસ્થિતિ ન સમજ્યાથી નર્મદે 'ભટના ભોપાળા'મા અસભવિતતા હોવાનો આરોપ મૂકેલો ને તેનો નવલરામે સચોટ રદીઓ પણ આપ્યો છે  તેમ છતા 'ફાર્સ'મા પણ એટલી હદ સુધીની અતિશયોક્તિ કે કૃત્રિમતા ન જોઈએ કે તે છેક હાસ્યાસ્પદ થઈ જાય એ દષ્ટિએ જોતા 'ભટનુ ભોપાળુ' કુશળ ને સમર્થ લેખકની કૃતિ લાગે છે.

ગ્રામ્યતા અને અનૌચિત્ય એ બે એ નાટકના મોટા દોષ છે  ખાસ કરીને પહેલા અકનો ત્રીજો પ્રવેશ  જેમા નથ્થુકાકા પોતાની ભાવિ પત્નીનુ મુખદર્શન કરીને તેના રૂપનુ વર્ણન કરે છે, તેમા ગ્રામ્યતા-બીભત્સ  થતા  થતા  અટકી જતી એવી ગ્રામ્યતા-ઘણે અશે જોવામા આવે છે

પરતુ એકદરે જોતા એ નાટકમા ગુણવત્તા એટલા પ્રમાણમા છે  કે એ બે દોષો કઈક અશે ઢકાઈ જાય છે  નવલરામે બીજો એકે હાસ્યરસિક ગ્રથ કે લેખ લખવાનો પ્રયાસ કર્યો નથી  એ આપણા અલ્પધન હાસ્યરસના સાહિત્યની કરુણ કથા જ કહી શકાય

'વીરમતી નાટક' એ એમનુ બીજુ નાટક છે  એ દિશામા એ એમનો પ્રથમ જ પ્રયાસ છે  અને પહેલા જ પ્રયત્ને એમણે મેળવેલી સફળતા અભિનદનીય છે  એ નાટકમા સામાન્ય રસ કરુણ છે  અને પ્રસગોપાત્ત શૃગાર, વીર અને અદ્દભુત રસનુ ઉચિત મિશ્રણ તેમા થએલુ છે  નવલરામના જીવનકાળમા એની ઝાઝી કદર થએલી હોય એમ લાગતુ નથી  માત્ર છસે નકલો છપાવી હતી અને ગાયકવાડી રાજ્યની શાળાઓમા ઈનામમા એ નાટક વહેચાતુ  હતુ, છતા એમના મૃત્યુકાળે પણ એ છસે નકલો ખપી રહી નહોતી! મહૂમ ગોવર્ધનરામે પણ એમા દોષો દીઠા છે, અને નાટક કરતા 'વીરમતી વાર્તા' ઊચી જાતની થાત એવુ માનવાને નાટકમા જ સારો પુરાવો[1] છે' એમ તેઓ માને છે  છતા નાટક તરીકે એમા એવા ભારે દોષો નથી  કેટલીક કવિતાઓ ક્લિષ્ટ છે, કેટલાક પ્રવેશો જોઈએ તે કરતા વધારે લાંબા છે, કેટલાક પ્રવેશો ખાસ જરૂરના હોય તેવા નથી, કવિતામા stage-direction (નાટ્યસૂચિ) આપ્યુ છે, ઇત્યાદિ સાધારણ પ્રકારના ને તે પણ સહેલાઈથી દૂર કરી શકાય એવા દોષોને બાદ કરતા 'વીરમતી નાટક'ને નવલરામની સફળ કૃતિ તરીકે લેખી શકાય. આખા નર્મદયુગના સર્વ નાટકોમા એ નાટકનુ સ્થાન પહેલુ છે  નર્મદના ને

૧. નવલરામનું જીવનચરિત્ર, પૃ ૩૭ ૨ વીરમતી નાટક, અક ૫ મો, પ્રવેશ ૩ જો, તથા અક ૩ જો, પ્રવેશ ૩ જો

દલપતનાં નાટકો તેમ જ રણછોડભાઈ ઉદયરામનાં નાટકો કરતાં 'વીરમતી નાટક'નું મૂલ્ય ઘણું વધારે છે. નવલરામની સારામાં સારી કવિતા આ જ નાટકમા છે.

નાટકનું મૂળ એમણે 'રાસમાળા'માંથી જગદેવ પરમારની વાર્તા પરથી લીધું છે. તેમા પોતાની કલ્પના વડે ઘટતો ફેરફાર કર્યો છે ને એ સમયનું યથાસ્થિત ચિત્ર આપવા જૈન પાત્રોને દાખલ કર્યાં છે.

જગદેવ પરમાર આદર્શરૂપ રજપૂત છે. અપર માના દુઃખથી કંટાળી વતન છોડી એ પરરાજ્યમાં સેવા અર્થે જાય છે; કટારી આડમા મૂકી ખાવા માટે અન્ન આણે છે. ગુર્જરનરેશ સિદ્ધરાજ જેવાને યે ભય પમાડનાર વ્યાઘ્રનો વધ કરી તેની પ્રીતિ સંપાદન કરે છે ને દરબારમાં દાખલ થાય છે, ને સિદ્ધપુરના રાજા રાજારાજની પુત્રી વીરમતીના પ્રાણનું રક્ષણ કરી તેનો હૃદયવલ્લભ બને છે. સિદ્ધરાજને ખાતર પોતાના પ્રાણ ને પ્રાણથી યે પ્રિય એવી વીરમતીનો ભોગ આપવાની તત્પરતા દર્શાવે છે ને આખરે અંબાની કૃપાથી બચી જાય છે.

વીરમતી આદર્શરૂપ રજપૂતાણી છે. જગદેવને જોઈને એના હૃદયમાં સ્નેહભાવના પ્રગટે છે; પરંતુ લાલરાજને પરણવાનું વચન આપ્યુ હોવાથી એ વિમાસણમાં પડે છે. આખરે લાલરાજ ગોલકજાતિનો છે અને એણે પોતાને છેતરી છે એમ ખબર પડતાં તે તેનો તિરસ્કાર કરે છે અને જગદેવ સાથે લગ્ન કરે છે. વારાંગનાના કપટનો ભોગ થઈ પડી એ લાલરાજના પંજામાં ફસાય છે, ત્યારે ક્ષત્રિયાણીને ઉચિત એવી વીરતાથી એ પોતાના શીલનું રક્ષણ કરે છે. સ્વામીસેવામાં જગદેવ પોતાના પ્રાણનો ભોગ આપવા તૈયાર થાય છે ત્યારે તે પણ પોતાના દેહની આહુતિ આપવા તત્પરતા દર્શાવે છે.

પરંતુ સર્વ પાત્રોમાં ખાસ ધ્યાન ખેંચે એવું પાત્ર સુભગાનું છે. એ વારાંગનાની પુત્રી છે. છતાં લાલરાજ સિવાય એના હૃદયમાં કોઈ અન્યને સ્થાન મળી શકતું નથી. લાલરાજને વીરમતી સાથે પરણવું છે. એટલે સુભગાનો પ્રેમ એકતરફી નીવડે છે. સિદ્ધરાજ મહારાજની આજ્ઞાનો અનાદર કરી એ રાજસભામાં નૃત્ય કરવા જતી નથી અને પરિણામે એને તથા એની માતા જમોતીને દેશવટો છે. આખા નાટકનાં સૌથી કરુણ પાત્ર સુભગાનું જ છે.

લાલરાજ અને જ્ઞાનવિજયસૂરિ એ બે નાટકનાં દુષ્ટ પાત્રો છે. લાલરાજ માટે તો કંઈક અંશે પણ દયા ઉત્પન્ન થાય છે; પરંતુ જ્ઞાનવિજય તો તિરસ્કાર

જ ઉત્પન્ન કરે છે. યુક્તિપ્રયુક્તિથી તે પોતાનું કાર્ય સાધવાનો યત્ન કર્યા જ કરે છે. જૈન ધર્મનો પ્રચાર કરવાને એ ગમે તેવાં કૂડકપટ કરતાં અચકાતો નથી. લાવરાજ અને હેમચંદ્રને સમજાવવા હિંસા અને અહિંસાનું તત્ત્વજ્ઞાન દર્શાવી પોતે જૈન છતાં, હિંસાની તરફદારી કરે છે. બાબરાભૂતને સાધીને સિદ્ધરાજને તેનું ભક્ષ્ય બનાવે છે તેમાં બાબરાને જગદેવ, વીરમતી ને સિદ્ધરાજ ત્રણ ભક્ષ્યો મળે છે. પરંતુ અંતે અંબિકાની કૃપાથી એ ત્રણેના જીવ બચે છે ને જ્ઞાનવિજય જ બાબરાનું ભક્ષ્ય બને છે.

માનવહૃદયના ભાવોનું સૂક્ષ્મ પૃથક્કરણ, વિરોધી ભાવોનું તુમુલ યુદ્ધ, ઝીણવટભર્યું પાત્રાલેખન કે અદ્ભુત ને અપૂર્વ વસ્તુસંવિધાન આ નાટકમાં જોવામાં આવતું નથી, છતાં પાત્રાલેખન તેમ જ વસ્તુસંવિધાનમાં કોઈ પણ ગંભીર દોષ જોવામાં આવતો નથી. સદ્ગત ગોવર્ધનરામ કહે છે કે 'રસિક નાટકમાં " જ્ઞાન " ને " જ્ઞાનીઓ " અપ્રસંગે છે,' [૧] તે યોગ્ય લાગતું નથી." 'જ્ઞાન' અને 'જ્ઞાનીઓ'નુ દર્શન માત્ર પહેલા અંકના બીજા પ્રવેશમાં થાય છે, અને તેમાં કંટાળો આપે એવી લાંબી કે નિરર્થક ચર્ચા જોવામાં આવતી નથી. જ્ઞાનવિજયનું ધ્યેય તેમ જ એનો સ્વભાવ સમજવાને માટે એ પ્રસંગ આવશ્યક છે. 'જ્ઞાન' અને 'જ્ઞાનીઓ'ની વાત નથી નાટકની રસિકતામાં ક્ષતિ પહોંચાડતી કે નથી અપ્રાસંગિક.

આ નાટક પરથી નવલરામની વિદ્વત્તા, જનસ્વભાવ આલેખવાની કુશળતા, સર્વાનુભવરસિકતા, તેમ જ વ્યવહારદક્ષતા બહુ સારી રીતે માલૂમ પડી આવે છે.

આપણા આખા નાટ્યસાહિત્યમાં 'વીરમતી નાટક'ને પ્રથમ કે અતિ ઉચ્ચ સ્થાન આપી શકાય એમ નથી; છતાં, એ એમની પ્રથમ કૃતિ હતી અને તે પણ ૧૮૬૯માં પ્રગટ થઈ હતી, એ ધ્યાનમાં લેતાં એટલું તો કબૂલ કરવું જોઈએ કે નવલરામે એકાદ બે નાટક રચીને બેસી ન રહેતા, નાટ્યરચના પાછળ વધારે ધ્યાન આપ્યું હોત, તો આપણા નાટ્યસાહિત્યમાં એ ઘણાં સુંદર નાટકોનો ઉમેરો કરી શક્યા હોત.

૧. નવલરામનું જીવનચરિત્ર, પૃ. ૩૭.



## નાટકની કલા અને એકાંકી :

સર્જનાત્મક સાહિત્યપ્રકારોમાં નાટકનું સ્થાન અનેક દૃષ્ટિએ વિશિષ્ટ છે. ભિન્નભિન્ન રુચિ ધરાવનાર લોકોને આનંદ આપનાર એ એક માત્ર સાધન છે, એમ એક સંસ્કૃત કવિએ કહ્યું છે; પરંતુ કવિતા, ટૂંકી વાર્તા, નવલકથા આદિ સાહિત્યના અન્ય લલિત પ્રકારો પણ જનસામાન્યને આનંદ આપવા માટે જ રચાયેલા હોય છે અને જુદા જુદા માણસોના રુચિવૈચિત્ર્યને એ સંતોષે છે પણ ખરા નાટકની વિશિષ્ટતા એ ભિન્ન રુચિ જનોના મનનું સમારાધન કરે છે એટલી જ નથી. નાટકનું એ વ્યાવર્તક લક્ષણ અન્ય પ્રકારોથી એને જુદું પાડનારું લક્ષણ છે એમ કહીએ તો તેમાં અતિવ્યાપ્તિનો દોષ આવે, પરંતુ કવિના એ વાક્યમાં "એક જ કાળે" એટલા શબ્દો ઉમેરીએ તો એ નાટકનું ખાસ લક્ષણ બની શકે. ભિન્નરુચિ મનુષ્યના મનનું એક જ કાળે સમારાધન નાટક કરે છે, અને માત્ર નાટક એ કાર્ય કરી શકે છે, અન્ય પ્રકારની કૃતિ નહિ, એમ અતિવ્યાપ્તિના ભય વિના કહી શકાય.

સાહિત્ય તેમ જ અન્ય કલાની કૃતિઓના રસાસ્વાદ માટે આપણી પાસે બે સાધન છે, કાન ને આંખ. શિલ્પ, ચિત્ર આદિ આપણે જોઈને એની મારફત મળતા આનંદનો ઉપભોગ કરીએ છીએ. કાવ્ય, સંગીત આદિ સાંભળીને એનો રસાસ્વાદ માણીએ છીએ.

સંસ્કૃત આલંકારિકોએ કાવ્યના બે પ્રકાર ગણાવ્યા છે: દૃશ્ય અને શ્રાવ્ય, અર્થાત્ જોવા માટેનું ને સાંભળવા માટેનું. સંસ્કૃત આલંકારિકોએ "કાવ્ય" શબ્દ બહુ વિશાળ અર્થમાં લલિતપ્રકારના બધા જ સાહિત્યને માટે વાપર્યો છે, શ્રાવ્ય કાવ્ય એટલે જેને આપણે કવિતા કહીએ છીએ તે, અને દૃશ્યકાવ્ય એટલે નાટક.

કલા છે. સંગીત એ કેવળ શ્રાવ્ય કલા છે. સાહિત્ય મુખ્યત્વે શ્રાવ્ય અને કંઈક અંશે દસ્ય કલા છે. નૃત્ય શ્રાવ્ય ને દસ્ય બન્ને છે. નાટક શ્રાવ્ય ને દસ્ય બન્ને છે. કાવ્યના અન્ય પ્રકારોથી એને છૂટા પાડવા માટે સંસ્કૃત આલંકારિકોએ એના દસ્યત્વ પર ખાસ ભાર મૂક્યો છે, અને અર્વાચીન વિવેચકો પણ એના દસ્યત્વ પર જ ભાર મૂકે છે.

નાટક ભજવવા માટે છે, ફક્ત વાચવા માટે નથી. ભજવવા માટે કે ભજવી શકાય એવાં નાટક ન લખી શકે એવા લેખકે નાટક લખવાની કડાકૂટમાં પડવું જ નહીં. પોતાની સર્જનાત્મક વૃત્તિને માર્ગ આપવા માટે બીજા કોઈ પણ સાહિત્યપ્રકાર એ ભલે અજમાવી જુએ. આ જાતની સલાહ અત્યારના લગભગ બધા જ વિવેચકો તરફથી ઊગતા નાટકકારને આપવામાં આવે છે અને એ સલાહ યોગ્ય નથી એમ ભાગ્યે જ કહી શકાય.

નાટક ભજવી શકાય એવું હોવું જ જોઈએ એમ કહેવું એ બરાબર છે, પરંતુ ભજવવા માટે પ્રત્યેક લેખકે નાટક લખવું જોઈએ અથવા, પ્રત્યેક નાટક ભજવાવુ જ જોઈએ એમ કેટલાક વિવેચકો ભારપૂર્વક કહે છે તે યોગ્ય નથી.

રસનિષ્પત્તિ એ સાહિત્યના અન્ય પ્રકારોની પેઠે નાટકનું પણ પ્રાણપ્રદતત્ત્વ છે. પરંતુ એની દેહરચનાનું—એના તંત્રનુ સૌથી આગળ તરી આવતું લક્ષણ તે એની અભિનયક્ષમતા—તખ્તાલાયકી છે રસાત્મકતા એને સાહિત્યની કૃતિ બનાવે છે, અભિનયક્ષમતા એને નાટકનું સ્વરૂપ અર્પે છે. એટલે નાટક ભજવી શકાય એવું હોવું જોઈએ એ બરાબર છે, પરંતુ એ ભજવાવું જ જોઈએ અથવા એનો રસાસ્વાદ એ ભજવાય તો જ લઈ શકાય–અન્યથા નહિ, એમ કહેવુ એ બરાબર નથી.

કાલિદાસ, ભવભૂતિ, શેક્સપિયર, શૉ આદિ સમર્થ નાટકકારોનાં નાટકો ભજવાતાં જોવાની સગવડ કે અનુકૂળતા કેટલાને મળી શકે છે? શાકુન્તલ, ઉત્તર-રામચરિત્ર, હેમ્લેટ, સેન્ટજોન આદિ ઉત્તમ પ્રકારનાં નાટકો છે અને એને ભજવાતાં જોયા વિના પણ એનો રસાસ્વાદ આપણે માણ્યો છે. બધાં નાટકો ભજવી શકાય નહિ અને ભજવાય તેટલાં નાટકો પણ બધાથી જોઈ શકાય નહિ. આનો અર્થ એ નથી કે નાટકો ભજવી શકાય એવાં ન હોય તો પણ ચાલે. એ ભજવાય કે ન ભજવાય એ જુદી વાત છે, પણ કોઈ ભજવવા માગે તો ભજવી શકાય એવાં તો એ હોવાં જ જોઈએ. વાંચતી વેળા પણ વાચકને પોતાનાં મનોનયન સમક્ષ એ નાટક જાણે ભજવાતું હોય એવો ભાસ થવો જોઈએ. જો ધાતુ

ઉપરથી 'નાટક' ને 'નાટય' શબ્દ ઉત્પન્ન થયો છે તેનો અર્થ જ 'બતાવવુ,' 'દેખાડવુ' એવો થાય છે એટલે નાટક દેખાડવા માટે છે, કહેવા માટે નથી એમ એ શબ્દ જ દર્શાવે છે.

નવલકથા કે ટૂકી વાર્તાનો લેખક પોતાની કથા વાચકને કહી સમજાવે છે, નાટકકાર પ્રેક્ષક ને વાચકને પણ કથા દેખાડે છે નવલકથા ને નાટક બનેનો આધાર વસ્તુ અથવા કથા, પાત્રો ને સવાદ પર રહેલો હોય છે પરતુ નવલ-કથાકાર પોતાના પાત્રોનો પરિચય આપણી પાસે બેસીને કરાવતો હોય તેમ લાગે છે, ત્યારે નાટકકાર ઈશ્વરની પેઠે પોતે અદૃશ્ય રહે છે, અને એની સૃષ્ટિનો પરિચય એ સૃષ્ટિના પાત્રોદ્વારા આપણે આપણી પોતાની મેળે કરી લેવો પડે છે આને લીધે, વસ્તુ, પાત્ર ને સવાદ એ નવલકથા તેમ જ નાટક બનેમા સમાન હોવા છતા એ બનેના સ્વરૂપમા મહત્ત્વનો ભેદ પડે છે

નાટક એ સાહિત્યનો જ પ્રકાર છે, છતા એમા સગીત, નૃત્ય, સ્થાપત્ય, ચિત્ર આદિ બધી કલાઓનો સમન્વય કરી શકાય છ કવિતાના પુસ્તકમા કાવ્યમા આવતા પ્રસગોના ચિત્ર આપી શકાય, તેમ જ ચિત્રોની નીચે એનો ભાવ દર્શાવનારી કાવ્યપક્તિઓ મૂકી શકાય, પરતુ એ રીતે ચિત્ર ને કાવ્યકલાનો થયેલો યોગ એ માત્ર આકસ્મિક છે એ બને એકરૂપ થઈ શકતા નથી. એ યોગ અલકારની પરિભાષામા સકરસ્વરૂપનો હોય છે. રસસૃષ્ટિરૂપ થઈ શકતો નથી નાટકમા એ સર્વ એકરૂપ થઈ જાય છે

પતિ અને પત્ની એ બનેનુ મહત્ત્વ દર્શાવવા સસારને બે પૈડા પર ચાલતા ગાડા સાથે સરખાવવામા આવે છે, તે રીતે નાટકને આપણે ત્રણ પૈડા પર ચ તી ટ્રાયસિકલ સાથે સરખાવી શકીએ લેખક નટ અને પ્રેક્ષક એ ત્રણના સહકાર વડે નાટકનો સસાર ચાલે છે કેવળ સાહિત્યની દૃષ્ટિએ વિચાર કરીએ તો એમા પ્રાધાન્ય લેખકને આપી શકાય બીજા બે ભાગીદાર નબળા હોય તો પણ નાટકને એથી વાધો આવતો નથી પરતુ કમાણીની કે પ્રયોગની દૃષ્ટિએ વિચાર કરીએ તો લેખક ઉપરાત અભિનેતા ને પ્રેક્ષકોને પણ મહત્ત્વનું સ્થાન આપવુ જોઈએ

નાટકના કથાસારનો આસ્વાદ એક વ્યક્તિ નહિ પણ અનેક લોકો એક સાથે કરે છે એને લીધે, સાહિત્યના અન્ય પ્રકાર અને નાટકના સવિધાન, તત્ર આદિમા મહત્ત્વનો ફરક પડે છે

કવિના, વાર્તા આદિના લેખકને વાચકના મનનું સમારાધન કરવાનું હોય છે, પણ એક કાળે એક આખા સમુદાયનુ મનોરંજન એને કરવાનું હોતું નથી. ગૃહિણી ભોગવે એટલો અધિકાર પણ બીજાઓને ગળવો વિરલ છે, પરંતુ ઘર-ઘરના રસોડામા તૈયાર થતી રસાસ્વાદની સામગ્રી સાથે, આપણે કાવ્ય, ટૂંકી વાર્તા, નવલકથા આદિને સરખાવી શકીએ. એ સામગ્રી તૈયાર કરનારને પ્રમાણમા વધારે સ્વતંત્રતા મળે છે. અલબત્ત ગૃહિણી જાતે રસોઈ તૈયાર કરતી હોય ને એ જેટલું વર્ચસ્ ભોગવે તેટલું વર્ચસ્ સૌને મળી શકતુ નથી. માત્ર કોક સમર્થ કવિ જ એવું વર્ચસ્ મેળવી શકે છે. પરંતુ અન્ય સર્જકોને જે છૂટ મળે છે તે ઘરની રસોઈ કરતા મહારાજ જેટલી હોય છે. ઘરમા જમનારાઓના રુચિવૈવિધ્યનો એને વિચાર કરવાનો હોય છે, પરતુ મુખ્ય ધ્યાન તો એને શેઠ અથવા ઘણું ખરું શેઠાણીને જ સંતોષ આપવા તરફ રાખવુ પડે છે ઘરના મુખ્ય માણસોની રુચિ–અરુચિ જાણી લીધી, એમની અગવડ–સગવડ સભાળી લીધી, એટલે એનુ કામ પત્યુ. પરંતુ નાટકકારને, સામાન્ય રસોડે જમતા સૌ ઘરાકોનું મન સાચવવા માટે, જેવી કાળજી એના સંચાલકને લેવી પડે છે, તેવી જ કાળજી સૌ પ્રેક્ષકોને રસાનંદ આપવા માટે રાખવી પડે છે. સૌને ભાવતું કંઈ ને કંઈ મળી રહે એવી રચના એને કરવી પડે છે. પ્રત્યેક વ્યક્તિની ખુશી–નાખુશી કે રુચિ–અરુચિના વિષયો કયા છે તેનું એને જ્ઞાન હોતું નથી, એ કોઈના નિકટ સંપર્કમા આવતો નથી, પરંતુ જનસમૂહ વિષેના પોતાના અનુભવ પર જ એને આધાર રાખવો પડે છે. ઘેર બેસીને નીરાતે વાચવાથી મળી શકે તે કરતા વધારે આનદ પ્રેક્ષકને મળે એવી તરકીબ એને અજમાવવી પડે છે. એ જ પ્રમાણે ઘરને રસોડે જમનાર જેટલી સ્વતત્રતા ભોગવી શકે છે, તેટલી સ્વતંત્રતા કાવ્ય ને કથાનો વાચનાર પણ ભોગવી શકે છે. ન ગમે તો એ ચોપડી બંધ કરીને વાચવાનું માંડી વાળે.

લેખકે વધારે ડહાપણ ડોળ્યુ છે એમ લાગતુ હોય તો તેટલા પાનાં વાચ્યા વગર ઉથલાવી જાય, ન સમજાતો ભાગ ફરી ફરી વાચી જુએ, સંદર્ભ યાદ રહ્યો ન હોય તો પાછના પૃષ્ઠો ફેરવીને જોઈ લે. પરંતુ નાટક જોવા જનારની સ્થિતિ સામાન્ય રસોડે જમનાર જેવી હોય છે એને આવા લાભ મળી શકતા નથી. નાટકમા કટાળો આવે એવો ભાગ હોય તો તેને એ પરાણે સાંભળવો પડે છે. પૂર્વ સદર્ભ ભુલાઈ ગયો હોય તો આગલા બનાવોનુ ફરી દર્શન કરાવવા એ અભિનેતાઓને કહી શકતો નથી, ન સમજાય એવુ કંઈક આવે તો 'બીજી વાર બોલ તો જરા–આ અભિનય એકવાર ફરીથી કરી બતાવ' એમ એ

બોલી શકતો નથી.

અલબત્ત, સાહિત્યના ઇતર પ્રકાર અને નાટકની ઘરના રસોડા તથા સામાન્ય રસોડા સાથે આ સરખામણી એકેએક વિગતમાં ઘટાવવાની નથી. પરંતુ બંને વચ્ચે જે મહત્ત્વનો ભેદ એ છે કે એક વ્યક્તિભોગ્ય કલા છે, બીજી સમૂહભોગ્ય કલા છે, તેટલા પૂરતી જ એ સાચી છે. સમુદાયભોગ્ય કલા માટે જનસમૂહમાં રહેલા સમાન તત્ત્વ તરફ નજર રાખવાથી એ કલાકૃતિનું આસ્વાદન સહેલાઈથી કરાવી શકાય છે.

વસ્તુ, પાત્ર અને સંવાદ : એ ત્રણ નાટક તેમ જ નવલકથાનાં આવશ્યક અંગો છે. સંવાદ પ્રસંગ પૂરતા, વસ્તુ ને સ્પષ્ટ કરનારા, પાત્રને અનુરૂપ ને પ્રસંગને આગળ વધારનારા હોવા જોઈએ. પાત્રો પોતાના સ્વભાવધર્મને વશ વર્તીને ચાલતાં હોય એવી છાપ પાડે તેવાં, અર્થાત્ પ્રતીતિજનક ને પૂતળાં જેવાં નહિ, પણ હાડ માંસ ને રુધિરથી ભરેલાં જીવંત હોય તેવાં લાગવાં જોઈએ. વસ્તુ કુતૂહલ ઉત્પન્ન કરે, વધારે અને સંતોષે તેવું ચમત્કૃતિપૂર્ણ હોવું જોઈએ. સંવાદ, વસ્તુ ને પાત્ર ત્રણે વચ્ચે મેળ હોવો જોઈએ. સુશ્લિષ્ટ, પરસ્પરાશ્રિત એક બીજામાંથી ફલિત થતાં હોય તેવાં એ હોવાં જોઈએ.

ગીતામાં કહ્યું છે કે જેનું શ્રેષ્ઠ પુરુષો આચરણ કરે છે તેનું અનુકરણ બીજાઓ કરે છે. સાહિત્યની બાબતમાં આપણે માટે શ્રેષ્ઠ પુરુષો પશ્ચિમના સાહિત્યકારો છે. એઓ જે જે અખતરાઓ કરે છે, સાહિત્યના નવા નવા પ્રકારો અજમાવે છે તેનું અનુકરણ આપણે ત્યાં પણ થાય છે. અર્વાચીન પાશ્ચાત્ય સાહિત્યનો એક નવીન છોડ તે એકાંકી નાટક—ત્યાંથી એની કલમ લાવી આપણી ભૂમિકામાં પણ એ છોડ ઉગાડવાના પ્રયત્નો અત્યારે થઈ રહ્યા છે.

લાંબી નવલકથા પરથી ટૂંકી વાર્તાનો નવીન કલાપ્રકાર અસ્તિત્વમાં આવ્યો છે, તે જ પ્રમાણે પંચાંકી કે ત્રિઅંકી નાટકો પરથી આ એકાંકીનો નવીન કલાપ્રકાર પ્રચારમાં આવ્યો છે. પરંતુ ટૂંકો માણસ લાંબા માણસ કરતાં નાનો હોય છે, તેથી ટૂંકા માણસમાં લાંબા માણસ કરતાં માણસાઈ ઓછી હોય છે એમ કહી શકાય નહિ. તે જ પ્રમાણે એકાંકીમાં અનેકાંકી કરતાં નાટ્યતત્ત્વ ઓછું અથવા આછું હોય છે એમ કહેવું તે ખોટું છે. બંનેમાં એક સરખું જ નાટ્યતત્ત્વ વિલસી રહેલું હોય છે. લાંબા માણસને ટીપી ટીપીને ટૂંકો બનાવી શકાતો નથી, અથવા ટૂંકા માણસને જતરડામાં ખેંચીને લાંબો માણસ બનાવી શકાતો નથી. બંને સ્વતંત્ર વ્યક્તિઓ છે. તે જ પ્રમાણે એકાંકી એ અનેકાંકીનું ટૂંકાવેલું

સ્વરૂપ અથવા અનેકાંકી એ એકાંકીનું લંબાવેલું સ્વરૂપ નથી. દૂધમાં પાણી રેડવાથી દૂધનું પ્રમાણ માત્ર વજનની દૃષ્ટિએ વધે છે, એ ખરું, પણ તત્ત્વદૃષ્ટિએ તો ઉલટો એમાં ઘટાડો થાય છે. એક રોટલીના પાંચ-સાત ટુકડા કરવાથી પાંચ સાત રોટલી થતી નથી, ઉલટી એક પણ રોટલી રહેતી નથી. તે જ પ્રમાણે એકાંકીનું અનેકાંકી બનાવતાં કે અનેકાંકીને એકાંકીનું રૂપ આપવા જતાં, એ બંનેનું સ્વરૂપ ખંડિત કરવા ઉપરાંત બીજી કોઈ વિશેષ સિદ્ધિ એથી સાધી શકાતી નથી.

મહાકાવ્ય ઉપરથી ઊર્મિકાવ્ય, લાંબી નવલકથા પરથી ટૂંકી વાર્તા અને પંચાંકી કે ત્રિઅંકી પરથી એકાંકી તરફ, આપણા યુગના સાહિત્યકારો ને વાચકોનું વલણ વધતું ગયું છે, તેનું કારણ એ છે કે આજના મોટર ને વિમાનના જમાનામાં લોકોને બધી જ વાતમાં ઝડપ જોઈએ છે. નિરાંતે બેસીને વાંચવા કે જોવા માટે એમને સમય નથી, ને એટલી ધીરજ પણ નથી. આમ કેટલાક માને છે, પણ તે બરાબર નથી. ઉત્ક્રાન્તિક્રમમાં માણસે તેમ જ સાહિત્યકારે લાઘવ તરફ પ્રયાણ કરવા માંડયું છે, એ વાત સાચી છે, પરંતુ એનો અર્થ એ નથી કે વિસ્તાર અથવા વિશાળતા પ્રત્યે એને અરુચિ ઉત્પન્ન થઈ છે. રુચિ-અરુચિ એ રસનો વિષય છે. સંસારમાં તેમ જ સાહિત્યમા કાળનું તત્ત્વ એમાં નિર્ણાયક બની શકતું નથી. કોઈ પણ કૃતિના ટુંકાણ અથવા લંબાણ પરથી એની રસનિર્માણ કરવાની શક્તિનો નિર્ણય કરી શકાય નહિ. જેનું વ્યાખ્યાન સાંભળતાં દશ મિનિટમાં જ શ્રોતાઓનું માથું દુઃખવા માંડે એવા વક્તાઓ પણ હોય છે અને કલાક બોલ્યા પછી વ્યાખ્યાન બંધ કરવા માંગે ત્યા "હજી આગળ ચલાવો" એમ કહીને જેને વધારે બોલવા માટે શ્રોતાઓ આગ્રહ કરે એવા વક્તાઓ પણ હોય છે. કોણ કેટલું લાંબું બોલે છે એના પર શ્રોતાની ધીરજ કે રસવૃત્તિનો આધાર રહેતો નથી પરંતુ એ કેવું બોલે છે તેના પર રહે છે. તે જ રીતે નાટ્યપ્રયોગ કેટલા વખત સુધી ચાલે છે એની દરકાર પ્રેક્ષકો કરતા નથી. એમાં રસ પડે છે કે નહિ એ જ એમને માટે મહત્ત્વની વાત હોય છે. ખરી રીતે જોતાં કોઈપણ કલાકૃતિનો રસાસ્વાદ કરતી વેળા દિક્કાલનું ભાન રહેતું નથી. દિશા ને સમયનાં બંધનો એનાથી આઘાં સરી જાય છે. કોઈક નાટક જોતાં અડધા કલાકમાં જ કંટાળીને આપણને ત્યાંથી ઊઠીને જતા રહેવાની ઇચ્છા થાય છે, તો કોઈક નાટક ચાર કલાક સુધી જોવા છતાં આપણે ધરાતા નથી એવો અનુભવ ઘણી વેળા થાય છે. એટલે કોઈ પણ કલાકૃતિ ટૂંકી છે, એના રસાસ્વાદ માટે બહુ સમય ગાળવો પડતો નથી, એટલા માટે જ લોકપ્રિય થવાની શક્યતા

એનામા વધારે છે એમ કહી શકાય નહિ

અનેકાળી કરતા એકાંકીની રચના સહેલી અને અલ્પ પ્રયત્ને સાધ્ય થઈ શકે એવી હોય છે એમ માનવુ એ પણ ભૂલભરેલુ છે ઉલટુ એની રચના માટે વધારે કૌશલની જરૂર પડે છે મોટી પેટીમા વસ્તુઓ સહેલાઈથી મૂકી શકાય છે, પણ પેટી નાની હોય ત્યારે એમા વસ્તુઓનો સમાવેશ વધારે હોશિયારીથી ને સભાળપૂર્વક કરવો પડે છે

એકાંકી એ નાટકનો જ પ્રકાર હોવાથી એને નાટક માટેના બધા નિયમો લાગુ પડે છે પરતુ અનેકાળી ને એની વચ્ચે એના સ્વરૂપભેદને લીધે કેટલોક ફેર પડે છે અનેકાંકીમા જે બધુ લાંબે ગાળે ને ક ઈક નીરાંતે થાય છે તે સર્વ એકાંકીમા ટૂંકા સમયમા ને ત્વરાપૂર્વક કરી નાખવાનુ રહે છે એથી વધારે અકવાળા નાટકમા જુદા જુદા પાત્રોનો પ્રેક્ષકોને પરિચય મળે એ પ્રકારનો સવાદ વસ્તુનું સૂચન થાય એ રીતનુ બીજારોપણ ને પ્રેક્ષકોના મનમા કુતૂહલ જાગ્રત થાય એ જાતની પ્રસગઘટના પ્રથમ અકમા જોવામા આવે છે ત્યાર પછીના અંકોમા વસ્તુનો વિકાસ થાય છે, વાર્તા આગળ વધે છે, તેમ જ તેમા અતરાય-વિક્ષેપો પણ આવતા જાય છે ને છેલ્લા અકમા પ્રેક્ષકોને અનપેક્ષિત છતા કેવળ આકસ્મિક કે અસગદ્ધ ન લાગે એવા અત સાથે એનુ સમાધાન થાય છે આ બધી ક્રિયા એકાંકીના એક જ અકમા સમાવી લેવાની હોવાથી, નાટકના પ્રારભમા જ પાત્ર પરિચય ને વસ્તુના બીજનો નિક્ષેપ આવવા ઉપરાત વસ્તુવિકાસ, સઘર્ષ કે અવરોધ અને અતિમ સમારાધન—એ માટેની ભૂમિકા તૈયાર કરવામા આવે છે પડદો ઊપડે છે તેની સાથે જ નાટક પણ ઊપડે છે અનેકાળી જોતા શરૂઆતના થોડા સમય સુધી 'નાટક હવે શરૂ થાય છે' એવો ભાવ પ્રેક્ષકના મનમા થાય છે, પરતુ એકાંકીમા તો થોડી જ મિનિટમા 'નાટક શરૂ થઈ ગયુ' એમ એમને લાગવુ જોઈએ

કોઈ પણ કલાકૃતિની રચના સુશ્લિષ્ટ ને સપ્રમાણ હોવી જોઈએ એ વિષે મતભેદને અવકાશ નથી નાટકની રચના નવલકથા કરતા વધારે સુશ્લિષ્ટ ને સપ્રમાણ હોવી જોઈએ એની પાત્રસખ્યા મર્યાદિત હોવી જોઈએ અવાતર પ્રસગો જેમ બને તેમ ઓછા હોવા જોઈએ, છતા જેના વગર ચાલી શકે એવા થોડાક પાત્રો કે પ્રસગો એમા નભાવી શકાય પરતુ એકાંકીમા તો બિનજરૂરી ... એક પાત્ર કે એક પણ પ્રસગ ચાલી શકે નહિ મુનશીના 'કાકાની ...મા ઇન્દ્રજિતની કથાનું ટૂંકામા ટૂંકુ સ્વરૂપ તે ટૂચકો એના આદિ ને

અંત એટલા નિકટ હોય છે કે મધ્યમને તો જાણે એમાં સ્થાન જ હોતું નથી. મુંબઈના પરાં માટેની "લોકલ ટ્રેન" પેઠે એમા પહેલો ને છેલ્લો વર્ગ જ હોય છે. એનો અંત જેટલો અનપેક્ષિત ને અણધાર્યો આવે તેટલો એ અસરકારક નીવડે છે. "અમે લગ્ન કરી લીધાં, તમારા આશીર્વાદ માટે આવ્યાં છીએ." એમ કહીને બે જણ વડીલની આગળ એકાએક આવીને ઊભાં રહે છે અને વડીલને પ્રક્ષોભ થાય એવી કંઈક અસર ટૂચકો ઉપજાવે છે. રહસ્યનું ગંગોપન ને પછી એકાએક એનો ઘટસ્ફોટ એ એનાં મુખ્ય તત્ત્વ છે. એકાંકીની રચના ઘડિયાં લગ્ન જેવી છે. એમાં કાર્યસિદ્ધિ જલદી કરી નાખવાની હોય છે. ઘડી વીતી ન જાય એ માટે ખૂબ સંભાળ રાખવી પડે છે. સગાવહાલા સિવાય બીજાઓને એમાં નિમંત્રણ આપવામા આવતું નથી. કોઈ જાતની ધામધૂમને એમાં અવકાશ રહેતો નથી સાદાઈ અને ઝડપ એ બંને આમા અત્યંત મહત્ત્વનાં છે. અનેકાંકીનો પ્રણેતા એ જાણે મધ્યમ વર્ગનો મનુષ્ય ઓળખીતાં પાળખીતા તેમ જ સગાંવહાલાઓને નોતરીને, પોતાની સ્થિતિના પ્રમાણમા જરા ધામધૂમપૂર્વક લગ્નોત્સવ ઊજવતો હોય એમ લાગે છે.

કુશળ નાટકકાર એકાંકીનો અંત ચોટદાર બનાવીને ચમત્કાર સાધે છે. સોનેટની ખૂબી એના અત ભાગમાં આવતા વળાંક અથવા પલટામાં રહેલી હોય છે, તેમ એકાંકીની મઝા પણ ચમત્કૃતિથી ભરેલા અને અનપેક્ષિત રીતે આવતા અંતને લીધે ઘણી વધી જાય છે. એ અનપેક્ષિત હોય તો એની અસર ધાર્યા કરતા ઊલટી જ થાય છે. ઊંઘતા માણસ પર જ્યારે બેટરીનો પ્રકાશ કોઈ નાખે ને એ સફાળો ચમકીને જાગી ઊઠે એવા પ્રકારની એ ચમત્કૃતિ હોવી ન જોઈએ. એ ચમત્કૃતિ પ્રેક્ષકને ચમકાવવા માટે નથી, પરંતુ ઘનઘોર આકાશમાં ચમકતી વીજળી, જેમ ક્ષણમા બધે પ્રકાશ પાથરી વસ્તુનું સ્વરૂપ ખુલ્લું કરે છે તેના પ્રકારની એ હોવી જોઈએ આવી ગયેલી વાત પર, મુખ્ય પાત્રના ચારિત્ર્યના એકાદ મહત્વના અંશ પરત્વે કે નાટકની ઘટનામાથી નિષ્પન્ન થતી માનવસ્વભાવમા રહેલી કોઈ વિલક્ષણતા વિશે નવીન પ્રકાશ પાડી, એ અત્યાર સુધી ગુપ્ત અથવા અર્ધગુપ્ત રહેલા રહસ્યને છતુ કરી દે છે વિશિષ્ટતાયુક્ત પાત્રો, વેગવંત કાર્ય, સચોટ સંવાદ, ચમત્કૃતિભર્યો અંત અને અલ્પ સામગ્રી, એ સફળ એકાંકો માટે આવશ્યક ગુણસમૃદ્ધિ છે.

✱

## નાટકની સૃષ્ટિ

નાટકની સૃષ્ટિ એ માયાનગરી છે. એ ઇન્દ્રજાળની રચના છે. એ 'illusion' (કેવળ આભાસ) ઊભો કરે છે. પ્રેક્ષકોને આ સાચી દુનિયામાંથી ઉપાડી લઈને એ કોઈ નવી જ, ખરેખર હસ્તી ન ધરાવતી એવી દુનિયામાં લઈ જાય છે. આ પ્રકારનાં વિધાન ઘણી વાર આપણા વાંચવા–સાંભળવામાં આવે છે.

ઇન્દ્રજાળ, માયા, illusion આદિ શબ્દો એમાં કોઈ જાતની છેતરપિંડી રહી હોય એવો ભાસ ઉત્પન્ન કરે છે. નાટ્યકાર નાટકની રચના આપણને છેતરવા સારુ કરે છે? નાટકની સૃષ્ટિ–એનાં પાત્રો, એના પ્રસંગો ઇત્યાદિ શું કોઈ સત્ય વસ્તુનો અન્યથા આભાસ છે? નાટકો જોઈને પ્રેક્ષકો શું છેતરાઈ જાય છે? અને આખરે આ તો 'નાટક' માત્ર હતું, આવું ખરેખર કશું બન્યું નથી એવું ભાન થતાં, એ વ્યવહારજગતની પ્રતીતિ પેલી નાટ્યસૃષ્ટિની પ્રતીતિને ભૂંસી નાખે છે? આપણા સૌનો અનુભવ છે કે આવું કશું થતું નથી. નાટક જોતી વેળા આપણે છેતરાઈએ છીએ એવી કોઈને શંકા ઊપજતી નથી એટલું જ નહિ, પણ નાટક જોઈને ઘરે પાછા ગયા પછી, એની ચર્ચા કરતી વેળા પણ આપણે છેતરાયા એવું કોઈને લાગતું નથી. નાટકની માયાનગરીમાં આપણે વિહરીએ છીએ મુગ્ધ બનીને, મૂઢ બનીને નહિ.

નાટકની દુનિયા સાચી દુનિયા નથી એ સાચું પણ એનો અર્થ એ નથી કે એ છેતરામણી દુનિયા છે. નાટ્યપ્રયોગો જોતાં સામાજિકો આ વ્યવહારજગતને સાવ વિસરી જાય છે એ પણ સાચું નથી. નાટક જોતી વેળા એના વડે થતા અનુભવનો એ વ્યવહારજગતના અનુભવ સાથે ગેળ પણ બેસાડતા હોય છે. નાટ્યરચનાનું નિર્માણ કરતો લેખક, એ રચનાને રંગભૂમિ પર ઉતારતા અભિનેતાઓ ને એ પ્રયોગનો રસાસ્વાદ અનુભવતા પ્રેક્ષકો તે પૂરતા વ્યવહારજગતથી વિમુખ બને છે. પણ વિમુખ બને છે એનો એવો નથી કે વ્યવહારની સૃષ્ટિનું એમને કશું જ ભાન રહેતું નથી. જો

એવું થતું હોત તો વ્યવહારજગત ને નાટ્યજગત વચ્ચે કોઈ પણ પ્રકારનો સંબંધ ન રહેત. નાટ્યકાર, અભિનયકાર ને સામાજિક બધા જ જાણતા હોય કે આ સૃષ્ટિ જૂદી છે. છતા એ જડાણું નથી એમ પણ એ સૌ જાણતા હોય છે

નાટકમા આપણને રસ પડે છે. એને જોઈને આપણને આનદ થાય છે ઉત્તમ પ્રયોગ હોય તો બીજી વાર પણ જોવાનુ મન થાય છે છેતરાવાથી કોઈને કદાપિ આનંદ થતો નથી. મોજશોખ ખાતર હજારો રૂપિયા સહેજે ખરચી નાખનારને છેતરીને, કોઈ એકાદ રૂપિયો પણ એની પાસે પડાવી જાય, તો કદાચ છેતરનારને આનદ થતો હશે, એને થતો નથી અને એક વાર છેતરાયા પછી બીજી વાર છેતરાવાની ઇચ્છા તો નથી જ થતી. જાદુગર પણ જાદુના પ્રયોગો કરી આપણને છેતરે છે, છતા વાસ્તવિક રીતે જોતા આપણે છેતરાતા નથી આપણા ગજવામાની ઘડિયાળ એ ગૂમ કરે ત્યારે પણ આપણને ખાતરી હોય જ છે કે એ ગૂમ થઈ નથી, પાછી આવવાની જ છે અને છેતરવાનો આભાસ પણ એમા ઉત્પન્ન કરવામા આવે છે, એથી એ પ્રયોગના દર્શનથી મળતો આનદ, નાટ્યપ્રયોગના દર્શનથી મળતા આનદ જેટલો ઉત્કૃષ્ટ કે ઉત્કટ હોતો નથી

અને આ પાર્થિવ જગતની વિસ્મૃતિ હમેશા આનદનુ કારણ બનતી નથી નશો કરીને માણસ થોડી વાર વાસ્તવિક જગત ને એના દુઃખ, ચિંતા અને વિષાદને વિસરી જાય છે અને મસ્ત, સાચુ પૂછો તો મસ્ત નહિ, પણ ઉન્મત્ત બને છે. પણ એની એ મસ્તી કે ઉન્મત્તતા આનદપ્રેરક હોય છે એમ માનવુ ભૂલભરેલુ છે નશાનો જે થોડો ઘણો આનદ અથવા મસ્તી મળે છે, તેનો પણ ઉપભોગ થઈ શકે માટે ભોક્તા ભાનમા હોવો જોઈએ નશાને કારણે જગતની વિસ્મૃતિ થાય છે તેની સાથે નશો કરનારનો વ્યાપાર પણ મદ થઈ જાય છે. એની કાર્યશક્તિ ને વિચારશક્તિ બને કુંઠિત થઈ જાય છે મન ને શરીર પર એનો કાબુ રહેતો નથી

એથી ઊલટુ નાટ્યપ્રયોગનો રસાસ્વાદ માણતી વેળા સામાજિકના ચિત્તનો વિકાસ થાય છે. વ્યવહાર જગતમા ચિત્તના બધા વ્યાપાર એકી સાથે ચાલતા નથી નાટ્યના રસાસ્વાદન કાળે ચિત્તના બધા મુખ્ય વ્યાપાર ચાલતા હોય છે કાર્યશક્તિ એની કુંઠિત બનતી નથી, પણ કર્મેન્દ્રિયના વ્યાપાર એને કરવાના હોતા જ નથી કેવળ ચૈતસિક વ્યાપારો પ્રવર્તે છે. નશો કરનારનુ ભાન જતુ રહે છે, એટલે આ પાર્થિવ સૃષ્ટિ પ્રત્યે બરાબર ધ્યાન આપી શકતો નથી,

કર્મેન્દ્રિય પરનો એનો કાબુ જતો રહ્યો હોય છે એટલે શારીરિક પ્રવૃત્તિ એ બરાબર કરી શકતો નથી નાટકનો પ્રેક્ષક પાર્થિવ સૃષ્ટિ વિષેનું ધ્યાન ખેંચી લઈને નાટ્યપ્રયોગમાં એ કેન્દ્રિત કરે છે, એને જાતનું ને જગતનું પૂરેપૂરૂ ભાન હોય છે, ધ્યાન ને ભાન, શરીર ને મન બધી બાબતમાં એ પૂરેપૂરો સ્વાયત્ત છે પોતાના પરનો કાબુ કોઈ પણ રીતે એણે ગુમાવ્યો હોતો નથી

એને જે આનંદ મળે તે માયાવી સૃષ્ટિના પ્રેક્ષક બનીને છેતરાવાથી કે નશો કરનારની પેઠે પાર્થિવ જગતને ભૂલી જવાથી મળતો નથી જગતમાં રહીને આપણે માત્ર જગતને—ને તે પણ એના બહુ જ નાનકડા ખંડને—જોઈ શકીએ એની આરપાર આપણે જોઈ શકતા નથી નાટક જોઈએ છીએ ત્યારે એ સમગ્ર સૃષ્ટિ તો જોઈએ જ છીએ, પણ તેની આરપાર પણ જોઈએ છીએ નાટક દ્વારા બીજું પણ કંઈક જોઈએ છીએ આ બધું કરીએ છીએ છતાં કશું કરતા નથી, જોનાર આપણે જ છીએ છતાં આપણે વ્યવહારના સંકુચિત અર્થમાં માત્ર આપણે જ રહેતા નથી જાતનો લોપ કરીએ છીએ અને વિશાળ બનીએ છીએ અનેકના અનુભવો એક સાથે અનુભવીએ છીએ અને ઇન્દ્રિયોને કલેશ પહોંચાડ્યા સિવાય એ ઇન્દ્રિયોથી મળતા આનંદ કરતાં અનેકગણો ઉત્કૃષ્ટ આનંદ મેળવીએ છીએ



## જીવન સાથેનો અવિચ્છિન્ન સંબંધ

નાટકનો જીવન સાથેનો સંબંધ અવિચ્છિન્ન છે. ભરતે નાટકને लोकवृत्तानुकरणम्। લોકોના કાર્યનું અનુસરણ કહ્યું છે. ઍરિસ્ટૉટલે પણ 'ટ્રૅજેડી' ની વ્યાખ્યા કરતાં એને Imitation of action કાર્યનું અનુકરણ કહ્યું છે.

પરંતુ નાટ્ય એ લોકવૃત્તનું કેવળ અનુકરણ નથી. નાટક એ નવીન સર્જન છે અને કેવળ અનુકરણને સર્જનનું નામ ઘટતુ નથી. અનુકરણ શબ્દ અહીં વિશિષ્ટ અર્થમાં સમજવાનો છે.

નાટ્યનાં વસ્તુ, પાત્ર, પ્રસંગો ઇત્યાદિ સર્વ સ્વાભાવિક લાગવાં જોઈએ. જગતમા ન બની શકે એવા પ્રસંગો કે ન હોઈ શકે એવાં પાત્રો એમાં આવે અથવા ભાવ, વિભાવ અનુભાવ આપણે વ્યવહારમા અનુભવમા જેવા જોઈએ છીએ તેનાથી વિપરીત પ્રકારના હોય તો એ કૃતિ નાટ્ય ન બની શકે. જગતમાં જેવા ભાવો આપણે અનુભવીએ છીએ તેવા જ ભાવોનું આલેખન એમા થયેલું હોવુ જોઈએ. જે જે ઉદ્દીપન વિભાવોથી એ ભાવો પ્રદીપ્ત થાય છે તે જ પ્રકારના ઉદ્દીપન વિભાવો નાટકમા આલેખાયેલા હોવા જોઈએ અને ભાવોદ્દીપન વખતે જે અનુભાવ–ઇંગિત, ચેષ્ટા, વાણી, કાર્ય આદિ વડે એ ભાવની અભિવ્યક્તિ સામાન્ય વ્યવહારમાં મનુષ્યો કરે છે, તે જ જાતના અનુભાવ અર્થાત્ અભિનય નાટકના પાત્રોએ પણ કરવાં જોઈએ.

જીવનમાં જે કાંઈ હોય છે તે કરતાં નાટકમાં કંઈક વધુ હોય છે–કંઈક ઓછું પણ હોય છે. જીવનમાં આપણને સર્વત્ર ને સર્વદા રસ ને આનંદ મળતાં નથી. આપણે એને શોધીએ છીએ એ સાચું પણ કેટલીક વાર તો એને શોધવામાં જ એને ગુમાવી પણ દઈએ છીએ. જીવનમાં બનતા પ્રસંગો સુશ્લિષ્ટ અને સહજગમ્ય હોતા નથી. આપણા પરિચયમાં આવતી વ્યક્તિઓના વ્યાપાર આપણે સમજી શકતા નથી. ઘણી યે ઘટનાઓનું કશું જ રહસ્ય હોતુ નથી. કાઢી નાખવા જેતુ, ભૂલી જવા જેવું, બીજા આગળ રજૂ કરી ન શકાય એવું ઘણું આપણા જીવનમાં બનતું હોય છે અને સૌથી વધુ જીવનના સર્વ

પ્રસંગો કેવળ આપણી આસપાસ ગુંથાયેલા હોય છે. બધા જ પ્રસંગો ને વ્યાપારોનું કેન્દ્રબિન્દુ આપણો અહમ્ બને છે.

નાટકમાં પ્રસંગો પરસ્પર સુશ્લિષ્ટ અને સમગ્ર રીતે જોતાં એકાકાર ધારણ કરતાં દેખાય છે. નાનામાં નાની કે મોટામાં મોટી પ્રત્યેક ઘટના એમાં સકારણ આવતી હોય છે. એ પ્રત્યેકનું રહસ્ય આપણે સમજી શકીએ છીએ. નાટકના ઉપભોગ દ્વારા સામાજિકને રસાનંદનો અનુભવ થાય છે. નાટકમાં આવતા સર્વ પાત્રોના મનોભાવ તથા વ્યાપાર, આપણે આપણી પોતાની જાતને સમજી શકીએ છીએ તે કરતાં વધુ સારી રીતે સમજી શકીએ છીએ. કાઢી નાખવા જેવું કશું પણ એમાં આવતું નથી. એમાં જે કંઈ આવે છે તે બધું જ બીજા આગળ રજૂ કરવા માટે જ આવતું હોય છે, અને ખાસ કરીને નાટકનાં પાત્રો તથા પ્રસંગો સાથે એકરૂપ થવા છતાં, સામાજિકોને સર્વ ભાવોની અનુભૂતિ તટસ્થતાપૂર્વક થઈ શકે છે. એનો અહમ્ નાટકના ઉપભોગ કાળે કેવળ શાંત-એકચિત્તકર થઈ ગયેલો હોય છે. નાટકના ઉપભોગ કાળે સામાજિકની 'એટમ'ને 'મમ'ની લાગણી સુષુપ્ત દશામા પડી જાય છે. ભય, શોક, ક્રોધ આદિ ભાવો પાત્રોની સાથોસાથ એ પણ અનુભવે છે. પરંતુ એની ભાવાનુભૂતિ વિશિષ્ટ પ્રકારની હોય છે. સામાન્ય રીતે જે જે ભાવ આપણા મનમાં જાગે છે, તેને અનુરૂપ આપણા વાણી તથા વર્તન પણ બને છે. દાખલા તરીકે ક્રોધ ઉત્પન્ન થાય ત્યારે ઘાંટા પાડીએ, ભય ઉત્પન્ન થયો હોય ત્યારે ત્યાંથી નાસી જવાની ચેષ્ટા કરીએ. પરંતુ નાટકના અનુભવકાળે ક્રોધની લાગણી થતાં આપણે ઘાંટા પાડી ઊઠતા નથી, ભયનો અનુભવ થતાં સભાગૃહ છોડીને નાસી જવાની ઇચ્છા થતી નથી.

જીવનમાં જે કંઈ અનુભવો થાય છે, અથવા પ્રસંગો બને છે તે બધા જ નાટકમા આણી શકાતા નથી. આપણી દિનચર્યા–રોજે રોજની ક્રિયાઓ-ને નાટકમાં ભાગ્યે જ કશું સ્થાન મળે છે. જીવનના સમગ્ર અનુભવો તો શું પણ મોટા ભાગના અનુભવોને પણ નાટકમાંથી બાદ કરવા પડે છે. સાહિત્ય અથવા નાટક એ જીવનનું પ્રતિબિંબ છે એમ કેટલીકવાર કહેવામાં આવે છે. પણ જીવન આખાનું પ્રતિબિંબ ધારણ કરી શકે એવી કોઈ વસ્તુ હજી સર્જાઈ જ નથી નાટક કે કોઈ પણ કલાકૃતિ જીવનની નાનકડી આવૃત્તિ–'પોકેટ એડિશન' ન શકતી નથી. એ જીવનનું આગવું ને નવીન જ સંસ્કરણ છે.

નાટ્યનાં વસ્તુ, પાત્રો, પ્રસંગો ઇત્યાદિ સ્વાભાવિક લાગવાં જોઈએ એ

સાચું છે. એ સ્વાભાવિક લાગવાં જોઈએ, સ્વાભાવિક હોવાં જોઈએ એમ નથી. નાટકમાં આવતાં પાત્રો મોટેથી પરસ્પર વાર્તાલાપ કરે છે, થોડી થોડી વારે ઊઠીને ફરવા માંડે છે, અથવા વિવિધ પ્રકારના આંગિક અભિનયો કરે છે, તેવું વ્યવહારમાં કોઈ કરતું નથી. એ જ રીતે જે વસ્તુસંકલના કે પ્રસંગોની રચના નાટકમાં જોવામાં આવે છે, તેવી જીવનમાં કદી પણ દેખાતી નથી. પરંતુ આમ છતાં એ સૌ, પાત્રોનાં વર્તન તથા પ્રસંગોની રચના, સ્વાભાવિક ન લાગે તો નાટકના રસાસ્વાદમાં ક્ષતિ ઉત્પન્ન થાય. આ બધું સહજ રીતે બન્યુ જાય છે, કશું ક્યાં ય તાણીતૂસીને લાદવામા નથી આવ્યુ એવી પ્રતીતિને લીધે, એમાં સ્વાભાવિકતા લાગે છે. નાટકના રચનારને કે અભિનેતાને આ બધું રજૂ કરતા શ્રમ પડ્યો છે, એવું ભાન સામાજિકને ન થવું જોઈએ. નાટકકાર અને અભિનેતાએ આ આખી સૃષ્ટિનુ સર્જન, ઈશ્વરે જેમ આ સૃષ્ટિનું સર્જન કર્યું હતું, તેમ લીલયા-લીલા માત્રથી રમતા રમતાં કરી નાખ્યું છે, એવી લાગણી સામાજિકને થવી જોઈએ.

બધાં જ કાર્યો, સાહિત્યમાં તેમ જ જીવનમાં, શ્રમસાધ્ય હોય છે. કોકમાં વધુ શ્રમ પડે છે, કોકમાં ઓછો. છતા જે કાર્ય કરતાં શ્રમ પડતો દેખાઈ આવે છે તે કાર્યમાથી સાહિત્ય, ગૌરવ, સુંદરતા અદશ્ય થઈ જાય છે. એ કૃત્રિમ હોય એવા લાગે છે. માણસને ચાલવાની ક્રિયા કરતાં શ્રમ પડે છે, એક પછી બીજો પગ ઉપાડતાં એને મહેનત પડે છે, એમ જોનારને લાગે તો એની ખાતરી થાય છે કે આ માણસને ચાલતાં આવડતું નથી, અથવા એના પગમાં કંઈક ખોડ છે. સ્વાભાવિક રીતે, સરળ રીતે, જે કાર્ય થતાં હોય છે, તેનો શ્રમ વર્તાતો નથી–એ કાર્યના કરનારને તેમ જ એના જોનારને; એ જ રીતે નાટકની આખી રચનામા, કે અભિનેતાના અભિનયાદિમાં, લેખકને કે અભિનેતાને આ લાવવા માટે પરિશ્રમ કરવો પડ્યો છે, એવું સામાજિકને લાગતાં જ એમાથી સ્વાભાવિકતા સરી પડે છે, ને તેટલે અંશે એના રસાસ્વાદમા ક્ષતિ આવે છે.

★

## શ્લેષ અલંકાર

શ્લેષ શબ્દ 'શ્લિષ' ધાતુ પરથી આવ્યો છે. એનો અર્થ 'ભેગા થવું,' 'ભેટવું' એવો થાય છે. જ્યાં એક જ શબ્દમાં એકથી વધારે અર્થો ભેગા થઈને એકબીજાને ભેટે છે ત્યાં અલંકાર થાય છે.

આમ એક જ શબ્દમાંથી નિષ્પન્ન થતા વિવિધ અર્થના આશ્લેષમાં આ શ્લેષ રહેલો છે.

દરેક શબ્દ કોઈ ખાસ અર્થનો બોધ કરે છે. સામાન્ય રીતે પ્રત્યેક શબ્દનો એક જ અર્થ હોવો જોઈએ, પરંતુ અમુક કામ માટે નિયુક્ત કરેલા માણસ પાસે ઘણી વાર બીજાં કામ પણ કરાવવામાં આવે છે, તેમ એક જ અર્થ માટે નિર્માએલા શબ્દ પાસે બીજા અર્થોની નિષ્પત્તિ કરવાનું કાર્ય પણ કરાવવામાં આવે છે. વ્યવહારમાં જેમ એક જ કામ કરવા માટે આપણે ઘણા માણસો રાખીએ છીએ અને બીજી તરફ એક જ માણસ પાસેથી અનેક કામ કરાવીએ છીએ, તે જ રીતે એક જ અર્થ બતાવવા માટે આપણે ઘણા શબ્દો ભેગા કરીએ છીએ અને બીજે પક્ષે એક જ શબ્દ પાસેથી એકથી વધારે અર્થ પણ કઢાવીએ છીએ. આથી ભાષાનો વૈભવ અને શબ્દની શક્તિ બંનેની વૃદ્ધિ થાય છે. તે ઉપરાંત એથી ચમત્કૃતિ સધાતી હોઈને એ રસનિષ્પત્તિમાં પણ ઉપકારક બને છે.

शब्दैः स्वभावादेकार्थैः श्लेषोऽनेकार्थवाचकम्। કુદરતી રીતે જ એક અર્થ બતાવનારા શબ્દ વડે એકથી વધારે અર્થનો બોધ થાય ત્યારે અર્થ –શ્લેષ થાય છે. આ વ્યાખ્યામાં વિશ્વનાથ स्वभावादेकार्थैः 'કુદરતી રીતે જ એક અર્થ બતાવનારા' એ શબ્દો વડે અર્થશ્લેષ–શબ્દશ્લેષ શી રીતે જુદો પડે છે તે દર્શાવે છે.

અર્થશ્લેષમાં વર્ણ્ય વિષય માટે જે શબ્દો વપરાયા હોય છે તે એક જ અર્થ બતાવનારા હોય છે, પણ એનો પ્રયોગ એવો ચાતુર્યપૂર્વક કરવામાં આવ્યો હોય છે કે વર્ણ્ય વિષય ઉપરાંત બીજા વિષયનો પણ એમાથી બોધ થાય છે. આમાં એક શબ્દને બદલે એ જ અર્થ દર્શાવનાર બીજો શબ્દ મૂકીએ તો પણ વાંધો આવતો નથી. દાખલા તરીકે—

प्रवर्तयन् क्रिया साध्वी र्मालिन्यं हरिता हरन्।
महता भूयसा दीप्तो विराजति विभाकरः॥

પ્રેરતો સત્ક્રિયાઓને, દિશામેલ હઠાવતો,
દીપતો આ મહાતેજે વિરાજે છે વિભાકર

આ વિભાકરનુ વર્ણન છે. વિભાકર એ રાજાનું નામ છે. આ વર્ણન એ રાજાને તેમ જ સૂર્યને બન્નેને લાગુ પડે છે. બન્ને સત્ક્રિયાઓની પ્રેરણા કરે છે, બંને દિશાઓની મલિનતા હરે છે. (સૂર્ય પોતાના તેજથી, રાજા પોતાની કીર્તિના પ્રકાશથી) યાને બંને મહા પ્રતાપ વડે દીપે છે. અહીં 'સત્ક્રિયા'ને બદલે 'સારા કર્મો', 'મેલ'ને બદલે 'શ્યામતા' 'તેજ'ને બદલે 'પ્રકાશ' એમ એ જ અર્થ દર્શાવનારા બીજા શબ્દો મૂકીએ, તો પણ આ વર્ણન આવી ને આવી જ રીતે રાજાને તેમ જ સૂર્યને બંનેને લાગુ પડશે. એટલે આ ઉદાહરણ અર્થશ્લેષનુ ગણી શકાય. આમાં એક વાંધો લઈ શકાય. 'વિભાકર' રાજાનુ નામ છે. એને બદલે એ જ અર્થનો વાચક 'પ્રભાકર', 'દિવાકર' 'સૂર્ય' કે બીજો કોઈ શબ્દ મૂકીએ તો એ વર્ણન પછી કેવળ સૂર્યને લાગુ પડશે, 'વિભાકર' રાજાને નહિ એને વર્ણન લાગુ પાડવુ હોય તો પછી એનું નામ બદલવું પડશે. પણ કવિની ઇચ્છા મુજબ રાજા એમ પોતાનુ નામ બદલવા દે તો એ રાજા શાનો! 'વિભાકર' એનો અર્થ સૂર્ય થાય છે અને તે ઉપરાંત એ રાજાનું નામ પણ છે એટલે એમાં શબ્દશ્લેષ રહેલો છે, અર્થશ્લેષ નહિ. આથી આ ઉદાહરણ કેવળ અર્થશ્લેષનુ નહિ, પણ શબ્દશ્લેષ તથા અર્થશ્લેષના સંમિશ્રણનું કહી શકાય.

મમ્મટ 'કાવ્યપ્રકાશ' મા અર્થશ્લેષનુ સ્વરૂપ સમજાવતાં કહે છે, अर्थश्लेषस्य तु स विषयो यत्र शब्दपरिवर्तनेऽपि न श्लेषत्वखण्डता। શબ્દમા ફેરફાર કરવા છતા જ્યા શ્લેષ નષ્ટ થતો નથી તે અર્થશ્લેષનો વિષય છે. સારી તબિયતવાળો મનુષ્ય ઋતુમા ફેરફાર થવા છતા પણ સ્વાસ્થ્ય જાળવી શકે છે, પરતુ નબળી તબિયતવાળા મનુષ્યનુ સ્વાસ્થ્ય ઋતુમા જરા પણ ફેરફાર થતા લથડી પડે છે, તેમ અર્થશ્લેષ શબ્દના ફેરફારને સ્વસ્થતાપૂર્વક સહન કરી શકે છે, શબ્દશ્લેષ શબ્દનો ફેરફાર સહન કરી શકતો નથી એ અસત નબળો પડી જાય છે ને ઘણી વાર તો મરી પણ જાય છે. (આ વાક્ય પણ અર્થશ્લેષના ઉદાહરણ તરીકે ગણી શકાય એવુ છે.) મમ્મટે અર્થશ્લેષનુ ઉદાહરણ આપ્યુ છે.

स्तोकेनोन्नतिमायाति स्तोकेनायात्यधोगतिम् ।
अहो सुसदृशी वृत्तिस्तुलाकोटेः खलस्य च ॥
(જગમા ઉન્નતિ પામે, જરા માટે અધોગતિ,
ત્રાજવા તણા પલ્લા અને દુષ્ટ પુરુષ એ')

શબ્દશ્લેષના પાછા ત્રણ પ્રકાર મમ્મટ, વિશ્વનાથ આદિ આલકારિકોએ ગણાવ્યા છે: સભગ શ્લેષ, અભગ શ્લેષ ને ઉભય શ્લેષ

અભગ શ્લેષમા શબ્દના અગોને છૂટા પાડવા પડતા નથી, પણ એ મૂળ શબ્દ જ એકથી વધારે અર્થનો વાચક હોય છે સભગ શ્લેષમા તે શબ્દોના અગોને છૂટા પાડવા પડે છે, એને તોડવો પડે છે, અને એ રીતે બીજો અર્થ નીપજાવવો પડે છે શબ્દને એમનો એમ અખડિત રહેવા દઈએ તો એમાથી બીજો અર્થ નીકળી શકતો નથી ઉભય શ્લેષમા આ બને પ્રકારનું મિશ્રણ થએલુ હોય છે એમા કેટલાક શબ્દોને તોડીને તેમાથી બીજા અર્થ કઢવા પડે છે ને કેટલાક શબ્દ એમના એમ રાખવા છતા એમાથી બીજા અર્થ નીકળે છે

કેવળ અભગ શ્લેષ કે સભગ શ્લેષના ઉદાહરણો બહુ ઓછા જોવામા આવે છે મોટા ભાગના શબ્દશ્લેષો ઉભય શ્લેષના જ હોય છે.

અભગ શબ્દશ્લેષનુ ઉદાહરણ

मुञ्चति मुञ्चति कोपं भजति च भजति प्रकम्पमरिवर्गः ।
हम्मीरवीरखड्गे त्यजति क्षमामाशु ॥

(છોડતા છોડતા કોપ, કપતા કપતા અરિ,
હમ્મીર વીરનું ખડ્ગ તજતા તજતા ક્ષમા)

અહીં વીર પુરુષ હમ્મીરના ખડ્ગની અને એના દુશ્મનની ક્રિયાઓ એક સરખી થાય છે એમ શ્લેષ દ્વારા વર્ણવ્યુ છે. હમ્મીરનુ ખડ્ગ કોપ છોડે છે, એટલે એના દુશ્મનો પણ કોપ છોડે છે એમા પહેલા 'કોપ'નો અર્થ 'મ્યાન' લેવાનો છે ને બીજાનો 'ખજાનો'. હમ્મીરનુ ખડ્ગ કંપે છે, અર્થાત્ હાલતા લાગે છે એટલે એના દુશ્મનો પણ કંપે છે, ભયથી ધ્રૂજવા માડે છે અને એ ખડ્ગ જ્યારે ક્ષમાનો ત્યાગ કરે છે, ત્યારે એના દુશ્મન પણ ક્ષમાનો, અર્થાત્ પૃથ્વીનો ત્યાગ કરી જાય છે આ શબ્દશ્લેષનુ ઉદાહરણ છે, કારણ કે 'કોપ' 'પ્રકપ' અને 'ક્ષમા' આ ત્રણ શબ્દો શ્લિષ્ટ અર્થાત્ એકથી વધારે અર્થ દર્શાવનારા છે અને તેને બદલે એ જ અર્થ દર્શાવનારા બીજા શબ્દ મૂક્યા હોય તો તેમાથી આ બંને અર્થો નીકળી શકે નહિ આ અભંગ શબ્દશ્લેષ છે, કારણ કે એમાના ત્રણે શ્લિષ્ટ શબ્દો અખડ રહે છે, બીજો અર્થ કાઢવા માટે એને તોડવા પડતા નથી

જેમાથી એક નહિ, બે નહિ, પણ ત્રણ ત્રણ અર્થો નીકળી શકે અને સભગ, અભગ ને ઉભય શ્લેષ એ ત્રણેના ઉદાહરણ તરીકે ચાલી શકે એવુ એક નાનુ વાક્ય 'હર્ષચરિત'મા આવે છે શ્લેષનો નિશ્લેષ પોતાના વચનમાથી જેણે કદાપિ થવા દીધો નથી એવા બાણ ભટ્ટનુ એ વચન છે જુવાનીમા બાણની આબરૂ રખડેલ તરીકે હતી રાજા આગળ એ વિષે ફરિયાદ પણ આવી હતી- રાજાએ એને દરબારમા બોલાવ્યો એ દરબારમા આવીને બેઠો રાજાએ પોતે જાણે એને ઓળખ્યો ન હોય તેમ, એના તરફ આગળી કરીને પૂછ્યુ, कोऽयं भुजंग । (આ ભુજગ અર્થાત્ રખડેલ–ઇશ્કી–કોણ છે?) બાણના મુખમાથી તરત જ જવાબ નીકળી પડ્યો, का मे भुजंगता ( મારી શી ભુજ ગતા–રખડેલપણું છે?) આ ત્ર ણમાયા ત્રણ અર્થો નીકળી શકે છે રાજાએ એને 'ભુજ ગ' ( રખડેલ ) કહ્યો એટલે એણે પૂછ્યુ, का ( શુ ) मे ( મારૂ ) भुजंगता (રખડેલપણું ) છે? આ તદ્દન સ્વાભાવિક અર્થ છે બીજો અર્થ का ( કયી म ( મારા ) भुजंगता (હાથમા–બાથમા આવી) છે? અર્થાત્ કઈ સ્ત્રીને મારા ભુજપાશમા જોઈ કે આવુ કહો છો? ત્રીજો અર્થ, कामे ( કામદેવમા ) भुजगता ( સ્ત્રીપણુ ) છે–ઇશ્કીપણ કામદેવમા છે, એમા મારો શો વાક ? આમા આ છેલ્લો અર્થ તે અભગ શ્લેષના ઉદાહરણ સમો છે, બીજો સભગ શ્લેષનો દાખલો છે. એમા कामे ના का (કયી) ને मे (મારા) એમ બે ભાગ બનાવવા પડે છે ને भुजगताમા પણ भुज (હાથમા) ને गता (આવેલી) એવા બે ખડ કરવા પડે છે આમ બને શ્લિષ્ટ શબ્દોને તોડવા પડે છે. પહેલો, ઉભયશ્લેષનુ ઉદાહરણ છે. એમા कामे શબ્દના का (શી) ને मे (મારી) એમ બે ખડ પાડવા પડે છે, એટલા પૂરતો એ સભંગ શ્લેષ છે ને

બીજો શબ્દ ભુજંગતા (રખડેલપણું) અખંડ રહે છે, એટલે એ અભંગશ્લેષ છે. આમ એમા સભંગ ને અભગ બંને શ્લેષ હોવાથી એ ઉભયશ્લેષનું ઉદાહરણ બને છે.

સભંગ શ્લેષનો એક બીજો દાખલો લઈએ,

जनस्थाने भ्रान्तं कनकमृगतृष्णाकुलतया
वचो वैदेहीति प्रतिपदमुदश्रुप्रलपितम् ।
कृतालंकाभर्तुर्वदनपरिपाटीषु रचना
मयाप्तं रामत्वं कुशलवसुता न त्वधिगता ।

આનુ બરાબર ગુજરાતી ભાષાંતર કરવુ અશક્ય છે એક ભાષાનો શબ્દ-શ્લેષ અન્ય ભાષામા આણવો બહુધા અશક્ય નહિ તો અત્યંત મુશ્કેલ હોય છે. પરતુ સંસ્કૃત ને ગુજરાતીમા ઘણા સમાન શબ્દો હોવાથી સામાન્ય રીતે એ મુશ્કેલી બહુ નડતી નથી. પણ અહીં તો ગુજરાતી ભાષામાં કદી ન વપરાતા હોય તેવા કેટલાક શબ્દો વાપર્યા વિના આ અલંકાર લાવી શકાય એમ છે જ નહિ આમા કવિ કહે છે કે હુ રામ બન્યો પણ મને સીતા ન મળી—શી રીતે તે શ્લેષ દ્વારા એ સમજાવે છે. રામ કનકમૃગ–તૃષ્ણાથી (અર્થાત્ સુવર્ણમૃગને મેળવવાની ઉત્કંઠાથી) આકુળ થઈ ને જનસ્થાનમા ભમ્યા હતા, તેમ હું પણ જનસ્થાનમા કનકમૃગતૃષ્ણાથી (કનક–સોના–માટેની મૃગતૃષ્ણા–મિથ્યા આશાથી) આકુળ થઈને જનસ્થાનમા –લોકોની વસતિમા રખડ્યો છું. દરેક પગલે આંખમા આંસુ આણી રામે 'વૈદેહિ' (હે સીતા) એ પ્રલાપનો ઉદ્‌ગાર કાઢ્યો હતો. મે પણ પ્રત્યેક ડગલે આંખમા આંસુ આણી વૈ (ખરેખર) દેહિ (આપો) (દાન આપો) એવી પ્રલાપવાણી કાઢી હતી લંકાના ભર્તા રાવણના વદન પર રામે બાણની રચના કરી હતી. મેં પણ કાભર્તા એટલે મ્હારા માલિકના વદનની પરિપાટી પર 'અલં' એટલે ભૂળ રચના (યાચના–ખુશામદ) કરી છે. આમ હું રામપણાને પામ્યો છુ. પણ મને 'કુશલવસુતા' મળી નહિ. રામ પક્ષે 'કુશલવસુતા' એટલે કુશ તથા લવને જન્મ આપનારી સીતા અને આ કવિને પક્ષે 'કુશલવસુતા' એટલે 'કુશલ-વસુતા' કુશળ રીતે વસુ–અર્થાત્ ધન–હોવાપણું. એટલે કે હું સહેલાઈથી પૈસો મેળવી શક્યો નહિ. આ શબ્દશ્લેષ છે એ તો સ્પષ્ટ જ છે. શ્લેષને ખાતર એમાં શબ્દો તોડવા પડે છે એટલે એ સભંગ શબ્દશ્લેષ છે. 'કનકમૃગતૃષ્ણા' એ શબ્દમાં રામના અર્થમાં 'મૃગ' 'કનક'ની પાછળ દોડે છે, 'કનકમૃગ'ની 'તૃષ્ણા' એમ લેવું પડે છે. કવિને પક્ષે 'મૃગ' 'તૃષ્ણા'ની આગળ જોડાય છે.

એમા ‘કનક’ની ‘મૃગતૃષ્ણા’ એમ અર્થ ઘટાવવો પડે છે બીજી પંક્તિમા ‘વૈદેહી’ શબ્દ છે ત્યા રામના સંબંધમા આખો વૈદેહી શબ્દ લેવાનો છે, પણ કવિને પક્ષે જતા એ ‘વૈદેહી’નો દેહ ‘વૈ’ ને ‘દેહી’ એમ બે ભાગમા ખંડિત બને છે ત્રીજી પંક્તિમા આવતા ‘કૃતાલકાભર્તુ:’ એ શબ્દને રામ પક્ષે ‘કૃતા’ ને ‘લંકાભર્તુ’ એમ બે શબ્દ તરીકે વાચવાનો છે, અને કવિના સંબંધમા એ ‘કૃતા’ ‘અલ’ ને ‘કાભર્તુ:’ એમ ત્રિખંડી બને છે છેલ્લી લીટીમાંનો ‘કુશલવસુતા’ રામ પક્ષે ‘કુશ’ ‘લવ’ ને ‘સુતા’ એ ત્રણ શબ્દનો બનેલો હોય તે રીતે લેવાનો છે, જે કવિને પક્ષે ‘કુશલ’ અને ‘વસુતા’ એમ બે શબ્દોનો બનેલો હોય એમ ગણવાનો છે

કેટલીક વાર કોઈક શાસ્ત્રનો પારિભાષિક શબ્દ સામાન્ય વ્યવહારમા જરા જુદા અર્થમા વપરાતો હોય, તો એ શબ્દનો એ બને અર્થમા પ્રયોગ કરીને શ્લેષાલંકાર દ્વારા કવિ ચમત્કૃતિ સાધે છે દા ત —

नपुसकमिति ज्ञात्वा प्रियायै प्रेषित मन।
तत्तु तत्रैव रमत हता पाणिनिना वयम्॥

(નપુસક ગણી પ્રેર્યું મનને મે પ્રિયા કને,
વસી ત્યા જ પણ એ તો, માર્યો વ્યાકરણે મને)

અહીં વ્યાકરણમા પાણિનિએ ‘મન’ની જે જાતિ ગણાવી છે તેને રૂઢ અર્થમા ઘટાવી કવિએ શ્લેષાલંકાર સાધ્યો છે

अह च त्व च राजेन्द्र लोकनाथावुभावपि।
बहुव्रीहिरह राजन् षष्ठीतत्पुरुषो भवान्॥

(આપણે બેઉ રાજેન્દ્ર, લોકનાથ ખરા, છતા
બહુવ્રીહિ હુ છુ રાજન્, તું તત્પુરુષ ષષ્ઠીનો)

રાજા ને કવિ બને ‘લોકનાથ’ છે પણ કવિને પક્ષે ‘લોકનાથ’ એ બહુવ્રીહિ સમાસ તરીકે લેવાનો છે અને રાજાને પક્ષે એને ષષ્ઠી તત્પુરુષ તરીકે ઘટાવવાનો છે ‘લોકનાથ’ બહુવ્રીહિ તરીકે લેતા ‘લોકો જે નાથ જેના’ અર્થાત્ ‘લોકોનો દાસ’ એવો થાય છે અને ષષ્ઠી તત્પુરુષ તરીકે એનો અર્થ ‘લોકોનો નાથ’ એટલે રાજા એમ થાય છે અહીં વ્યાકરણની પરિભાષા દ્વારા કવિએ ભિક્ષુક ને રાજાને શ્લેષ વડે એમ ભૂમિકાએ આણ્યા છે

શ્લેષ પોતે સ્વતંત્ર અલંકાર છે, એટલું જ નહિ પરંતુ ઉપમા, ઉત્પ્રેક્ષા, પરિસંખ્યા, વિરોધાભાસ, યમક આદિ બીજા ઘણા અલંકારોના મૂળમાં પણ એ રહેલો હોય છે. એ ભિન્ન ભિન્ન અલંકારોનું અલંકારત્વ શ્લેષને જ અધીન હોય છે આમ છતાં શ્લેષ ગૌણ સ્થાને હોવાથી એવી રચનાને શ્લેષના ઉદાહરણ તરીકે નહિ, પરંતુ ઉપમા આદિના ઉદાહરણ તરીકે ગણવામાં આવે છે

सुवर्णालंकृता कन्या हेमालंकारवर्जिता ।
सा कन्या विधवा जाता गृहे रोदिति तत्पतिः ॥
(સુવર્ણે શોભતી કન્યા, હેમાલંકારથી હીણી
વિધવા બની એ કન્યા, રડે છે ઘરમાં પતિ !)

આ વિરોધાભાસનો દાખલો છે સુવર્ણથી શોભતી અને છતાં સોનાનાં ઘરેણાં વિનાની એવી કન્યા વિધવા થઈ અને ઘરમાં એનો પતિ રડે છે ! એ શી રીતે બને ? આ દેખીતા વિરોધનો–વિરોધના આભાસનો પરિહાર શ્લેષ વડે કરી શકાય છે સુવર્ણે એટલે સારા વર્ણથી શોભતી પરંતુ હેમના એટલે સોનાના ઘરેણાં વિનાની કન્યા વિધવા એટલે વિશેષ કર્યો છે ધવ–પતિ–જેણે એવી બની, અર્થાત્ પહેલા પતિનો ત્યાગ કરી એણે બીજો પતિ કર્યો અને ઘરમાં એનો પ્રથમ પતિ રડે છે

ગુજરાતીમાં પણ શબ્દાલંકારના શોખીન દલપતરામના કાવ્યોમાં આ બધા જ પ્રકારના શ્લેષના ઉદાહરણો મળી આવે છે 'ગોરી ગુણવંતી ગાય છે' એમ કહીને એમણે રાજદરબારમાં નૃત્ય કરતી વારાંગનાનું વર્ણન કર્યું છે તે ગાયને પણ બરાબર લાગુ પડે છે, અને વારાંગનાનું વર્ણન ન કરવાનો પોતાનો નિશ્ચય જળવાય અને સાથે સાથે નૃત્ય કરતી વારાંગનાનું વર્ણન રાજાની આજ્ઞા અનુસાર થએલું લાગે એવા હેતુથી એમણે એવું શ્લિષ્ટ વર્ણન કર્યું છે એ અર્થશ્લેષનો સુંદર નમૂનો છે 'દીવાનથી દરબારમાં ઘોર અંધારું થાય' એ સભંગ શબ્દશ્લેષનો દાખલો છે 'દીવાનને લીધે દરબારમાં અંધારું છે' એમ જાણી દીવાનને કે દીવાનના સગાને ખોટું લાગે તો તેને કહી શકાય કે ભાઈ અમે કહેવા માગીએ છીએ કે 'દીવા નથી (તેથી) દરબારમાં ઘોર અંધારું થાય છે'

સભંગ શબ્દશ્લેષમૂલક યમકનું એક ઉદાહરણ કોઈક પુસ્તકમાં ઘણાં વર્ષ પર વાંચવામાં આવ્યું હતું એના લેખકનું નામ યાદ નથી, પણ પંક્તિ આ પ્રમાણે હતી

આકળી જોમને કેવી આજની રજની પ્રિયા!
આ કળી જો બને કેવી આજ નીરજની પ્રિયા!

બને લીટીમાં શબ્દો એના એ જ છે પણ તોડવા-મોડવાની યુક્તિથી એક લીટીમાંથી આખી બીજી લીટી નવો જ અર્થ દર્શાવનારી નીપજાવી છે 'જોમનથી' થી 'આકળી' થએલી 'આજની' 'રજની' ને બીજી લીટીમાં આ જ નીરજની (કમળની) આ કળી જો કવી બની એમ કહીને બેસાડી દીધી છે!

શ્લેષ એ માત્ર શબ્દની રમત છે અને રસનિષ્પત્તિના કાર્યમાં એ બહુ અંશે ઉપકારક થઈ શકતો નથી. એનાથી કલા નહિ, પણ કસબનું દર્શન થાય છે એમ કેટલાક કહે છે અને તે વાજબી પણ છે છતાં સાહિત્યમાં તેમ જ સંસારમાં શબ્દાર્થ ને વ્યવહારની રમતમાં આશ્લેષ, વિશ્લેષ ને શ્લેષ બહુ આનંદપ્રદ બને છે એમ કબૂલ કર્યા વિના ચાલે એમ નથી



# રસમીમાંસાની પરિભાષા

આપણા સમગ્ર પ્રાચીન કાવ્યશાસ્ત્રની ચર્ચાવિચારણાનું મધ્યબિંદુ રસ છે. રસ એ શું છે, એની નિષ્પત્તિ શી રીતે થાય છે, એની સંક્રાન્તિ કેવી રીતે શક્ય બને છે, એની ચર્ચા આપણા પ્રાચીન આલંકારિકોએ જેટલી કરી છે, તેટલી ભાગ્યે જ બીજા કોઈ વિષયની કરી હશે. આ દૃશ્યમાન જગતની પાછળ રહેલા એક માત્ર સત્ય ને પરમતત્ત્વને શાસ્ત્રકારોએ અનેક રીતે ઓળખાવ્યું છે. તેમાં એક શ્રુતિવચન એવું છે કે रसो वै सः । એ પરમ તત્ત્વ તે રસ છે. આનંદઘન રસ એ જ પરબ્રહ્મ છે અને આ બીજો બધો પ્રપંચ તે કેવળ એનો લીલાવિસ્તાર છે. એ જ રીતે કાવ્યશાસ્ત્રોમાં પણ હ્લાદૈકમય–કેવળ આનંદસ્વરૂપ–એવા રસને જ પરમ તત્ત્વ માનવામાં આવ્યું છે. બીજું બધું આવે છે તે એના પરિપોષને અર્થે. સર્જક એની જ નિષ્પત્તિ કરે છે, અભિનેતાઓ એની જ અભિવ્યક્તિ કરે છે અને ભોક્તાઓ એનો જ આસ્વાદ કરે છે.

આ રસશાસ્ત્રના આદ્યદ્રષ્ટા ભરતમુનિ ગણાય છે અને તેમનો રચેલો 'નાટ્યશાસ્ત્ર' નો ગ્રંથ પ્રમાણભૂત લેખવામાં આવે છે. 'વિભાવ, અનુભાવ અને વ્યભિચારીના સંયોગથી રસની નિષ્પત્તિ થાય છે' એ ભરતના સૂત્ર ઉપર રસસિદ્ધાન્તની આખી ઇમારત ચણવામાં આવી છે. આપણા પ્રાચીન આલંકારિકોએ સ્વતંત્ર રીતે એ સિદ્ધાન્તની ચર્ચા કરી છે, પણ બહુધા એમણે ભરતમુનિના વચનને જ પ્રમાણ તરીકે સ્વીકારી લીધું છે. સ્થાયીભાવ, વિભાવ, અનુભાવ, સાત્ત્વિકભાવ અને રસ, એનાં નામો ને સંખ્યા જે ભરતે ગણાવ્યાં છે તે જ બહુધા માન્ય રહ્યાં છે. જો કે કેટલાક આલંકારિકોએ પોતપોતાના મત પ્રમાણે એમાં ફેરફાર સૂચવ્યા છે ખરા. ભરતે ગણાવેલા આઠ રસો ને આઠ સ્થાયી ભાવોમાં પ્રથમ શાન્ત ઉમેરાઈ નવમા રસ તરીકે આવે છે. પાછળથી શાન્ત ઉપરાંત વાત્સલ્ય તથા ભક્તિ પણ રસ તરીકે આવે છે. 'સરસ્વતીકંઠાભરણ' માં

* શ્રી વિષ્ણુપદ ભટ્ટાચાર્યકૃત "સાહિત્ય-મીમાંસા"ની પ્રસ્તાવના

ભોજ ભરતે ગણાવેલા આઠ, અને નવમા શાંત ઉપરાંત બીજા પ્રેયાન્, ઉદાત્ત અને ઉદ્ધત નામના રસો પણ ગણાવે છે. આમ એ ભરતની આઠ સંખ્યાને બારની બનાવે છે, તો રાજા હરિપાલ એનાથી પણ આગળ જઈને, પૂર્વપરિચિત નવ રસો ઉપરાંત બ્રાહ્મ, વાત્સલ્ય, સંભોગ અને વિપ્રલંભ નામના નવીન રસો ઉમેરીને તેરની સંખ્યાએ પહોંચે છે. રસો વધે તેમ તેના સ્થાયી પણ વધે એ તો દેખીતું જ છે, પણ એક રસના જુદાજુદા આલંકારિકોએ જુદા જુદા સ્થાયી ભાવ પણ ગણાવ્યા છે. શાંત રસનો સ્થાયી કોક શમને ગણાવે છે તો બીજો સમ્યગ્જ્ઞાનને. ત્રીજો વળી નિર્વેદને ગણાવે છે. એકને મતે સર્વચિત્તવૃત્તિપ્રશમ એ શાંતનો સ્થાયી છે, તો બીજો ઉત્સાહને એનો સ્થાયી માને છે. કેટલાકને મતે જુગુપ્સા તો અન્યને મતે રતિ એનો સ્થાયી બને છે. એક બાજુ આમ રસ અને સ્થાયી ભાવોની સંખ્યા વધતી જતી જોવામાં આવે છે તો બીજી તરફ બધા રસોનો સમન્વય, એમનું એકીકરણ અથવા અમુક એક જ રસમાં બીજા સર્વ રસોનો અંતર્ભાવ કરવાનો પ્રયત્ન પણ દેખાય છે. 'કરુણ એ જ એક રસ છે, બીજા બધા એના વિવર્તો છે' એ ભવભૂતિનું કવિવચન છે, પણ કેટલાક કાવ્યમીમાંસકોનું પણ એને સમર્થન મળ્યું છે. શાંત એ જ સાચો રસ છે, પરમ પુરુષાર્થ–મોક્ષ સાથે એને સંબંધ છે અને બધી જ મનોવૃત્તિઓના આધાર સમો આત્મા એનો સ્થાયી છે તેથી એ પ્રકૃતિ છે, અને રતિ હાસ આદિ ભાવો એના વિકારો છે એમ અભિનવગુપ્તાદિ માને છે. તો ભોજ જેવા પ્રેમને અથવા શૃંગારને એ સ્થાન આપે છે. કવિ કર્ણપૂર પણ કહે છે કે પ્રેમ રસમાં બધા જ રસો અંતર્ભાવ પામે છે. જેમ તરંગો સમુદ્રમાંથી ઊઠીને પાછા એમાં જ શમે છે, તેમ પ્રેમરસમાંથી જ બીજા રસો ઉદ્ભવે છે ને એમાં જ વિલીન થાય છે. 'સાહિત્યદર્પણ'ના કર્તા વિશ્વનાથના પિતામહ નારાયણને સર્વત્ર અદ્ભુત રસનાં દર્શન થાય છે. એ કહે છે કે રસનો સાર તે ચમત્કાર અને એ ચમત્કારના સાર તરીકે સર્વત્ર અદ્ભુત દેખાય છે. અને અંતે જેમ આપણાં બધાં દર્શનશાસ્ત્રો અધ્યાત્મપંથે વળે છે તેમ આ રસશાસ્ત્ર પણ એ માર્ગે જ વળે છે. રસ એ રસ, એનું સ્વરૂપ એક અને અખંડિત છે. ભગ્નાવરણ ચિત્ત એ જ રસ છે, એમ જગન્નાથ કહે છે. તો બીજા એક ટીકાકાર ભટ્ટ નરસિંહ કહે છે, 'સ્થાયી આઠ જ છે એમ શા માટે માનવું? એનામાં જ સ્વાદાત્મકતા છે એમ જો કહેવામાં આવે તો એનો જવાબ એ છે કે એ બધાનો જે સ્વાદાત્મા તે કૂટસ્થ ને એક જ છે.' કવિ કર્ણપૂર ગોસ્વામી વધારે વિસ્તારથી ને સ્પષ્ટતાથી એ જ વાત રજૂ કરે છે. રજોગુણ ને તમોગુણથી અલિપ્ત એવા વિશુદ્ધ સત્ત્વગુણસંપન્ન ચિત્તનો આસ્વાદકંદ નામનો કોક અપૂર્વ ને વિશિષ્ટ ધર્મ છે એ જ સ્થાયી છે અને એ

હવે આપણા રસમીમાંસકોએ જે વિભાવ, અનુભાવ, ભાવ આદિ ગણાવ્યા છે તેનો આ દૃષ્ટિએ વિચાર કરવો જોઈએ

વિભાવ અને અનુભાવ વિષે કંઈ મુશ્કેલી પડે એમ નથી. વિભાવ બે પ્રકારના ગણાવ્યા છેઃ આલંબન ને ઉદ્દીપન આલંબન વિભાવ એટલે જેના પ્રત્યે નાયક નાયિકા આદિ ભાવ અનુભાવે તે વ્યક્તિ, ભાવ માટેનું પાત્ર-આશ્રયસ્થાન. દાખલા તરીકે શકુન્તલા દુષ્યન્ત માટે અને દુષ્યન્ત શકુન્તલા માટેનો આલંબન વિભાવ ગણાય ઉદ્દીપન વિભાવ એટલે જેને લીધે, જેના દર્શન શ્રવણ આદિથી અંતરમાં જાગેલા ભાવ ઉદ્દીપ્ત થાય તે બાહ્ય કારણો દાખલા તરીકે શકુન્તલા માટેની દુષ્યન્તની રતિ ચન્દ્રદર્શનથી અથવા તો કોકિલના ગાનના શ્રવણથી વધારે પ્રદીપ્ત થાય છે, એમ કવિએ દર્શાવ્યું હોય ત્યાં ચન્દ્ર તથા કોકિલ ઉદ્દીપન વિભાવ બને છે વિભાવ એટલે કારણ. કારણ, નિમિત્ત, હેતુ એ એના પર્યાયો છે એમ ભરતે કહ્યું છે પરંતુ કારણ હોય ત્યાં કાર્ય થવું જ જોઈએ એવો સામાન્ય નિયમ આમાં લાગુ પાડી શકાય નહિ ઘડાનું માટી ઉપાદાનકારણ અને કુંભાર નિમિત્તકારણ છે, એવા અર્થમાં વિભાવ ભાવનું કારણ બની શકતું નથી માટી એ તો ઘડાનું મૂળતત્ત્વ જ છે ઘડો એ માત્ર એનો આકૃતિવિશેષ છે કુંભાર ઘડાની તત્ત્વભૂત, એના કાચા માલ સમી માટીને વિશિષ્ટ આકાર આપનાર વ્યક્તિ છે માટી વગર ઘડો બની જ શકતો નથી, એટલું જ નહિ એ માટી મટી પણ નથી શકતો કુંભાર માટીને હાથમાં લઈ અમુક સાધન દ્વારા એને આકાર ન આપે ત્યાં સુધી એ ઘડો થઈ શકતો નથી પણ માટીના અભાવે ઘડો રહી શકતો નથી આ રીતે જોતાં વિભાવને ભાવનાના ઉપાદાન કે નિમિત્તકારણ

તંત્ર રચાય છે તેનુ નામ sentiment એવી વ્યાખ્યા મેક્ડૂગલે આપી છે. કોઈક વ્યક્તિ, વિચાર, પ્રસંગ કે આદર્શ પ્રત્યે આપણે સુખદ અથવા દુઃખદ લાગણીઓ ધરાવીએ છીએ. એની આસપાસ અનેક પ્રકારના ભાવો ઉત્પન્ન થાય છે. સમય જતાં એ વિષે વર્ણના ભાવો વધુ ઘટ ને સુસંગત થઈ દૃઢ થતા જાય છે. આ રીતે મકળાએલા ભાવો અન્યોન્ય સાથે જટિલ સ્વરૂપે વણાઈ જાય છે. ભાવોનો આ પ્રકારનો સુશ્લિષ્ટ વણાટ, એનુ વ્યવસ્થિત બંધારણ, એનુ નામ sentiment. Sentiment માટે આપણી ભાષામા કોઈ વિશિષ્ટ શબ્દ નથી પણ એ માટે ભાવના શબ્દનો પ્રયોગ કેટલીક વાર કરવામા આવે છે.

ભાવ અને ભાવના (emotion and sentiment) વચ્ચેનો ભેદ ધ્યાનમા રાખવા જેવો છે અમુક વિષયના સાન્નિધ્યમા (અથવા કોઈક વાર એની ગેરહાજરીમા પણ) ઉદ્દીપ્ત થયેલા વિચારને કારણે ઉત્પન્ન થતો માનસિક તેમ જ શારીરિક વિકાર એટલે ભાવ એનો અનુભવ તત્કાળ પૂરતો જ હોય છે. પરંતુ અમુક વિષય પ્રત્યેનુ આખા ચિત્તનુ વલણ તે ભાવના. એ ભાવ કરતા વધુ ચિરસ્થાયી હોય છે. લાગણી એ ક્ષણિક મનોવ્યાપાર છે તથા શરીરવ્યાપાર બને છે, પરંતુ ભાવના એ તો સમસ્ત મનના ઘડતરમા એક અગરૂપ છે. એ મનુષ્યના ચારિત્ર્યનો, એના સ્વભાવનો ઘટક અંશ બની જાય છે. ભાવ અને ભાવના વચ્ચેનો ફરક એ કોઈક બાળા દોરી કૂદે અને અનેક બાળા ભેગી મળીને ગરબો ગાતા ગોફ ગૂથે તેના જેવો છે. એક જ દોરડી વડે કોઈક બાળા કૂદતી હોય તેને ભાવ સાથે સરખાવી શકાય, અને અનેક બાળાઓ ભેગી મળી જુદા જુદા રંગવાળી અનેક દોરીઓ હાથમા લઈ ગરબો ગાતી જાય, ફરતી જાય અને તે સાથે એ વિભિન્ન રંગવાળી દોરીઓ, એકબીજા સાથે વણાતી જાય અને અંતે એ વણાએલી દોરીઓની એક સુશ્લિષ્ટ આકૃતિ બની રહે તેને ભાવના સાથે સરખાવી શકાય

રતિ, ભક્તિ, પ્રેમ એ ભાવ છે; દેશપ્રેમ કે દેશભક્તિ એ ભાવના છે. દેશ પ્રત્યેની આસક્તિ કે મમતાની સાથે બીજા અનેક ભાવો ગુથાઈ-વણાઈને દેશભક્તિની ભાવના સુશ્લિષ્ટ આકાર ધારણ કરે છે.

લાગણી, ભાવ, ભાવના આદિ વિષે પાશ્ચાત્ય માનસશાસ્ત્રીઓમાં પણ મતભેદ છે, પણ એ સાથે આપણે સંબંધ નથી. એ ભાવ, ભાવના વગેરે વચ્ચે જે મુખ્ય ભેદ છે તે જ જાણવો આપણે માટે બસ છે.

જ રસ છે આનંદ એનો ધર્મ હોઈ એનું હંમેશા 'ઐકરૂપ્ય' હોય છે, એમા વિવિધતા સભવતી નથી. રતિ આદિ ભાવો એ ઉપાધિઓ છે અને ઉપાધિભેદને લીધે જુદાપણું દેખાય છે. જે ભેદ છે તે ઉપાધિઓમા છે, રસના આનંદરૂપમા નહિ

ભરતે તેમ જ એની પછીના બધા કાવ્યમીમાંસકોએ મુખ્યત્વે સર્જકને નહિ, પણ ભોક્તાને જ દષ્ટિમા રાખીને બધી ચર્ચા કરી છે, અને તેમાયે સાહિત્યના અન્ય પ્રકારો કરતા નાટકને જ એમણે ખાસ લક્ષમા રાખ્યુ છે. લેખકે સર્જેલા પાત્રોના ભાવ આદિ નટોમા શી રીતે સક્રાંત થાય છે ને નટો જે અભિનય કરે છે તે પરથી સામાજિક રસાસ્વાદ શી રીતે કરી શકે છે, તેની ચર્ચા ખૂબ જ વિગતવારી અને બહુ જ ઝીણવટથી કરવામા આવી છે અલબત્ત, ભરતે લખ્યુ છે નાટયનુ શાસ્ત્ર, પરંતુ આપણુ આખુ રસશાસ્ત્ર એક રીતે જોતા એ નાટયશાસ્ત્રના આધારે જ રચાયુ છે. એટલે એમા નાટય સિવાયના ઇતર સાહિત્યપ્રકારો માટે અનાવશ્યક એવી ચર્ચા પણ સારા પ્રમાણમા થએલી જોવામા આવે છે. આને લીધે રસના પ્રકાર તથા ભાવોનુ વર્ગીકરણ ઘણીવાર જેટલી તર્કશુદ્ધ દષ્ટિએ થવુ જોઈએ તેવુ થએલુ દેખાતું નથી. જુદાજુદા રસોના પ્રકાર એક જ ધોરણે કરવામા નથી આવ્યા, એટલુ જ નહિ કેટલીકવાર એક જ રસના પ્રકાર જુદા જુદા ધોરણે કરેલા જોવામા આવે છે શૃગારના સંભોગ ને વિપ્રલભ એવા પ્રકાર અવસ્થાવાચક છે, તે ઉપરાત 'સમવકાર' નામના નાટય પ્રકારનુ વર્ણન કરતા ભરતે જુદા જ ધોરણે શૃગારના ત્રણ પ્રકાર બીજા પણ ગણાવ્યા છે ધર્મશૃગાર, અર્થશૃગાર ને કામશૃગાર. ભોજે વળી ચાર પ્રકારનો શૃગાર વર્ણવ્યો છે અને તેનો ચાર નાયકો સાથે સબંધ ઘટાવ્યો છે કરુણના પ્રકાર શાપ, મૃત્યુ આદિ કારણ અનુસાર પાડવામા આવ્યા છે. હાસ્યના પ્રકાર સ્મિત હસિત ઉપહસિત, વિહસિત આદિ એ રસના ભોક્તાઓની ચેષ્ટા અથવા તો એ રસના સ્થૂલ સૂક્ષ્મ પ્રમાણના આધારે કરવામા આવ્યા છે વીરના દાનવીર, ધર્મવીર યુદ્ધવીર એવા ભેદ દર્શાવ્યા છે આ ઉપરાત નાટકની દષ્ટિથી શૃગાર, હાસ્ય ને રૌદ્રના વાચિક, નેપથ્ય ને ક્રિયા એવા પ્રકારો પણ વર્ણવ્યા છે માતૃગુપ્તે બધા જ રસોના વાચિક રસ, નેપથ્ય રસ અને સ્વાભાવિક રસ એમ ભાગ પાડ્યા છે કોને રસ ગણવા ને કોને રસાભાસ ગણવા એનો નિર્ણય પણ શાસ્ત્રશુદ્ધ દષ્ટિથી નહી પણ સામાજિક નીતિભાવના અથવા તત્કાલીન કવિસમયને અવલ-. કરવામા આવ્યો હોય એમ લાગે છે પશુપક્ષીની રતિ એ રસ નહી, પણ રસાભાસમા પરિણમે એમ કહેવામા આવ્યુ છે તે માત્ર રતિ પૂરતું નથી, પણ

પણ બધા ભાવ પરત્વે સાચું છે એમ માનીએ તો એ નિયમના ઘણા અપવાદ કરવા પડે. પશુપક્ષીના ભાવ અત્યંત સ્થૂલ સ્વરૂપના હોય છે અને તેથી એ રસોદ્દીપક ન બની શકે એમ કદાચ કહી શકાય. પરંતુ માનવેતર પ્રાણીના ભાવ વિભાવાદિ કેટલીયે વાર રસનાં કારણ બને છે, એ વિષે સંદેહ નથી. પોતાના પાલકનું મૃત્યુ થયા પછી એક જ સ્થળે ભૂખ્યા તરસ્યા બેસી રહી પ્રાણત્યાગ કરનાર, સ્વામી પ્રત્યે અદ્‌ભુત ભક્તિ દાખવનાર શ્વાન વિષેનું કાવ્ય, જૅક લંડનની White Fang નામની શ્વાન વિષયક નવલકથા, શ્રી. ચૂનીલાલ મડિયાની વાર્તા–'કમાઉ દીકરો' એ સૌને, ઉપર્યુક્ત રસાભાસના નિયમ નિરપવાદ માન્ય રાખીએ તો, સાહિત્યના પ્રદેશમાંથી દેશવટો દેવો પડે.

આપણી ભાષામાં સ્વ. રમણભાઈ નીલકંઠ, સ્વ. રામનારાયણ પાઠક, પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, પ્રા. ડોલરરાય માંકડ, શ્રી. રામપ્રસાદ બક્ષી આદિના અપવાદો બાદ કરતાં, આ રસસિદ્ધાંતની સ્વતંત્ર દષ્ટિએ ચર્ચા બહુ જ ઓછી થયેલી જોવામાં આવે છે. મરાઠી તેમ જ બંગાળીમાં એવી ચર્ચા સારા પ્રમાણમાં થએલી છે ઉપરાંત કેટલાક અત્યન્ત વિદ્વાનોએ રસ અને અલંકાર વિષે ઊંડો અભ્યાસ કરીને, એમના અભ્યાસનાં ફળ સમા ગ્રંથો તથા લેખો અંગ્રેજીમાં પણ લખ્યા છે.

પ્રસ્તુત પુસ્તકના લેખકે લખ્યું છે કે આપણા પ્રાચીન આલંકારિકો "એમના સમયમાં આધુનિક માનસશાસ્ત્રસંમત પરીક્ષણ પદ્ધતિની મદદથી, માનવચિત્તની વિભિન્ન મનોવૃત્તિઓનું સૂક્ષ્મ પરિમાપ, એની ગતિ અને સ્વરૂપ નક્કી કરી શક્યા નહોતા. દુર્ગમ રસતત્ત્વની ગવેષણાના ક્ષુરધાર પંથે એમનું એકમાત્ર આલંબન હતું: આત્મસમીક્ષણશક્તિની તીક્ષ્ણતા. એના ઉપર જ બધો આધાર રાખીને એઓ આગળ વધ્યા હતા. એમની આ પ્રાચીન રીતિની સાથે આધુનિક માનસશાસ્ત્રની શોધો અને ગવેષણાપદ્ધતિનો સંયોગ સાધી શકાય, તો રસતત્ત્વની એક આધુનિક રૂચિસંગત ભૂમિકા રચવાનું શક્ય બની રહે."

આવા, માનસશાસ્ત્રની દષ્ટિએ, આપણા પ્રાચીન આલંકારિકોએ કરેલી રસમીમાંસાની સમીક્ષા કરવાના, કેટલાક પ્રયત્નો થયા છે. મરાઠીમાં પ્રા. દ. કે. કેળકર, પ્રા. ગ. શ્રી. જોગ, પ્રા. કૃ. પાં. કુલકર્ણી, ડૉ. વાટવે, ડૉ. રા. શં. વાળિંબે આદિએ આવા પ્રયત્ન કર્યા છે. બનારસ હિંદુ યુનિવર્સિટીના ડૉ. રાકેશ ગુપ્તાએ તો એ પર આખો ગ્રંથ અંગ્રેજીમાં લખીને તલસ્પર્શી મીમાંસા કરી છે આમ છતાં, આધુનિક માનસશાસ્ત્રના સંદર્ભમાં આપણા પ્રાચીન આલંકા-

ગ્રિકાએ રસ, ભાવ આદિની જે ચર્ચા કરી છે તેને મનોપકારક રીતે પચાવવી એ બહુ મુશ્કેલ લાગે છે sensation, perception, impulse, feeling, emotion, sentiment આદિ શબ્દો અમુક અર્થમા જ વપરાય છે એ બધાનો એકબીજાથી વ્યવચ્છેદ કરી શકાય એ રીતે એમની વ્યાખ્યા કરવામા આવી છે આપણે ત્યા રસશાસ્ત્રના ગ્રંથોના પણ સવેદન, સવિદ, વાસના, ચિદ્‌વૃત્તિ–આવેગ, ભાવ સ્થાયી ભાવ, સંચારી ભાવ, ભાવના, રસ, અને ગુજરાતી શબ્દ ઉમેરીએ તો લાગણી આદિ શબ્દો છે, પરતુ તે સર્વ શાસ્ત્રગ્રથોમા પણ, અમુક એક જ અર્થમા વપરાયા છે, એમ નથી. એટલે પાશ્ચાત્ય માનસશાસ્ત્રમા અમુક અર્થો બતાવવા માટે વપરાતા શબ્દનો પર્યાય સસ્કૃત કે ગુજરાતીમાથી શોધવો એ બહુ કઠિન બની જાય છે Feeling, emotion અને sentiment આ ત્રણ શબ્દો રસશાસ્ત્રના વિષયમા ઉપયોગમા લઈ શકાય એવા છે Feeling શબ્દ બહુ વિશાળ અને વ્યાપક અર્થમા વપરાય છે આપણે એને માટે લાગણી શબ્દનો પ્રયોગ કરી શકીએ કોઈ પણ પ્રકારના માનસિક અનુભવને દર્શાવવા માટે એ શબ્દ પ્રયોજી શકાય એમ ડૉ રાકેશ ગુપ્તા કહે છે અને ભાષામા આ રીતે એના પ્રયોગ થાય જ છે એમ એ પોતાના મતવ્યના સમર્થનમા જણાવે છે પ્રો જેમ્સ તો લાગણીમા સવેદન (sensation) અને વિચાર (thought)નો પણ સમાવેશ કરતા હોય એમ લાગે છે અગ્રેજીમા I feel thoughtની જેમ, ગુજરાતીમા 'મને એક વિચાર લાગે છે' એમ કહી ન શકાય એ સાચુ, પરતુ I feel that 'મને લાગે છે કે' એમ વાક્યરચના કરી, પછી એ વિચાર કયા પ્રકારનો છે તે દર્શાવવામા કોઈ પ્રકારનો વાધો આવતો નથી I feel that he is mad (મને લાગે છે કે એ ગાંડો છે) એવી વાક્યરચના અગ્રેજી તેમ જ ગુજરાતીમા કેવળ સ્વાભાવિક લાગે છે

Emotion એટલે 'ભાવ' એ માનસિક લાગણી ઉપરાત થતી શારીરિક વિક્રિયા પણ દર્શાવે છે. કોઈ પણ વસ્તુ, પ્રસગ કે વ્યક્તિને કારણે અંત ક્ષોભ થતા જે લાગણી ઉદ્દીપ્ત થાય છે તે, અને એ લાગણીને પરિણામે થતા શારીરિક ફેરફાર એ બનેનો એમા સમાવેશ થાય છે લાગણીમા કેવળ માનસિક અનુભવ હોય છે. ભાવમા એ મનોવ્યાપાર ઉપરાત શારીરિક પરિણામ પણ આવે છે ભાવ એટલે લાગણીની ઉત્તેજના એ રીતે એનો અનુભવ કરનારને એનું ભાન થાય છે ઉપરાત શરીરવિક્રિયા—એ રીતે એના જોનારને એનું ભાન થાય છે

અમુક પદાર્થને કેન્દ્રમા રાખીને તેની આસપાસ ભાવોનું જે વ્યવસ્થિત

તંત્ર રચાય છે તેનું નામ sentiment એવી વ્યાખ્યા મેકડૂગલે આપી છે. કોઈક વ્યક્તિ, વિચાર, પ્રસંગ કે આદર્શ પ્રત્યે આપણે સુખદ અથવા દુઃખદ લાગણીઓ ધગવીએ છીએ. એની આસપાસ અનેક પ્રકારના ભાવો ઉત્પન્ન થાય છે. સમય જતાં એ વિષે વણેલા ભાવો વધુ ઘટ ને સુસંગત થઈ દૃઢ થતા જાય છે. આ રીતે સંકળાએલા ભાવો અન્યોન્ય સાથે જટિલ સ્વરૂપે વણાઈ જાય છે. ભાવોનો આ પ્રકારનો સુશ્લિષ્ટ વણાટ, એનું વ્યવસ્થિત બંધારણ, એનું નામ sentiment. Sentiment માટે આપણી ભાષામાં કોઈ વિશિષ્ટ શબ્દ નથી પણ એ માટે ભાવના શબ્દનો પ્રયોગ કેટલીક વાર કરવામાં આવે છે.

ભાવ અને ભાવના (emotion and sentiment) વચ્ચેનો ભેદ ધ્યાનમાં રાખવા જેવો છે. અમુક વિષયના સાન્નિધ્યમાં (અથવા કોઈક વાર એની ગેરહાજરીમાં પણ) ઉદ્દીપ્ત થયેલા વિચારને કારણે ઉત્પન્ન થતો માનસિક તેમ જ શારીરિક વિકાર એટલે ભાવ એનો અનુભવ તત્કાળ પૂરતો જ હોય છે. પરંતુ અમુક વિષય પ્રત્યેનું આખા ચિત્તનું વલણ તે ભાવના. એ ભાવ કરતા વધુ ચિરસ્થાયી હોય છે. લાગણી એ ક્ષણિક મનોવ્યાપાર છે તથા શરીરવ્યાપાર બને છે, પરંતુ ભાવના એ તો સમસ્ત મનના ઘડતરમાં એક અગત્ય છે. એ મનુષ્યના ચારિત્ર્યનો, એના સ્વભાવનો ઘટક અંશ બની જાય છે. ભાવ અને ભાવના વચ્ચેનો ફરક એ કોઈક બાળા દોરી કૂદે અને અનેક બાળા ભેગી મળીને ગરબો ગાતાં ગોફ ગૂંથે તેના જેવો છે. એક જ દોરડી વડે કોઈક બાળા કૂદતી હોય તેને ભાવ સાથે સરખાવી શકાય, અને અનેક બાળાઓ ભેગી મળી જુદા જુદા રંગવાળી અનેક દોરીઓ હાથમાં લઈ ગરબો ગાતી જાય, ફરતી જાય અને તે સાથે એ વિભિન્ન રંગવાળી દોરીઓ, એકબીજા સાથે વણાતી જાય અને અંતે એ વણાએલી દોરીઓની એક સુશ્લિષ્ટ આકૃતિ બની રહે તેને ભાવના સાથે સરખાવી શકાય.

રતિ, ભક્તિ, પ્રેમ એ ભાવ છે; દેશપ્રેમ કે દેશભક્તિ એ ભાવના છે. દેશ પ્રત્યેની આસક્તિ કે મમતાની સાથે બીજા અનેક ભાવો ગુથાઈ-વણાઈને દેશભક્તિની ભાવના સુશ્લિષ્ટ આકાર ધારણ કરે છે.

લાગણી, ભાવ, ભાવના આદિ વિષે પાશ્ચાત્ય માનસશાસ્ત્રીઓમાં પણ મતભેદ છે, પણ એ સાથે આપણે સંબંધ નથી. એ ભાવ, ભાવના વગેરે વચ્ચે જે મુખ્ય ભેદ છે તે જ જાણવો આપણે માટે બસ છે.

હવે આપણા રસમીમાંસકોએ જે વિભાવ, અનુભાવ, ભાવ આદિ ગણાવ્યા છે તેનો આ દૃષ્ટિએ વિચાર કરવો જોઈએ.

વિભાવ અને અનુભાવ વિષે કંઈ મુશ્કેલી પડે એમ નથી. વિભાવ બે પ્રકારના ગણાવ્યા છે: આલંબન ને ઉદ્દીપન. આલંબન વિભાવ એટલે જેના પ્રત્યે નાયક નાયિકા આદિ ભાવ અનુભાવે તે વ્યક્તિ, ભાવ માટેનું પાત્ર-આશ્રયસ્થાન. દાખલા તરીકે શકુન્તલા દુષ્યન્ત માટે અને દુષ્યન્ત શકુન્તલા માટેના આલંબન વિભાવ ગણાય. ઉદ્દીપન વિભાવ એટલે જેને લીધે, જેનાં દર્શન શ્રવણ આદિથી અંતરમાં જાગેલા ભાવ ઉદ્દીપ્ત થાય તે બાહ્ય કારણો. દાખલા તરીકે શકુન્તલા માટેની દુષ્યન્તની રતિ ચન્દ્રદર્શનથી અથવા તો કોકિલના ગાનના શ્રવણથી વધારે પ્રદીપ્ત થાય છે, એમ કવિએ દર્શાવ્યું હોય ત્યા ચન્દ્ર તથા કોકિલ ઉદ્દીપન વિભાવ બને છે. વિભાવ એટલે કારણ. કારણ, નિમિત્ત, હેતુ એ એના પર્યાયો છે એમ ભરતે કહ્યું છે. પરંતુ કારણ હોય ત્યાં કાર્ય થવું જ જોઈએ એવો સામાન્ય નિયમ આમાં લાગુ પાડી શકાય નહિ. ઘડાનું માટી ઉપાદાનકારણ અને કુંભાર નિમિત્તકારણ છે, એવા અર્થમાં વિભાવ ભાવનું કારણ બની શકતુ નથી. માટી એ તો ઘડાનું મૂલતત્ત્વ જ છે. ઘડો એ માત્ર એનો આકૃતિવિશેષ છે. કુંભાર ઘડાની તત્ત્વભૂત, એનાં કચા માલ સમી માટીને વિશિષ્ટ આકાર આપનાર વ્યક્તિ છે. માટી વગર ઘડો બની જ શકતો નથી. એટલું જ નહિ એ માટી મટી પણ નથી શકતો. કુંભાર માટીને હાથમાં લઈ અમુક સાધન દ્વારા એને આકાર ન આપે ત્યાં સુધી એ ઘડો થઈ શકતો નથી. પણ માટીના અભાવે ઘડો રહી શકતો નથી. આ રીતે જોતાં, વિભાવને ભાવનાના ઉપાદાન કે નિમિત્તકારણ તરીકે ગણાવી શકાય નહિ. વિભાવના પૂર્વે જ ભાવ તો ઉત્પન્ન થએલો હોય છે, વિભાવ એને, અગ્નિપવન કરે તેમ, માત્ર પ્રજ્વલિત કરે છે. એને આપણે excitant cause અથવા stimulant કહી શકીએ એ ભાવને ઉત્પન્ન કરતું નથી, ફક્ત ઉત્પન્ન થએલા ભાવને વધુ ઉશ્કેરે છે. એટલું જ નહિ, જ્યાં ભાવસંચલન થયું જ ન હોય ત્યાં એ કંઈ પણ કરી શકતું નથી. ઉપરાંત, એકનો વિભાવ અન્યનો વિભાવ ન બની શકે. કોઈવાર એક જ વિભાવ બે જુદી જુદી વ્યક્તિના સંબંધમાં એકબીજાથી વિરુદ્ધ એવું પરિણામ પણ આણે. દાખલા તરીકે પંખો નાખવાથી ઠંડો પડેલો અગ્નિ દીપ્ત થાય, પણ તપેલો માણસ ઠંડો થાય. ચન્દ્રદર્શને નાયકનો નાયિકા પ્રતિનો પ્રણય વધુ સતેજ થાય, પણ એના મિત્ર વિદૂષકને કંઈ ન થાય. 'વિક્રમોર્વશીય'માં પુરુરવાને ચન્દ્ર જોઈને ઉર્વશી યાદ આવે છે; પણ એના

મિત્ર વિદૂષકને લાડુ યાદ આવે છે. પુરુરવા એને ટાણો મારતાં કહે છે, કે ખાઉધરાને હંમેશ ખાવાની વસ્તુ જ યાદ આવે. વિદૂષક જરા વધારે હોશિયાર હોત તો સામો જવાબ આપી શકતે કે સ્ત્રીભક્તને હંમેશાં સ્ત્રીના જ વિચાર આવે. આમ વિભાવ એ ભાવોદ્દીપનનું બાહ્ય કારણ છે, છતા એનું સાચું કારણ તો પાત્રના પોતાનામાં જ રહેલું છે. અને આથી કેટલીક વાર બાહ્ય કારણ ન હોવા છતાં, કેવળ સ્મૃતિ કે પુનઃ પ્રત્યય દ્વારા પણ ભાવનું ઉદ્દીપન થાય છે કેટલીક વાર આપણાં આલંકારિકોએ ન ગણાવેલા અને કવિએ પોતે ન વર્ણવેલા એવાં કેટલાક કારણો પણ ઉદ્દીપનવિભાવ બની શકે છે. મધુર કંઠથી ગવાએલી કવિતા વિશાળ સમુદાયની હાજરીમા સાંભળતી વેળા જેટલી સરસ લાગે છે, તેટલી એકલાં વાંચતી વેળા લાગતી નથી. મુશાયરા ને કવિસંમેલનોમા હાવભાવ ને છટાપૂર્વક વાંચવામા આવતા બહુ જ સામાન્ય કક્ષાના કાવ્યોને, એના કરતા ઘણાં ઉત્તમ પણ નીરસ રીતે વંચાતા કાવ્યો કરતા સભાજનો ઘણી વધારે દાદ આપે છે. પ્રસંગ અને વાતાવરણ પણ ઘણીવાર ઉદ્દીપક વિભાવ જેવા બની શકે છે. અમુક ફિલ્મમાં આવતા ગીતો મને એ ફિલ્મ જોતી વેળા બહુ રોચક લાગ્યા હતા. પાછળથી રેકોર્ડ પર એ જ ગીતો સાંભળવામાં આવ્યા ત્યારે મને એમા કંઈ દમ ન લાગ્યો. સામાજિકોનો પ્રતિભાવ (response) પણ, નાટક ભજવનાર અભિનેતા, પોતાના કાવ્ય વાચી સંભળાવનાર કવિ કે ભાષણ કરતા વક્તાને માટે ઉદ્દીપન વિભાવ જેવો બની શકે છે. શ્રોતાઓ તરફથી બરાબર દાદ મળે તો તો એઓ ખીલે છે શ્રોતાઓ કંઈ પણ દાદ આપ્યા વિના પરાણે સાભળવુ પડતુ હોય એવા ભાવથી બેસી રહે તો એ શિથિલ બની જાય છે

પાત્રો જે ભાવનો અનુભવ કરતા હોય છે તેનું ગ્રહણ સામાજિકો, એ ભાવની જે અસર એમના પર થઈ હોય છે, અથવા થઈ છે એમ એ અભિનય દ્વારા દર્શાવે છે તે પરથી કરી શકે છે અનુભાવ એટલે જે લક્ષણો કે ચિહ્નો દ્વારા ભાવની અભિવ્યક્તિ થાય છે તે શારીરિક હાવભાવ, ચેષ્ટા વગેરે. નાટકમા આ અનુભાવનુ ઘણું મહત્વ છે. પાત્રના મનમા શું ચાલી રહ્યુ છે તેની સમજણ એનાથી જ પડી શકે છે રોગ શો થયો છે તે વૈદ્ય એના ચિન્હો-symptoms પરથી પારખી શકે છે, તેમ આ અનુભાવ પણ એક રીતે મનોભાવના શારીરિક ચિન્હો છે. ભાવ એ પ્રત્યક્ષ રીતે ઇન્દ્રિયગમ્ય બનતો નથી, પણ એ સૂચક ચિન્હો વડે અનુમેય બને છે. મને ક્રોધ થયો છે એમ કોઈ કહે અને એ મોરો અવાજ ન કાઢે, એનું મોઢું ને આંખ લાલ ન થઈ જાય, એનો શ્વાસોચ્છ્વાસ જોરમાં ન ચાલવા માંડે, એ

આવું કંઈ જ ન કરે તો આપણે એને ક્રોધ થયો છે એમ કદાપિ ન માનીએ. એથી ઊલટું કોઈ મોટે અવાજે ઘાંટો પાડે, આંખો કાઢે, એના મુખ પર રતાશ તરી આવે ને છતાં કહે કે હું કંઈ ખીજવાયો નથી તો આપણે એ કબૂલ ન જ કરીએ.

આ અનુભાવની સાથે સાથે ભરતે વર્ણવેલા અને એની પછીના બધા આલંકારિકોએ માન્ય રાખેલા સાત્ત્વિક ભાવ યાદ કરવા જેવા છે. એ આઠ છે: સ્તંભ, સ્વેદ, રોમાંચ, સ્વરભંગ, વૈવર્ણ્ય, વેપથુ, અશ્રુ અને પ્રલય. આને અનુભાવ ન કહેતાં ભાવ શા માટે કહ્યા છે તે સમજવું મુશ્કેલ છે. ખરી રીતે જોતા એ આઠમાનો એક પણ ભાવ નથી, પણ ભાવને કારણે ઉત્પન્ન થતી શારીરિક વિક્રિયા છે. આનો ખુલાસો એમ કરવામાં આવ્યો છે કે બીજા બધા અનુભાવો તે તે ભાવનો ખરેખર અનુભવ કર્યા વગર પણ નટ દાખવી શકે. પરંતુ આ સાત્ત્વિક ભાવ માટે તો એને પાત્રગત ભાવ સાથે તલ્લીન થવું જ પડે. દાખલા તરીકે નટના મનમાં શોકનો ભાવ જાગૃત ન થાય તો એને આંસુ આવી ન શકે, શોકનાં ઇતર ચિહ્નો એ મનથી ખરેખર દુઃખી થયા વિના દર્શાવી શકે. ભરતે સત્ત્વ એ મનોવિકાર છે, અને તે મનની સમાહિત સ્થિતિમાંથી અર્થાત્ નટના મનની પાત્રગત ભાવની સાથે તદાકાર સ્થિતિ થાય ત્યારે ઉત્પન્ન થાય છે એમ કહ્યું છે તે આટલા માટે જ. બધા અનુભાવ નટ ધારે ત્યારે દર્શાવી શકે છે. એ એને અધીન છે. પણ સાત્ત્વિક ભાવ પાત્રગત ભાવ સાથે તન્મયતા સધાતાં આપોઆપ પ્રગટ થાય છે. અર્થાત્ બીજા અનુભાવ Voluntary reactions (નટને અધીન) છે. સાત્ત્વિક ભાવ unvoluntary reactions (નટને અધીન રહીને પણ સ્વયમેવ ઉત્પન્ન થનારા) છે સ્વરભંગ, વેપથુ અને અશ્રુ પણ કુશળ નટનટી પૂર્ણ રીતે પાત્રગત ભાવ સાથે તન્મય થયા વિના દર્શાવી શકે છે, અને બીજી રીતે જોતાં બીજા અનુભાવો માટે પણ નટને પાત્રગત ભાવને કંઈક અંશે પોતાનો બનાવવો પડે છે. એમ છતાં, ઉપર્યુક્ત ખુલાસાને સાચો માનીએ તોપણ, એ પ્રશ્ન તો બાકી રહે જ છે કે એ આઠને બીજા અનુભાવોથી જુદા દર્શાવવા હતા તો સાત્ત્વિક અનુભાવ કહેવા હતા, પણ એને ભાવ તરીકે શા માટે ગણાવ્યા છે?

ભરતે આઠ સ્થાયી ભાવો ને તેતરીસ વ્યભિચારી અથવા સંચારી ભાવો ગણાવ્યા છે. એ રતિ, શોક, હાસ આદિ આઠે સ્થાયી ભાવોને emotion તરીકે ...માં વાંધો નથી. પણ જે તેતરીસ વ્યભિચારી ભાવો એણે ગણાવ્યા છે ...કોઈ એક વર્ગમાં મૂકી શકાય એમ નથી. એમાં ગ્લાનિ, મદ, દૈન્ય, વિવાદ,

તર્ક, મતિ, વ્યાધિ, અપસ્માર, ઉન્માદ, મરણ, શંકા, ત્રાસ, ગર્વ, વ્રીડા, અસૂયા, સ્મૃતિ, નિર્વેદ, ચિંતા, આદિમા કેટલાક શંકા, ત્રાસ, વિષાદ, હર્ષ, નિર્વેદ, ચિંતા વ્રીડા જેના ભાવોને પ્રાથમિક તેમ જ સંમિશ્ર ભાવો છે, તો ચપલતા, આવેગ જેવા ભાવની તીવ્રતા દર્શાવનાર impulses–આવેગો પણ છે. માનસિક જ્ઞાનાવસ્થાનાં સૂચક મતિ, તર્ક અને સ્મૃતિને તેમ જ શારીરિક અવસ્થાના સૂચક શ્રમ, આલસ્ય, જડતા, નિદ્રા, ઉન્માદ, મરણ, વ્યાધિ આદિને પણ વ્યભિચારી ભાવોમાં સ્થાન આપવામાં આવ્યું છે.

પરંતુ આમાં આશ્ચર્ય પામવા જેવું નથી. રસશાસ્ત્ર એ કંઈ માનસશાસ્ત્રનો ગ્રંથ નથી. માનસશાસ્ત્રના ધોરણે બધાનું વર્ગીકરણ થઈ શકે એવું જ એમા આવવું જોઈએ એવો નિયમ કરી શકાય નહિ. ભરતે ભાવની અંદર રસનિષ્પત્તિ અને રસાસ્વાદના ગ્રહણ માટેની બધી જ સામગ્રી સમાવી દીધી છે. જે કોઈ પણ રસની નિષ્પત્તિમાં કે રસના નિવેદનમા ઉપકારક થઈ શકે, એવી બધી જ વસ્તુઓ, માનસિક ભાવો, શારીરિક વિકારો, મનોધર્મો આદિ સર્વનો એણે ભાવમા સમાવેશ કર્યો છે. માનસશાસ્ત્રની દૃષ્ટિએ એ સર્વનો જુદા જુદા વર્ગમાં સમાવેશ કરી શકાય, પરંતુ એવા કોઈ કારણે ભરતે કે ત્યાર પછીના આલંકારિકે એના જુદા વર્ગો પાડી જુદું નામકરણ કર્યું નથી.

પરંતુ આ સર્વના કલશસ્થાને વિરાજતો રસ એને ક્યાં ને કેમ ઘટાવવો એ બહુ કપરું છે. સ્થાયી ભાવ અને માત્ર સ્થાયી ભાવ જ રસ બની શકે છે. વિભાવ, અનુભાવ, વ્યભિચારી ભાવ આદિથી પરિપોષ પામેલા સ્થાયી તે જ રસ એમ પણ કહ્યું છે. એટલે પરિપૂર્ણ સ્થિતિએ પહોંચેલાં સ્થાયી તે જ રસ એમ જો માનીએ, તો રસનિષ્પત્તિ પાત્ર કે પાત્રની ભૂમિકા ભજવનાર નટમા થાય છે એમ માનવું પડે કારણ કે રતિ આદિ સ્થાયી ભાવનું સંચાલન પાત્રમાં કે નટમાં થાય છે, સામાજિકમા નહિ. કદાચ પાત્ર કે નટના ભાવના અનુમાનને કારણે, તત્સદૃશ ભાવ સામાજિકના ચિત્તમા પણ ઉત્પન્ન થાય છે એમ માનીએ તો પણ એ સ્થાયી ભાવ વિભાવ ને અનુભાવથી પરિપુષ્ટ તો નથી જ થતો. એટલે એ રસરૂપ પામી શકે નહીં. રસ એ કયો પદાર્થ છે એવો પ્રશ્ન કરી ભરતે જવાબ આપ્યો છેઃ આસ્વાદ્યત્વને કારણે–આસ્વાદ કરી શકાય છે માટે–એ રસ છે. રસ એ આસ્વાદ્ય હોય તો રસનો આસ્વાદ પાત્ર કે નટ કરતા નથી, એ આસ્વાદ તો સામાજિકો જ કરે છે અને પાત્ર કે નટનો સ્થાયી ભાવ તે જ હમેશાં સામાજિકનો સ્થાયી હોતો નથી. દાખલા તરીકે વિદૂષકની ચેષ્ટાઓ તથા ઉક્તિઓ વડે સામાજિકો હાસ્યનો અનુભવ કરે છે, ત્યારે એમનો સ્થાયી ભાવ

હાસ છે એમ કહી શકાય પણ વિદૂષકનો કે વિચિત્ર પરિસ્થિતિમાં આવી પડનાર ને એ રીતે સામાજિકના હાસ્યનું આલંબન બનનાર પાત્ર કે નટમાં હાસનો સ્થાયી ભાવ ઉત્પન્ન થતો નથી એ તો દૈન્ય, ભય, મૂર્ખતા આદિની ચેષ્ટા કરતો હોય છે એ જ પ્રમાણે રૌદ્ર કે વીર દાખવનારા પાત્રો ક્રોધ કે ઉત્સાહના સ્થાયી ભાવનું દર્શન કરાવતા હોય છે, ત્યારે સામાજિકોમાં પણ ક્રોધ ઉત્સાહનો જ સંચાર થાય છે એમ માનવું મુશ્કેલ લાગે છે સામાજિકોનું 'તન્મયીભવન' અમુક અંશે જરૂર થાય છે પણ તે પ્રત્યેક પાત્ર સાથે નહિ, લેખકની રચેલી સૃષ્ટિ સાથે, તેમ જ સ્વભાવ અને પરિસ્થિતિને કારણે પ્રધાનભાવ પામતા પાત્રો સાથે

બીજી રીતે જોતા, જે જે પાત્ર જે જે સ્થાયી ભાવ દર્શાવે તે તે ભાવનો અનુભવ સામાજિકોને થાય છે એમ માનીએ, તો સાધુ ને ખલ પાત્ર પરત્વે સામાજિકો જે ભિન્ન ભિન્ન પ્રકારનો પ્રતિભાવ દાખવે છે તે શક્ય ન બને સીતા પ્રત્યે રતિભાવ દાખવનાર રામ પ્રત્યે સદ્‌ભાવ ને સહાનુભૂતિની વૃત્તિ સામાજિકોને રહે છે, પરંતુ એવો જ ભાવ સીતા પ્રત્યે દાખવનાર રાવણ પ્રત્યે એમને તિરસ્કારનો ભાવ થાય છે એક પાત્રના સુખે સુખી ને એના દુખે દુખી થતા સામાજિકો, બીજા પાત્રના સુખમા તિરસ્કાર ને દુ:ખમા સંતોષ કે આનંદ માનતા હોય છે એટલે સામાજિકોના ચિત્તમા તે તે પાત્રના તે તે ભાવો અથવા તો તત્સદૃશ ભાવો પણ હમેશા ઉત્પન્ન થતા નથી અભિનવગુપ્તે સહૃદયને માટે 'તન્મયીભવન' તે તે પાત્ર સાથે અથવા તેના ભાવ સાથે તલ્લીન થઈ રહેવું તેને અસત આવશ્યક ગણાવ્યુ છે, પરંતુ સામાજિકો પાત્રાદિ સાથે અમુક અંશે તાદાત્મ્ય સાધે છે, અંશત 'આત્મસમર્પણ' કરે છે, છતાં સાચી રીતે જોતા એ ભાવનુ સંપૂર્ણ તાદાત્મ્ય હોતું નથી સામ્ય ઘણી વાર હોય જ ખરું, એ હમેશ હોય છ એમનામાં interest—રસ, પરિચિતો પ્રત્યે હોય છે એવા પ્રકારની મમતાબુદ્ધિ. એ પાત્રો માટે એમના વર્તનને કારણે સામાજિકોના મનમા રાગદ્વેષની ભાવના પણ બધાય છે અને એ એકવાર બંધાઈ ગયા પછી એમનો એ પાત્રો પ્રત્યેનો ભાવ રાગદ્વેષ દ્વારા વ્યક્ત પણ થાય છે કેટલી વાર પ્રિય પાત્ર રંગભૂમિ પર આવતા સામાજિકો ઉમળકાપૂર્વક તેને વધાવી લે છે અને અપ્રિય ખલ પાત્ર પ્રવેશ કરે છે, ત્યારે તેની સામે તિરસ્કારના અવાજો કરે છે આ સિવાય જિજ્ઞાસા, કુતૂહલનો કે ઉત્કંઠાનો ભાવ તો એમના મનમા સતત જાગૃત રહેતો જ હોય છે હવે શુ થશે, અમુક કાર્ય થશે કે નહિ તે વિષેની આતુર ભાવે એઓ પ્રતીક્ષા કરતા જ રહે છે આ બધા ભાવો ઉપરાંત કાવ્યશાસ્ત્રના

જ્ઞાતા રસિક સામાજિકોનાં મનમાં વિવેચનાત્મક બૌદ્ધિક વ્યાપાર પણ ચાલતો હોય છે. કવિની રચના કેવી છે, અભિનેતાઓનો અભિનય યોગ્ય છે કે નહિ આદિનો વિચાર પણ કૃતિના ઉપભોગની સાથે સાથે જ એમના મનમાં ચાલતો હોય છે. એટલે સહૃદય, વિવેકી સામાજિકો એક સાથે જ ભાવક ને વિવેચક બંને બનતા હોય છે. ડૉ. રાકેશ ગુપ્તાએ રસાસ્વાદ સમયે અનુભવાતી છ પ્રકારની લાગણીઓ ગણાવી છે; Sympathetic feelings (સહભાવની લાગણીઓ). Antipathetic feelings (વિરોધ ભાવની લાગણીઓ), Recollectional or Reminiscential feelings (પુનઃ પ્રત્યયાત્મક અથવા સંસ્મરણાત્મક લાગણીઓ). feelings pertaining to curiosity (કુતૂહલ કે જિજ્ઞાસા સાથે જોડાએલી લાગણીઓ), Reflectional feelings (ચિંતનાત્મક લાગણીઓ) અને critical feelings (વિવેચનાત્મક લાગણીઓ).

સ્થાયી ભાવ અને રસ એક જ છે કે ભિન્ન? એ એક જ હોય એમ ઘણાખરા આલંકારિકો ને અર્વાચીન પંડિતો પણ માનતા હોય એમ જણાય છે. પરિપોષ પામેલો સ્થાયી ભાવ એ જ રસ છે એ મંતવ્ય મોટા ભાગના પંડિતોનું છે, તો પછી સ્થાયી ભાવ રતિ અને એનો રસ તે શૃંગાર, સ્થાયી ભાવ ઉત્સાહ અને રસ તે વીર, સ્થાયી ભાવ હાસ અને એનો રસ તે હાસ્ય, સ્થાયી ભાવ શોક અને એનો રસ તે કરુણ, સ્થાયી ભાવ ક્રોધ અને એનો રસ તે રૌદ્ર, એમ સ્થાયી ભાવ અને એના જ પરિપુષ્ટ સ્વરૂપ રસનાં નામો જુદા જુદા શા માટે? સ્થાયી ભાવ સુષુપ્ત દશામાં અણખીલ્યા પડ્યા હોય છે તે વિભાવ, અનુભાવ, વ્યભિચાર ભાવ આદિના બળે પરિપોષ પામી પૂર્ણરૂપે ખીલે છે ત્યારે રસ કહેવાય છે. પરંતુ ગુલાબની અણખીલેલી કળી ખીલીને પ્રફુલ્લ થઈ ગુલાબનું ફૂલ બને છે ત્યારે તેનું નામ આપણે બદલી નાખતા નથી. અથવા તો સ્થાયી રસ બને છે તે દૂધમાંથી દહીં બને છે તેવો પરિણામી વિકાર નથી?

રસ એ આસ્વાદ્ય છે અને ભોક્તા,–પાત્ર, નટ કે લેખક નહિ, પણ ભોક્તા જ–એનું આસ્વાદન કરે છે એમ આપણે માનીએ, તો ભોક્તાના એ રસાનુભાવ ને પાત્ર અથવા નટના સ્થાયી ભાવના અનુભવમાં બહુ મહત્ત્વનો ફરક રહ્યો છે. કાવ્યગત પાત્રો કે નટોના ભાવ હમેશા ક્રિયા દ્વારા વ્યક્ત થાય છે, વિભાવ અને અનુભાવથી એ પુષ્ટ પામે છે એટલું જ નહીં, એ રીતે જ એનું પ્રહણ થઈ શકે છે. એ બધા ભાવો ઇન્દ્રિયભોગ્ય છે, અમુક વિષય કે વિશિષ્ટ વ્યક્તિને અનુલક્ષીને જ થયેલા હોય છે. ભાવની સંતૃપ્તિ consummation

હાસ છે એમ કહી નકાય પણ વિદૂષકનો કે વિચિત્ર પરિસ્થિતિમાં આવી પડનાર ને એ રીતે સામાજિકના હાસ્યનું આલબન બનનાર પાત્ર કે નટમાં હાસનો સ્થાયી ભાવ ઉત્પન્ન થતો નથી એ તો દૈન્ય, ભય, મૂઢતા આદિની ચેષ્ટા કરતો હોય છે એ જ પ્રમાણે રૌદ્ર કે વીર દાખવનારા પાત્રો ક્રોધ કે ઉત્સાહના સ્થાયી ભાવનું દર્શન કરાવતા હોય છે, ત્યારે સામાજિકોમાં પણ ક્રોધ ઉત્સાહનો જ સંચાર થાય છે એમ માનવુ મુશ્કેલ લાગે છે સામાજિકોનું 'તન્મયીભવન' અમુક અંશે જરૂર થાય છે પણ તે પ્રત્યેક પાત્ર સાથે નહિ લેખકની સ્ટેની સૃષ્ટિ સાથે, તેમ જ સ્વભાવ અને પરિસ્થિતિને કારણે પ્રધાનભાવ પામતા પાત્રો સાથે

બીજી રીતે જોતા, જે જે પાત્ર જે જે સ્થાયી ભાવ દર્શાવે તે તે ભાવનો અનુભવ સામાજિકોને થાય છે એમ માનીએ, તો સાધુ ને ખલ પાત્ર પ્રત્યે સામાજિકો જે ભિન્ન ભિન્ન પ્રકારનો પ્રતિભાવ દાખવે છે તે શક્ય ન બને સીતા પ્રત્યે રતિભાવ દાખવનાર રામ પ્રત્યે સદ્‌ભાવ ને સહાનુભૂતિની વૃત્તિ સામાજિકોને રહે છે, પરતુ એવો જ ભાવ સીતા પ્રત્યે દાખવનાર રાવણ પ્રત્યે એમને તિરસ્કારનો ભાવ થાય છે એક પાત્રના સુખે સુખી ને એના દુખે દુખી થતા સામાજિકો, બીજા પાત્રના સુખમા તિરસ્કાર ને દુ:ખમાં સંતોષ કે આનદ માનતા હોય છે એટલે સામાજિકોના ચિત્તમા તે તે પાત્રના તે તે ભાવો અથવા તો તત્સદૃશ ભાવો પણ હમેશા ઉત્પન્ન થતા નથી અભિનવગુપ્તે સહૃદયને માટે 'તન્મયીભવન' તે તે પાત્ર સાથે અથવા તેના ભાવ સાથે તલ્લીન થઈ રહેવું તેને અલબત્ત આવશ્યક ગણ્યુ છે, પરતુ સામાજિકો પાત્રાદિ સાથે અમુક અંશે તાદાત્મ્ય સાધે છે, અંશત 'આત્મસમર્પણ' કરે છે, છતા સાચી રીતે જોતા એ ભાવનુ સપૂર્ણ તાદાત્મ્ય હોતું નથી સામ્ય ઘણી વાર હોય છે ખરુ, એ હમેશ હોય છે એમનામા interest—રસ, પરિચિતો પ્રત્યે હોય છે એવા પ્રકારની મમતાબુદ્ધિ. એ પાત્રો માટે એમના વર્તનને કારણે સામાજિકોના મનમા રાગદ્વેષની ભાવના પણ બધાય છે અને એ એકવાર બધાઈ ગયા પછી એમનો એ પાત્રો પ્રત્યેનો ભાવ રાગદ્વેષ દ્વારા વ્યક્ત પણ થાય છે કેટલી વાર પ્રિય પાત્ર રગભૂમિ પર આવતા સામાજિકો ઉમળકાપૂર્વક તેને વધાવી લે છે અને અપ્રિય ખલ પાત્ર પ્રવેશ કરે છે, ત્યારે તેની સામે તિરસ્કારના અવાજો કરે છે આ સિવાય જિજ્ઞાસા, કુતૂહલનો કે ઉત્કંઠાનો ભાવ તો એમના મનમા સતત જાગ્રત રહેતો જ હોય છે હવે શુ થશે, અમુક કાર્ય થશે કે નહિ તે વિષેની આતુર ભાવે એઓ પ્રતીક્ષા કરતા જ રહે છે આ બધા ભાવો ઉપરાંત કાવ્યશાસ્ત્રના

જ્ઞાતા રસિક સામાજિકોનાં મનમાં વિવેચનાત્મક બૌદ્ધિક વ્યાપાર પણ ચાલતો હોય છે. કવિની રચના કેવી છે, અભિનેતાઓનો અભિનય યોગ્ય છે કે નહિ આદિનો વિચાર પણ કૃતિના ઉપભોગની સાથે સાથે જ એમના મનમાં ચાલતો હોય છે. એટલે સહૃદય, વિવેકી સામાજિકો એક સાથે જ ભાવક ને વિવેચક બંને બનતા હોય છે. ડૉ. રાકેશ ગુપ્તાએ રસાસ્વાદ સમયે અનુભવાતી છ પ્રકારની લાગણીઓ ગણાવી છે; Sympathetic feelings (સહભાવની લાગણીઓ). Antipathetic feelings (વિરોધ ભાવની લાગણીઓ), Recollectional or Reminiscential feelings (પુનઃ પ્રત્યયાત્મક અથવા સસ્મરણાત્મક લાગણીઓ ). feelings pertaining to curiosity (કુતૂહલ કે જિજ્ઞાસા સાથે જોડાએલી લાગણીઓ), Reflectional feelings (ચિંતનાત્મક લાગણીઓ) અને critical feelings (વિવેચનાત્મક લાગણીઓ).

સ્થાયી ભાવ અને રસ એક જ છે કે ભિન્ન? એ એક જ હોય એમ ઘણાખરા આલંકારિકો ને અર્વાચીન પંડિતો પણ માનતા હોય એમ જણાય છે. પરિપોષ પામેલો સ્થાયી ભાવ એ જ રસ છે એ મંતવ્ય મોટા ભાગના પંડિતોનું છે, તો પછી સ્થાયી ભાવ રતિ અને એનો રસ તે શૃંગાર, સ્થાયી ભાવ ઉત્સાહ અને રસ તે વીર, સ્થાયી ભાવ હાસ અને એનો રસ તે હાસ્ય, સ્થાયી ભાવ શોક અને એનો રસ તે કરુણ, સ્થાયી ભાવ ક્રોધ અને એનો રસ તે રૌદ્ર, એમ સ્થાયી ભાવ અને એના જ પરિપુષ્ટ સ્વરૂપ રસનાં નામો જુદા જુદા શા માટે? સ્થાયી ભાવ સુષુપ્ત દશામા અણખીલ્યા પડ્યા હોય છે તે વિભાવ, અનુભાવ, વ્યભિચાર ભાવ આદિના બળે પરિપોષ પામી પૂર્ણરૂપે ખીલે છે ત્યારે રસ કહેવાય છે. પરંતુ ગુલાબની અણખીલેલી કળી ખીલીને પ્રફુલ્લ થઈ ગુલાબનું ફૂલ બને છે ત્યારે તેનું નામ આપણે બદલી નાખતા નથી. અથવા તો સ્થાયી રસ બને છે તે દૂધમાંથી દહીં બને છે તેવો પરિણામી વિકાર નથી?

રસ એ આસ્વાદ્ય છે અને ભોક્તા,-પાત્ર, નટ કે લેખક નહિ, પણ ભોક્તા જ-એનું આસ્વાદન કરે છે એમ આપણે માનીએ, તો ભોક્તાના એ સ્થાનુ ભાવ ને પાત્ર અથવા નટના સ્થાયી ભાવના અનુભવમા બહુ મહત્ત્વનો ફરક રહ્યો છે. કાવ્યગત પાત્રો કે નટોના ભાવ હંમેશા ક્રિયા દ્વારા વ્યક્ત થાય છે, વિભાવ અને અનુભાવથી એ પુષ્ટ પામે છે એટલું જ નહીં, એ રીતે જ એનું અસ્તિત્વ થઈ શકે છે. એ બધા ભાવો ઇન્દ્રિયભોગ્ય છે, અમુક વિષય કે વિશિષ્ટ વ્યક્તિને અનુલક્ષીને જ થયેલા હોય છે. ભાવની સંતૃપ્તિ consummation

એ એનુ ઉદ્દિષ્ટ હોય છે. રસાનુભવ કરનાર સામાજિકને પક્ષે આવું કશું હોતું નથી. રતિનો અનુભવ કરનાર દુષ્યન્ત શકુન્તલા પ્રત્યે પોતાનો પ્રેમ ઉક્તિ, ઇંગિત, ચેષ્ટા આદિ દ્વારા વ્યક્ત કરવા મથે છે અને શકુન્તલાને પ્રાપ્ત કરીને સંતોષ અનુભવે છે. પરંતુ શૃંગારના રસાનંદની અનુભૂતિ કરનાર પ્રેક્ષકોને જે ભાવ થાય છે તે ઇન્દ્રિયભોગ્ય નહિ, પણ કલ્પનાભોગ્ય હોય છે, એને ભાવ પ્રદર્શન માટે ઉક્તિ, ઇંગિત, ચેષ્ટા આદિનો આધાર લેવો નથી પડતો. કદાચ એ ઉક્તિ દ્વારા ભાવપ્રદર્શન કરવા પ્રેરાય છે તો તે જુદા જ પ્રકારનો ભાવ હોય છે. આલંકારિકોએ ગણાવેલા રસ સાથે એને સંબંધ હોતો નથી. એને કાવ્યાનંદની અનુભૂતિ સિવાય બીજો કોઈ ઉદ્દેશ હોતો નથી. પાત્ર કે નટ ભાવસંચાલન થતા અમુક અનુભાવો દ્વારા એને પ્રકટ કરે છે, અમુક વિષય કે વ્યક્તિને લક્ષ્ય બનાવી અમુક ઉદ્દેશની સિદ્ધિ અર્થે એ સતત પ્રવૃત્તિ કરે છે. આમ પ્રવૃત્તિ એ પાત્ર કે નટનો સ્વભાવધર્મ બને છે, પરંતુ સામાજિકો સકલ પ્રવૃત્તિ (અર્થાત શારીરિક પ્રવૃત્તિ) નો પરિત્યાગ કરી, નિવૃત્તિપર બની પર નિવૃત્તિ (પરમ આનંદ) માણે છે આમ, ભાવ (સ્થાયી કે સંચારી) અને રસ વચ્ચે મહત્વનો ને તાત્ત્વિક ભેદ રહેલો છે.

ઉપર કહ્યુ તેમ સ્થાયી ભાવ, વ્યભિચારી ભાવ, સાત્ત્વિક ભાવ, રસ, એ બધાનુ માનસશાસ્ત્રની દૃષ્ટિએ વર્ગીકરણ કરવાનુ સહેલું નથી. અને એવા પ્રયત્નો અનેક વિદ્વાનોએ કર્યા છે તેમની વચ્ચે ઐકમત્ય નથી. ડૉ. પી. એસ શાસ્ત્રી સાત્ત્વિક ભાવને sensations અને સ્થાયી ભાવને instinctive tendencies માનતા હોય એમ લાગે છે. ડૉ વાટવે વ્યભિચારી ભાવને emotions અને સ્થાયી ભાવને sentiment ગણાવે છે. પ્રો. જોગને સ્થાયી ભાવનુ instinct સાથે અને રસનુ emotions સાથે સામ્ય જણાય છે ડૉ. વાળિંબે સ્થાયી ભાવ અને રસ બંનેને emotions માને છે, અને વ્યભિચારીમા એ પ્રાથમિક, સાધિત, સમ્મિશ્ર ભાવો ઉપરાંત શારીરિક અવસ્થા અને જ્ઞાનાત્મક મનોવસ્થા પણ સમાએલા છે એમ જણાવે છે. હિંદી વિદ્વાન ગુલાબરાય માને છે કે સહૃદય સજ્જનોના મનમા રસની અનુભૂતિને માટે પ્રાકૃત તેમ જ નવીન સંસ્કાર રહેલા છે અને એ સંસ્કાર તે sentiment જેવા છે સહૃદય સજ્જનોના મનમા રહેતા હોય છે તે રસ નહિ, પણ રસના સ્થાયી ભાવના સંસ્કાર હોય છે માનસશાસ્ત્રની દૃષ્ટિએ રસશાસ્ત્રની તલસ્પર્શી ચર્ચા કરનાર ડૉ. રાકેશ ગુપ્તા સ્થાયી તેમ જ સંચારી ભાવમા ભેદ કરતા નથી. ~ કહે છે કે પ્રત્યેક emotion અર્થાત્ ભાવના ત્રણ ઘટક અંશો છે: એને

ઉદ્દીપ્ત કરનાર excitant cause, ભાવાનુભવ વખતનો મનોવિકાર psyschic or mental affection અને શારીરિક ફેરફાર સ્થાયી અને સંચારી ભાવમય મનોવિકાર દર્શાવે છે. વિભાવ ઉદ્દીપક કારણ છે અને અનુભાવ તે expressions of emotions ભાવની અભિવ્યક્તિ છે. આ ત્રણે મળીને emotion થાય છે અને તે જ રસ.

આમ, વિદ્વાનોમાં પણ આ વિષયમાં મોટો મતભેદ પ્રવર્તે છે. રસની પ્રક્રિયા બહુ સંકુલ છે. એને માત્ર વ.સના (instinct), ભાવ (emotion) કે ભાવના (sentiment) તરીકે ગણાવવાથી ઘણી વસ્તુઓના ખુલાસા મળતા નથી. રસાનુભવકાલે પ્રેક્ષકો જે મનોવ્યાપાર અનુભવતા હોય છે, તેમાં સામાન્યમા સામાન્ય sensation (સંવેદન) અને feeling (લાગણી) થી માંડી ધ્યાન, સંસ્મૃતિ, પુન:પ્રત્યય, તોલન, વિવેચન અને emotion (ભાવ) અને sentiment (ભાવના) સુધીના બધા વ્યાપારો આવી જાય છે. ઉત્સાહ, ગ્લાનિ, વિષાદ, શોક, હર્ષ આદિ સામાન્ય ભાવો ઉપરાંત પ્રિય પાત્રો પ્રત્યે સમભાવજન્ય પ્રેમની ભાવના (Love sentiment) તથા ખલ પાત્રો પ્રત્યે વિરોધભાવજન્ય વિદ્વેષની ભાવના (Hate sentiment) નો પણ અનુભવ થાય છે. વચ્ચે વચ્ચે ચિંતા, ઉદ્વેગ, ઔત્સુકય આદિ સંકુલ ભાવો પણ આવતા જાય છે, અને એ બધાને અંતે, આ સર્વનો મળીને આખી કૃતિને અંતે ઉદ્ભવતા આનંદનો એ ઉપભોગ કરે છે, અને આ ઉપભોગ તે જ રસાનુભવ. પરંતુ અહીં વિસ્તારથી આની ચર્ચા કરવાનો અવકાશ નથી. અહીં રસમીમાંસા સંબંધમાં કેટલાક વિચારણીય મુદ્દાઓ જ રજૂ કર્યા છે. એ ઉપરાંત રસાનુભવ ખરેખર આનંદાત્મક જ છે કે નહિ, રસસંક્રાંતિ માટે ભટ્ટ લોલ્લટ, શંકુક, ભટ્ટ નાયક તથા અભિનવગુપ્તે પ્રતિપાદિત કરેલા લૌકિક કરતાં કોઈ જુદા એવા કોઈ અલૌકિક વ્યાપાર ખરેખર પ્રવર્તે છે કે એ પણ માત્ર લૌકિક વ્યાપાર જ છે— ઇત્યાદિ પ્રશ્નો પણ રસસિદ્ધાંત સાથે જ સંકળાએલા હોઈ એની પણ તલસ્પર્શી મીમાંસા થવી ઘટે છે. પરંતુ એ માટે તો એક જુદા જ સ્વતંત્ર ગ્રંથની જરૂર છે.

★

કોઈક કદાચ સમજશે એમ કહીને અહીં આપ્યા છે.' હાસ્ય ઉપર લખાયેલા ત્રણસો ગ્રંથોની એણે યાદ આપી છે. અને એ બધા ગ્રંથકારો એકેકથી જુદા પડે છે. આ ઉપરથી જણાઈ આવશે કે હાસ્ય એ સામાન્ય વસ્તુ નથી, પણ બહુ જટિલ ને દુર્ગમ પ્રક્રિયા છે.

એ જ ગ્રંથકારે આ પુસ્તક રચ્યું તે વિષે પોતાના એક દિલસૂઝ મિત્રને વાત કરી, ત્યારે થોડી વાર ઉદાસ મુખમુદ્રા કરીને એ મિત્ર ગ્રંથકારના સામું જોઈ રહ્યો ને પછી બોલ્યો, 'જેનામાં જરા જેટલી પણ હાસ્યવૃત્તિ હોય તે હાસ્ય ઉપર લખવાની કદી હિંમત ન કરે.'

ત્યારે જ ખબર પડે છે. આપણે હસીએ છીએ, ત્યારે આપણને લાગે છે કે આપણે ફક્ત હસીએ જ છીએ. પણ વસ્તુતઃ એમ નથી. કેટલાક વિદ્વાનોને મતે આપણે હસીએ છીએ ત્યારે આપણી મોટાઈનો અનુભવ લઈએ છીએ, આપણી અહંવૃત્તિને સંતોષીએ છીએ, જેના સામું હસીએ છીએ તેને અંદરથી આપણે પોતે ન જાણીએ એમ કહેતા હોઈએ છીએ કે "મૂરખા ' તું એ જ લાગનો છે ! અક્કલ વગરના, પામર, બેવકૂફ બેપગા ! તારા જેવી મારી સ્થિતિ કદી ન થાય તું કેવો હલકો કે કેળાંની છાલ પરથી લપસી પડ્યો ! હું કેવો મોટો કે લપસ્યા વગર સ્થિર ઊભો છું !" બીજા વિદ્વાનોના અભિપ્રાય પ્રમાણે હસતી વેળા આપણે સામા મનુષ્યનો તિરસ્કાર કરીએ છીએ. આપણને ખબર હોય તેવાં બધાં વિશેષણોથી નવાજીને સામા માણસનો સાદી, સીધી ને સર્વમાન્ય રીતે તિરસ્કાર કરવાને બદલે આપણે તેને લજ્જિત ને અપમાનિત કરીએ છીએ. અથવા અન્ય પ્રાણીઓ દાંતથી કરડીને પ્રતિપક્ષીને મહાત કરે છે, તેમ દાંતથી કરડીને નહિ, પણ માત્ર દાંત દેખાડીને એનો પરાભવ કરીએ છીએ. બીજાઓ બંનેથી જુદો મત દર્શાવીને કહે છે કે આપણે હસીએ છીએ તેનું ઊંડું કારણ જુદું જ છે. કામવૃત્તિનું ઉદ્દીપન કરે એવી વસ્તુઓ આ જગતમાં એટલી બધી છે કે આપણે એ માટે સદા સજ્જ થઈને જ રહેવું પડે છે. શૃંગારને રસરાજ માન્યો છે તેમ એ વિદ્વાનો કામને સર્વ વૃત્તિઓના સમ્રાટપદે સ્થાપે છે. બીજી બધી વૃત્તિઓ ને ચેષ્ટાઓ એ સમ્રાટની ખિદમત કરવા માટે જ હોય છે. જે કાંઈ અનુભવાય છે, તે બધાનું મૂળ કામવૃત્તિમાં જ રહેલું એમને દેખાય છે. એમને મતે આપણે હસીએ છીએ ત્યારે કામવૃત્તિ સાથે સંબંધ હોય એ જાતની ભાવાનુકૂલ પરિસ્થિતિ માટે મન તૈયાર થઈ ગયું હોય છે: પણ કેટલીક વાર વરરાજાને તોરણેથી પાછા ફરવાનો પ્રસંગ આવે છે, તેમ આ મનરાજાને પણ મંડપ આગળથી પાછા આવવાનો પ્રસંગ આવે છે. સાજનમાજન સહિત તૈયાર થઈને નીકળી પડેલા એ મનરાજા એ કાર્ય માટે ભેગી કરેલી મનઃશકિત–સંવેદન –ક્ષોભને મુખ વાટે હાસ્ય કરીને રજા આપી દે છે.

જે. વાઈ. ટી. ગ્રીગ નામના એક ગ્રંથકારે 'Psychology of Laughter and Comedy" નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. તેમાં ગ્રંથને છેડે એણે એની પૂર્વે જેણે જેણે હાસ્ય પરત્વે કંઈ પણ લખ્યું હોય, તે સર્વ પ્લેટોથી મેક્સ ઈસ્ટમેન સુધીના ગ્રંથકારોના ગ્રંથમાંથી બહુ ટૂંકામાં ઉતારા આપી તેમના મત દર્શાવ્યા છે. એમાંના કેટલાક ગ્રંથકારો માટે એ એવી મતલબનું કહે છે કે 'આમાંના કેટલાકનું કહેવું હું પોતે સમજી શક્યો નથી. છતાં બીજા

કોઈક કદાચ સમજશે એમ કહીને અહીં આપ્યા છે.' હાસ્ય ઉપર લખાયેલા ત્રણસો ગ્રંથોની એણે યાદ આપી છે. અને એ બધા ગ્રંથકારો એકેકથી જુદા પડે છે. આ ઉપરથી જણાઈ આવશે કે હાસ્ય એ સામાન્ય વસ્તુ નથી, પણ બહુ જટિલ ને દુર્ગમ પ્રક્રિયા છે.

એ જ ગ્રંથકારે આ પુસ્તક રચ્યું તે વિષે પોતાના એક ફિલસૂફ મિત્રને વાત કરી, ત્યારે થોડી વાર ઉદાસ મુખમુદ્રા કરીને એ મિત્ર ગ્રંથકારના સામું જોઈ રહ્યો ને પછી બોલ્યો, 'જેનામાં જરા જેટલી પણ હાસ્યવૃત્તિ હોય તે હાસ્ય ઉપર લખવાની કદી હિંમત ન કરે.'

સમજદાર-બિનસમજદાર બધા જ મનુષ્યો શિક્ષણના વિષયમાં ચર્ચા કરવા લાગ્યા હતા, તે પર કટાક્ષ કરતાં એક અંગ્રેજ લેખકે કહ્યું છે, કે 'જેનામાં ભણવાની આવડત હતી, તેણે ભણવા જવા માંડયું; જેને ભણતાં આવડતું નહોતું તેમણે ભણાવવા માંડયું અને જેને ભણતાં તેમ જ ભણાવતાં આવડતું ન હોતું તેણે ભણવા અને ભણાવવા વિષે ચર્ચા કરવા માંડી.' આ જ રીતે કહી શકાય કે જેને હસતાં આવડે છે તે હાસ્યનો આનંદ માણે છે, જેને હસતાં આવડતું નથી તેઓ હસાવવાની મજા લે છે, પણ જેને હસતાં કે હસાવતાં એમાંથી એકે આવડતું નથી તેઓ હાસ્યની તાત્ત્વિક ચર્ચા કરવા બેસે છે. ઘણા હાસ્યનો રસાસ્વાદ માણે છે, કેટલાક હાસ્યનું નિર્માણ કરે છે, ત્યારે થોડાક-જે હસતા યે નથી ને હસાવતા યે નથી તે-હાસ્ય વિષે વિચાર કરવા માંડે છે.

હસવું તેમ જ હસાવવું એ બંને એટલી રસિક વસ્તુઓ છે કે હસવા વિષે વિચાર કરવામાં કાળક્ષેપ શા માટે કરવો જોઈએ તે સમજવું મુશ્કેલ લાગે એમ છે. પરંતુ બીજા પ્રાણીઓ સાથે ઘણી બાબતમાં સામ્ય ધરાવવા છતાં મનુષ્યમાં એક વિશિષ્ટતા છે. અન્ય પ્રાણીઓની પેઠે લાગણીઓનો અનુભવ કરી એ સંતોષ માનતો નથી. પણ એ લાગણીઓ વિષે વિચાર કરવા બેસે છે. આ મનુષ્યપ્રાણીની કુતૂહલવૃત્તિ બહુ અજબ છે. જે દેખાય, સંભળાય, અનુભવાય તે જોઈ, સાંભળી કે અનુભવીને એ બેસી રહેતો નથી. પણ આ શું દેખાયું ને કેમ દેખાયું ને કેવું દેખાયું, શું સંભળાયું, શી રીતે સંભળાયું, શા માટે સંભળાયું, આ શું અનુભવાયું-શી રીતે, શા વડે, શાને માટે અનુભવાયું એવા એવા કુતર્કો કર્યા વિના એને ચેન જ પડતું નથી. દરેક દરેક વસ્તુ માટે કેમ ને કેવી રીતે એવા પ્રશ્નો ઉભા કરીને, નાહક પોતે હેરાન થઈને બીજાને હેરાન કરવાની એને ટેવ પડી ગઈ છે. ઈશ્વરે એને ઉત્પન્ન કર્યો ને આ દુનિયામાં મોકલ્યો, ખાવા-

રડવા ને હસવા ખાતર મોકલી આપ્યો, પણ એ તો ખુદ એના બનાવનારને પણ પકડવા તૈયાર થયો છે ને એ ક્યા હશે, કેવો હશે, શુ કરતો હશે, હશે કે નહિ એવા અને પ્રશ્નો ઉભા કરી તેના ઊકેલમા નહોતી તેવી ગૂંચવણ ઊભી કરી તેમાં સપડાઈ ગયો છે.

આવી કુતૂહલવૃત્તિથી પ્રેરાઈને હાસ્ય એ શું છે, શેને લીધે એ ઉત્પન્ન થાય છે, મનુષ્યની કયી વૃત્તિનુ એ સૂચક છે એના પ્રયોજન તથા ઉદ્દેશ શાં શાં છે એ વિષે ગંભીરતાથી ઘણા વિદ્વાનોએ વિચાર કર્યો છે કહેવાની જરૂર નથી કે આ બાબતમા એ વિદ્વાનો વચ્ચે, રિવાજ મુજબ, ભારે મતભેદ છે. એ લાગણીનો વિષય છે કે બુદ્ધિનો એ વિષે પણ મતભેદ જોવામા આવે છે.

સુપ્રસિદ્ધ ફ્રેંચ તત્ત્વચિંતક બર્ગસોને મતે હાસ્યને લાગણી સાથે કશો સબંધ નથી. એ કેવળ બૌદ્ધિક વ્યાપાર છે. મનુષ્યના વર્તનમા જોવામા આવતી યાત્રિકતા કે જડતાને લીધે એ ઉત્પન્ન થાય છે શોક, ભય. ચિંતા, આશ્ચર્ય ઇત્યાદિ ભાવો ઉત્પન્ન થાય એવી પરિસ્થિતિ કે પ્રસગમા હાસ્યને અવકાશ રહેતો નથી. હાસ્ય લાગણી નથી, એટલુ જ નહિ, એ લાગણીઓનો નિરોધ કરે છે એનુ કાર્ય મુખ્યત્વે સામાજિક છે. સમાજમા રહીને કોઈ મનુષ્ય જો સમાજવિરોધી આચરણ કરે તો તેના કાર્યને ઉપહાસયોગ્ય બનાવી, તેને સજા કરીને સુધારવાનુ કાર્ય કરે છે.

પરંતુ મોટા ભાગના વિદ્વાનો આ સાથે સંમત થતા નથી. હાસ્ય એ લાગણીનો વિષય નથી, એ લાગણીઓ પર અંકુશ મૂકે છે, એ કેવળ બુદ્ધિનો વિષય છે એ સર્વાંશે સાચુ નથી. હાસ્ય એ જો બુદ્ધિનો વિષય હોત તો બધા જ મનુષ્યોમા એ વ્યાપક રૂપે જોવામા આવત નહિ. એ ઉપરાત એક માણસ હસે છે ત્યારે તેને જોઈને બીજાને હસવુ આવે છે, બીજાને હસતો દેખી ત્રીજો હસવા માડે છે, તેને જોઈને ચોથો ને ચોથાને જોઈને પાંચમો એમ હસવાનો ચેપ ઉત્તરોત્તર ફેલાતો જાય છે. મોટા ભાગના હસનારને તો ખબર નથી હોતી કે પોતે શા માટે હસતા હોય છે. જેમ કોઈક સ્થળે ટોળું ભેગું થયું હોય તો એમાંથી કેટલાક મનુષ્યો કઈ પણ બોલ્યા ચાલ્યા વિના એકદમ દોડવા મંડી પડે છે તે જ રીતે હસવાની બાબતમા પણ બને છે. એકાદ હસનારને આપણે પૂછી જોઈએ કે 'ભાઈ, તુ કેમ હસે છે?' તો એ કદાચ કહેશે કે 'પેલો હસતો'તો તે જોઈને મને હસવું આવ્યુ.' એ પેલાને જઈને પૂછીએ તો એ બીજા પેલાને બતાવીને કહેશે કે 'કારણબારણ તો હું નથી જાણતો, પણ પેલાને હસતો જોઈ હુ પણ હસ્યો.' બીજો પેલો ત્રીજા પેલાને ને ત્રીજો પેલો ચોથા

કોઈ નિયમ નથી આ આપણા રોજના ને એટલા સામાન્ય અનુભવની વાત છે કે એ વિસ્તારથી કહેવાની જરૂર નથી

અહિતાપણાના ભાનથી, આત્મગૌરવની લાગણી સંતોષાવાને લીધે હાસ્યની સ્ફુરણા થાય છે એ સાચુ છે પણ એ સાચુ હાસ્ય નથી હાસ્યને નિષ્પન્ન કરવા માટે અહંવૃત્તિને ઉત્તેજવાની કશી જ જરૂર નથી નાના બાળકો હસે છે, રમતા ગમતા કિલ્લોલ કરી ઊઠે છે, ત્યારે એના મનમા પોતાની મોટાઈનો કે અન્ય વ્યક્તિ કે પદાર્થના હલકાપણાનો જરા સરખો પણ ખ્યાલ હોય એ કેવળ અસંભવિત છે એ ઉપગત હાસ્યરસની કૃતિનુ વાચન કરતા કે કોઈ દૃશ્ય નિહાળતા માણસોને હસવુ આવે છે, ત્યારે "હું મોટો છુ—સામો માણસ તુચ્છ છે" એવો ખ્યાલ એમને નથી આવતો એટલુ જ નહી, પણ 'હુ' નુ ભાન પણ તે કાળ પુરતું એમનુ લુપ્ત થયેલુ હોય છે સર્વસામાન્ય ભાવ અનુભવ્યા વિના, પોતાની જાતનો વિચાર ક્ષણભર અળગો કર્યા સિવાય રસાનુભાવ થઈ શકતો જ નથી રસશાસ્ત્રમા જેને સાધારણીકરણ કહે છે તે જાતની ક્રિયા વિના કોઈ પણ રસની ઉત્પત્તિ થઈ શકતી નથી રસાનુભવ કરનાર સર્વે સામાજિકો એ ક્ષણે એકસરખા જ નહિ એકરૂપ બની ગયા હોય છે 'ત્યા હું, તુ, નાનુ-મોટુ' એવા કોઈ ભેદ પ્રવર્તતા નથી વ્યવહારમા જોઈશુ તો પણ જણાઈ આવશે કે હસીને માણસ કવચિત્ પોતાની મોટાઈ પ્રદર્શિત કરતો હશે, પણ મોટે ભાગે તો હસવુ એને હલકાઈનુ, મોટાપણાનું લક્ષણ લેખવામા આવતુ નથી દાંત દેખાડવા' એ સારા માણસનુ લક્ષણ ગણાતુ નથી પ્રતિષ્ઠિત ને ગૌરવશીલ પુરુષો હમેશ ગભીર રહે, મોટે ભાગે એ હસે નહિ અને હસવુ આવી જ જાય તો રૂમાલમા મો ઢાંકી ઊધરસ ખાતા હોય એમ એ હસી નાખે એ આપણે સૌ જાણીએ છીએ આત્માભિમાનને વ્યક્ત કરવાને હાસ્ય તો બહુ નિર્બળ સાધન છે—એ માટે તો બીજા ઘણા ઉત્તમ સાધનો સહેલાઈથી પ્રાપ્ત થઈ શકે છે

બધો ભેદ છે કે એકનો બીજાની સાથે સમવાયસંબંધ બાંધવો એ મુશ્કેલ છે. હાસ્ય ને કામવૃત્તિના આવિષ્કાર માટે તૈયાર થતાં શ્વાસનો અવરોધ થાય છે; ગલીપચીના જે વિશિષ્ટ સ્થાનો છે તેની કામોદ્દીપક પ્રદેશ તરીકે સહેલાઈથી ગણના થઈ શકે એમ છે; આપણા ઘણાખરા ટૂચકાઓ ને હાસ્યનાં સર્જનો અશ્લીલ ને કામવાસનામૂલક હોય છે: એ બધું ખરું, પરંતુ એ પરથી શૃંગાર ને હાસ્ય વચ્ચે સામ્ય રહેલું છે એટલું જ કહી શકાય; એથી વધારે નહિ. ઉપરાંત, પ્રાણીશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં બંનેના પ્રયોજન (biological purpose) એકબીજાથી તદ્દન ભિન્ન છે. તેમ જ કામવૃત્તિનું સ્વરૂપ એટલું ગંભીર છે કે હાસ્ય જેવી અગંભીર વૃત્તિ સાથે તેની એકવાક્યતા થઈ શકે જ નહીં.

આપણી સર્વ વૃત્તિઓમાં સૌથી બળવાન બે વૃત્તિઓ છે:—આત્મસંરક્ષણની વૃત્તિ ને વંશસંવર્ધનની વૃત્તિ. વ્યાકરણશાસ્ત્રમાં નામના જે બે મુખ્ય ભેદ છે: સંજ્ઞા અથવા વ્યક્તિ–વાચક નામ ને જાતિવાચક નામ, તેના જેવો ભેદ એમાં રહેલો છે. વ્યષ્ટિ ને સમષ્ટિ–વ્યક્તિ ને જાતિ: એ બંનેની સલામતી, પ્રગતિ ને ઉન્નતિને અર્થે આ બે વૃત્તિઓ કરે છે. હર્ષ, શોક, ભય, કામવાસના, ચિંતા, આત્મસમર્પણની ભાવના, આદિ જે જે વૃત્તિઓ માણસમા રહેલી છે તે સર્વનો સમાવેશ આ બે પ્રધાન વૃત્તિઓમાં થઈ શકે. પ્રથમ પ્રકારની વૃત્તિથી પ્રેરાઈને એ પોતાની જાતનું સંરક્ષણ કરે છે. બીજા પ્રકારની વૃત્તિથી પ્રેરાઈને પોતાની આખી જાતિનું સંવર્ધન કરે છે. ક્રિકેટની રમત સાથે માનવજીવનને સરખાવીએ તો પોતાની ટીમને ખાતર સૌ રમે છે. પણ 'બૅટસમૅન'નું પહેલું ધ્યાન નૉટ–આઉટ રહેવા તરફ હોય છે. આઉટ ન થવાય તે ખાતર એ બધી તરકીબ અજમાવે છે. જરા જામ્યા પછી એ રન કરીને પોતાની ટીમનો સ્કોર વધારવા યત્ન કરે છે. એમા એ આઉટ થવાનું જોખમ ખેડે છે પણ જોખમ ખેડીને પણ પોતાની ટીમને આગળ વધારવા એ મથે છે. આ જ પ્રમાણે માણસ પહેલાં તો જીવતો રહેવા માગે છે. 'જીવતો નર ભદ્રા પામશે' એ એનું મુખ્ય સૂત્ર બને છે એ પછી પોતે એકલો જીવતો રહે એટલાથી એને સંતોષ થતો નથી. એ પોતાની જાત, કુટુંબ, જ્ઞાતિ, પ્રજા, રાષ્ટ્ર અને આખી માનવજાત–જીવતી રહે ને આગળ વધતી રહે એ માટે એ પ્રવૃત્તિ આદરે છે. પ્રથમ પ્રકારની વૃત્તિનું પ્રાબલ્ય ઓછું હોત તો મનુષ્યને જીવવું ભારે પડત; બીજી વૃત્તિ પણ એટલી જ બળવાન ન હોત તો માનવજાતને આગળ વધવું મુશ્કેલ પડત.

આ બંને વૃત્તિઓ એકબીજાની પૂરક અને એકબીજાની વિરોધી પણ

છે. પ્રથમ વૃત્તિનો અતિરેક થતાં માણસ સ્વાર્થી, કંજુસ, પરપીડનમાં રાચનારો બને છે; બીજી વૃત્તિનો અતિરેક થતાં એ વધારે પડતો સાહસિક, શિકારી, આત્મપીડનમાં આનંદ માનનારો ને વધુ પડતી કામવાસનાવાળો બને છે.

આહાર, નિદ્રા, ભય આદિ ભર્તૃહરિએ ગણાવેલ માણસ ને પ્રાણી વચ્ચેના સામાન્ય ભાવો આ પ્રથમ વૃત્તિને પુષ્ટ કરે છે. કામવાસના, આત્મસમર્પણની ભાવના ઇત્યાદિ બીજી વૃત્તિને સહાયભૂત નિવડે છે. કામવૃત્તિ એ વંશસંવર્ધનની સહજ વૃત્તિના મુખ્ય પાયા સમી છે. એ જાતિ અવિચ્છિન્ન ચાલું રહે તે માટે અસંત જરૂરની છે. પરંતુ વ્યક્તિનો એ વિકાસ સાધતી નથી—વ્યક્તિનો એનાથી હ્રાસ થાય છે જુદા જુદા જંતુઓ—માનવજંતુ સહિતનો—અભ્યાસ કરનારને આના જોઈએ તેટલા પ્રમાણ મળી આવે છે.

હાસ્યની બક્ષીસ કુદરતે મનુષ્યને પ્રથમ પ્રકારની વૃત્તિને સબળ કરવાને અર્થે આપી છે. આમ હાસ્યવૃત્તિનું પ્રયોજન કામવૃત્તિ કરતાં જુદા જ પ્રકારનું છે. હાસ્ય જેમ શરીરને પ્રફુલ્લિત ને વિકસિત બનાવે છે, તેમ વ્યક્તિઓ પોતાનો પણ વિકાસ સાધે છે; કામવૃત્તિ એના હ્રાસ, કે સંકોચનું નિમિત્ત બને છે, ઉન્નત થાય ત્યારે યે એની પાસે આત્મસમર્પણ કરાવે છે. આ બે વચ્ચેનો આ મહત્ત્વનો ભેદ ધ્યાનમા રહે તો પછી એ બંને વચ્ચે કોઈ પ્રકારનો અભિનાભાવ સંબંધ સ્થાપવો કેટલો મુસ્કેલ છે તે તરત સમજાઈ જાય.

પ્રાણીમાત્રમાં સ્વભાવિક રીતે જ ક્રીડાવૃત્તિ—રમતગમત, ખેલન આદિ આનંદ પ્રાપ્ત કરવાની વૃત્તિ રહેલી છે. ખુદ ઇશ્વરમાં પણ એ વૃત્તિ રહેલી છે એમ આપણા પ્રાચીન ઋષિઓને લાગ્યુ છે, स एकाकी ना रमत। लोकव त्तु लीलाकैवल्यम्। એ ઉપનિષદ્વાક્ય ને બ્રહ્મસૂત્રના વાક્ય પરથી ઇશ્વરને પણ રમવાની—લીલા કરવાની ઇચ્છા થાય છે એમ લાગે છે. ઇશ્વરની આ લીલાવૃત્તિથી, એકલા એકલા ન ગમવાથી રમવા માટે અનેક રૂપે વિસ્તરવાની ઇચ્છાથી જગત આખાનું નિર્માણ થયું છે તો એ લીલાવૃત્તિના કારણે જ ઉત્પન્ન થયેલા આપણે સૌ : તેનામાં એ વૃત્તિ ન હોય તે કેમ બને? કેટલાક માનસશાસ્ત્રીઓને મતે ક્રીડાવૃત્તિ જેવી કોઈ સહજ વૃત્તિ નથી, એ તો આગંતુક ને કેળવેલી પ્રવૃત્તિ માત્ર છે. પણ જનાવરો ને નાનાં બાળકોની ક્રીડાવૃત્તિ જોતાં એમનું અનુમાન સાચું નથી એમ જણાઈ આવે છે. 'શાર્દૂલવિક્રીડિત' એ છંદનું નામ છે, તેમાં યે શાર્દૂલની ક્રીડાની વાત આવે છે. પતંગિયાથી શાર્દૂલો સુધીના માનવેતર પ્રાણીઓ ક્રીડા કરતાં હોય છે ને તે જ રીતે સંસ્કૃતિના એક પછી

સોપાનો સર કરીને આગળ વધેલો મનુષ્ય પણ, નિત્ય ને નૈમિત્તિક કર્તવ્યો પતાવી ક્રીડામાં પ્રવૃત્ત થયા વિના રહી શકતો નથી. એ સાચું છે કે ક્રીડાને પણ એણે વ્યવસ્થિત ને ધોરણસરની બનાવી છે. એમાંથી પણ પૈસા પ્રાપ્ત કરવાની તરકીબ એણે શોધી કાઢી છે ને સામાન્ય રીતે જોતા નિષ્કામ ને કેવળ આનંદદાયક પ્રવૃત્તિને પણ, એણે ગંભીર બનીને સકામ જાતજાતના કલહના નિમિત્તરૂપ બનાવી છે; એનામાં એ વૃત્તિ–સ્થાયી રૂપે–રહેલી છે એ નિઃસંશય છે. ક્રીડા ને હાસ્ય વચ્ચે અવિનાભાવ સંબંધ છે એમ ન કહી શકાય, કારણ કે રમત રમતા મનુષ્યો હમેશા હસતા નથી, ઘણીવાર બહુ ગંભીર થઈ જાય છે એવી શંકા થાય એ સ્વાભાવિક છે. પણ એ ગાભીર્ય હાસ્યનુ વિરોધી નથી. રમતમા મનને એકાગ્ર કરવુ પડતું હોવાથી રમનારાઓ ગંભીર થઈ જાય છે, એટલુ જ નહિ, કેટલીક વાર રમનારાઓ વચ્ચે તકરાર ને કલહ પણ થાય છે, પણ એ બધું આગતુક છે. રમવા માટેનો પ્રેરક હેતુ જુદો જ હોય છે. ખેલને માટે પ્રવૃત્ત થનારાની મનોદશા જેવી હોય છે તે જ પ્રકારની મનોદશા હાસ્યના આસ્વાદ માટે જરૂરી છે, રમતિયાળ વૃત્તિ થયા વિના, મન હળવુ થયા વગર હાસ્યનો સંભવ રહેતો નથી એ ઘડી બધી જજાળ ભૂલી જઈ ને નિશ્ચિત બની, કંઈક બિનજવાબદારી ને બેફિકરાઈની વૃત્તિ રાખ્યા સિવાય હાસ્યનું નિર્માણ કરવુ કે તેનો રસાસ્વાદ લેવો એ શક્ય નથી. કોઈક નાનુ બાળક પહેલા મો ઢાકી દઈ અથવા સંતાઈ જઈ ને પછી, એકાએક પાસે આવી પોતાનુ મો ખુલ્લું કરી નાખે છે, ત્યારે એ જો રમતના રંગમા હોય તો હસી પડે છે અથવા ચમકી ઊઠે છે. બહુ વખતે માતાના કે આપ્તજનનાં દર્શન થતા એ હસે છે. એ ગેલમા આવે છે ત્યારે હસે છે. આ ગેલ શબ્દ બહુ સૂચક છે. રમતિયાળ મનોદશાનુ જ એ સૂચન કરે છે. મનોવ્યાપાર ક્રીડાપ્રવૃત્તિને અનુકૂળ થયો હોય ત્યારે જ હાસ્યને માટે અવકાશ રહે છે, એ આપણા સૌના અનુભવની વાત છે.

ઉપર કહ્યું તેમ હાસ્યનુ પ્રયોજન વ્યક્તિને જીવનસંગ્રામમા હારી જતો અટકાવી તેને અડગ ને અણનમ રાખવા અર્થે છે. આ વૃત્તિથી પ્રેરાઈને મનુષ્ય જીવનનો અસહ્ય ભાર હલકો ને હળવો કરી શકે છે. ઘોર નિરાશા ને અસહ્ય આપત્તિને પ્રસંગે આ વૃત્તિ એની મદદે આવે છે. માણસમા હસવાની–હસી કાઢવાની–શક્તિ ન હોત તો એનાથી જીવી શકાત નહિ. કદાચ એ અપઘાત ન કરતે તો પણ ગાડો થયા વિના રહેત નહિ. એક વ્યવહારવિશારદ અમેરિકન લેખકે કુશળ વ્યાપારી થવા ઇચ્છનારાઓની હાસ્યવૃત્તિ ખિલવવાની સલાહ આપતા જણાવ્યું છે કે, "Appreciate the immennse value of

humour No man ever laughed himself mad, but millions have laughed themselves into sense and sanity"

આપણે કોઈક વસ્તુ કે વ્યક્તિ પ્રત્યે હસીએ અથવા બીજાઓને હસાવીએ એ તો બહુ સાધારણ બાબત છે હાસ્યનું પ્રયોજન ને એનું કાર્ય એથી ઘણું વિશાળ છે માનવજીવનમાં રહેલી અસંગતિ, તેમ જ ક્ષુદ્રતા જોઈને એ કેટલી હસવા યોગ્ય છે એમ ગણી કાઢી, વસ્તુને વધારે પડતું મહત્ત્વ આપી જીવનનો ભાર વધુ અસહ્ય ન બનાવીએ આપણે જેની પાછળ આટઆટલો સંતાપ કરીએ છીએ તેનું મૂલ્ય આ વિશ્વની વિરાટ યોજના આગળ એટલું તો ઓછું છે કે એને મહત્ત્વ આપવું તે હસવા સરખું છે એવો વિચાર કરી, વિષાદ ને વૈરાગ્યમાંથી બચી શકીએ એ એનું મુખ્ય પ્રયોજન છે હાસ્ય સાથે હમેશાં પ્રમાણબુદ્ધિ રહેલી હોય છે એક રીતે જોતાં એ જીવનનું દર્શન તેમ જ સમીક્ષા પણ છે જ્યાં જ્યાં હાસ્ય હોય છે ત્યાં ત્યાં કોઈ ને કોઈ રૂપે જીવનનું નિરીક્ષણ તેમ જ સમીક્ષણ રહેલાં હોય છે એક અંગ્રેજ લેખકે કહ્યું છે તેમ "The sense of humour is, in the last analysis, nothing but a sense of values"

વ્યક્તિની બાબતમાં હાસ્ય જેમ ઉત્તમ 'ટૉનિક'-સંજીવની ની ગરજ સારે છે તેમ સમાજસુધારણાનું પણ એ સબળ હથિયાર બની શકે છે ઉપદેશ અથવા શિખામણની અસર મનુષ્ય પર ભાગ્યે જ થાય છે સમાજના દંભ, અનીતિ, અનાચાર અન્યાય આદિને વિષય બનાવી કે એ જાતનું સમાજદ્રોહી આચરણ કરનાર કોઈ વ્યક્તિને પાત્ર બનાવી એનું ઉપહાસજનક આલેખન કરવામાં આવે છે, ત્યારે બધાનું ધ્યાન એ તરફ ખેંચાય છે ને એ અનિષ્ટોને દૂર કરવા કોઈક પ્રયત્નો પણ કરે છે હાસ્યનું આ સામાજિક કાર્ય બહુ મહત્ત્વનું છે અને તે હેતુથી જ બર્ગસોં જેવાને એ એનું મુખ્ય–કદાચ એકમાત્ર કહી શકાય એવું પ્રયોજન લાગ્યું છે હાસ્યને એણે સમાજદ્રોહીઓને શિક્ષા કરવાના સબળ ને મુખ્ય સાધન તરીકે ગણાવ્યું છે

હાસ્ય એ હાસ ને હસનાર બંનેની ગરજ સારે છે વ્યક્તિને નિરાશાની ઊંડી ગર્તામાં પડતાં એ ઉગારી લે છે એનો જીવનભાર મંદવેદન બનાવવામાં એ સહાયભૂત થાય છે દુનિયાની મુસ્કેલીઓમાંથી એનું રક્ષણ કરે છે આમ એ હસનારની ગરજ સારે છે તો સમાજની દૃષ્ટિએ એ સમાજવિરોધી આચરણ રાખનારાઓના દંભ ખુલ્લા પાડી તેમને એ ઉપહાસયોગ્ય બનાવે છે અને એ તે હસનારની ગરજ સારે છે એ ઘા રૂઝાવે છે ને ઘા પાડે પણ છે ઉશ્કેરાટોને શાંત કરવા માટે એના કરતાં મોટું બીજું કોઈ સાધન નથી વાદવિવાદને

કે અન્ય પ્રસંગે લોકોનાં મન ઉશ્કેરાઈ ગયાં હોય અને વાતાવરણ તંગ થઈ ગયું હોય, હજી શાંતિનો ભંગ થશે એમ લાગતું હોય, તે વેળા કોઈ હસવું આવે એવું બોલે, તો લગભગ લડવા તૈયાર થઈ ગએલા પક્ષકારો એકદમ, મોકળે મને હસી પડે છે ને તંગ વાતાવરણ હળવું થઈ જાય છે એવો અનુભવ સૌ કોઈને થયો હોય છે. આપણા જીવનમાં–વ્યક્તિના તેમ જ સમાજના જીવનમાં–જ્યારે આવા, વાતાવરણને તંગ કરી મૂકે એવા પ્રસંગો આવે છે, ત્યારે તેને દૂર કરવા માટે હાસ્યના કરતાં બીજું કોઈ મોટું હથિયાર નથી. આમ છતાં કોઈક વાર શાંત વાતાવરણને તંગ બનાવવાનું કાર્ય પણ એ કરે છે. 'હસવામાંથી ખસવું થાય,' 'રોગનું મૂળ ખાંસી ને લડાઈનું મૂળ હાંસી' એ લોકોક્તિ છેક ખોટી નથી. પણ મજાક, મશ્કરી, ઠઠ્ઠા એ હાસ્યની સાચી પ્રકૃતિ નથી, એની વિકૃતિ છે. ઉપહાસ એ પરિહાસ નથી.

સામાન્ય રીતે અમુક પ્રકારની વિચિત્રતામાંથી, કોઈ બે વસ્તુ વચ્ચે મેળ મળે એમ ન હોય તેવી અસંગત વસ્તુઓના આકસ્મિક ભેગા થઈ જવાથી હાસ્યની સ્ફુરણા થાય છે આ જાતની અસંગતિ વસ્તુની હોય, વાણીની હોય, પ્રસંગની હોય કે માનવસ્વભાવમાં રહેલા ગુણોની પણ હોય. એ અસંગતિ એવા પ્રકારની ન હોવી જોઈએ કે એનું પરિણામ ગંભીર નીપજે. એમ હોય તો ત્યાં હાસ્યને બદલે કરુણની ઉત્પત્તિ થાય. દાખલા તરીકે સામસામી દિશામાંથી વેગભર આવતા બે મનુષ્યો એકાએક ભટકાઈ પડે તો જોનારાઓને હસવું આવે. પણ એમાંથી એક માણસ કે બંને જમીન પર ગબડી પડે તો કેટલાક જોનારને હસવું આવશે ને કેટલાક 'વાગ્યું તો નથી?' એમ કહીને સહાનુભૂતિથી પ્રેરાઈને પડેલાઓની મદદે જશે. પણ એ પડી ગયા હોય તે જ વેળા એકાએક પાછળથી મોટર આવી લાગે ત્યારે હસવું કોઈને નહિ આવે. 'આ કચડાઈ મરશે કે શું' એવી ચિંતા વડે સૌ ગંભીર થઈ જશે. જેનું પરિણામ નજીવું અથવા કંઈ જ ન હોય એવી ક્ષુદ્ર અસંગતિ જ હાસ્યને જન્માવે છે.

હાસ્ય વિશે આટલો વિચાર કર્યા પછી હાસ્યરસ તરફ વળીએ. જ્યાં જ્યાં હાસ્ય ઉત્પન્ન થાય છે ત્યાં બધે જ હાસ્યરસ પણ રહેલો હોય છે એમ નથી. મોટે અવાજે ઘાંટા પાડી માણસો ક્રોધથી શબ્દોની આપલે કરતાં હોય છે ત્યાં હંમેશ વીરરસ જોવામાં આવતો નથી. પ્રિય જનના મૃત્યુથી કે બીજા કોઈ કારણસર કોઈ વિલાપ કરતું હોય છે ત્યારે એ કરુણરસનું સર્જન કરે છે એમ કોઈ કહેતું નથી. જાહેરમાં પ્રેમીઓ પ્રણયચેષ્ટા કરતાં હોય છે ત્યારે દ્રષ્ટાઓને શૃંગારરસનો અનુભવ થતો

નથી, પણ મોટે ભાગે જુગુપ્સા જ થાય છે. આ જ પ્રમાણે હસવાના સર્વ પ્રસંગે હાસ્યરસની પણ નિષ્પત્તિ થાય છે એમ નથી.

રસશાસ્ત્રમાં જેને સાધારણીકરણ કહે છે તે જાતની ક્રિયા વિના કોઈ પણ રસની નિષ્પત્તિ થઈ શકતી નથી. બધા જ મનુષ્યો આસ્વાદ લઈ શકે એ રીતે વસ્તુનું આલેખન થયું ન હોય ત્યાં રસભંગ થાય છે. જે ભાવ લેખકે, ભલે કલ્પના દ્વારા પણ, સાચી રીતે અનુભવ્યો ન હોય, અને તેનું આલેખન એણે એ જ જાતનો ભાવ, વાચક પણ અનુભવી શકે એવી સચોટ રીતે કર્યું ન હોય, તો તેવુ આલેખન કોઈ પણ પ્રકારનો રસ ઉત્પન્ન કરવામાં નિષ્ફળ નિવડે છે. સર્વ કલાકારને માટે આવશ્યક એવી તટસ્થતા, ચિત્તની પ્રસન્નતા ને ખાસ કરીને નિસર્ગસિદ્ધ પ્રતિભા એ જો લેખકમા ન હોય, તેમ જ કોઈ ક્ષુદ્ર હેતુની સાધનાને માટે એ પ્રવૃત્ત થયો હોય તો એની કૃતિ અધમ કક્ષાની બની જાય છે, અને એમા જણાતો રસ એ રસ નહિ, પણ રસાભાસ હોય છે. આ જ કારણથી બીજાને ઉતારી પાડવાના ઉદ્દેશથી કે પોતાની મોટાઈ બીજાને ભોગે સિદ્ધ કરવાના હેતુથી લખાયેલા કટાક્ષ લેખો કેટલીક વાર હાસ્ય પ્રેરે એવા હોય છે, છતાં તેમાંનો રસ એ શુદ્ધ હાસ્યરસ હોતો નથી; આથી જ આ પ્રકારનુ તિરસ્કારનું હાસ્ય જોઈ ને કેટલાક વિદ્વાનોએ હાસ્ય તરફ તિરસ્કાર દર્શાવ્યો છે. હાસ્યની પાછળ પોતાને મોટો ને બીજાને હલકો માનવાની વૃત્તિ રહેલી છે, એવો એક દેશી અભિપ્રાય કેટલાક ચિંતકોએ, આ પ્રકારના તિરસ્કાર પ્રેરિત હાસ્યને જોઈ ને જ બાંધ્યો છે. હાસ્યરસ હૃદયંગમ થવો જોઈએ, પણ એ કોઈના પણ હૃદયને દૂભવે એવો હોવો ન જોઈએ.

આ સિવાય પણ હાસ્યરસ માટે બીજાં કેટલાંક ભયસ્થાનો છે. બીજા રસો કરતા એને માટે ગ્રામ્યતા કે અશ્લીલતામાં સરી પડવાનો સંભવ વધારે રહે છે. બાલિશતા ને અર્થશૂન્ય શબ્દમેળ કે વાણીવિલાસ માટે એમાં વધારે અવકાશ રહે છે.

વાણીની શિષ્ટતા, વર્ણનની વિશિષ્ટતા ને કલ્પનાની અપૂર્વતા એ, બીજા સર્વ રસની પેઠે હાસ્યરસના નિર્માણ માટે પણ અનિવાર્ય ગણી શકાય એવા ગુણો છે.

જીવનમાં હાસ્યનું સ્થાન ઘણું મોટું છે, પણ આપણા પ્રાચીન અલંકારિકે એ રસશાસ્ત્રમાં એને ગૌણ સ્થાન આપ્યું છે. શૃંગાર, કરુણ ને વીરને એમણે મુખ્ય રસો તરીકે ગણાવ્યા છે. કેટલાકને મતે મૂળરસ માત્ર ચાર જ છેઃ

શૃંગાર, વીર, રૌદ્ર ને બીભત્સ, બાકીના બીજા ચાર એમાંથી નિષ્પન્ન થાય છે ભરત નાટ્યશાસ્ત્રમાં કહ્યું છે —

શૃંગારાદ્ધિ ભવેદ્ હાસ્યો રૌદ્રાચ્ચ કરુણો રસ ।
વીરાચ્ચૈવાદ્ભુતોત્પત્તિર્બીભત્સાચ્ચ ભયાનક ॥

શૃંગારમાંથી હાસ્ય, રૌદ્રમાંથી કરુણ, વીરમાંથી અદ્ભુત ને બીભત્સમાંથી ભયાનક એમ ઉત્પન્ન થાય છે આમ હાસ્યનો ભરતમુનિએ શૃંગારમાં સમાવેશ કર્યો છે હાસ્યને જેમ બીજા રસો સાથે સંબંધ છે, તેમ શૃંગારમાંથી જ એની ઉત્પત્તિ માનવી એ સયુક્તિક લાગતું નથી.

હાસ્યને કરુણનો વિરોધી માનવામાં આવ્યો છે પણ વસ્તુત હાસ્ય અને કરુણ એકબીજાની ઘણા નિકટ રહે છે એ બંને એકબીજાના વિરોધી નથી, પણ પૂરક છે. એક રીતે જોતાં વ્યવહારમાં બંનેનું પ્રયોજન પણ એમ જ છે ભવભૂતિએ કહ્યું છે કે, पूरोत्पीड तडागस्य परीवाह प्रतिक्रिया। शोकक्षोभे च हृदय प्रलापैरेव धार्यते ॥ તળાવ ઊભરાઈ જાય ત્યારે નીક બનાવી તેનું પાણી બહાર કાઢી નાખવું એ જ તેનો ઉપાય છે, તે જ રીતે શોકનો ભાર વધી જાય ત્યારે વિલાપ દ્વારા, આંસુ વાટે એ ભારને કાઢી નાખવાથી હૃદય હળવું બને છે ચિત્તના સંક્ષોભને બહાર કાઢી નાખવાનો આ જ એક માર્ગ નથી હાસ્ય એ બીજો માર્ગ છ રડીને અથવા હસીને મનના આવેગ કે સંક્ષોભને બહાર કાઢી હૃદયને હળવું કરી શકાય છે આમ રડવાની તેમ જ હસવાની એ બંને ક્રિયા, બાહ્ય દૃષ્ટિથી પરસ્પર વિરોધી દેખાવા છતાં એક સરખું જ કાર્ય સાધે છે જે માણસ વિચારપૂર્વક જીવનનું અવલોકન કરે છે તેને જીવન વિનોદપૂર્ણ દેખાય છે જે લાગણીથી પ્રેરાઈને જુએ છે તેને જીવન કરુણ ભાસે છે, એમ એક વિચારકે કહ્યું છે તે સર્વાંશે સત્ય છે—કદાચ અંશે, કારણ કે આપણે અગાઉ જોઈ ગયા તેમ વિનોદ કે હાસ્ય એ શુષ્ક બુદ્ધિનો વ્યાપાર નથી, એને પણ માનવહૃદયના સનાતન ભાવ સાથે સંબંધ છે, અને જીવનમાં રહેલા કરુણ અંશનું દર્શન કરનારા પણ કેવળ લાગણી વડે જ પ્રેરાયેલા હોતા નથી— લાગણી સાથે વિચાર પણ એમાં ભળેલો જ હોય છે ખરી રીતે જોતાં બંને જીવનનાં દર્શન છે, અને દ્રષ્ટાની મનોવૃત્તિ પર આધાર રાખે છે પ્રસંગ કે ઘટના એક જ હોય, પણ તે કોઈને હસાવે ને કોઈકને રડાવે એમ બંને હાસ્ય ને કરુણ બંનેનું ઉપાદાન પણ એક હોઈ શકે વહેમી પતિનું આલેખન કરી શેક્સપિયરે ઑથેલોમાં, રોમિયો અને જુલિયેટની કથામાં કરુણની અવધિ કરી છે, તો મૉલિયેરે એ જ વિષય લઈને હાસ્યની છોળો ઉડાવી છે. આથી યે

આગળ વધીને કહીએ તો અમુક એક પ્રસંગ એક જ વ્યક્તિને કોઈક વાર હાસ્ય પ્રેરક લાગે ને કોઈક વાર એની આંખમાં આંસુ આણે એમ બને છે. ક્યારે કયી ઘટના મનુષ્યને હસાવશે કે રડાવશે, તે સંજોગ, વાતાવરણ ને દ્રષ્ટાની મનોદશા પર આધાર રાખે છે. જીવનમાં કરુણ ભાવનું દર્શન કરનાર એનાં તરફ અત્યંત ગંભીર ભાવે નિરખે છે, એમાંથી હાસ્ય માટેની સામગ્રી મેળવનાર જીવનની ક્ષુલ્લકતા સમજી અગંભીર રીતે એનું અવલોકન કરે છે. કરુણ સાથે અનુકંપા કે સહાનુભૂતિની વૃત્તિ મુખ્યત્વે રહેલી હોય છે, હાસ્ય સાથે હંમેશ પ્રમાણબુદ્ધિ કે વિવેકબુદ્ધિ રહેલી હોય છે. ઊંચામાં ઊંચા પ્રકારનો વિનોદ માનવજીવનના તલસ્પર્શી દર્શનમાંથી-જીવનની ફિલસૂફીમાંથી ઉદ્દભવેલો હોય છે. એમાં માનવ જીવનના અવલોકન ને આલેખન સમાએલાં હોય છે. આશા ને તૃપ્તિ વચ્ચેનું અંતર, આદર્શ ને વ્યવહાર વચ્ચેની અથડામણ, વ્યક્તિ ને સમાજ વચ્ચેના સંઘર્ષણ, સ્વભાવ ને દેખાવ વચ્ચેનો ભેદ, એમાંથી જ હાસ્ય ને કરુણ બંને ઉત્પન્ન થાય છે. સુખદુ:ખની પેઠે હાસ્ય ને કરુણના પણ દ્વંદ્વ છે અને બંને એકબીજા સાથે જોડાયેલા છે. એક લેખકે કહ્યું છે તેમ, "Often, it is one who has suffered greatly, who can be a great humorist. Constant success and happiness and an even tenor of life distort our sense of proportion. A thorougly and consistently successful man may be witty. But often he is a bore. The humorist, however, must have a soul made sensitive, through pain to the feelings of others." સુપ્રસિદ્ધ હાસ્યકાર માર્ક ટ્વેને હાસ્યનું હાર્દ સમજાવતાં કહ્યું છે, 'The secret success of humour is not joy but sorrow.' હાસ્યના આનંદમન ને અભિનય બંનેના અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત કરનાર ચાર્લી ચેપ્લિને પણ પોતાનો અનુભવ વ્યક્ત કરતાં જણાવ્યું છે: 'Of course they (the people) are sympathetic with me while they laugh. Playful pain—as you say, that is what humour is. The minute a thing is over-tragic, it is funny."

હાસ્ય ને કરુણ એકબીજાના વિરોધી નથી, એક જ સિક્કાની એ જુદી જુદી બાજુઓ છે. બંને એક બીજાના પૂરક માત્ર નથી, બંને સહયોગી છે ને એક સાથે જ વસે છે. ભોક્તાને ભાવસંક્રાન્તિદ્વારા અપૂર્વ આનંદનો અનુભવ

કરાવવાનું—આનંદ આપવાનુ કલામાત્રનુ ધ્યેય છે. આનંદનુ તત્ત્વ બધામા રહેલુ છે. જુગુપ્સા પ્રેરે, ભય ઉપજાવે, કષ્ટ ને સતાપ કરે એવા દશ્યો કે પ્રસગોમા પણ ગૂઢ રીતે આનંદજનક તત્ત્વ રહેલુ હોય છે દુષ્ટતા ને અધમતામા પણ કોઈક આકર્ષક, રમણીય તત્ત્વ હોય છે. કલાકાર એ સર્વને સસ્કાર આપી, એના આનંદવિરોધી તત્ત્વોનો પરિહાર કરી, કેવળ આનંદજનક તત્ત્વને માણી શકાય એ રીતે તેની રચના કરે છે. સ્થૂળ દૃષ્ટિએ જે દશ્યો જુગુપ્સાપ્રેરક કે ચીતરી ચઢે એવા હોય છે, તેના સમર્થ સાહિત્યકાર દ્વારા કરાએના વર્ણન આનંદજનક હોય છે આથી દશ્ય જગતમા હેય લાગતી વસ્તુઓ કલાની સૃષ્ટિમા અત્યત આકર્ષક રૂપ ધરીને આવી શકે છે. હાસ્યરસ તો આનંદમાથી જ ઉત્પન્ન થાય છે ને ભોક્તાને એ આનંદ આપે છે એ સમજાય એવુ છે, પરંતુ કરુણ રસની નિષ્પત્તિનો આધાર સકટ, દુખ, નિરાશા, ગ્લાનિ ઇત્યાદિ પર રહેલો હોઈ એને પરિણામે ભોક્તાના હૃદયને પણ દુખ થાય છે, તો એથી આનંદ શી રીતે મળી શકે એવી શકા ઘણી વાર કરવામા આવે છે. પરતુ જરા વિચાર કરતા જણાઈ આવશે કે દુઃખાનુભવમા પણ આનંદનુ તત્ત્વ રહેલુ છે. સુખ અને આનંદ એકાર્થ શબ્દો નથી, એ બે જુદી જ વસ્તુ છે તેમ દુખ અને આનંદ એ બે એકબીજા સાથે રહી જ ન શકે એમ પણ નથી માણસને દુઃખ ગમે છે એમ કહેવુ એ ઘણાને વદતોવ્યાઘાત—જેવુ લાગે પરતુ એમા વિરોધ નથી, વિરોધાભાસ છે માણસને દુખ ગમે છે, પણ અમુક પ્રકારનુ ને અમુક સજોગમા જ પ્રિય જન કે પ્રિય વસ્તુ ખાતર, સિદ્ધાત કે ધ્યેયને ખાતર, દુખ ખમવામા માણસને જેટલો આનંદ મળે છે, તેટલો બીજા કશામા મળતો નથી. આનંદાનુભવમા, દુખનુ ભાન નહિ, પણ અરુચિ, જડતા કે વૈરાગ્ય બાધક નીવડે છે વિષયમા રસ ન હોય, એનુ ગ્રહણ કરવાની શક્તિ ન હોય કે અમુક કારણને લીધે કટાળો આવતો હોય, ત્યારે કલાજન્ય રસાનંદનો અનુભવ થઈ શકતો નથી ભોજન જેવી સામાન્યમા સામાન્ય બાબતનો અનુભવ પણ આ જ વસ્તુ સિદ્ધ કરે છે પેટમા ભાર હોય ને જરા દુખતુ હોય તો પણ જો જમવા બેસીએ તો રસાસ્વાદનો અનુભવ કરી શકીએ છીએ પણ રુચિ જતી રહી હોય, અનાજને જોઈને કટાળો આવતો હોય, તો પેટમા જરા પણ દુખ થતુ ન હોય તો પણ જમવામા આનંદ આવતો નથી આ પરથી કરુણ રસની કૃતિઓ, ભાવકના ચિત્તમા રહેલી રસવૃત્તિને સતેજ કરી, એને આનંદાનુભવ કરાવી શકે છે એમા વિરોધ કે વદતોવ્યાઘાત જેવુ કશુ જ નથી તે સમજી શકાશે

હાસ્યરસની નિષ્પત્તિ, અન્ય રસોની પેઠે જ, અમુક સામાન્ય નિયમો પ્રમાણે થાય છે પણ તુ એની કેટલીક વિશિષ્ટતાઓ પણ છે

સામાન્ય રીતે બધા રસોનો આધાર સંવાદના તત્ત્વ પર રહેલો હોય છે હાસ્યની નિષ્પત્તિ વિસંવાદ પર આધાર રાખે છે સામાન્ય રીતે જ બે વસ્તુ વચ્ચે મેળ મળે એમ ન હોય, તેને ભેગી કરવાથી રસક્ષતિ થાય છે, પણ હાસ્યરસના નિર્માણ માટે તો એ આવશ્યક થઈ પડે છે સંગીતથી વીર, શૃંગાર કરુણ આદિ રસો નિષ્પન્ન થઈ શકે છે, પણ હાસ્ય સંગીતથી નિષ્પન્ન થઈ શકતુ નથી. જુદા જુદા રાગો વડે ભિન્નભિન્ન રસોનુ નિર્માણ થઈ શકે છે એમ સંગીતશાસ્ત્રના જાણકારો કહે છે, પણ કોઈ પણ રાગ કે રાગિણીથી લોકોને હસાવી શકાય એમ કોઈ કહી શકે નહિ હા, બેસુરૂ ગાનાર પોતાના ગાયનથી શ્રોતાઓને હસાવી શકે પણ એ કઈ ખરી રીતે સંગીતનુ નિર્માણ કરતો હોતો નથી, પણ તેનુ ખૂન કરતો હોય છે. સંવાદ એ સંગીતનો મુખ્ય ને એક માત્ર પાયો છે, વિસંવાદ એમા જરા પણ ન ચાલે ને હાસ્યનિષ્પત્તિ માટે તો વિસંગતિ કે વિસંવાદ આવશ્યક છે એટલે સંગીત દ્વારા હાસ્ય નિષ્પત્તિ થઈ શકતી નથી

બીજા રસો કરતા હાસ્યરસને માટે કલાના બંધનો જરા શિથિલ રહે છે હાસ્યની કૃતિમા પાત્રાલેખન બહુ સ્પષ્ટ, સુરેખ ને પ્રતીતિકર ન હોય તો ચાલે એનુ વસ્તુ શૃંખલાબદ્ધ ન હોય, કઈક વિશૃંખલ હોય તો યે વાધો નહિ બીજા રસો કરતા એમા અતિશયોક્તિને પણ કઈક વધારે અવકાશ રહે છે અવળવાણી, ખોટા તર્કો, વિચિત્ર પ્રકારની દલીલબાજી, ભાષા ને શબ્દના અવનવા પ્રયોગો ને કઈક બિનજવાબદાર વૃત્તિ, આ સર્વને હાસ્યના નિર્માણમા જેટલુ ને જેવુ સ્થાન મળી શકે છે, તેટલુ ને તેવુ સ્થાન અન્ય રસની કૃતિઓમા આપી શકાતું નથી

અન્ય રસો કરતા હાસ્યરસ વિચારને ઉત્તેજે છે હાસ્યરસ બીજા રસો કરતા વધારે પ્રમાણમા બુદ્ધિગ્રાહ્ય છે અન્ય રસો ભાવોદ્દીપન વધારે કરે છે, અન્ય રસો હૃદયમા રહેલા ભાવોને ઉદ્દીપ્ત કરે છે, હાસ્ય મનના વિચારોને જાગ્રત કરે છે અલબત્ત, આગળ કહ્યુ છે તેમ હાસ્ય એ પણ રસ છે ને તેથી એનો સબધ ભાવ સાથે છે એ કેવળ બુદ્ધિનો વ્યાપાર નથી પરતુ બીજા રસોની સરખામણીમા એ બુદ્ધિને વધારે અનુકૂળ–વધારે પ્રમાણમાં બુદ્ધિગમ્ય ને બુદ્ધિગ્રાહ્ય છે, અને કદાચ આથી જ કેટલાક વિચારકોએ એને બુદ્ધિનો વ્યાપાર માન્યો હશે એમ લાગે છે

રસાનુભવ કરતી વેળા, ભય, રતિ આદિના પોતાને થયેલા ભાવોનું દર્શન જાહેર કરતાં ભાવકો અચકાય છે. શૃંગાર કે વીરરસનો આસ્વાદ કરતી વેળા શ્રોતા કે વાચકના હૃદયમાં એ જાતના ભાવો ઉત્પન્ન થાય છે, પણ તેની અસર–તેના અનુભાવ–તરત કળાઈ આવે એ રૂપે વ્યક્ત થતા નથી. હાસ્યરસનો આસ્વાદ લેનારાઓની ચેષ્ટા તરત જ કળાઈ આવે એવી પ્રગટ રૂપની હોય છે.

બીજા રસોનું એકલા પણ યથેચ્છ આસ્વાદન થઈ શકે છે. હાસ્યનો આનંદ સમૂહમાં સૌથી સારી રીતે માણી શકાય છે. આપણે એકલા એકાદ ટૂચકો કે કોઈ હાસ્યરસનો લેખ વાંચીએ ને જેટલો આનંદ લઈ શકીએ, તેથી ઘણો વધારે આનંદ એ જ ટૂચકો કે લેખ ઘણા માણસો ભેગા મળ્યા હોય, ત્યાં કોઈ વાંચી સંભળાવે ત્યારે મળે છે એ સામાન્ય અનુભવની વાત છે. સાધારણીકરણ એ તો રસમાત્રને માટે જરૂરનું છે. પણ એ ક્રિયા હાસ્ય દ્વારા સૌથી સબળ રીતે થઈ શકે છે. રસાનુભવ કરનાર સર્વને એકસરખા બનાવવાની ક્રિયા, બીજા સર્વ રસો કરતાં હાસ્ય દ્વારા વધારે સહેલાઈથી ને વધારે સારી રીતે સધાય છે અને આથી એ લોકપ્રિય ને લોકમાન્ય પણ વધારે બની શકે છે.

વર્તન, વાણી ને વિચારઃ આ ત્રણમાં રહેલી અસંગતિમાંથી હાસ્યકાર હાસ્યની નિષ્પત્તિ કરે છે. વર્તન દ્વારા નિષ્પન્ન થતું હાસ્ય મજાકમશ્કરી, ટોળટીખળ, ભવાઈવેડા, વિદૂષકાદિની ચેષ્ટાઓ ઇત્યાદિમાં જોવાય છે. એ પ્રસંગો કે બનાવો પર આધાર રાખે છે. વિચિત્ર ને પરસ્પર અસંગત એવા પ્રસંગોને રજૂ કરી, કઢંગા પાત્રોનું નિર્માણ કરી, વિલક્ષણતા ને વિચિત્રતાભરી ચેષ્ટાઓ વડે હાસ્યકાર આ પ્રકારના હાસ્યનું નિર્માણ કરે છે. સ્થૂળ બનાવો ને ચેષ્ટાઓ પર આધાર રાખતું આ પ્રકારનું હાસ્ય પોતે પણ મોટે ભાગે સ્થૂળ સ્વરૂપનું જ રહે છે; જો કે સમર્થ કલાકાર આવા સ્થૂળ પ્રકારના હાસ્ય દ્વારા સૂક્ષ્મ વિચારણીને રજૂ કરે છે.

વાણી દ્વારા નિષ્પન્ન થતું હાસ્ય કેવળ શબ્દમૂલક હોય છે. વિચિત્ર પ્રકારની વાક્યરચના, જુદી જુદી જાતની બોલીઓ, કઢંગા શબ્દપ્રયોગો ને શ્લેષાદિની રમત પર એ આધાર રાખે છે. આ જાતનુ હાસ્ય એ સપાટી પરની રમત જેવું છે, એમા ઊંડાણ હોતું નથી, અને એની અસર પણ ઓછી થાય છે. શબ્દ ને પ્રસંગ દ્વારા ઉપજાવાતા હાસ્ય કરતાં પાત્ર મારફત નિર્માણ થતું હાસ્ય વધારે ઊંચા પ્રકારનુ હોય છે. સમર્થ લેખકોએ સર્જેલા હાસ્યરસિક પાત્રો લોકસ્મૃતિમાં જડાઈ જાય છે. પણ એમાં પણ એક સાવચેતી રાખવાની ખાસ જરૂર

હોય છે વાચકોનો સમભાવ, એમની સહાનુભૂતિ જાગ્રત કરે એવી રીતે એ પાત્રનું આલેખન થયેલું હોવું જોઈએ. કેવળ ઘૃણા કે તિરસ્કાર ઉપજાવે એવું પાત્ર શુદ્ધ હાસ્યના આલંબનરૂપ થઈ શકતું નથી.

પરંતુ જ્યારે, મનુષ્યની બાહ્ય ચેષ્ટાઓ તથા સમાજના રીતરિવાજોને સ્પર્શતો, વાણીના વૈચિત્ર્યને વિકાસાવતો, પ્રસંગો ને વ્યક્તિઓના કઢંગાપણાને આલેખતો વિનોદરસ બુદ્ધિના તલને સ્પર્શે છે, ને વાચકના હોઠોને જ વિકસાવે છે ત્યારે એ ઊંચામાં ઊંચી કક્ષાએ પહોંચે છે એ જાતનો વિનોદરસ માત્ર હસાવતો નથી, પણ વિચાર પણ પ્રેરે છે એ ફક્ત સ્થૂળ વસ્તુના સ્થૂળ વર્ણન પર આધાર રાખતો નથી, પણ લેખકના કલ્પનાના રંગે રંગાએલો, એના બુદ્ધિના ઊંડાણમાંથી નીકળી વાચકની બુદ્ધિને પણ જાગ્રત કરી એની કલ્પનાને ઉત્તેજિત કરે છે કેવળ શબ્દનિષ્ઠ, પ્રસંગનિષ્ઠ કે પાત્રનિષ્ઠ ન રહેતાં એ વિચાર નિષ્ઠ પણ બને છે અર્થથી વ્યતિરિક્ત એવી વાણી એ ખાલી અનાજ જેવી છે પ્રસંગનું સ્વરૂપ સ્થૂળ ને ગૌણ છે એના કરતાં મનુષ્યનો બાહ્યાચાર કંઈક સૂક્ષ્મ અને મહત્ત્વનો છે પણ એના સ્વભાવ અથવા વિચારનું સ્વરૂપ એ સર્વ કરતાં પણ વધુ સૂક્ષ્મ ને મહત્ત્વનું છે, ઊંચા પ્રકારનો વિનોદ માનવસ્વભાવ ને બુદ્ધિનું સૂક્ષ્મ સ્વરૂપ પકડે છે અને એમાં રહેલી અસંગતિઓના નિરૂપણદ્વારા, ક્વચિત અવળવાણીદ્વારા તો ક્વચિત કટાક્ષકથન મારફત, રસનિષ્પત્તિ સાધે છે આ પ્રકારનો વિનોદરસ પરલક્ષી મટી આત્મલક્ષી બને છે. બહારની દુનિયાને જોવાને બદલે એ અંદરની દુનિયાને નિહાળે છે લેખક જાણે કહે છે, બહારની દુનિયામાં હસવા જેવું છે તેનામાં, તમારામાં ને મારામાં, આપણા બધામાં હસવા સરખું ઘણું છે આવા હસવા યોગ્ય જીવનમાં આ પ્રક્ષોભ શો, આટલી અધીરાઈ શાને, આવડી અક્ષમા શા માટે, આ અનુદારતા, આ અહંતા આ પામરતા એ સૌ શા કાજે ? આ વિરાટ વિશ્વની યોજનામાં કેટલી બધી તુચ્છ એ વસ્તુઓ લાગે છે !

★

# પ્રતિકાવ્યો

હાસ્યરસના વિવિધ પ્રકારોમાં પ્રતિકૃતિ અથવા પ્રતિકાવ્યનું પણ સ્થાન છે. કેટલાક અનુકરણપટુઓ મોટા મનુષ્યોના બોલવાચાલવાની લઢણનું અનુકરણ કરી હાસ્ય નિષ્પન્ન કરે છે, અથવા વ્યંગ ચિત્રકારો જાણીતા પુરુષોના ઠઠ્ઠાચિત્રો આલેખીને હાસ્ય નિષ્પત્તિ સાધે છે તેના જેવો જ આ પ્રકાર છે.

નકલ કરવી એ માણસના સ્વભાવમાં જ છે. બાળકમાં એ વૃત્તિ બહુ આગળ પડતી હોય છે. મોટા માણસોની નકલ કરી કરીને જ એ જ્ઞાન સંપાદન કરે છે. પણ માત્ર સીધીસાદી નકલ ન કરતાં ઘણી વેળાએ એના ચાળા પણ પાડે છે. એના જેવો જ અવાજ કાઢીને અથવા એની માફક ચાલવાનો પ્રયત્ન કરીને એ એની વિડંબના કરે છે આમાં માત્ર નકલ નથી હોતી, પણ એથી કંઈક વિશેષ હોય છે. એમા માત્ર મૂળની અનુકૃતિ નથી હોતી, કંઈક વિકૃતિ અથવા અતિકૃતિ પણ હોય છે. નકલમા માત્ર મૂળને અનુસરવાનો પ્રયત્ન હોય છે. પ્રતિકૃતિ કરવામા અથવા ચાળા પાડવામાં એવા અનુકરણ ઉપરાંત એની કંઈક વિચિત્રતાને પ્રકાશમા આણી તે તરફ સૌનુ ધ્યાન ખેંચવાનો હેતુ રહેલો હોય છે.

પ્રતિ ઉપસર્ગના બે અર્થ થાય છે: એક અર્થ મૂળને મળતું, મૂળના જેવુ, એના તરફ જતુ; બીજો અર્થ: મૂળથી વિપરીત, એનાથી વિરુદ્ધ, એથી ઊંધી દિશામાં જતું. દાખલા તરીકે 'બિમ્બ' ને 'પ્રતિબિમ્બ'. મૂળ બિમ્બની નકલ તે એનું પ્રતિબિમ્બ. એથી વિરુદ્ધ રીતે પક્ષ અને પ્રતિપક્ષ. પક્ષની વિરુદ્ધ તે પ્રતિપક્ષ—સામેનો પક્ષ. 'પ્રતિકાવ્ય' (અથવા ગદ્યમાં હોય તો 'પ્રતિકૃતિ') માં આ બન્ને અર્થ સમાયા છે. એ મૂળ બિમ્બનું પ્રતિબિમ્બ પણ બને છે અને એનો પ્રતિપક્ષી પણ થાય છે.

અનુકરણકાવ્યમાં, અનુકરણની ચેષ્ટા, મૂળની સાથે સંવાદ સાધવાનો પ્રયત્ન હોય છે. પણ પ્રતિકાવ્યમા સંવાદ નહિ, વિસંવાદ હોય છે. અનુવાદ અવશ્ય એમાં હોય છે, પણ સાથે સાથે એમાં પ્રતિવાદ પણ હોય છે. અનુકરણ કરનાર મૂળના ગંદેશાને અનુસરે છે, અથવા અનુસરવા પ્રયત્ન કરે છે. પ્રતિકૃતિનો

રચનાર મૂળની વિલક્ષણતા, એની વિચિત્રતા કે એની નબળાઈઓનુ અનુકરણ કરે છે કોઈ ધીર ગભીર ગતિથી ચાલતા, અથવા વીગતાથી ડગ ભરતા પુરુષની ગતિનુ અનુકરણ કરી પોતે પણ એ રીતે ચાલવા પ્રયત્ન કરે, અને બીજો કોઈક લગડા પુરુષની પાછળ એવી જ રીતે ખોડગાતો ખોડગાતો ચાલવા પ્રયત્ન કરે તેવો ફેર આ બે વચ્ચે છે પહેલો મૂળની ખૂબીઓને અનુકરણ દ્વારા સત્કારી તેનો પ્રશસક બને છે, બીજો મૂળની વિચિત્રતાઓને અનુકરણ દ્વારા પ્રસ્તાગી તેનો વિવેચક બને છે

હાસ્યની નિષ્પત્તિ કરવી એ પ્રતિકાવ્યનો પ્રધાન હેતુ હોવાથી એમા કટાક્ષ, ઉપહાસ, વિડબના આદિનો આશ્રય પણ લેવામા આવે છે પરતુ જેમ ઊંચા પ્રકારની હાસ્યકૃતિમા ઉપહાસ નહિ પણ પરિહાસ હોય છે, કોઈને ઉતારી પાડવાની વૃત્તિ નહિ પણ સર્વ પ્રત્યે સમભાવ એમા દેખાય છે, જેની મજાક કરવામા આવી હોય તે પણ એ વાચીને હસે એવી મીઠી રીતે એ કરવામા આવી હોય છે તે જ પ્રમાણે પ્રતિકાવ્યોમા પણ મૂળ કૃતિનો ઉપહાસ કરવામા આવ્યો હોય, મૂળ લેખકની માત્ર હસી ઉડાવી હોય તો એ ઉચ્ચ કક્ષાની કલાકૃતિ બનતી નથી કેટલાક વિવેચકોએ તો મૂળકૃતિ પ્રત્યે આદરભાવ હોવો એને પ્રતિ કાવ્ય કરનારને માટે બહુ આવશ્યક લક્ષણ માન્યુ છે મૂળકૃતિ પ્રત્યે આદરભાવ ને વિનોદવૃત્તિ એને આર્થર સાઈમન્સે પ્રતિકાવ્યની કલાના પરમ આવશ્યક લક્ષણ તરીકે ગણાવ્યા છે બીજા એક સફળ પ્રતિકાવ્યના રચનારા સર ઓવન સીમેન કહે છે પ્રતિકાવ્ય કરનારમા આદરભાવ હોવો જોઈએ એમ કહેવુ એ જરા વિચિત્ર લાગે તેવુ છે. પરતુ શ્રેષ્ઠ પ્રતિકાવ્યોના રચનારાઓમા આ ગુણ સહજ રીતે રહેલો જોવામા આવે છે સુપ્રસિદ્ધ વિવેચક સર આર્થર ક્વિલર કુચે પણ એવી મતલબનુ લખ્યુ છે કે પ્રતિકાવ્યને કાવ્ય સાથે અને તે પણ ખાસ કરીને ઉત્કૃષ્ટ કોટિના કાવ્ય સાથે સબધ છે આથી પ્રતિકાવ્યના પ્રદેશમા ગ્રામ્ય ને અસસ્કારી પુરુષો કે કેવળ હાસીખોરોને પ્રવેશ કરતા અટકાવવા જોઈએ પ્રતિકાવ્યની રચના એ તો દેવતા સાથેની લીલા છે દેવ સાથે છૂટ લેવાની યોગ્યતા તો કોઈ ભક્તજનની અથવા એની સમાન થઈ શકે તેવાની હોય—અન્યની નહિ આ પછી એ ઉમેરે છે, કવિતાની સૃષ્ટિમા દેવત્વનો દભ કરનારા જડ દેવો પણ હોય છે એવાઓની કૃતિના પ્રતિકાવ્યો તેમના દભને ખુલ્લો પાડી દે છે સાચી ને ઉત્તમ કવિતાની પ્રતિકૃતિઓ એની ઉત્તમતાને અર્ઘ્ય આપે છે પરતુ જેમ અન્યત્ર તેમ પ્રતિકાવ્યમા પણ દભનો સ્ફોટ કરવો એ આવશ્યક છે છતા એ કાર્ય સત્ય કે ઉત્તમ વસ્તુનુ અનુકરણ દ્વારા નિદર્શન કરાવવુ તેના

કરતાં ઉતરતી પંક્તિનું છે.

આમ છતાં અત્યાર સુધીમાં જે પ્રતિકાવ્યો—ઉત્તમ ગણી શકાય એવાં પ્રતિકાવ્યો રચાયાં છે તેનું અવલોકન કરતાં લાગે છે કે આવો કોઈ એકાંતિક નિયમ કરવો એ બરાબર નથી. મૂળ કૃતિને કે તેના કર્તાને ઉતારી પાડવાના ઉદ્દેશથી, કે તેને માટે પૂજ્યભાવ રાખ્યા છતાં, ભક્તજન લઈ શકે એવી છૂટ લઈ, તેની મીઠી મજાક કરી, તેનું ગૌરવ વધારવાના ઉદ્દેશથી—કોઈ પણ ઉદ્દેશથી પ્રતિ-કાવ્ય લખાયાં હોય—તેની સફળતાનો આધાર માત્ર એ ઉદ્દેશ પર અવલંબતો નથી. એનો આધાર તો લેખકની અનુકરણ શકિત, પૃથક્કરણ શકિત ને વિવેચન શકિત પર રહેલો છે. બહુ ઉત્તમ કાવ્ય પરથી છીછરાં, ગ્રામ્ય ને કચરા જેવાં પ્રતિકાવ્યો રચાયાના અનેક ઉદાહરણો મળી શકે છે. તેમ જ બહુ કનિષ્ટ પ્રકારની કલ્પના પરથી અતીવ સુંદર પ્રતિકાવ્યો રચાયાના દાખલાઓ પણ તેટલા જ મળે છે. પ્રતિકાવ્યના લેખકમા અનુકરણ કરવાની શકિત ન હોય, તો જે મૂળ કૃતિ પરથી એ પ્રતિકાવ્ય રચવા માંગતો હોય, તે કૃતિનું ભાન એનું પ્રતિકાવ્ય વાચનારને થાય નહિ. ખરી રીતે જોતાં પ્રતિકાવ્ય ન બની શકે. પણ માત્ર અનુકરણ કરે તો તેથી પણ પ્રતિકાવ્ય થાય નહિ—કદાચ કાવ્ય થાય ખરું. મૂળ કૃતિમાં જણાતી કર્તાની ભાષાશૈલીની વિશિષ્ટતા, વિચાર વ્યકત કરવાની રીતિ કે બીજી ખાસિયતો કે વિચિત્ર લક્ષણો વગેરેનું પૃથક્કરણ કરી, આલ્ય અંશોને છૂટા પાડી, વિવેચકની પેઠે તેમાંની મુખ્યતાઓ પર ભાર મૂકી, તેને આગળ પાડીને પછી પ્રતિકાવ્યની રચના લેખક કરે તો જ એને સફળતા મળે.

મૂળ કૃતિ કે તેના લેખક માટે પ્રતિકાવ્યના કર્તાના મનમા આદરભાવ હોવો જોઈએ એમ કહેવા કરતાં, તેણે એ લેખકની કૃતિઓનું ગાઢ પરિશીલન કર્યું હોવું જોઈએ એમ કહેવું એ વધારે યોગ્ય છે અને ઉત્તમ કૃતિ સિવાય બીજી કઈ કૃતિનુ ગાઢ પરિશીલન કરવાની કોઈ પણ સહૃદયને ઇચ્છા થાય ? એટલે મોટે ભાગે જે કૃતિઓ પરથી પ્રતિકાવ્યો રચાય છે તે ઉત્તમ કોટિની હોય એવું બને છે. કોઈક વાર એમ પણ બને છે કે ઉત્તમ પ્રકારની વિવેચન શકિતવાળા ને અન્યના વિશિષ્ટ લક્ષણો અથવા વિલક્ષણતાને તરત પારખી જવાની કુનેહવાળા શકિન-શાળી લેખકનો પુણ્યપ્રકોપ, લોકપ્રિયતાને વરેલા છતાં બહુ સામાન્ય કોટિના એકાદ કવિનાં કાવ્યો જોઈ ને પ્રકટી ઉઠે છે, ને એ લોકપ્રિય મનાતા કવિની લોકપ્રિયતા કેટલી ખોટા પાયા પર છે એ દર્શાવવા, એ કવિના કાવ્યો પરથી પ્રતિકાવ્યો રચી તેનો ઉપહાસ કરવા પ્રેરાય. તેમ જ અન્યથા ઉત્કૃષ્ટ રચના કરવાની શકિત ધરાવનાર કોઈ કવિ કેવળ પ્રયોગ કરવા ખાતર અથવા નિરંકુશ:

ક્ષયઃ એ ઉક્તિનો અનિશય કરી, રસશાસ્ત્રના સર્વે અંકુશો તોડીને, સ્વૈરિ
કરવા પ્રેરાઈને વિચિત્ર ને નવતર રચના કરવા મંડી પડે છે, ત્યારે એ રચ
રહેવી વિચિત્રતા ને વિશિષ્ટતાને આગળ આણી તેની ઉપહાસનીયતા દર્શા
પણ પ્રતિકાવ્યો રચવામાં આવે છે. આપણા કવિ ગોટાલાલે (અથવા હવે
જાણે છે તેમ ખબરદારે) કંઈક આવા જ આશયથી પ્રેરાઈને, નાનાલાલ
બળવંતરાય ઠાકોરની શૈલીને અપનાવી પ્રતિકાવ્યો રચ્યાં છે.

આપણા મોટા ભાગનાં પ્રતિકાવ્યો એ શબ્દ શ્લેષ જેવાં હોય
એ મૂળનો ઉપહાસ કરવા કે તેની ટીકા કરવા અથવા તેના પ્રત્યે આદરભા
ધારણ કરવા છતાં, લીલાવૃત્તિથી તેની સાથે અડપલાં કરવા કે છૂટ લેવા
ઉદ્દેશથી લખાએલા હોતા નથી. મૂળ સાથેનો એનો સંબંધ માત્ર શાબ્દિક ધ્વનિ
પુરતો હોય છે. એકાદ જાણીતા કાવ્યને લઈને તેના શબ્દોમાં કે પંક્તિઓમ
અહીંતહીં જરા ફેરફાર કરી નવી જ વસ્તુનું એ આલેખન કરે છે. દાખલા
તરીકે, ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા,' એ ઉમાશંકરના પ્રસિદ્ધ ગીત
પરથી, 'દોઢિયા વિના મારે કરવા'તા લેપવા', 'જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી
ભરી ત્યા આપની, આસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની' એ પંક્તિઓ
પરથી મોંઘીને સંબોધન કરીને, 'જ્યાં જ્યાં ગટર વારિ ઠરે, યાદી ભરી ત્યાં આપની,
હાસું અધિક નવટાંક તો બાદી વરે છે આપની.' અથવા 'નિરખને ગગનમાં
કોણ ઘૂમી રહ્યો ' એ નરસિંહ મહેતાની સુપ્રસિદ્ધ કાવ્યપંક્તિ પરથી ' નિરખને
લગનમા કોણ ઘૂસી ગયો ' કે ' પ્રાણીયા ભજી લે ને કિરતાર, આ તો સ્વપનું છે
સંસાર' એ જાણીતા ભજન પરથી, 'વાણીયા ભજી લે ને કલદાર, તારા બાપનું છે
ઘરબાર; કે ' शैशवेऽभ्यस्त-विद्याना यौवने विषयैषिणां, वार्धक्ये मुनिवृत्ताना योगेनान्ते
तनुत्यजाम् ' એ રઘુવંશની પંક્તિઓ પરથી, शैशवे त्यक्तविद्यानो यौवनेविषयैषिणाम्.
वार्ध्यक्येऽमुनिवृत्तीना रोगेनान्ते तनूत्यजाम् ' શબ્દોમાં જરાતરા ફેરફાર કરીને રચવામાં
આવેલા પ્રતિકાવ્યો આ પ્રકારનાં છે.

આ જાતનાં શબ્દખેલ પર રચાએલા પ્રતિકાવ્યો માટે મૂળ કૃતિ
કે તેના લેખકનો ખાસ અભ્યાસ કરવાની જરૂર પડતી નથી, પરંતુ કોઈ પ્રતિષ્ઠિત
લેખકની આખી શૈલી, અથવા એની વિચારસરણી પરથી પ્રતિકાવ્ય કરનારને
માટે એ લેખકનો તલસ્પર્શી અભ્યાસ કરવાની જરૂર પડે છે. એક રીતે જોતાં
એ લેખક સાથે એને તન્મયતા સાધવી પડે છે. 'અહીં કેવળ ઉચ્ચારની પ્રતિકૃતિ
નથી હોતી, આકારની ને સાથે સાથે વિચારની પણ હોય છે બધાં જ પ્રતિકાવ્યો
મળને અનુરૂપ થઈ એને વિરૂપ બનાવે છે. માત્ર શબ્દોના ફેરફાર દ્વારા રચાએલાં

પ્રતિકાવ્યો, કાચના કકડાવાળી નળીને આમ તેમ ફેરવી, જુદી જુદી રચના બાળકો એ પરથી બતાવે છે તે પ્રકારની રમત હોય છે એમા અનુરૂપતા ધ્વનિ પૂરતી હોય છે, ને વિરૂપતા વસ્તુની હોય છે. સમગ્ર શૈલી કે વિચાર વ્યક્ત કરવાની પદ્ધતિ પરથી રચાએલા પ્રતિકાવ્યો, મૂળના આકાર સાથે તેમ જ વક્તવ્યની ગતિ સાથે અનુરૂપ બને છે, વિરૂપતા સાધે છે એ ગભીર ભાવને સ્થાને અગભીર ભાવ કે વસ્તુ દાખલ કરીને મૂળ લેખકના ભાવાશૈલીના મરોડોને, એની તર્ક પરપરાને હાસ્યાસ્પદ હદ સુધી ખેચી જઈને, એની વિકૃતિને ચમત્કૃતિ તરીકે રજૂ કરીને એ વિડબના કરે છે.

જે મૂળ કાવ્ય પરથી પ્રતિકાવ્ય રચાયુ હોય તે બહુ જ જાણીતું ન હોય તો એનો પૂરેપૂરો આસ્વાદ લઈ શકાતો નથી આટલા માટે લોકોમા અત્યત પ્રચલિત થએલા કાવ્યો કે લબ્ધપ્રતિષ્ઠ લેખકોની કૃતિઓ પરથી જ, સામાન્ય રીતે પ્રતિકૃતિની રચનાઓ કરવામા આવે છે પરતુ પ્રતિકાવ્ય એ કોઈ પણ પ્રકારની સ્વકીય પ્રતિભા વિનાનુ કેવળ પરપ્રકાશે દીપતુ કાવ્ય નથી એની પોતાની પણ આગવી ગુણસપત્તિ હોય છે અને તેથી મૂળ કાવ્યનો જેને પરિચય ન હોય તે પણ એનો રસાસ્વાદ લઈ શકે છે ઉત્તમ પ્રતિકાવ્ય મૂળ કૃતિની સાથે એટલુ બધુ સામ્ય ધરાવતું હોવુ જોઈએ, એવુ તાદાત્મ્ય એની સાથે એણે સાધેલુ હોવુ જોઈએ કે મૂળ લેખકને એ વાચતા ક્ષણવાર એમ લાગી જાય કે કદાચ અસપ્રજ્ઞાત અવસ્થામા મે પોતે તો આ નહિ લખી માર્યું હોય! એક અગ્રેજ કવિએ પોતાના એક કાવ્ય પરથી રચાએલા પ્રતિકાવ્યને જોઈને ઉદ્ગાર કાઢ્યો કે, 'આની નીચે કર્તાનુ નામ ન હોત તો મને થાત કે દારૂ પીને નશામા મે આ લખી નાખ્યુ હશે.' પરતુ આ તાદાત્મ્ય એ સાચુ આત્મૈક્ય નથી-આભાસ માત્ર છે ઉત્તમ પ્રતિકાવ્યને પોતાની પૃથક્ આભા હોય છે એનુ પોતાનુ આગવુ વ્યક્તિત્વ હોય છે એટલે મૂળ કૃતિની સાથે જ વાચતા નહિ, પણ સ્વતંત્ર રીતે વાચતા પણ એ સરસ લાગવુ જોઈએ આમ ઉત્કૃષ્ટ કોટિના પ્રતિકાવ્ય બેવડી સિદ્ધિ સાધવાની છે મૂળ કાવ્યનુ વિડબન કરતા રહી, સ્વતત્ર રહી, રસનિષ્પત્તિ કરતા રહેવાની

